# હિંદુસ્થાનનો તથા ઈંગ્લંડનો પ્રશ્નોત્તરરૂપી ઇતિહાસ

( Specially meant for Standards VI & VII

---


By

**V. S. CHITALE**, B. A. ( *Hon.* )

*History Teacher, N. E. School, Poona.*

AND

**G. G. DAMALE**, B. A.

*English & History Teacher,*

*A. E. S. High School, Ahmednagar.*


---


First Edition

---

1930

# હિંદુસ્થાનનો તથા ઈંગ્લંડનો પ્રશ્નોત્તરરૂપી ઇતિહાસ

**( Specially meant for Standards VI & VII )**

---

BY

**V. S. CHITALE,** B. A. ( *Hon.* )
*History Teacher, N. E. School, Poona.*

AND

**G. G. DAMALE,** B. A.
*English & History Teacher,*
*A. E. S. High School, Ahmednagar.*

---

FIRST EDITION

1930

---

કીંમત રૂ. ૨-૦-૦

# INTRODUCTION

Encouraged by the rapid spread and extreme popularity of our Marathi book, which has run into three large editions, within a very short span of three years, we now venture to present this Gujarati edition for the benefit of such students as like to take the option of answering in Gujarati the History Questions, set at the S. L. C. Examination. It has been our common experience that the one great difficulty in the way of an average student in studying this vast field of history is the inability to discriminate between the essential and the non-essential. They know that all the points and questions touched in a text book are not equally important; but they cannot point out with confidence which are more important and which less. We have, therefore, written this book which should serve as a right guide and a true friend of the students.

The form of this book certainly appeals to the students most; but we have selected it not to help to foster the evil of cramming which is so very common. We would, therefore like our students to first study their text-books very carefully and then go through this book. A proper use of this book would give the students sound grasp of the subject and secure success at the Examinntion.

The questions in the book, on the whole, are meant as models and the authors have taken great pains in presenting lengthy yet complete answers. It would be advantageous for the students if they themselves frame similar parallel questions and answer them out of their own stock of know-

ledge. Such a method would certainly count much and engender in them a spirit of confidence.

We have to record our sincere thanks to the translators Mr. P. G. Muley B. A. and Mr. L. A. Pimplaskar B. A. of Baroda. We have also to thank Prof. M. R. Palande M. A. of M. T. B. Arts College, Surat, for the trouble that he has taken and for the useful help he has rendered us as regards the publication of this book.

In conclusion, we have only to add that we are conscious of the many shortcomings of the book. Friendly hints and useful suggestions from teachers and students are welcome.

Poona.
1st. Dec. 1930. } AUTHORS.

# CONTENTS

# પ્રાચીન હિંદુસ્થાન

**Q. 1. Write what you know about the primitive Aryans.**

ઉ:—આર્ય લોકોનું મૂળ વસ્તીસ્થાન ઉત્તર ધ્રુવ પાસે હતું કે એશિયા ખંડમાં આવેલા કૅસ્પિયન સમુદ્ર પાસે હતું એ વિષયે વિદ્વાનોમાં મતભેદ છે. પરંતુ હિંદુસ્થાનમાં આવતા પહેલાં તેઓ મધ્ય એશિયામાં અમુદરીઆ નદી પાસેના પ્રદેશમાં રહેતા હોવા જોઈએ એ વાત નક્કી છે. તેઓ ઇ. સ. પૂર્વે ૨૦૦૦ વરસના સુમારમાં હિંદુસ્થાનમાં આવેલા હોવા જોઇએ.

તેઓ ઘણા સુધરેલા હોઈ ગોરી ચામડીવાળા હતા. શરીરે ઉંચા અને કદાવર હતા અને તેમનું કપાળ વિશાળ અને નાક સીધુ હતું; તે વખતે તેઓમાં વર્ણવ્યવસ્થા ન હતી અને અનેક કુટુંબોનો તત્કાલીન સમાજ બનેલો હતો. કુટુંબના મુખ્ય પુરૂષની સત્તા કુટુંબના દરેક માણસ ઉપર ચાલતી. ઘણા કુટુંબોનો એક સંઘ થતો અને તે સંઘના નાયકની સત્તા રાજા જેવી ચાલતી.

ઢોર ઢાંખર એજ મુખ્ય સંપત્તિ ગણાતી. ઉદ્યોગ અને હુન્નરકળાની તેમને સહેજ સાજ માહિતી હતી, અને તેઓ ગામડામાં પોતાના ઘર બાંધીને રહેતા. ખેતી કરીને તે કુટુંબનું પોષણ કરતા. આર્ય શબ્દનો મૂળ અર્થ " ખેડુત " છે. તે સૂતર કાંતીને તેનું કાપડ વણુતા. કાપડ રંગવાની વિદ્યા તેઓ જાણુતા હતા અને સુથારનું કામ પણુ તે કરી શકતા. અનેક પ્રકારના અનાજ, દૂધ અને માંસ એ તેમનો મુખ્ય ખોરાક હતો. જો કે તે વખતના આર્યોનું ઉપજીવિકાનું મુખ્ય સાધન ખેતી હતું તો પણુ કુટુંબના બીજા માણસો ઢોરો લઈ જંગલમાં જતા અને ત્યાંથી ઘાસ અને બળતણુ લાવતા. તેઓ હાડકાં, પત્થર અને ધાતુના હથીઆર વાપરતાં. તીર, કામઠું અને તરવાર તેમનાં લડાયક મુખ્ય હથીઆરો હતાં. સોનું અને રૂપું આ બન્ને ધાતુઓનો ઉપયોગ તેઓ જાણુતા હોવા જોઇએ એવું જણાઈ આવે છે. કુદરતના અદ્‌ભુત, દિવ્ય અને શક્તિમાન પદાર્થોની તેઓ પૂજા કરતા; આકાશ, સૂર્ય, અગ્નિ, વાયુ, વિદ્યુત્ વગેરે શક્તિઓ પોતાના ઉપર

કોપે નહી તે સારૂ પ્રાચીન આર્યો પંચમહાભૂતોનું કાવ્યમય સ્તવન કરતા. આ ઉપરથી જણાઈ આવશે કે તેમના ધર્મ સંબંધી વિચારો ઘણા સાદા અને સરળ હતા.

મૂળ વસ્તીસ્થાનમાં આર્યોની સંખ્યા વધી પડવાથી પોષણના સાધનોની શોધમાં તેઓએ મૂળ વતન છોડયું. તેમની એક ટોળી પશ્ચિમ દિશાએ વળી ઇરાનમાં દાખલ થઇ, અને બીજી એક ટોળી દક્ષિણ દિશામાં હિંદુકુશ પર્વતની તળેટીમાં આવી વસી. કેટલોક સમય વીત્યા બાદ આ બીજી ટોળી ખૈબરઘાટના રસ્તે હિંદુસ્થાનમાં દાખલ થઇ અને સિંધુ નદીના બંને કિનારા ઉપર તેમણે વસાહત કરી. આ ટોળીને ઇન્ડો આર્યન કહે છે. આવીજ રીતે બીજી અનેક ટોળીઓ એક પછી એક હિંદુસ્થાનમાં દાખલ થઈ. આ નવા આવેલા લોકો પોતાને આર્ય કહેતા અને તેમના ઉપરથી આ દેશનું નામ "આર્યાવર્ત" પડયું. સિંધુ નદીને કાંઠે ઘણો સમય તેઓ રહ્યા તેથી તે નદી ઉપરથી તેમનું "હિંદુ" એવું પણ નામ પડયું અને તેમના રહેવાના સ્થાનને હિંદુસ્થાન એવી સંજ્ઞા પ્રાપ્ત થઈ.

**Q. 2. Describe the political and religious life of the Vedic Aryans.**

ઉઃ—આ દેશમાં નવી વસાહત કરવા આવેલા આર્યોને અહીંના મૂળ વતનીઓ સાથે ઘણા સમય સુધી લડવું પડયું. અનાર્યોને હરાવી આર્યોએ સિંધુ નદીના બન્ને કિનારા ઉપર અને પંજાબમાં વસવાટ કર્યો. આ વખતે તેમની સામાજિક સ્થિતિ સુવ્યવસ્થિત હતી. તેમનામાં કુટુંબની પદ્ધતિ પ્રચલિત હતી અને પ્રત્યેક કુટુંબના વડીલ માણસની આજ્ઞામાં બાકીના માણસો રહેતા અને કુટુંબોનો એક સંઘ થતો અને અનેક સંઘો મળી એક રાષ્ટ્ર બનતું. પ્રત્યેક સંઘનો નાયક હતો.

રાજકીય બાબતમાં પણ કૌટુંબિક પદ્ધતિનું અનુકરણ થયું અને તેથી પ્રત્યેક આર્ય વસાહતનો અગર રાષ્ટ્રનો રાજા કુટુંબના વડીલ માણસ જેવો ગણાવા લાગ્યો; લોકસંઘના મત પ્રમાણે રાજાની ચૂંટણી થતી. કેટલેક વખતે રાજાની નીમણુક તેના વંશમાં કાયમ કરવામાં આવતી. રાજા અનિયંત્રિત નહતો. રાજ્યકારભારમાં વારંવાર પ્રજાનો અભિપ્રાય જાણી તે પ્રમાણે રાજા વર્તતો.

જાતિભેદ નહોતો. વિદ્વાન ઋષિઓ પણ લગ્ન કરતા, ખેતીનો ધંધો કરતા અને વખત આવે લડાઈમાં પણ ભાગ લેતા. ઋષિઓ યજ્ઞયાગ કરતા અને ઇશ્વરનો મહિમા ગાતા અને તે ઉપર કાવ્ય રચતા વર્ણવ્યવસ્થા રુઢ થઈ હતી. યજ્ઞ અને પૂજન કરનારાનો વર્ગ, વેપાર ઉદ્યોગ અને ખેતી કરનારાઓનો વર્ગ, અને યુદ્ધના સમયમાં શૌર્યના કામ કરનારાઓનો વર્ગ, એવા સમાજના ત્રણ વર્ણ પડયા હતા. તેમનું નામ અનુક્રમે બ્રાહ્મણ, વૈશ્ય, અને ક્ષત્રિય એવાં પડયા. જરૂર પડે ત્રણે વર્ણોને લડવાનું કામ કરવું પડતું. ઢોર અને ગ્રામ્ય પશુ એજ મુખ્ય ધન ગણાતું અને ખેતી ઉપજીવિકાનું મુખ્ય સાધન હતું તોપણ તેઓને જુદા જુદા ઉદ્યોગ ધંધાનું જ્ઞાન હતું તેઓ સુંદર કાપડ વણી શકતા. પત્થરના ઘર બાંધી તેમાં રહેતા. લાકડાના અને જુદી જુદી ધાતુઓના વાસણો બનાવી શકતા. સોના અને ચાંદીના ઘરેણાં તેઓ પહેરતાં. પોલાદી બખ્તર અને ટોપી વાપરતા. તરવાર, ભાલો અને કુહાડો તેમનાં મુખ્ય લડાયક હથીઆરો હતા; અને આ હથીઆરો લોઢાના અથવા તાંબાના બનાવવામાં આવતા. ખેતી કરવામાં અને રથ ખેંચવાના કામમાં ઘોડાનો ઉપયોગ કરતા. રથમાં બેસી લડાઇમાં ભાગ લેતા અને પ્રવાસ કરતા. લશ્કરી રમત ગમત અને તંતુ વાદ્યો તેમનાં મનરંજનના સાધન હતાં. ઢોરોની ચોરી કરવી અને જુગાર રમવો એ ગુન્હા ગણુતા તોપણુ જુગાર રમવામાં આવતો. તેમનામાં સોનાના સિક્કાની વપરાશ હતી. સમુદ્રપ્રવાસ કરવાની છૂટ હતી. ઘઉં, બાજરી, દૂધ અને માખણ એ તેમનો મુખ્ય ખોરાક હતો. તેઓ માંસાહારને નિષિદ્ધ ગણુતા તોપણુ યજ્ઞમાં બળી આપવામાં આવેલા પશુનું માંસ પ્રસાદ તરીકે ગ્રહણુ કરતા. દારૂ પીવાને શાસ્ત્રની મનાઈ ન હતી. સોમરસનું તેઓ પાન કરતા.

સ્ત્રી પુરૂષનો દરજ્જો સમાજમાં સરખો ગણાતો. સ્ત્રીઓ પણુ વિદ્વાન હતી અને વેદના સૂત્રો રચી શકતી. બાળવિવાહની પદ્ધતિ ન હતી અને પુનર્વિવાહ કરવા છૂટ હતી. સતીનો રિવાજ ન હતો વર પસંદગી કરવામાં કુમારિકાને થોડી ઘણી છૂટ હતી. પ્રત્યેક સ્ત્રીએ લગ્ન કરવુંજ જોઇએ એવો ખાસ નિયમ ન હતો. પતિ પસંદ કરવામાં કુમારિકાને મા-બાપની અનુમતિ લેવી પડતી. આર્યો એકી વખતે અનેક પત્નીઓ સાથે

લગ્ન કરી શકતા. માબાપની મિલ્કતમાં અવિવાહિત સ્ત્રીને પણ ભાગ મળતો. તેઓ આકાશ, વરૂણ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વાયુ વગેરે કુદરતની શક્તિઓની પૂજા કરતા. પ્રત્યેક ઘરમાં હોમ હવન કરીને અગ્નિપૂજન કરવામાં આવતું. મૂર્તિપૂજા અને દેવળો તે વખતે ન હતા. સૂત્રો રચીને અને તે ગાઈને આર્યો દેવોને પ્રસન્ન કરતા અને દેવો પાસેથી સુખસંપત્તિ અને દીર્ઘ આયુષ્યની માંગણી કરતા. મોક્ષ અથવા નર્કની કલ્પના તેઓને ન હતી. તે વખતના આર્યોનો મુખ્ય ગ્રંથ ઋગ્વેદ છે. For Rigveda see question No. 3.

**Q. 3. Give in brief some account of the Vedas.**

ઉ:—ઋગ્વેદ, યજુર્વેદ, શામવેદ અને અથર્વવેદ એવા એકંદર ચાર વેદ છે. હિંદુઓ વેદોને અત્યંત પૂજ્ય ગણે છે અને તે ઈશ્વરપ્રેરિત છે એવું દરેક હિંદુ માને છે. પ્રાચીન ઋષિઓને વેદનું જ્ઞાન પ્રત્યક્ષ ઈશ્વર પાસેથી મળ્યું એવી માન્યતાથી વેદોને શ્રુતિ પણ કહે છે. ચારે વેદ એકજ કાળમાં લખાયેલા નથી અને તે એકજ સ્થળે રચવામાં આવ્યા નથી. ઋગવેદ સર્વ વેદોમાં અત્યંત પ્રાચીન છે.

(૧) **ઋગ્વેદ**:—આ વેદ અત્યંત પ્રાચીન હોઈ ઈ. સ. પૂર્વે ૧૪૦૦માં લખાયો છે એવું વિદ્વાનો માને છે. તેના સર્વ સૂત્રો એકજ વખતે લખાયેલા નથી. જુદાજુદા ઋષિઓએ અનેક સૂત્રો રચ્યાં અને પાછળથી તેમનું એકીકરણ કરવામાં આવ્યું અને તેનું નામ સંહિતા પડયું. અનેક સંહિતાઓ મળી ઋગવેદ ગ્રંથ નિર્માણ થયો. ઋગ્વેદમાં એકંદર ૧૦૧ સૂત્રો છે અને તેમંનો દશ મંડળમાં સમાવેશ કરવામાં આવ્યો છે. તેમાં અગ્નિ, વાયુ, આકાશ, સૂર્ય, પર્જન્ય, વર્ષા, વગેરે નિસર્ગ દેવતાઓની સ્તુતિ કરેલી છે. કેટલેક ઠેકાણે સર્વ વિશ્વનું નિયમન કરનાર એકજ શક્તિ છે એવી ભાવના પણ જોવામાં આવે છે. સૂત્રોમાં ઠેકઠેકાણે જે સ્થાનોનો ઉલ્લેખ આવેલો છે તે ઉપરથી જણાય છે કે આર્યો જ્યારે પંજાબમાં રહેતા હતા ત્યારે તેમણે ઋગ્વેદ ગ્રંથ નિર્માણ કર્યો.

(૨) યજુર્વેદઃ—યજુર્વેદ સંહિતા ઋગ્વેદ પછી ઘણા કાળે લખવામાં આવી હોવી જોઇએ. તેમાં જે જે સ્થળોનો ઉલ્લેખ આવે છે તે ઉપરથી માલમ પડે છે કે આર્યો એ બ્રહ્માવર્તમાં રહેતી વખતે આ સંહિતા રચી હશે. જ્યારથી આર્યો બ્રહ્માવર્તમાં રહેવા લાગ્યા ત્યારથી તેઓ યજ્ઞયાગ કરવા લાગ્યા. યજ્ઞયાગ કરવામાં ઉપયોગી થઈ પડે એવો ભાગ યજુર્વેદમાં ઘણા પ્રમાણમાં જોવામાં આવે છે. યજુર્વેદનો કેટલોક ભાગ નવો અને કેટલોક ઋગ્વેદમાંથી લીધેલો છે. યજુર્વેદના બે ભાગ છે. કૃષ્ણ સંહિતા, અને શુક્લ સંહિતા. યજુર્વેદનો અડધો ભાગ સૂત્રોના રૂપમાં અને બાકીનો ભાગ ગદ્યમાં છે.

(૩) શામવેદઃ—આ વેદના ઘણાખરા સૂત્રો ઋગ્વેદના છે. સોમ નામની વનસ્પતિનો રસ કાઢતી વખતે શામવેદનો ઉપયોગ કરવામાં આવતો. શામવેદની ઋચા ગાયનના સૂરમાં છે. ઐતિહાસિક દૃષ્ટિએ શામવેદ સંહિતાનો વિશેષ ઉપયોગ નથી.

(૪) અથર્વવેદઃ—ઋગ્વેદ પછી સેંકડો વરસો વીત્યા બાદ અથર્વવેદ સંહિતા રચવામાં આવી. અથર્વવેદના વીસ મંડળ હોઈ તેમાં આસરે ૭૫૦ સૂત્રો છે. તેમાં તંત્ર–મંત્ર અને જાદુ વગેરે સંબંધી ઘણી માહિતી આપેલી છે. આ કારણથી આ વેદ વિશેષ મહત્ત્વનો નથી.

**Q. 4. How discastes come to be formed in India ?**

ઉઃ—હિંદુસ્થાનમાં આવ્યા પછી આર્ય લોકોએ પોતાની મૂળની દેશોદેશ સ્થલાંતર કરવાની–ભટકવાની રીત છોડી દીધી અને તેઓ એકજ ઠેકાણે સ્થાયી રહેવા લાગ્યા. શરૂઆતમાં અસલના રહેવાસીઓ (અનાર્યો) સાથે અથડાઅથડી થતી. અનાર્યોનો પરાજય કર્યા પછી આર્યો પોતાને ઉચ્ચ અને જીતાયેલા અનાર્યોને નીચ ગણવા લાગ્યા. આ કારણથી આર્ય અને અનાર્ય એવા બે વર્ગ અથવા વર્ણ ઉત્પન્ન થયા અને તેઓ એકજ ઠેકાણે પણ અલગ અલગ રહેવા લાગ્યા. પંજાબમાં વસાહત કરી ત્યારથી આર્ય લોકો ખેતી કરીને પોતાનું ગુજરાન કરવા લાગ્યા. હળવે હળવે શ્રમ વિભાગના તત્ત્વને અનુસરી તેમનામાં અનેક ધંધા શરૂ થયા અને એવી રીતે તેમની અનેક જાતો બંધાઈ. અનાર્યો સાથે વારંવાર લડવાના પ્રસંગો

આવવાથી યુદ્ધશાસ્ત્રમાં નિપૂણ અને શૂર એવા આર્યો રાજન્ય અથવા ક્ષત્રિય તરીકે ઓળખાવા લાગ્યા. ઈશ્વરની આરાધના કરનારા, સૂત્રો રચનારા અને દેવતાઓને યજ્ઞયજન કરી પ્રસન્ન કરનારા વિદ્વાન આર્યોનો જુદો વર્ગ થયો. આ વર્ગને બ્રાહ્મણ એવું નામ આપવામાં આવ્યું. ખેતી અને ઉદ્યોગ વેપાર કરનારા આર્યો વૈશ્ય કહેવાયા. અસલના અનાર્યોને પણ સમાજમાં સ્થાન આપવામાં આવ્યું અને તેઓની શૂદ્રજાતિ બની. વૈદકાળમાં પહેલા ત્રણ વર્ણના લોકો પોતાનો વર્ણ બદલી શકતા પરંતુ શૂદ્રોને વર્ણાન્તર કરવાનો અધિકાર નહતો.

હળવે હળવે આર્ય લોકોનાં નાનાં નાનાં વ્યવસ્થિત રાજ્યો નિર્માણ થયાં. રાજાઓમાં યજ્ઞયાગ કરવાની પ્રવૃત્તિ વધી પડી અને ધાર્મિક વિધિઓનો વિસ્તાર વધી પડવાથી ધર્મશાસ્ત્ર નિષ્ણાત બ્રાહ્મણોને સમાજમાં ઉચ્ચ સ્થાન મળ્યું. વળી તેમની રહેણી શુદ્ધ અને પવિત્ર હોવાથી વર્ણશંકર અટકાવવા તેમણે બીજા વર્ણો સાથેનો રોટીબેટી વ્યવહાર બંધ કર્યો. આવી રીતે બ્રાહ્મણોની સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ જાત નિર્માણ થઈ.

જેમ જેમ રાજ્યનો વિસ્તાર વધતો ગયો તેમ તેમ યુદ્ધશાસ્ત્રમાં કુશળ એવા ક્ષત્રિઓની, રાજ્ય અને સમાજનું રક્ષણ કરવાની જવાબદારી વધી; અને તેઓને સમાજમાં બ્રાહ્મણોથી જરાક નીચું પણ એકંદરે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત થયું. સમાજમાં તેઓ માટે પૂજ્યભાવ અને આદર વધતો ગયો. બ્રાહ્મણો પ્રમાણે જ પોતાના વર્ણની શુદ્ધિ જાળવવા સારૂ ક્ષત્રિઓએ બીજા વર્ણો સાથે બેટીવ્યવહાર બંધ કર્યો અને એવી રીતે ક્ષત્રિઓની એક સ્વતંત્ર જાત બની. બીજા વર્ણના આર્યોએ પોતાની વૈશ્યવૃત્તિ કાયમ રાખી અને તેઓ પણ બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગોથી જુદા રહેવા લાગ્યા. આ કારણથી તેમની વૈશ્ય જાતિ બંધાઈ. આ ત્રણે વર્ગના લોકોએ અસલના અનાર્યો સાથે કાંઈપણ સંબંધ શરૂઆતથીજ રાખ્યો નહીં અને તેથી તેમની શૂદ્ર જાતિ નિર્માણ થઈ. જયારથી આર્ય અને અનાર્ય લોકો સમાજમાં એકત્ર અને એકસંપીથી રહેવા લાગ્યા ત્યારથી સર્વ સમાજની સેવા કરવાનું કામ તેમને સોંપવામાં આવ્યું.

શરૂઆતમાં ઉદ્યોગધંધાના ભિન્નત્વને લીધે જાતિભેદ ઉત્પન્ન થયો. પરંતુ પાછળથી જે વર્ણમાં કોઈપણ માણસ જન્મ્યો હોય તે ઉપરથી

તેની જાત ઠરાવવામાં આવવા લાગી. જુદી જુદી જાતિ સાથેનો વ્યવહાર ઓછો થતો ગયો અને વર્ણસંસ્કાર અને સ્પર્શાસ્પર્શના નિયમો વધવા લાગ્યા.

સેંકડો વરસો પછી વર્ણસંસ્કારના નિયમો કડક રીતે પાળવામાં આવ્યા નહીં. અને ઉચ્ચ વર્ણના પુરૂષો નીચ વર્ણની સ્ત્રીઓ સાથે લગ્ન કરવા લાગ્યા અને તેથી પણ બીજી ઘણી જાતો ઉત્પન્ન થઇ. આ નવી જાતોનું ભરણપોષણ થાય તે સારૂ સર્વ વર્ણના ગુરૂ એવા બ્રાહ્મણોએ દરેક જાત સારૂ જુદા જુદા ધંધા ઠરાવી આપ્યા અને એવી રીતે દરેક જાતનો ખાસ ધંધો મુકરર કરવામાં આવ્યો. માણસ જેવા પ્રકારનો ધંધો કરતો હોય તે ધંધા ઉપરથી તે માણસની જાત ઠરાવવામાં આવતી હતી. આવી રીતે સ્થાનભેદ, ભાષાભેદ, વર્ણસંકર, અને સ્થાનિક પરિસ્થિતિ વગેરે વગેરે કારણોથી પ્રાચીન હિંદુઓમાં હજારો જાત ઉત્પન્ન થઈ.

**Q. 5. Give an account of the civilization of the Epic times.**

ઉ:—વેદકાળમાં આર્યોએ ફક્ત પંજાબમાં વસાહત કરી હતી.

કેટલાક સમય પછી આર્યોની બીજી ટોળી ચિત્રઅસ્વાતના રસ્તે પંજાબમાં આવી. બીજી ટોળી સાથે પંજાબમાં પ્રથમ આવેલી આર્ય ટોળીની સાથે લડાઇ થઈ. તે વખતે કેટલાએક આર્યો પૂર્વ તરફ વળ્યા અને ગંગા અને યમૂના નદીને કાંઠે તેમણે વસાહત કરી. ત્યાં ન્હાના ન્હાના પરંતુ સુવ્યવસ્થિત રાજ્ય નિર્માણ થયાં. રાજસત્તાત્મક રાજ્યપદ્ધતિ શરૂ થઇ. પ્રજાનું રંજન કરી શકે તે રાજા એવી તે વખતની સમજ હતી. વર્ણાશ્રમ ધર્મનું રક્ષણ કરવા રાજાની જરૂરીઆત છે એવું સમજી લોકો રાજાને ઘણું માન આપતા અને તેને વિષ્ણુનો અવતાર ગણતા. કેટલીક વખતે રાજા લોકોની સભા બોલાવી તેમની સલાહ લેતો. તે વખતના ક્ષત્રિય રાજાઓ વેદ પ્રવિણ હતા. વિદ્યાને ઉત્તેજન આપવા માટે રાજાઓ વિદ્વાનોની સભા બોલાવી અનેક શાસ્ત્રોના વાદવિવાદ કરાવતા અને તેમને યોગ્યતાનુસાર દક્ષિણા આપી ઉત્તેજન આપતા. જમીનના ઉત્પન્નનો છઠ્ઠો ભાગ રાજાને આપવામાં આવતો. વિદ્વાન બ્રાહ્મણોને આ કર માફ હતો.

પ્રત્યેક ગામડાની સ્થાનિક વ્યવસ્થા જોવાનું કામ ગ્રામ્ય પંચાયતનું હતું. રાજા લોકોની સ્મૃતિ વચનાનુસાર ન્યાય આપતો અમર અપાવતો.

આ કાળમાં કુદરતી શક્તિની પુજા કરવાની વેદકાલીન પદ્ધતિ બંધ પડી તેને ઠેકાણે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, વગેરે દેવતાઓનું પૂજન દાખલ થયું. અને ઉપર લખેલા દેવોની મૂર્તિની પૂજા પ્રચારમાં આવી અને જ્યારે જ્યારે સાધુઓ ઉપર જુલમ થાય છે અને લોકો દુરાચારી બને છે ત્યારે ત્યારે સમાજની સ્થિતિ સુધારવા પરમેશ્વર અવતાર લે છે એવી કલ્પના સમાજમાં રૂઢ થઇ. દેહનો નાશ થયા પછી આત્મા એક શરીર છોડીને બીજા શરીરમાં પ્રવેશ કરે છે એવી પુનર્જન્મની કલ્પના આજ વખતે નીકળી; સમાજમાં ધર્મની દૃષ્ટિએ ગાયને પૂજ્ય સ્થાન મળ્યું.

યજ્ઞયાગોમાં દેવતાઓને પશુઓનું બલિદાન આપવામાં આવતું અને યજ્ઞો મોટા પ્રમાણમાં કરવામાં આવતા. અશ્વમેધ અને રાજસૂય યજ્ઞ આ બન્ને યજ્ઞો સર્વશ્રેષ્ઠ ગણાતા. પોતાનું ચક્રવર્તિપણું સાબિત કરવા માટે દરેક રાજા આ બે યજ્ઞો કરવાને હંમેશાં ઇચ્છા ધરાવતો.

દિવસે દિવસે અસલના ચાર વર્ણોને ઠેકાણે હજારો જાતો થઈ અને જાતિબંધનના નિયમો વધી પડવાથી કાળે કરીને હાલનો જાતિપ્રધાન હિંદુ સમાજ બંધાયો. સમાજમાં બ્રાહ્મણ વર્ગને શ્રેષ્ઠ ગણવામાં આવતો. બ્રાહ્મણો મધ માંસ વગેર આહાર નિષિદ્ધ ગણતા.

તે વખતના શાસ્ત્રકારોએ માનવીઓના મુખ્ય ચાર વિભાગ પાડ્યા હતા. બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્થાશ્રમ. પહેલા આશ્રમમાં દરેક વિદ્યાર્થીને ગુરૂને ઘેર રહી બાર વરસ સુધી વેદ અને ઈતર શાસ્ત્રોનો અભ્યાસ કરવો પડતો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ વર્ણના લોકોને વેદનો અભ્યાસ કરવાનો અધિકાર હતો. શિક્ષણ આપવાનું કામ બ્રાહ્મણોને સોંપવામાં આવ્યું અને તેમનું ભરણપોષણ થાય તે સારૂ રાજાઓએ કેટલીક જમીન તેમના સારૂ અલગ રાખી હતી. અગ્નિની પૂજા, અતિથિસત્કાર અને કુટુંબપોષણ વગેરે બીજા આશ્રમના મુખ્ય કર્તવ્યો હતા. વાનપ્રસ્થાશ્રમમાં અરણ્યમાં જઈ છેવટના આશ્રમને લાયક થવા માટે મનની એકાગ્રતા કરવી પડતી અને સંન્યાસ આશ્રમમાં સર્વ પરિત્યાગ કરીને ઇશ્વરચીંતન કરવામાં સર્વ વખત ગાળવો પડતો, અને ભિક્ષાવૃત્તિથી પોતાનો નિર્વાહ કરવો પડતો.

આ સમયે સ્ત્રીઓને પણ શિક્ષણ આપવામાં આવતું અને સમાજમાં તેઓનું યોગ્ય સન્માન જળવાતું. કેટલીક સ્ત્રીઓ વેદાધ્યયન, સંગીત અને તત્ત્વજ્ઞાનમાં અત્યંત નિષ્ણાત હતી. એકી વખતે અનેક સ્ત્રીઓ સાથે લગ્ન કરવાને છૂટ હતી. પતિવ્રતા સંબંધી અતિ ઉચ્ચ વિચારો ધરાવવામાં આવતા. સાધારણ રીતે સ્ત્રીઓનાં લગ્ન મોટી ઉમરે થતા. રાજાઓમાં સ્વયંવર પદ્ધતિથી વિવાહ કરવાનો રિવાજ હતો. સતી થવાનો રિવાજ બહુ જૂજ પ્રમાણમાં જોવામાં આવતો.

ધનુષ્ય અને બાણ મુખ્ય હથીઆર હતાં. યુદ્ધમાં પણ ધર્મ અને જાતિના નિયમો કડક રીતે પાળવામાં આવતા. વિષ પાએલાં બાણ વાપરવા નહીં, દૂતને મારી શકાય નહીં, નિઃશસ્ત્ર અને શરણે આવેલાઓનો બચાવ કરવો, સ્ત્રીઓ અને છોકરાંઓ પર હથીઆર ચલાવવું નહીં વગેરે નિયમો બન્ને પક્ષના લોકો પાળતા.

**Q. 6. Give an account of the literature produced in the Epic times.**

ઉ:—ઐતિહાસિક કાળમાં નીચે લખેલું સાહિત્ય નિર્માણ થયું.

(૧) યજુ, શામ અને અથર્વવેદ

(૨) બ્રાહ્મણગ્રંથ

(૩) આરણ્યક અને ઉપનિષદ્ ગ્રંથો

(૪) રામાયણ અને મહાભારત

(૧) વેદસંબંધી માહિતી માટે પ્રશ્ન ત્રીજો જુઓ.

(૨) (૩) બીજા અને ત્રીજા પ્રકારના ગ્રંથોની માહિતી માટે પ્રશ્ન ૩૪ જુઓ.

(૪) રામાયણ અને મહાભારત.

(અ) રામાયણનો કાવ્યગ્રંથ પ્રસિદ્ધ કવિ વાલ્મીકીએ રચ્યો. વાલ્મીકીએ સમગ્ર ગ્રંથ રચ્યો પરંતુ પાછળથી તેમાં થોડો ઉમેરો થયો. વાલ્મીકી રામાયણના શરૂઆતમાં ફક્ત પાંચ કાંડ હતા. પહેલું અને છેવટનું એવા બે કાંડ પાછળથી ઉમેરાયા એમ ઘણા માને છે. હાલના રામાયણમાં ૨૪૦૦૦ શ્લોક છે અને સાત કાંડમાં બધા શ્લોકો વિભાગાએલા છે. રામાયણ ઇ. સ. પૂર્વે ૧૪૦૦માં રચવામાં આવ્યું હશે એમ વિદ્વાનો માને છે.

(આ) પ્રથમ મહાભારતના કાવ્યગ્રંથનું ભારત એવું નામ હતું. પાછળથી જુદી જુદી વખતે તેમાં ઘણાં વધારા કરવામાં આવ્યા અને તે ગ્રંથનું નામ મહાભારત પડયું. મૂળ ભારતમાં આઠ હજાર શ્લોક હતા પણ હાલના મહાભારતમાં એક લાખ કરતાં વધારે સંખ્યા છે. મહાભારતના એકંદર અઢાર ભાગ અગર પર્વ પાડવામાં આવ્યા છે. શ્રીકૃષ્ણે અર્જુનને કહેલી શ્રીમદ્ભગવદ્ગીતા મહાભારતના ભિષ્મ પર્વમાં આવેલી છે. મહાભારતનો કાળ ઇ. સ. પૂર્વે ૧૨૦૦ હોવો જોઈએ.

**Q. 7. State how the Aryans spread all over India.**

ઉ:—વૈદિક કાળમાં આર્ય લોકોની વસ્તી ફક્ત સિંધુ નદીને કાંઠે અને પંજાબ પ્રાંતમાં થઈ હતી. આ પ્રદેશને બ્રહ્માવર્ત કહેતા. લોકવસ્તી જેમ જેમ વધી પડી તેમ તેમ આર્ય લોકો પૂર્વ અને દક્ષિણ તરફ આગળ વધ્યા. આર્ય લોકોની નવી નવી ટોળીઓ હિંદુસ્થાનમાં દાખલ થતી ગઇ અને તેમણે ગંગા અને યમુના નદીઓના કાંઠા ઉપરના પ્રદેશમાં અને દુઆબમાં વસાહતો કરી અને ત્યાં પણ કેટલાએક રાજ્ય સ્થાપન થયાં. હાલના દિલ્હી શહેરની પૂર્વમાં કુરુ વંશના ક્ષત્રિઓનું રાજ્ય હતું. જે પ્રદેશમાં હાલ આગ્રા અને અયોધ્યા આવેલા છે ત્યાં પંચાલ રજપુતોનું રાજ્ય હતું. કૌશામ્બી અને મથુરા રાજધાનીનાં શહેરો હતા. તેનાથી આગળ પૂર્વ દિશામાં કોશલવંશી ક્ષત્રિઓનું રાજ્ય હતું અને તે રાજ્યની અયોધ્યા રાજધાની હતી. ઉત્તર બિહારમાં વિદેહોનું રાજ્ય હતું અને દક્ષિણ બિહારમાં મગધનું પ્રબળ રાજ્ય હતું. આર્યોએ મધ્ય હિંદુસ્થાનમાં માળવા પ્રાંત જીત્યો હતો અને તે પ્રાંત અવન્તિ નામથી ઓળખાતો. અવન્તિના દક્ષિણમાં સૌરાષ્ટ્ર નામનું રાજ્ય હતું. ગુજરાતમાં નિષધ અને વિદર્ભ નામના બે પ્રબળ રાજ્ય હતા. આવી રીતે આર્યોએ સર્વ ઉત્તર હિંદુસ્થાન પોતાના તાબામાં લીધો હતો, અને તે સમગ્ર ભાગનું નામ આર્યાવર્ત એવું પડયું. સેંકડો વરસ વીત્યા બાદ આર્યોએ વિંધ્યાદ્રી પર્વત ઓળંગીને દક્ષિણ હિંદુસ્થાનમાં પ્રવેશ કર્યો ત્યાં આંધ્રનું અત્યંત પ્રબળ રાજ્ય હતું. છેક દક્ષિણમાં કૉમોરીનની ભૂશિર પાસે પાંડ્યનું રાજ્ય હતું

અને કોરોમંડળ કીનારા ઉપર ચોલનું રાજ્ય અને મલબાર કિનારા ઉપર ચેરનું રાજ્ય સ્થપાયું હતું. આ સર્વ ઠેકાણે આર્યોએ પોતાના ધર્મ, ભાષા, અને ઉચ્ચ સંસ્કૃતિની છાપ લોકો પર પાડી. દક્ષિણના દ્રાવીડ લોકો આર્ય સંસ્કૃતિના પૂર્ણ અનુયાયી થયા તોપણ તેમણે પોતાના દેવ, ભાષા, અને સંસ્કૃતિ ટકાવી રાખી. પંજાબ અને ગંગા યમુના નદીના કાંઠા ઉપરના પ્રદેશમાંથી આર્યોએ મૂળ વતનીઓને કાઢી મૂક્યા. તેથી તે સર્વ પ્રદેશ પૂર્ણ આર્યમય બની ગયો. હાલ ત્યાં જે લોકો વસે છે તે પ્રાચીન આર્યોના વંશજ છે. દક્ષિણ, તેમજ બિહાર અને બંગાળાના અસલના વતની સુધરેલા હોવાથી આર્ય લોકો તેમનો નાશ કરી શક્યા નહીં અને હળવે હળવે તે લોકો આર્ય લોકમાં ભળી ગયા અને તેવા પ્રદેશમાં મિશ્ર સંસ્કૃતિ થવા પામી. આવી રીતે આર્ય લોકો આખા હિંદુસ્થાનમાં પોતાનો પગપેસારો કરી શક્યા. ઇ. સ. પૂર્વે સાતમા સૈકામાં ઉત્તર હિંદુસ્થાનમાં આર્ય લોકોના અકંદર સોળ રાજ્યો હતા. અને તેમાં અવન્તિ, કોશલ અને મગધ એ ત્રણ મુખ્ય હતા. ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં મગધનું રાજ્ય ચક્રવર્તી થયું અને બાકીના રાજ્ય મગધ સામ્રાજ્યના માંડળિક બન્યા. ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં મગધના બીંબીસાર રાજાએ અયોધ્યા પ્રાંત જીત્યો. અજાતશત્રુ નામના રાજાએ બિહારનો વૈશાલી પ્રાંત જીતી હિમાલય પર્વતની તળેટી સુધીનો પ્રદેશ તાબે કર્યો મહાપદ્મ નામના શૂદ્ર સરદારે મગધના ક્ષત્રિય રાજ્યનો નાશ કરીને ત્યાં નંદવંશનું રાજ્ય સ્થાપ્યું. નંદવંશનો નાશ કરીને ચંદ્રગુપ્ત મૌર્યે, મૌર્ય રાજવંશની સ્થાપના કરી.

**Q. 8. Contrast the Vedic and Epic times.**

ઉ:—વૈદિકકાળ:—(૧) આર્ય લોકોની વસ્તી આ કાળમાં ફક્ત સિંધુ નદીને કાંઠે પંજાબમાં થઇ હતી.

(૨) તે વખતે લોકો આકાશ, વાયુ, અગ્નિ, ઉષા, વગેરે સર્ગની મુળ શક્તિની પૂજા કરતા.

(૩) વર્ણવ્યવસ્થા હતી, એટલે ફક્ત ચાર વર્ણ હતા. હાલનો જાતિ ભેદ તે વખતે નહતો.

(૪) રાજ્ય સ્થાપવાની અને રાજા થવાની કલ્પના તે વખતે નહતી; ન્હાની ન્હાની વસાહતો હતી અને લોકોએ ચુંટેલા અધિકારીઓ વસાહત ઉપર સત્તા ચલાવતા.

(૫) દરેક ઘેર અગ્નિપૂજન થતું અને અગ્નિને દૂધ, ઘી અને અનાજની આહૂતિ આપવામાં આવતી. યજ્ઞયાગ કરવાની પદ્ધતિ નહતી.

**રામાયણ મહાભારત કાળ (એપીક કાળ):**—(૧) આર્યોએ આ સમયમાં ગંગા અને યમુના નદીઓને કાંઠે વસાહત કરી હતી.

(૨) આખા જગતનું નિયમન કરનારી એકજ શક્તિ છે અને બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ એવા આદ્ય શક્તિના ત્રણ સ્વરૂપ છે. આ કલ્પનાને લીધે ઉપર લખેલા ત્રણે દેવતાઓની મૂર્તિ બનાવી અને તેનું પૂજન શરૂ થયું.

(૩) અસલના ચાર વર્ણને ઠેકાણે સમાજમાં પોતપોતાના ધંધાનુસાર અનેક જાતિ બંધાઇ.

(૪) ન્હાના ન્હાના સુવ્યવસ્થિત રાજ્ય નિર્માણ થયા અને રાજા વંશ પરંપરાથી નીમાવા લાગ્યો.

(૫) યજ્ઞયાગ કરવાની પદ્ધતિ સમાજમાં દાખલ થઈ અને તેમાં પશુઓને બલિદાન આપવાનો રિવાજ શરૂ થયો.

(૬) વૈદિક કાળમાં માંસાહાર લેવાની છૂટ હતી પરંતુ હવે માંસાહાર નિષિદ્ધ ઠરાવવામાં આવ્યો.

**Q. 9. What is meant by the Brahmanic age? Give an account of the literature of the period.**

ઉ:—ઈ. સ. પૂર્વે ૧૦૦૦થી ૩૦૦ સુધીના કાળને બ્રાહ્મણ કાળ કહે છે. આ કાળમાં આર્યોની બુદ્ધિમત્તાનો ઘણો ઉત્કર્ષ થયો અને તેમણે શાસ્ત્ર, સાહિત્ય, અને તત્ત્વજ્ઞાન વગેરે બાબતોમાં ઘણી પ્રગતિ કરી. સમાજની ઉત્તમ ઘટના આજ કાળમાં થઈ અને સૂત્રો પણ આજ કાળમાં રચાયાં. ઉત્તમ મિમાંસા અને પૂર્વ મિમાંસાના દર્શનગ્રંથો આજ કાળમાં લખવામાં આવ્યા. આ કારણથી બ્રાહ્મણ કાળને હિંદુ કાળ પણ કહે છે.

(૧) સૂત્રો:—વેદ અને તે પછીના ગ્રંથોનું વિસ્તૃત વિવેચન ધ્યાનમાં રાખવું ઘણું કઠણ થઈ પડયું અને તેમાં લખવાની કળાની માહિતી નહીં

હોવાથી આ અડચણ વિશેષ ભાસવા લાગી. આ કારણથી સૂત્રો રચવામાં આવ્યા અને તેમાં થોડા શબ્દોમાં પુષ્કળ અર્થ ગ્રંથિત કરવામાં આવ્યો છે. સૂત્રોના બે મૂખ્ય વિભાગ છે. શ્રોત સૂત્રો અને સ્માર્ત સૂત્રો. સ્માર્ત સૂત્રોના ગૃહ્યસૂત્ર અને ધર્મસૂત્ર એવા બે વિભાગ છે. યજ્ઞકર્મમાં લીન થએલા બ્રાહ્મણે યજ્ઞ કરતી વખતે કયા કયા આચાર પાળવા તે શ્રોત સૂત્રોમાં કહેલું છે. ગૃહ્યસૂત્રમાં પ્રાણીએ જન્મથી મરતાં સુધી જે જે વિધિ કરવી જોઇએ તેનું વર્ણન આપેલું છે. પુંસવન વિધિ, જાતકકર્મ, ઉપનયન, વિવાહ, અંતસંસ્કાર, વગેરે વિધિઓ તેમાં આવેલી છે. ધર્મ સૂત્રોમાં ન્યાય અને સમાજવ્યવસ્થા વિશેષતઃ આર્યોના રીતરિવાજ અને ધર્મશાસ્ત્ર સંબંધી માહિતી આપેલી છે.

(૨) વેદાઙ્ગ:—વેદાઙ્ગમાં વેદ સંબંધી સર્વ માહિતી છ ભાગમાં આપેલી છે. પ્રત્યેક ભાગને વેદાઙ્ગ કહે છે. શિક્ષા, કલ્પ, છંદસ, વ્યાકરણ, નિરુક્ત અને જ્યોતિષ એવા છ વેદના અંગો છે.

(૩) દર્શનગ્રંથો (Six Systems of Hindu Philosophy)

(અ) સાંખ્ય:—કપીલઋષિએ આ દર્શન રચ્યું. કપીલને ઉત્પત્તિ અને લય કરતા ઈશ્વરનું અસ્તિત્વ માન્ય નથી. એકંદર ૨૪ તત્ત્વો વિશ્વમાં છે અને તેમનું સ્વરૂપ જાણવાથીજ આત્માને ઉત્તમ ગતિ પ્રાપ્ત થઇ શકે એવું કપીલ મુનીનું કહેવું છે. વિશ્વની ઉત્પત્તિ પ્રકૃતિમાંથી થઇ એવું કપીલ કહે છે.

(આ) યોગ પદ્ધતિ:—પતઞ્જલિએ આ દર્શન રચ્યું. ઉત્પતિ, સ્થિતિ અને લય કરનાર ઇશ્વર છે એમ પતઞ્જલિનું માનવું છે અને પરબ્રહ્મમાં વિલીન થવા સારૂ પરમેશ્વરના સ્વરૂપનું ધ્યાન કરવા ચિત્તનો નિરોધ કરવો જોઇએ એવું પતઞ્જલિનું કહેવું છે અને ચિત્તવૃત્તિનો લય ઇશ્વરમાં કેવી રીતે કરવો તેનો માર્ગ પણ બતાવેલો છે.

(ઇ) વૈશેષિક:—કણાદ ઋષિએ આ પદ્ધતિ સ્થાપન કરી. તેનો સિદ્ધાંત કપીલના મતને અનુકૂલ છે; અનાદિ પરમાણુમાંથી જગતની ઉત્પત્તિ થઈ છે અને તેમાં કદી પણ ફેરફાર થતો નથી એમ કણાદઋષિ કહે છે.

(ઈ) ન્યાયપદ્ધતિ:—ગૌતમે આ દર્શન લખ્યું અને તેમાં તર્કપદ્ધતિ કેવા પ્રકારની હોવી જોઇએ તેની માહિતી આપેલી છે. ગૌતમ ઇશ્વરના

અસ્તિત્વમાં માને છે અને આત્માને પૂર્ણ જ્ઞાન થવાથી ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે એમ ગૌતમ કહે છે.

(૩) પૂર્વમિમાંસાઃ—જૈમીનીએ આ દર્શન રચ્યું. તેને કર્મમિમાંસા પણ કહે છે. વિવિધ વિધીઓ કેમ કરવી અને કેવી રીતે કરવી અને તેનું ફળ શું વગેરે વિવેચન પૂર્વમિમાંસામાં કરેલું છે.

(૭) ઉત્તરમિમાંસાઃ—બાદરાયણ ઋષિએ આ દર્શનશાસ્ત્ર રચ્યું અને તેને બ્રહ્મમિમાંસા પણ કહે છે. બ્રહ્મ શું છે અને તેમાંથી જગતની ઉત્પત્તિ કેવી રીતે થઈ અને નશ્વર જગત આખરે બ્રહ્મમાં કેવી રીતે વિલીન થવાનું છે વગેરે સર્વ બાબતોનું જ્ઞાન તેમાં છે. વળી તેમાં ઉપનિષદોના સૂત્રોના અર્થોનું સ્પષ્ટિકરણ વિસ્તારપૂર્વક કરેલું છે તેથી ઉત્તર મિમાંસાને વેદાંતમિમાંસા પણ કહે છે.

**Q. 10. Sketch briefly the life and teachings of Buddha.**

ઉઃ—ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં હિમાલય પર્વતની તળેટીમાં કપીલ વસ્તુ નામનું શહેર હતું. ત્યાં શુદ્ધોદન નામનો રાજા રાજ્ય કરતો હતો. આ રાજાને સિદ્ધાર્થ અથવા ગૌતમ નામનો પુત્ર હતો. ન્હાનપણથીજ ગૌતમને સંસારિક સુખ પ્રત્યે અણગમો હતો. માનવી જીવનના દુઃખદ પ્રસંગો જોઇને તેનુ અંતઃકરણ ધવાતું. એક દિવસે રસ્તામાં તેણે એક ઘરડો રોગગ્રસ્ત માણસ, અનેક દુઃખોથી પીડાતો ભિખારી અને સ્મશાનમાં લઈ જવામાં આવતું માણસનું મુડદું એવા ત્રણ બનાવો જોયા, અને તે જોઇ તેના અંતઃકરણમાં વૈરાગ્યની વૃત્તિ પેદા થઇ. તેજ રાત્રે પોતાની તરુણ પત્ની, એકનો એક સુંદર પુત્ર અને રાજ્યના સર્વ સુખ છોડીને ગૌતમ શાશ્વત સુખનો માર્ગ શોધી કાઢવા માટે એકલો જંગલમાં જતો રહ્યો. દેહનું દમન કર્યા સિવાય આત્માને શાન્તિ મળતી નથી એવો બે યોગીઓએ ગૌતમને ઉપદેશ કર્યો. તે ઉપરથી તેણે ૭ વર્ષ સુધી ઘોર તપશ્ચર્યા કરી. પરંતુ આ માર્ગથી પોતાને શાશ્વત સુખ મળી શકશે નહીં એવી તેની ખાત્રી થવાથી પરમેશ્વર મેળવવાનો ખરો માર્ગ કયો છે તે ઉપર વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં કરતાં એક દિવસે તેને સાક્ષાત્કાર થયો અને

શાશ્વત શાન્તિ કેવી રીતે મેળવવી તેનું જ્ઞાન પ્રાપ્ત થયું. ઈશ્વરી પ્રેરણાને લીધે તેને આવું જ્ઞાન પ્રાપ્ત થયું તેથી લોકો ગૌતમને બુદ્ધ અર્થાત જ્ઞાની કહેવા લાગ્યા. આવી રીતે ગૌતમને તેના આયુષ્યના છત્રીસ વરસે નિત્ય સુખ મેળવવાનો માર્ગ જડી આવ્યો. પછી તેણે પોતાના ધર્મનો પ્રચાર કરવાની શરૂઆત કરી. તેણે ૪૫ વરસ સુધી પોતાના ધર્મનો ઉપદેશ લોકોને કર્યો અને ઇ. સ પૂર્વે ૫૪૩માં બુદ્ધને નિર્વાણપદની એટલે મોક્ષની પ્રાપ્તિ થઈ.

આત્મોન્નતિ, વિશ્વબંધુત્વ. સત્યનિષ્ઠ, ભૂતદયા, અહિંસા, મનોનિગ્રહ, શુદ્ધાચરણ અને નિષ્કામ કર્મયોગ વગેરે વગેરે બુદ્ધ ધર્મના મુખ્ય ઉપદેશ હતા અને ઉપર લખેલા ધર્મોપદેશ પ્રમાણે આચરણ રાખવાથી મનુષ્યને નિર્વાણપદ જરૂર મળશે એવો બુદ્ધનો સિદ્ધાંત હતો. અને એવું ધર્માચરણ કરનારને વિવિધ જપ તપ અને હિંસાત્મક યજ્ઞયાગ કરવાની અને દેહદમન કરવાની કાંઈપણ જરૂર નથી એવું ગૌતમનું કહેવું હતું. બુદ્ધ ધર્મમાં જાતિભેદ નથી. માણુસ ગમે તે જાતિમાં ઉત્પન્ન થયો હોય તો પણ તે પોતાના પવિત્ર આચરણથી અને નિષ્કામ કર્મથી એકજ જન્મમાં મોક્ષ મેળવી શકે છે એવી તેણે લોકોને ખાત્રી કરી આપી. હિંદુ ધર્મનાં પુનર્જન્મ અને કર્મ માર્ગનાં તત્ત્વો તેને માન્ય હતા તેથી તેણે પોતાના ધર્મમાં આ બન્ને તત્ત્વો કાયમ રાખ્યા. પાછલા જન્મમાં કરેલા કર્મનું ફળ આ જન્મમાં મળે છે, જન્મ મરણના ફેરામાંથી મુક્તિ મેળવવી એજ માનવી જીવનનું ધ્યેય છે અને તે ધ્યેય પ્રાપ્ત કરવા માટે સદાચાર અને નીતિ પ્રમાણે વર્તવું જોઈએ એવો બુદ્ધ ધર્મનો મુખ્ય ઉપદેશ છે.

**Q. 11. Why did Hindu religion fall into disfavour of the people and made room for Buddhism.**

ઉઃ—બૌદ્ધ ધર્મનો ઉદય થતાં પૂર્વે હિંદુ ધર્મની સ્થિતિ અત્યંત અવનત થઈ હતી. જાતિબંધનો અત્યંત કડક થવાથી બ્રાહ્મણોનું વર્ચસ્વ વધી પડયું હતું. જે તે માણુસ જાતિના બંધનો પાળવા લાગવાથી વૈદિક કૃત્યો ફક્ત બ્રાહ્મણોના હસ્તે કરાવી લેવા પડતા તેથી સમાજમાં બ્રાહ્મણોનું મહત્ત્વ વધી પડયું. નીચલા વર્ગના લોકોને નવીન ધર્મની જરૂર ભાસવા

લાગી કારણ કે ઉદ્યોગી અને સુશિક્ષિત બ્રાહ્મણેતર હોવા છતાં તેમને સમાજમાં યોગ્યસ્થાન મળતું નહીં. તેજ પ્રમાણે ધર્મમાં વિપરિત આચાર અને અનેક વિધિ દાખલ થઈ હતી. મૂળ ધર્મમાંથી અનેક ધર્મપંથ નીકળવાથી ખરો ધર્મ કયો તેની લોકોને સમજ પડતી નહીં. જન્મમાં આવી અનેક કષ્ટ અને હાલ અપેષ્ટા વેઠીને મરી જવાનું છે એવા પ્રકારની ભાવના ફેલાવાથી લોકોમાં ધાર્મિક અનાસ્થા ઉત્પન્ન થઈ. જેણે તેણે મોક્ષ મેળવવા સ્વતંત્ર માર્ગ શોધી કાઢી તે પ્રમાણે પ્રયત્ન આદરવા, એવા વિચારો ફેલાવા લાગ્યા. વિશેષતઃ ઉપનિષદ્ વગેરે ગ્રંથોમાં બ્રાહ્મણોને મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું હતું અને દુઃખમય સંસારમાંથી મુક્તિ મેળવવા સંન્યાસ લેવાનો અધિકાર ફક્ત બ્રાહ્મણો માટે રાખવામાં આવ્યો હતો. એવા પ્રકારનો અધિકાર પોતાને પણ હોવો જોઈએ એવું ઈતર વર્ણના લોકોને ભાસવા લાગ્યું. આવા પ્રકારની પરિસ્થિતિને લીધે નવીન ધર્મપંથોનો ઉદય થવા પામ્યો.

**Q. 12. State the causes of the spread of Buddhism.**

ઉ:—( ૧ ) બુદ્ધ ધર્મના તત્ત્વો સાદા અને વ્યાપક હોવાથી ઘણા લોકોએ આ નવીન ધર્મની દીક્ષા લીધી. ( ૨ ) નિર્વાણ મેળવવાનો માર્ગ અત્યંત સહેલો અને વ્યવહારૂ હોવાથી હજારો લોકો બુદ્ધ ધર્મમાં દાખલ થયા. ( ૩ ) બુદ્ધ ધર્મમાં જાતિભેદ નહીં હોવાથી હિંદુ સમાજના નીચ વર્ણના શૂદ્ર અને મિશ્ર લોકોએ બુદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો. (૪) સર્વભૂત માત્ર પ્રત્યે દયા રાખવી અને સર્વ મનુષ્યોને ભાઈ તરીકે ગણવા એવો આ ધર્મનો બોધ હોવાથી અજ્ઞાની લોકોને અને હલકા વર્ણના લોકોને આ ધર્મ પસંદ પડયો અને તેઓ બુદ્ધના અનુયાયી થયા. (૫) મોક્ષ મેળવવા સારૂ યજ્ઞયાગ કરવાની જરૂર નથી અને સદાચાર અને નીતિ પ્રમાણે આચરણ રાખવાથી મોક્ષ મળી શકે છે એવો બુદ્ધનો ઉપદેશ હોવાથી આ ધર્મ ઘણોજ લોકપ્રિય થયો. અને આ ધર્મના અનુયાયીઓની સંખ્યા વધતી ગઈ. ( ૬ ) આ ધર્મના પ્રચારનું બીજુ મહત્ત્વનું કારણ એ હતું કે આ ધર્મને રાજાઓ તરફથી ઘણું સારૂં ઉત્તેજન અને રક્ષણ મળ્યું. અશોક

રાજાએ બુદ્ધ ધર્મનો પ્રચાર કરવા માટે અવિશ્રાન્ત પ્રયત્ન કર્યા. રાજાશ્રય મળવાથી બુદ્ધ ધર્મ સમાજમાં ઝડપથી ફેલાયો. (૭) હિંદુઓના ધાર્મિક ગ્રંથો સંસ્કૃત જેવી કઠણ ભાષામાં હોવાથી સામાન્ય લોકો હિંદુ ધર્મના ગ્રંથો વાંચી શકતા નહીં. બુદ્ધ ધર્મનો ઉપદેશ પાલી જેવી સહેલી ભાષામાં હોવાથી સામાન્ય લોકો આ ઉપદેશ સમજી શકતા. આ કારણથી પણ બુદ્ધ ધર્મનો પ્રચાર ઝડપથી થઈ શકયો.

**Q. 13. Give the circumstances in which Buddhism declined and made room for Brahmnism; how was the revived Brahmnism affected by some tenets of Buddhism?**

ઉ:—**બુદ્ધ ધર્મની પડતીનાં કારણો** (૧) બૌદ્ધ ભિક્ષુ ધનવાન આળસુ અને વિલાસી બન્યા હતા અને પોતાનું કર્તવ્ય કરતા નહિ. વિહારો અનીતિના ધામ થયા હતા અને ભિક્ષુઓના દુરાચરણને લીધે તેમના ઉપરથી લોકોની શ્રદ્ધા જતી રહી હતી અને બૌદ્ધધર્મી લોકો ફરીથી હિંદુ ધર્મમાં આવવા લાગ્યા. (૨) બુદ્ધનો ઉપદેશ લોકોના સ્મરણમાંથી જતો રહ્યો હતો અને જે વિચારોનો તેણે કદી પણ ઉપદેશ કર્યો નહતો એવા કેટલાએક વિચારો અને રિવાજો બુદ્ધ ધર્મમાં દાખલ થયા હતા; બુદ્ધના તેજસ્વી અને ઉચ્ચ ધાર્મિક તત્ત્વોનો લગભગ લોપ થયો હતો. (૩) બુદ્ધ ઉપદેશેલા દેવો અને નિર્વાણ વગેરે બાબતો ભિક્ષુના કાલ્પનિક તરંગો છે એવું સામાન્ય લોકોને ભાસવા લાગ્યું અને તે સંબંધી પ્રત્યક્ષ જ્ઞાન નહિ હોવાથી અને બુદ્ધ ધર્મનો વેદાન્ત ઉપદેશ લોકોને પસંદ નહીં પડવાથી લોકોની શ્રદ્ધા બુદ્ધ ધર્મ ઉપરથી ઉઠી ગઈ.(૪) સમાજમાં બ્રાહ્મણોનું વજન જરાપણ ઓછું થયું નહતું અને તેઓએ બુદ્ધ ધર્મ પ્રત્યે સતત વિરોધ ચાલુ રાખ્યો હતો. કુમારીલભટ્ટ અને શ્રીમદ્ શંકરાચાર્યે બૌદ્ધ ધર્મનું ખંડન કર્યું અને લોકોમાં વૈદિક વર્ણાશ્રમ ધર્મ પ્રત્યે આદર ઉત્પન્ન કર્યો અને બૌદ્ધ ધર્મના તત્ત્વોનું ખંડન કરીને સનાતન હિંદુ ધર્મનું મહત્ત્વ લોકોની નજરમાં આણ્યું (૫) વૈદિક ધર્માભિમાનીઓએ તીર્થયાત્રા, મહોત્સવ, મૂર્તિપૂજા, અહિંસા, સંન્યાસ વગેરે બૌદ્ધ તત્ત્વોનો સ્વીકાર કર્યો. આ કારણથી બૌદ્ધ ધર્મની

પડતી સહેલાઇથી થઈ શકી. (૬) રાજ્યાશ્રય તૂટી પડવાથી બૌદ્ધ ધર્મની પડતી જલદીથી થઈ શકી. અશોકના મરણ પછી ગુપ્ત વંશના રાજાઓએ બૌદ્ધ ધર્મનો ત્યાગ કરીને વૈદિક ધર્મ સ્વીકાર્યો તેથી બૌદ્ધ ધર્મ ટકી શક્યો નહીં. (૭) વળી ગુપ્ત વંશના રાજાઓના વખતમાં બૌદ્ધ લોકો ઉપર જુલમ થવા લાગ્યો અને પાંચમા અને છઠ્ઠા સૈકામાં હિંદુસ્થાનમાં નવા આવેલા લોકોએ વૈદિક ધર્મનો અંગિકાર કર્યો આવી રીતે બૌદ્ધધર્મી લોકોમાં કોઈ પણ વિશેષતા ન રહેવાને લીધે તે ધર્મનો દિવસે દિવસે લોપ થયો.

**બ્રાહ્મણ ધર્મ ઉપર છાપ:**—બ્રાહ્મણ ધર્મ ઉપર બુદ્ધ ધર્મની અનેક રીતે છાપ પડી. પોતાના ધર્મનો ઉત્કર્ષ થાય અને સામાન્ય લોકો પોતાના ધર્મમાં દાખલ થાય એ હેતુથી હિંદુ ધર્મીઓએ કેટલીક નવી બાબતો પોતાના ધર્મમાં દાખલ કરી. બ્રાહ્મણોએ અહિંસા અને સંન્યાસ—આ બન્ને બૌદ્ધ તત્ત્વોનો સ્વીકાર કર્યો. સામાન્ય જનસમૂહને મૂર્તિપૂજા ગમે છે એવું જાણીને બ્રાહ્મણોએ નિઃસર્ગ શક્તિની પૂજા કરવાની પદ્ધતિ છોડી દઈને. તેમણે વિષ્ણુ, શંકર, વગેરે દેવોના દેવળો બાંધ્યા અને તેમાં તે તે દેવોની પૂજા કરવાની પદ્ધતિ દાખલ કરી. તેજ પ્રમાણે અનેક ધાર્મિક મહોત્સવો શરૂ કરીને સામાન્ય જનસમૂહને પોતાના ધર્મ પ્રત્યે આકર્ષ્યા. તીર્થયાત્રા કરવા તરફ લોકોનું મન દોરાય છે એવું જોઈને તીર્થયાત્રા કરવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે એવી નવી કલ્પના લોકોના મનમાં ઉત્પન્ન કરી. બુદ્ધ વિષ્ણુનો નવમો અવતાર છે એવું કહીને તેમણે બુદ્ધ ધર્મનો વિનાશ કર્યો. અવતારની કલ્પના પણ નવી જ હતી એમ માનવાને હરકત નથી. આવી રીતે બૌદ્ધ ધર્મને લીધે હિંદુ ધર્મનું બાહ્ય સ્વરૂપ બદલાઈ ગયું અને તેમાં એક પ્રકારની નવીનતા આવી.

**Q. 14. Write a short note on the new Hinduism.**

ઉ. See the last para in Q. 13.

**Q. 15. Sketch very briefly the career of Mahavir and explain his teachings.**

ઉ:—જે સમયે ગૌતમ બુદ્ધ પોતાના ધર્મનો ઉપદેશ જનસમૂહને કરી રહ્યા હતા તેજ વખતે મગધ દેશમાં વર્ધમાન મહાવીર નામના એક

ધર્મવીર, જૈન ધર્મના તત્ત્વો લોકોને સમજાવી પોતાના જૈન ધર્મનો પ્રચાર કરતા હતા. સિદ્ધાર્થ ગૌતમ પ્રમાણે જ વર્ધમાન મહાવીર એક ક્ષત્રિય સરદારનો છોકરો હતો. તેનો જન્મ વૈશાલી નામના ગામમાં થયો હતો. પોતાની જીંદગીના ત્રીસમે વરસે મહાવીરે સંસારનો ત્યાગ કર્યો અને પાર્શ્વનાથ નામના ધર્મગુરૂનો શિષ્ય થયો; પરંતુ પાછળથી ગુરૂ શિષ્યના વિચારોમાં મતભેદ થવાથી મહાવીરે સ્વતંત્ર થવા ધર્મની સ્થાપના કરી. આ વખતે તે આસરે ચાળીસ વર્ષના હતા. તેણે પોતાના આયુષ્યના બાકીના ત્રીસ વરસ જૈન ધર્મનો ઉપદેશ લોકોને કરવામાં ગાળ્યો. પોતાના ધર્મનો પ્રચાર કરવા માટે તેમણે મઠ સ્થાપ્યા અને અનુયાયીઓની મદદથી જૈન ધર્મનો પ્રચાર કર્યો. મહાવીર પોતાને 'જીન' કહેવડાવતા તે ઉપરથી તેમના ધર્મનું નામ જૈન ધર્મ પડયું અને તેના અનુયાયીઓ જૈન કહેવાયા. જૈન ધર્મના બે પંથ છે. શ્વેતાંબર અને દિગંબર. મહાવીર સિત્તેર વર્ષની ઉંમરે મરણ પામ્યા.

[ જન્મ મરણના ચક્રમાંથી છુટી જવું એજ માનવી જીવનનું સાધ્ય છે એવું જાણીને દરેક માણસે પોતાના આત્માની શુદ્ધિ કરીને મોક્ષ મેળવવો જોઈએ. અને સર્વસંગ પરિત્યાગ કરીને તપશ્ચર્યા કરવાથી આત્મ-શુદ્ધિ થઈ શકે છે; શરીર, મન અને આત્માનું દમન કરવાથી નિર્વાણની પ્રાપ્તિ થાય છે. યજ્ઞપૂજન અને જપતપની નિર્વાણપદ મેળવવામાં સહેજ પણ આવશ્યકતા નથી. ફક્ત નિત્ય નિષ્કામ કર્મ કરવાથી મોક્ષ અથવા નિર્વાણની પ્રાપ્તિ થાય છે. પવિત્ર આચરણ, સત્ય, પાવિત્ર્ય, અહિંસા, પ્રમાણિકપણું અને નિષ્પાપ જીવન વગેરે વગેરે ધર્મોનું આચરણ કરવાથી આત્મશુદ્ધિ થાય છે અને ત્યારપછી નિર્વાણ સહેલાઈથી મળી શકે છે. જૈન ધર્મનો સામાન્ય ધર્મોપદેશ ઉપર પ્રમાણે છે.]

**Q. 16. Sketch briefly the life of Chandra-gupta Maurya and review his administration.**

ઉઃ—મૌર્ય વંશ સ્થાપનાર ચંદ્રગુપ્ત રાજા મગધના નંદવંશના મહાપદ્મરાજાનો દાસીપુત્ર હતો. ચંદ્રગુપ્ત અને નંદરાજા વચ્ચે અણબનાવ થવાથી ચંદ્રગુપ્ત હિંદુસ્થાનમાં આવેલા અલેકઝાંડરને મળી ગયો અને તેને મગધ દેશ ઉપર ચઢાઈ કરવાની સલાહ આપી; પરંતુ અલેકઝાંડરના લશ્કરે

આગળ વધવાની ના પાડવાથી તેને મગધ દેશ જીતવાનો વિચાર છોડી દેવો પડયો. ચંદ્રગુપ્ત શૂરો અને સાહસિક હોઈ તેણે પણ સરહદ ઉપરના કદાવર અને લડાયક જાતિના લોકોનું નમુનેદાર સૈન્ય ઉભું કર્યું હતું. તેનો મંત્રી પ્રસિદ્ધ કૌટિલ્ય અથવા આર્ય ચાણક્ય હતો. ચાણકયે કપટનીતિથી મગધમાં પ્રપંચ રચીને તે દેશમાં રાજ્યક્રાંતિ ઉત્પન્ન કરી. તેમાં મહાપદ્મરાજા માર્યો ગયો અને ચંદ્રગુપ્તને મગધનું રાજ્ય મળ્યું. તેની માનું નામ મુરાદેવી હોવાથી તેના વંશનું નામ મૌર્ય એવું પડયું. ચંદ્રગુપ્તે ગ્રીક લોકોને પંજાબમાંથી હાંકી કાઢયા અને તે પ્રાન્ત પોતાના રાજ્ય સાથે જોડી દીધો. પોતાની વિરૂદ્ધ ચળવળ કરનારા એક બળવાન સંઘનો તેણે નાશ કર્યો અને અનેક વિજય મેળવીને પોતાના રાજયનો વિસ્તાર હિમાલયથી તે નર્મદા સુધી અને પૂર્વમાં બંગાલના ઉપસાગરથી પશ્ચિમમાં અરબી સમુદ્ર સુધી કર્યો. ચંદ્રગુપ્ત હિંદુસ્થાનનો, ઐતિહાસિક દૃષ્ટિએ પહેલો સમ્રાટ કહી શકાય. પોતાનું મહાન કાર્ય તે તેના ચતુર પ્રધાન આર્ય ચાણકયની રાજનીતિને લીધે કરી શકયો. સીરીયાના સેલ્યુકસ નામના બળવાન રાજાએ સિંધુ નદી ઓળંગીને પંજાબ ઉપર ચઢાઈ કરી. ચંદ્રગુપ્તે સેલ્યુકસને હરાવ્યો અને કાબુલ કંદહાર અને બલુચિસ્તાન પોતાના રાજ્ય સાથે જોડી દીધા. સેલ્યુકસે ચંદ્રગુપ્તના દરબારમાં પોતાના તરફથી મેગેસ્થીનીઝ નામનો વકીલ રાખ્યો હતો અને આ વકીલે લખેલા ગ્રંથ ઉપરથી તે વખતની રાજકીય, સામાજિક અને ધાર્મિક વિશ્વસનીય માહિતી મળી શકે છે.

ચાણકયની સહાયતાથી ચંદ્રગુપ્તે રાજયની અવ્યવસ્થા દૂર કરી અને સુવ્યવસ્થિત રાજ્યઘટના સ્થાપન કરી. રાજસત્તા બળવાન અને એકતંત્રી હોવા છતાં જુલ્મો નહોતા; કારણ કે રાજ્યની આબાદી અને લોકકલ્યાણ તરફ ચંદ્રગુપ્તનું પુરેપુરૂં ધ્યાન હતું. પોતાના વિશાળ સામ્રાજ્યના તેણે પ્રાન્ત પાડ્યા હતા અને પ્રત્યેક પ્રાન્તમાં રાજવંશના કોઇપણ પુરુષની સુબા તરીકે નિમણુક કરી હતી. રાજ્યકારભાર સારી રીતે ચાલે તે સારૂ અનેક સ્વતંત્ર ખાતા રાખ્યાં હતાં અને પ્રત્યેક ખાતાની વ્યવસ્થા એકએક અધિકારીને સોંપી હતી.

(૧) **લશ્કરઃ**—ચંદ્રગુપ્ત પાસે ઉચ્ચ પ્રકારનું લશ્કર હરહંમેશ તૈયાર રહેતું. તે લશ્કરના ચાર વિભાગ હતા જેવા કે પાયદળ, ઘોડેસ્વાર, ગજદળ, રથીક સિપાઇ, અને પ્રત્યેક વિભાગની વ્યવસ્થા જોવાનું કામ સ્વતંત્ર મંડળને સોંપવામાં આવ્યું હતું. નૌકાસૈન્યની વ્યવસ્થા જોવાનું કામ બીજા એક મંડળને સોંપવામાં આવ્યું હતું.

(૨) **જાસુસી ખાતું:**—રાજ્યમાં બનતાં બનાવો અને ગુપ્ત કાર-સ્થાનોની માહિતી મેળવવા માટે અને શત્રુઓની ગુપ્ત વાર્તા જાણવા માટે આ ખાતાની યોજના થઈ હતી. યુદ્ધ વખતે આ જાસુસી ખાતાનો ઘણોજ ઉપયોગ થતો.

(૩) **વસુલાત ખાતું:**—રાજ્યનું વસુલ ભેગું કરવા માટે આ ખાતું રાખવામાં આવ્યું હતું. જમીન મહેસુલ એજ રાજ્યના ઉત્પન્નની મુખ્ય બાબત હતી. જમીનની ઉત્પન્નનો ચોથો ભાગ સરકારને આપવો પડે તો તેજ પ્રમાણે જકાત, પાણી, વેરો અને માદક પદાર્થ ઉપરના કરોમાંથી પણ ઘણુંજ ઉત્પન્ન આવતું.

(૪) **ન્યાયખાતું:**—ન્યાય નિષ્પક્ષપાતીપણાથી આપવામાં આવતો. રાજાનો નિકાલ છેવટનો ગણાતો. તે વખતે ન્હાના ન્હાના ગુના માટે પણ કડક શિક્ષા થતી.

(૫) **નહેર અને પાણીનાં બાંધકામો:**—ખેતીને નહેરો અને પાણીના સંચય કરવાના સાધનોની જરૂરિયાત હોવાથી અને ખેતીની વસુલાત રાજ્યના ઉત્પન્નની મુખ્ય બાબત હોવાથી નહેરો અને પાણીના બંધારા બાંધવાની વ્યવસ્થા જોવાનું કામ એક મંડળને કરવાનું હતું. આ મંડળના અધિકારીઓ નવી નહેરો ખોદાવતા, જૂની નહેરો દુરસ્ત કરાવતા, જમીન મહેસુલ ઉઘરાવતા અને ખેતી અને બાગાયત જમીનને પાણી પૂરૂં પાડતાં.

(૬) વહેપાર, પ્રવાસ વગેરે સગવડતાથી કરી શકાય તે સારૂ નવા રસ્તા બનાવવાનું કામ અને તે સારી સ્થિતિમાં રાખવાનું કામ એક બીજા ખાતાને સોંપાયું હતું. સામ્રાજ્યના જુદા જુદા ભાગોનો અંતર વ્યવહાર

સારી રીતે ચાલે, એને જરૂરી પ્રસંગે લશ્કરની હિલચાલ ઝડપથી કરી શકાય એ હેતુથી પણ આ ખાતું સ્થાપન કરવામાં આવ્યું હતું.

મોટા શહેરની સ્થાનિક વ્યવસ્થા નમુનેદાર હતી. ગામડાંઓ ઉપર ગ્રામ પંચાયતની હકુમત ચાલતી. પાટલીપુત્ર–રાજધાનીની વ્યવસ્થા રાખવા માટે છ મંડળો સ્થાપવામાં આવ્યા હતાં અને પ્રત્યેક મંડળમાં પાંચ સભાસદો હતા. આ મંડળોને શહેરનું આરોગ્ય, મીઠા પાણીનો સંચય, સહકારી મકાનોનું સમારકામ, બજારભાવ અને તોલમાપ મુકરર કરવાની વ્યવસ્થા, બંદરોની દેખરેખ અને દેવસ્થાનની તપાસણી વગેરે વગેરે કામ કરવાના હતા. પ્રત્યેક મંડળને નીચે લખ્યા પ્રમાણે કામ વ્હેંચી આપવામાં આવ્યાં હતાં.

(૧) ઉદ્યોગ, ધંધો અને હુન્નરકળાને ઉત્તેજન આપવું. મજુર અને કારીગરીના પગાર ઠરાવી આપવા અને માલમાં ભેળસેળ ન થાય તે જોવાનું કામ પહેલા મંડળને કરવું પડતું.

(૨) શહેરમાં રહેતાં પરદેશી લોકો ઉપર નજર રાખીને તેમની જરૂરિયાતો પુરી પાડવી અને તેમના જાનમાલનું રક્ષણ કરવું વગેરે કામો બીજા મંડળને સુપ્રત કરવામાં આવ્યા હતા.

(૩) જન્મ મરણની નોંધ રાખવાનું કામ અને રાજ્યની કુલ વસ્તીની ગણત્રી કરવાનું કામ કરવા એક સ્વતંત્રખાતું હતું.

(૪) વેપાર, જકાત, તોલમાપ અને વેચાણ ખરીદી ઉપર દેખરેખ રાખવા માટે એક સ્વતંત્ર મંડળ હતું.

(૫) પાકા માલના વેચાણ ઉપર દેખરેખ રાખવા માટે અને જકાત ઉઘરાવવા માટે એક સ્વતંત્ર મંડળ હતું.

ઉપર લખેલા વર્ણન ઉપરથી તે' વખતની રાજ્યવ્યવસ્થાની યોગ્ય કલ્પના આવી શકશે.

**Q. 17. What do you know of Ashoka? What means did he adopt for the spread of Buddhism?**

ઉ:—મગધ દેશનો પહેલો ચક્રવર્તિ રાજા ચંદ્રગુપ્ત મૌર્યનો પૌત્ર અશોક હતો. તે ઇ. સ. પૂર્વે ૨૭૩માં મગધની ગાદીએ આવ્યો.

તે વખતે મૌર્યવંશની સત્તા હિંદુસ્થાનમાં પ્રસરી હતી. ફક્ત પૂર્વમાં કલીંગદેશ સ્વતંત્ર હતો. અશોક તેના બાપના વખતમાં ઉજ્યન પ્રાંતનો સુબો હતો અને તેથી તેને રાજ્ય કારભાર કરવાનો ઘણો અનુભવ મળ્યો હતો. અશોકે કલીંગ દેશ ઉપર ચઢાઈ કરીને તે દેશ પોતાના રાજ્યમાં સામેલ કર્યો. આ યુદ્ધમાં થયેલા રક્તપાતને લીધે અશોકનું મન ઉદાસ અને વૈરાગ્યશીલ થયું. રાજ્યનો વિસ્તાર કરવાનું કામ છોડીને તેણે આયુષ્યનો છેવટનો બધો વખત રાજ્યમાં શાંતિ અને સુવ્યવસ્થા રાખવામાંજ ગાળ્યો. અશોક પ્રજાહિતદક્ષ, ધર્મનિષ્ઠ, અને લોકપ્રિય રાજા હતો. લોકોનું કલ્યાણ કરવા માટે તે સદા તત્પર રહેતો. જો કે તે દયાળુ હતો તો પણ તેણે પોતાના રાજ્યમાં સારો બંદોબસ્ત અને સુવ્યવસ્થિત રીતે કારભાર ચલાવ્યો. તેના વખતમાં સર્વ દેશમાં સુખશાન્તિ અને આબાદી જોવામાં આવતી હતી.

રાજ્ય કારભારની સગવડ ખાતર રાજ્યના પ્રાંત કરી તેણે પ્રત્યેક પ્રાંતમાં રાજવંશના માણસોને સુબા નીમ્યા હતા. પ્રત્યેક પ્રાંતના વિભાગ પાડીને ત્યાં પણ સ્વતંત્ર અધિકારી રાખ્યા હતા. લોકોને અદલ ઈન્સાફ મળે એવી ખબરદારી તેણે રાખી હતી. દેહાંત દંડની શિક્ષા તેણે બંધ કરી હતી. પોતે કરેલા હુકમ અને ધર્મની આજ્ઞા લોકો પાળે છે કે નહીં તે જોવા માટે તેણે અધિકારીઓ નીમ્યા હતા. તેણે જનસમૂહમાં શિક્ષણનો પ્રચાર સારી પેઠે કર્યો હતો. ધાર્મિક મઠોનો શાળાગૃહ તરીકે ઉપયોગ કરવામાં આવ્યો હતો. તે વખતે બંધાવેલા અને હજુ સુધી ટકેલા બુદ્ધ ધર્મના સ્તૂપો અને વિહારો જોવાથી ખાતરી થાય છે કે તે વખતના કળાકૌશલ્ય અને હુન્નરઉદ્યોગ ઉચ્ચ દરજ્જાના હતા. દેશમાં શાંતિ હોવાથી ખેતી અને વેપારની ઉન્નતિ વધતી જતી હતી.

કલીંગ દેશ ઉપરની સ્વારીમાં ઘણા માણસોનો સંહાર જોઈને તેનું મન ઉદ્વિગ્ન થયું અને શાન્તિ મેળવવા માટે તેણે અહિંસાત્મક અને શાન્તિ પ્રધાન બુદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો. આવી રીતે ચક્રવર્તી રાજાનો આશ્રય મળવાથી બૌદ્ધ ધર્મનો પ્રચાર આખી દુનીઆમાં થઈ શક્યો. અશોકે પોતાના આયુષ્યનો બાકી રહેલો કાળ બુદ્ધ ધર્મનો પ્રચાર કરવામાં ગાળ્યો.

તેણે શિકાર કરવાનું છોડી દીધું અને આખા રાજ્યમાં પશુવધ બંધ કરાવ્યો. રસ્તાઓની બંને બાજુએ ઝાડો રોપાવ્યા. પ્રવાસની સગવડ ખાતર કુવા ખોદાવ્યા અને ઠેકઠેકાણે ધર્મશાળા બંધાવી. ધર્મોપદેશ કરવા માટે વિહારો સ્થાપ્યા અને તેના નિભાવ માટે જમીન બાંધી આપી. અનાથ અને પાંગળાઓનું દુઃખ દૂર કરવા માટે દવાખાના બંધાવ્યા. ધર્મનો પ્રચાર કરવા માટે ગ્રીસ, ઇજીપ્ત, ચીન વગેરે દેશોમાં ધર્મપ્રચારકો મોકલ્યા અને થોડાજ વખતમાં તે દેશોમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો. ધર્મ પ્રચારકો તૈયાર કરવામાં બૌદ્ધ મઠોનો સારો ઉપયોગ થયો. તેણે પોતાના પુત્રો અને પુત્રીને બુદ્ધ ધર્મની દિક્ષા આપીને ધર્મપ્રચાર કરવા માટે સિલોન મોકલ્યા. બુદ્ધ ધર્મમાં દાખલ થયેલા દોષ કાઢી નાંખવા માટે તેણે વિદ્વાન ભિક્ષુઓની સભા બોલાવી અને તેમની સહાયતાથી શુદ્ધ અને મજબૂત પાયા ઉપર બુદ્ધ ધર્મની પુનર્રચના કરી.

તેણે ધર્મની મુખ્ય આજ્ઞાઓ પર્વતો ઉપર અને સ્તંભો ઉપર કોતરાવી. માતા પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવું, સત્ય ભાષણ, અહિંસા, ભૂતદયા, દાન, સદાચાર, પરોપકાર અને પરધર્મ સહિષ્ણુતા વગેરે વગેરે ઉપદેશ સ્તંભો ઉપર હજુ પણ જોવામાં આવે છે. હિંદુસ્થાનના જુદા જુદા ભાગમાં અશોકના શિલાલેખ અને સ્તૂપો જોવામાં આવે છે. પોતાનો ધર્મ સાચો છે એવી લોકોની ખાત્રી કરીને તે ધર્મનો પ્રચાર કરવો એના જેવો બીજો કોઈ પણ પરોપકાર નથી એવી અશોકની માન્યતા હતી. આ શિલાલેખો ઉપરથી અશોકનું ચરિત્ર જાણી શકાય છે. અશોક રાજાએ કોતરાવેલો એક લેખ જુનાગઢ પાસે આવેલા એક પ્રચંડ પત્થર ઉપર હજુ પણ જોવામાં આવે છે. તે ઉપરથી અશોકનો રાજ્યવિસ્તાર, રાજ્યપદ્ધતિ, દેશસ્થિતિ અને સમાજવ્યવસ્થા વગેરેની માહિતી મળી શકે છે. અશોકે બુદ્ધ ધર્મને આશ્રય આપ્યો અને તન, મન, ધનથી તે ધર્મનો પ્રચાર કરવાનો મહાન પ્રયાસ કર્યો. આ કારણથી જ દુનિયામાં બુદ્ધ ધર્મ, એ પ્રમુખ ધર્મ તરીકે ગણવામાં આવ્યો છે.

**Q. 18. Show that Ashoka was a great warrior and a wise administrator.**

ઉ:—See Q. 17.

**Q. 19. Show how India enjoyed the height of power and prosperity under the Mauryas.**

ઉ:—See Q. 20.

**Q. 20. Sketch the Social and political Condition of India under the Maurya.**

ઉ:—મૌર્ય રાજાઓના વખતમાં જો કે અનિયંત્રિત રાજ્યપદ્ધતિ હતી તોપણ એકંદરે જોતાં લોકો સુખી, સદાચારી, સંપન્ન, ઉદ્યોગી અને પ્રમાણિક હતા. સમાજની સામાન્ય સુધારણા ઉચ્ચ દરજ્જાની હતી. રાજાઓએ રાજ્યવ્યવસ્થા કરવા માટે રાજ્યના વિભાગ પાડ્યા હતા અને પ્રત્યેક વિભાગ પર એકેક સુબેદાર નીમવામાં આવતો. સુબેદાર ઘણું કરીને રાજવંશમાંથી જ નીમવામાં આવતો સુબેદારોના રાજ્ય કારભારનું નિરીક્ષણ કરવા કેટલીક વખતે સ્વતંત્ર અધિકારીઓ મોકલવામાં આવતા. શહેર અને નગરોમાં સ્થાનિક સ્વરાજ સંસ્થાઓ હતી. મૌર્ય રાજાઓ કેટલીક વખતે ધર્મની સભા બોલાવતા. વિશેષતઃ અશોક ચક્રવર્તી પોતાની ધર્મ આજ્ઞાઓ પ્રજાને શીખવવાને દર ત્રણ ચાર વર્ષે ધર્મસભા બોલાવતો. એકંદર રીતે જોતાં મૌર્ય રાજાઓ લોકકલ્યાણ તરફ વિશેષ ધ્યાન આપતા અને જાસુસો રાખી પ્રજાના આચાર વિચાર ઉપર દેખરેખ રાખતા. શિક્ષા કરવાનો પ્રસંગ કવચિતજ આવતો; પરંતુ તેવો પ્રસંગ આવે તો કડક શિક્ષા થતી. ન્યાય નિષ્પક્ષપાતીપણાથી અપાતો. નજીવા અપરાધો સારૂ પણ ભારે શિક્ષા કરવામાં આવતી. રાજાઓ એક બીજા સાથે લડતા હોય તોપણ પ્રજાને બીલકુલ ત્રાસ થતો નહીં અને તેઓ ખેતી અને ઈતર ઉદ્યોગ નિર્ભય રીતે ચલાવી શકતા. લોક સત્યવાદી હતા અને સ્ત્રીઓ સદાચરણી અને પતિવ્રતા હતી. નાણાં સંબંધી સર્વ વ્યવહાર હાલની માફક લેખી કરારથી નહીં પણ કેવળ શાબ્દિક વચન ઉપરજ થતો. સમાજમાં વિવિધ જાતિઓ હતી. જો કે બૌદ્ધ ધર્મને રાજાશ્રય મળ્યો હતો તોપણ દરેક માણસને ગમે તે ધર્મ પાળવાની છુટ હતી. શિલ્પકળામાં સારી પ્રગતિ થઈ હતી. મૌર્ય રાજાઓના મહેલો ભવ્ય હતા. તે વખતમાં ઉભા

કરેલા સ્તંભો અને કોતરેલા શિલાલેખો ઉપરથી મૌર્યકાળની શિલ્પકળાનું ભાન થાય છે.

સાહિત્યની બાબતમાં મૌર્ય રાજાના વખતમાં વિશેષ પ્રગતિ થઈ નહીં. સંસ્કૃત ભાષાને યોગ્ય માન મળ્યું હતું પ્રસિદ્ધ વૈયાકરણી પાનિનિ મૌર્યકાળમાં થયો એમ વિદ્વાનો માને છે. એકંદરે મૌર્ય રાજ્ય આબાદ સ્થિતિમાં હતું અને તેની પ્રબળ સત્તા ચોમેર જામેલી હતી. લોકો સંપન્ન, સદાચારી અને સુધારણા પ્રિય હતાં એવું ગ્રીક વકીલ મેગેસ્થિનીઝે પણ લખી મૂક્યું છે.

**Q. 21 What period is known as the Buddhist age? What were the features of that age?**

ઉ:—ઇ. સ. પૂર્વે ૫૦૦ સૈકાથી તે ગુપ્તરાજાના વખત સુધીના કાળને બૌદ્ધયુગ કહે છે. આ કાળમાં બુદ્ધ ધર્મની પ્રગતિ ચાલુ રહી હતી અને વૈદિક ધર્મનો હળવે હળવે લોપ થતો હતો; માટે આ કાળનું બૌદ્ધયુગ એવું નામ પડ્યું છે. આ સમયમાં વૈદિકધર્મ ઉપર બૌદ્ધધર્મ અને જૈન-ધર્મ તરફથી પ્રહારો થયા. ગૌતમબુદ્ધ અને વર્ધમાન મહાવીર આ બન્નેએ સ્થાપેલા ધાર્મિક પંથોના પ્રચારને લીધે અને બૌદ્ધધર્મને રાજાશ્રય મળવાથી હિંદુધર્મ ઉપર ભારે સંકટ આવ્યું તોપણ હિંદુધર્મનો નાશ થયો નહિ અને તે ધર્મના બ્રાહ્મણોનું સામાજિક વર્ચસ્વ જરાપણ ઓછું થયું નહિ. મૌર્ય રાજાઓએ બૌદ્ધધર્મને આશ્રય આપવાથી બૌદ્ધધર્મનો ઉત્કર્ષ થયો તોપણ વૈદિકધર્મનો લોપ થઇ શક્યો નહીં.

ધાર્મિક ક્રાન્તિની સાથેજ ભાષામાં પણ ક્રાન્તિ થઈ. સંસ્કૃત ભાષા અઘરી અને સામાન્ય જનસમૂહને દુર્બોધ હોવાથી પાલી ભાષાને મહત્ત્વનું સ્થાન મળ્યું અને તેથી બુદ્ધધર્મના ગ્રંથો અને અશોકના શિલાલેખો વગેરે પાલી ભાષામાં જ લખવામાં આવ્યા. તેજ પ્રમાણે આ કાળમાં અનેક સ્તૂપો અને વિહારો પર્વતોમાંથી કોતરી કાઢવામાં આવ્યા.

આ કાળમાં મૌર્ય રાજાઓનો અમલ ચાલુ રહ્યો હતો અને મેગેસ્થિ-નીઝના કહેવા પ્રમાણે "સર્વ દેશમાં શાન્તિ અને સુવ્યવસ્થા હતી. લોકો

ઉદ્યોગી, પ્રમાણિક અને અતિથિસત્કાર કરવાને તત્પર હતા. ગુનેગારને કડક શિક્ષા કરવામાં આવતી. ગુલામગીરીની પદ્ધતિ ન હતી. પુરૂષો સત્યપ્રિય અને શૂરા હોઈ સ્ત્રીઓ સુશીલ અને પતિવ્રતા હતી. દેશમાં અનેક લોકોપયોગી સંસ્થાઓ હતી. મોટા શહેરોની સ્થાનિક વ્યવસ્થા વખાણવા લાયક હતી. આસપાસ લડાઈઓ ચાલતી હોય તોપણ ખેડુતો પોતાનું કામ નિર્ભયતાથી કરી શકતા. પ્રત્યેક ગામડામાં ગ્રામ પંચાયતો હતી." ઉપલું વર્ણન જોતાં જણાઈ આવે છે કે મૌર્ય રાજાઓના વખતમાં લોકો સુખી અને આબાદ હતા. વર્ણાશ્રમ ધર્મનું સુયોગ્ય પાલન થતું. જાતિબંધનો કડક પાળવામાં આવતાં નહીં એવી માહિતી મળે છે. ખેડુતો પાસેથી જમીનના ઉત્પન્નનો છટ્ઠો ભાગ જમીન મહેસુલ તરીકે રાજાને મળતો.

આ કાળમાં સાહિત્યમાં વિશેષ પ્રગતિ થયેલી જોવામાં આવતી નથી, તોપણ મૌર્ય વંશના રાજાઓ વિદ્યાપ્રેમી હોઈ પંડિતોને સારૂં ઉત્તેજન આપતા. બુદ્ધયુગનો અત્યંત મહત્તાનો બનાવ એલેકઝાન્ડરે હિંદુસ્થાન ઉપર કરેલી સ્વારી છે. મૌર્યવંશની સ્થાપના પૂર્વે ઇ. સ. પૂર્વે ૩૨૬માં એલેકઝાન્ડરે હિંદુસ્થાન ઉપર સ્વારી કરી અને પંજાબના પુરૂ રાજાને હરાવ્યો. આ સ્વારીને લીધે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે પરસ્પર વ્યવહાર શરૂ થયો અને ગ્રીક લોકો ઉપર હિંદુ લોકોએ અનેક રીતે કાયમની છાપ પાડી.

**Q. 22. Who was Magasthenes ? Describe the condition of India as given by him under the Maurya King Chandra Gupta.**

ઉ:—મેગેસ્થિનીઝ હિંદુસ્થાનમાં આવેલો પહેલો ગ્રીક વકીલ હતો. સીરીઆના રાજા સેલ્યુકસે ચંદ્રગુપ્તના દરબારમાં તેને મૂકયો હતો. તે મગધના દરબારમાં છ વરસ સુધી હતો. તે વખતમાં તેણે અહીંની દેશસ્થિતિ, રાજ્યવ્યવસ્થા, વગેરે બાબતોનું સારૂં નિરીક્ષણ કર્યું અને વિવિધ માહિતીથી ભરેલો એક ઉત્તમ ગ્રંથ લખ્યો. જે મૂળ ગ્રંથ લખ્યો તે મૂળ ગ્રંથ આજે ઉપલબ્ધ નથી પરંતુ જુદા જુદા લેખકોએ તેના ગ્રંથમાંથી અનેક ઉતારા લીધા છે તે ઉપરથી ચંદ્રગુપ્તના વખતની ઘણી ઐતિહાસિક માહિતી મળી શકે છે.

( વિશેષ માહિતી માટે પ્રશ્ન ૧૬મો જુઓ. )

**Q. 23. Give a brief account of the main events from the death of Ashoka to the establishment of the Gupta dynasty.**

ઉ:—અશોક પછીના મૌર્ય રાજાઓ દુર્બળ અને નાલાયક નિવડવાથી મૌર્ય વંશનો અંત આવ્યો. પુષ્પમિત્ર નામના સરદારે છેવટના મૌર્ય રાજા બૃહદ્રથનું ખૂન કરી પોતે ગાદીએ બેઠો અને એની રીતે શુંગ વંશની સ્થાપના કરી. કલીંગ દેશના રાજાએ પુષ્પમિત્રનો પરાજય કર્યો અને પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું. પુષ્પમિત્રે કાબુલના મિનાંન્દર રાજાને હરાવ્યો. સિંધ અને કાઠીઆવાડ જીતીને પોતાના રાજ્યમાં જોડી દીધા. તેણે દક્ષિણના રાજાઓને હરાવ્યા અને પોતાનું ચક્રવર્તિત્વ સિદ્ધ કરવા અશ્વમેધ યજ્ઞ કર્યો. વસુદેવ નામના પ્રધાને શુંગ વંશના છેવટના રાજાને મારીને કણ્વ **વંશની** સ્થાપના કરી. કણ્વ વંશના સર્વ રાજાઓ નાલાયક નીવડવાથી આ વંશનો અંત આવ્યો. આંધ્ર વંશના પ્રબળ રાજાએ મગધ રાજ્ય જીતીને પોતાના રાજ્યમાં જોડી દીધું. આવી રીતે મગધના પ્રબળ સામ્રાજ્યનો નાશ થયો. અશોકના વખતમાં આંધ્ર દેશ મૌર્ય રાજાઓના તાબામાં હતો. પાછળથી ત્યાંના રાજાઓ પ્રબળ અને સ્વતંત્ર થયા. ઈ. સ. ૨૫૦ના સુમારમાં આંધ્ર વંશનો નાશ થયો. ઇ. સ. પૂર્વે ૧૬૫માં વાયવ્ય દિશાથી શક લોકો હિંદુસ્થાન પર ચઢી આવ્યા. તેમણે પંજાબમાંથી ગ્રીક લોકોની સત્તા નાબૂદ કરી અને સિંધ, ગુજરાત, માળવા વગેરે રાજ્યો જીત્યા. શક લોકે નીમેલા અધિકારીઓ ક્ષત્રપ કહેવાતા. માળવાના લોકોએ શકો વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યું અને તેમનો સંપૂર્ણ પરાજય કર્યો. ઇ. સ. પૂર્વે ૫૭માં **યૂચી લોકોની** ટોળી શક લોકો પર ચઢી આવી અને તેમણે શક લોકોનો પૂરેપૂરો વિનાશ કર્યો. યૂચી લોકોની પાંચ જાત હતી. તેમાં કુશાન નામની જાતિએ બાકીની બધી જાતિનું એકીકરણ કરીને બળવાન રાજ્ય સ્થાપ્યું. કુશાન રાજાઓમાં કનિષ્ક અત્યંત પ્રસિદ્ધ છે. તે પરાક્રમી અને સમૃદ્ધ હતો અને તેણે કાશ્મીર, પંજાબ વગેરે જીતીને નર્મદા નદી સુધીનો તમામ પ્રદેશ પોતાના રાજ્યમાં સામેલ કર્યો. કનિષ્ક બુદ્ધ ધર્મનો સંપૂર્ણ અનુયાયી હતો અને અશોક રાજાની માફક તેણે પણ ધર્મ

પ્રચારનું ઘણું કામ કર્યું. તેણે ધર્મ સંબંધી ચર્ચા કરવા અને ધર્મગ્રંથોના પ્રાકૃત અર્થ લખવા બૌદ્ધ પંડિતોની એક મોટી પરિષદ્ બોલાવી. કનિષ્ક પછીના રાજાઓ દુર્બળ નિપજવાથી કુશાન રાજ્યનો અંત થયો. (ઇ. સ. ૨૨૫). આ સમય પછીની ઐતિહાસિક માહિતી મળી શકતી નથી કારણ કે પ્રબળ મધ્યવર્તી સત્તાનો નાશ થવાથી આખા હિંદુસ્થાનમાં અંધાધુંધી અને અરાજકતા જામી હતી.

**Q. 24. Review briefly the administration of the kings of the Gupta dynasty.**

ઉ:—ઇસ્વી સનના ચોથા સૈકાના આરંભમાં પ્રબળ સાર્વભૌમ સત્તા નહિ હોવાથી હિંદુસ્થાનમાં બધે ઠેકાણે અવ્યવસ્થા અને અરાજકતા ફેલાઈ હતી. ઠેકઠેકાણે ન્હાના રાજ્યો આવેલાં હતાં પાટલીપુત્રમાં રાજ્ય કરનારા ચંદ્રગુપ્ત નામના રાજાએ નેપાળના લીચ્છવી લોકોની રાજપુત્રી સાથે લગ્ન કર્યું અને લીચ્છવી રાજાની મદદ વડે મગધમાં ગુપ્ત રાજવંશની સ્થાપના કરી. ઇ. સ. ૩૨૦માં તેણે મહારાજાધિરાજની પદવી ધારણ કરી. ચંદ્રગુપ્તે છ વરસમાં પોતાના રાજ્યનો વિસ્તાર પ્રયાગ સુધી કર્યો અને બિહાર અને અયોધ્યા પ્રાંત જીતી લીધા. ઇ. સ. ૩૩૦માં આ ગુપ્ત વંશનો પહેલો રાજા મરણ પામ્યો.

તેના મરણ પછી તેનો પુત્ર **સમુદ્રગુપ્ત** ગાદીએ આવ્યો. તેણે રાજ્ય-વિસ્તારનું કામ જારી રાખ્યું અને થોડાજ વખતમાં પંજાબ સિવાયના સર્વ ઉત્તર હિંદુસ્થાનમાં તેનો અમલ શરૂ થયો. ત્યારપછી તે દક્ષિણ હિંદુસ્થાનમાં ગયો. ત્યાંના રાજાઓએ સમુદ્રગુપ્તનું ચક્રવર્તીપણું કબૂલ રાખ્યું અને તેને પુષ્કળ દ્રવ્ય આપ્યું. સમુદ્રગુપ્તે દક્ષિણના જંગલોમાં રહેતા લોકોને હરાવ્યા અને મદ્રાસ પાસે આવેલા કાંચી શહેરના રાજાને જીત્યો. પશ્ચિમના પલ્લવ રાજાઓને તેણે હરાવ્યા અને મલબાર કિનારા ઉપરના ન્હાના રાજાઓ પાસેથી ખંડણી લીધી અને ખાનદેશના રસ્તે તે પાછો ફર્યો. સમુદ્રગુપ્તનું રાજ્ય હિમાલય પર્વતથી તે સતલજ, ચંબલ અને હુગલી નદીઓ સુધી આવેલું હતું. પોતાનું ચક્રવર્તીપણું જાહેર કરવા માટે તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો અને અથાગ દ્રવ્ય દાન-ધર્મમાં વાપર્યું. દક્ષિણ

દેશ બહુ દૂર હોવાથી ત્યાં તેની સત્તા કાયમ ટકી નહીં. તેણે સર્વ માંડલિક રાજાઓ ઉપર સારી છાપ બેસાડી હતી. સીલોનના મેઘવર્મન રાજાએ ઘણા નજરાણા સાથે પોતાનો વકીલ સમુદ્રગુપ્તના દરબારમાં મોકલી આપ્યો. મધ્ય એશીઆના કુશાન રાજાઓ પણ સમુદ્રગુપ્તને સારૂં માન આપતા.

**સમુદ્રગુપ્ત**—ઘણો બુદ્ધિવાન, કાર્યકુશળ અને દૂરદર્શી રાજા હતો. તે વિદ્વાન અને સંગીતનો શોખીન હતો. સંસ્કૃત સાહિત્ય તેને ઘણું પ્રિય હોવાથી સંસ્કૃત પંડિતોને તેના દરબારમાં ઉદાર આશ્રય મળતો. વિદ્વાન લોકોની સંગતમાં રહેવું તેને ઘણું ગમતું. કવિ, મુત્સદ્દી સંગીત-પ્રવિણ અને ઉત્તમ સેનાનાયક તરીકે તેની ખ્યાતિ છે. પોતાના લશ્કરી ગુણોને લીધે તેણે ઉત્તર અને દક્ષિણ હિંદુસ્થાન જીતીને મગધ દેશને પ્રથમની માફક આબાદ કર્યો. તેણે બ્રાહ્મણ ધર્મને આશ્રય આપ્યો અને તેથી હિંદુ ધર્મનો ફરીથી અભ્યુદય થઈ શક્યો. જોકે તે પોતે હિંદુ ધર્મ માનતો હતો તો પણ બુદ્ધ ધર્મના લોકો પર તેની સમદૃષ્ટિ હતી. ધર્મ સંબંધી જુલમ કોઈના પર કરતો નહિ તેણે પોતાના કારભારની સર્વ હકીકત અલાહાબાદ પાસેના એક સ્તૂપ પર કોતરી મૂકી છે.

સમુદ્રગુપ્તના મરણ પછી તેનો છોકરો ચંદ્રગુપ્ત ઇ. સ. ૩૭૫માં ગાદીએ આવ્યો. આ રાજા વિક્રમાદિત્ય નામથી પ્રસિદ્ધ છે. તે પણ તેના પિતા જેવો શૂરો અને કર્તવ્યવાન હતો. તેણે શક લોકોના પ્રબળ રાજા રુદ્રસિંહને હરાવ્યો અને માળવા, ગુજરાત અને કાઠીઆવાડ વગેરે સમૃદ્ધ દેશ પોતાના તાબામાં લીધાં. ખંભાત, ભરૂચ, વગેરે બંદરો દ્વારા પરદેશો સાથે મોટા પ્રમાણમાં વેપાર ચાલતો. ઉજ્જેન તે વખતે વિદ્યા અને સુધારણાનું મુખ્ય ધામ હતું. તેના વખતમાં ફાહીએન નામના ચીની પ્રવાસીએ હિંદુસ્થાનમાં પ્રવાસ કરીને હિંદુસ્થાનની તે વખતની એકંદર સ્થિતિનું વર્ણન લખી મૂક્યું *છે. લોકોની સુસ્થિતિ અને રાજાની સુવ્યવસ્થા જોઈને તે ઘણોજ ખુશી થયો. ચંદ્રગુપ્ત પછી કુમારગુપ્ત ગાદીએ આવ્યો અને ઇ. સ. ૪૧૩ થી ૪૧૫ સુધી રાજ્ય કર્યું. તેણે પણ અશ્વમેધ યજ્ઞ કર્યો. આજ વખતે હિંદુસ્થાન પર પરદેશીઓની સ્વારી

ફરીથી થવા લાગી. ઇ. સ. ૪૫૫માં સ્કંધગુપ્ત ગાદીએ આવ્યો. તેના વખતમાં હૂણ લોકોએ હિંદુસ્થાનમાં પ્રવેશ કર્યો. આ લોકો જંગલી અને ક્રૂર હતા. તેમના ઉપરાઉપરી થયેલા હુમલાને લીધે ગુપ્ત સામ્રાજ્યનો હળવે હળવે નાશ થયો. (ઇ. સ. ૪૮૦)

**Q. 25. Sketch the career of Samudragupta as a great Conqueror and as an administrator.**

ઉ:—See Q. 24.

**Q. 26. Why is the Gupta period called the Golden Age in the history of Ancient India?**

ઉ:—આ સમયમાં બ્રાહ્મણ ધર્મ અને સંસ્કૃત સાહિત્યનું પુનર્જીવન થયું. રાજાશ્રયના અભાવે બૌદ્ધ ધર્મની પડતી થઈ અને ગુપ્ત સમ્રાટોનો આશ્રય મળવાથી બ્રાહ્મણ ધર્મનો ફરીથી ઉદયકાળ આવ્યો અને લોકમત બ્રાહ્મણ ધર્મ તરફ દોરવાયો. સંસ્કૃત સાહિત્યનો વિકાસ થયો અને તેનો સાર્વત્રિક ઉપયોગ થવા લાગ્યો. આજ વખતે શ્રેષ્ઠ દરજ્જાનું સાહિત્ય નિર્માણ થયું. હિંદુ ધર્મના તત્ત્વો સહેલાઈથી સમજાવી શકે એવા પુરાણ ગ્રંથો લખવામાં આવ્યા. કવિશ્રેષ્ઠ કાળીદાસ આજ કાળમાં થયો. અને તેણે રઘુવંશ, શાકુંતલ વગેરે પ્રસિદ્ધ ગ્રંથ રચ્યા. ગુપ્ત રાજાઓને વિદ્યા અને સાહિત્યનો શોખ હોવાથી તેઓએ પોતાના દરબારમાં સંસ્કૃત પંડિતોને આશ્રય આપ્યો. શિલ્પશાસ્ત્ર, વૈદિકશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને જ્યોતિષ શાસ્ત્રનો અભ્યાસ શરૂ થયો. સુશ્રૂત નામના વૈદિક ગ્રંથ ઉપર નાગર્જુને ટીકાત્મક ગ્રંથ લખ્યો. આર્યભટ્ટે અને વરાહમિહર જ્યોતિષશાસ્ત્ર પર ગ્રંથ લખ્યા. શિલ્પકળા, નકશીકામ, ચિત્રકળા અને કોતરકામ વગેરે કળાઓનો સારો વિકાસ થયો હતો તે તે વખતના દેવળો, સ્તૂપો, અને વિહારો ઉપરથી જણાઈ આવે છે. વેરળ અને અંજટાની કોતરેલી ગુફાઓ જોઈને હજુ પણ મન ચકિત થાય છે. તે વખતના કારિગીરીના અને ચિત્રકળાના કામો પણ નમુનેદાર હતા. ધાતુના કલામય કામો, લોઢાના સ્તંભ અને બિહારમાં આવેલી બુદ્ધની સિત્તેર ફૂટ ઉંચી મૂર્તિ ઘણી જ જોવા લાયક છે.

લોકો સુખી અને પૈસેટકે સમૃદ્ધ હતા. ધર્મશાળા, અન્નક્ષેત્રો અને દવાખાના વારંવાર બાંધવામાં આવતા. ફાંસીની સજા કવચિત કરવામાં આવતી. પોતપોતાના ધર્મ પ્રમાણે વર્તવાની છૂટ સર્વને હતી. તે વખતના સમાજમાં અહિંસા અને ભૂતદયા, અત્યંત સુખ અને શાંતિ આપનારાં હતાં ખંભાત અને ભરૂચ બંદરેથી પરદેશ સાથે મોટા પ્રમાણમાં વેપાર ચાલુ હતો.

**Q. 27. Describe the moral and material condition of the people in the times of the Guptas.**

**or**

**'Gupta period is the period of Golden age.' Justify this remrak by referring to the state of relegion, literature, art and science in India during the Gupta period.**

ઉ:—See Q. 26.

**Q. 28. Sketch briefly the life of Harsha and mention his achievements?**

ઉ:—સાતમાં સૈકાના આરંભે ઉત્તર હિંદુસ્થાનના સર્વે રાજાઓમાં થાણેશ્વરનો રાજા પ્રભાકરવર્ધન પ્રબળ અને આગેવાન હતો. માળવા અને ગુજરાતના રાજાઓ તેને ખંડણી આપતા. ઇ. સ. ૬૦૫માં તેનો મોટો છોકરો રાજ્યવર્ધન ગાદીએ આવ્યો. માળવાના રાજા દેવગુપ્તે કનોજના રાજા ગૃહવર્મા ઉપર સ્વારી કરી તેને ઠાર માર્યો અને તેની સ્ત્રીનું હરણ કર્યું. કનોજનો રાજા, રાજ્યવર્ધનનો બનેવી હોવાથી રાજ્યવર્ધને માળવાના રાજા દેવગુપ્તને હરાવ્યો; પરંતુ શશાંક નામના રાજાએ રસ્તામાં રાજ્ય-વર્ધનને દગો કરી મારી નંખાવ્યો. આ કારણથી રાજ્યવર્ધનનો ન્હાનો ભાઈ હર્ષવર્ધન સોળમે વર્ષે થાણેશ્વરની ગાદીએ આવ્યો. તે બુદ્ધિવાન અને હિંમતવાન હતો અને આખા દેશમાં પોતાની સત્તા વધારવાની તેની પ્રબળ ઇચ્છા હતી. પોતાની બ્હેનને કેદમાંથી છોડાવી અને શિલાદિત્યની પદવી ધારણ કરી. થાણેશ્વરથી રાજ્યગાદી કનોજમાં સ્થાપી. પોતાનું

લશ્કર વધારીને તે દિગ્વિજય કરવા બહાર પડયો. આસામના રાજા પાસેથી તેણે ખંડણી ઉઘરાવી અને ૭ વરસમાં અનેક પ્રયત્નો કરીને તમામ ઉત્તર હિંદુસ્થાન પોતાના તાબામાં લીધું. ગુજરાત પ્રાંત જીતીને પંજાબ, સિંધ અને કાશ્મીરમાંથી ખંડણી ઉઘરાવી. પછી તેણે દક્ષિણ હિંદુસ્થાન તરફ પોતાની નજર વાળી. ત્યાં પુલકેશી નામનો પ્રબળ રાજા રાજ્ય કરતો હતો. હર્ષવર્ધન પુલકેશીને હરાવી શકયો નહિ. પોતાના ચક્રવર્તિત્વની નિશાની તરીકે તેણે પોતાના નામનો શક શરૂ કર્યો.

હર્ષવર્ધન પ્રાચીન હિંદુસ્થાનનો છેવટનો બળવાન ચક્રવર્તિ રાજા હતો. તેની બ્હેન રાજશ્રીએ બુદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો. હર્ષરાજાએ પણ છેવટે બુદ્ધ ધર્મની દિક્ષા લીધી. હુએનસંગ નામના પ્રસિદ્ધ ચીની પ્રવાસીએ હર્ષની રાજ્યવ્યવસ્થાનું સુંદર વર્ણન કર્યું છે. તેમાંનો થોડો ભાગ નીચે પ્રમાણે છેઃ—

"પોતાના રાજ્યનો વિસ્તાર કર્યા પછી હર્ષ રાજાએ પોતાનું સૈન્ય વધાર્યું. તેના લશ્કરમાં ૬૦,૦૦૦ હાથી અને ૧,૦૦,૦૦૦ પાયદળ હતું. આ લશ્કરની સહાયથી તેણે ત્રીસ વર્ષ પર્યંત શાન્તિથી રાજ્ય કર્યું. તે પોતાના કામો કરવામાં અત્યંત દક્ષ અને સાવધ રહેતો. તેનો રાજ્ય કારભાર, સરળ અને ન્યાયી હતો. સારા કામો કરવામાં તે એટલો બધો તત્પર હતો કે એવે વખતે ભૂખ અને ઉંઘની દરકાર કરતો નહીં. કોઈપણ પ્રકારની હિંસા કરનારને મોટો અપરાધી ગણી તેને કડક શિક્ષા કરતો અને હિંદુ વસ્તીવાળા પ્રદેશમાં માંસાહારની બંધી કરી. પ્રવાસીઓની સગવડ ખાતર તેણે પોતાના રાજ્યમાં ઠેકઠેકાણે ધર્મશાળા બંધાવી અને સત્ય અને ધર્મપ્રિય રાજાઓ સાથે મિત્રાચારી રાખી લોકસ્થિતિનું જાતે નિરીક્ષણ કરવા માટે વારંવાર તે રાજ્યમાં પ્રવાસે નીકળતો અને કોઈપણ ઠેકાણે વધારે સમય રહેતો નહિ. દિવસના ત્રણ ભાગમાંથી એક ભાગ રાજ્ય કારભારનાં કામો જોતો અને બાકીના ભાગમાં ધર્મનું આચરણ કરતો. પુષ્કળ શ્રમ વેઠતો તોપણ પોતાના સર્વકામ કરવાને તેને પૂરેપુરો સમય મળતો નહીં.

લોકોને અદલ ઇન્સાફ મળે છે કે નહીં તે જોવાને તેણે જુદા જુદા પ્રાંતોમાં પોતાના અધિકારીઓ નીમ્યા હતા. જો કે તેનું મન બુદ્ધધર્મ તરફ આકર્ષાતું હતું તોપણ તેને હિંદુ ધર્મ પ્રત્યે આદર અને પ્રેમ હતો. હર્ષ રાજા હિંદુ દેવોની પૂજા કરતો. પરોપકાર અને ધર્મપ્રચાર કરવામાં તેણે પોતાના આયુષ્યનો ઘણો કાળ ગાળ્યો. ધર્મના કારણથી તે કોઇના પર જુલમ કરતો નહીં. ધર્મની ચર્ચા કરવા માટે તેણે એક મોટી સભા બોલાવી હતી. આ દુનિયાની મોટાઈ અને સંપત્તિ વિષે તેને ઘણી દરકાર નહતી. દર પાંચમે વરસે તે પોતાનું બધું ધન મહાન ઉત્સવ કરીને વિદ્વાન અને ભક્તિમાન એવા બૌદ્ધ ભિક્ષૂ, બ્રાહ્મણ, સાધૂ અને જૈન પંડિતોને દાન કરતો. પોતે વિદ્યાપ્રેમી હોવાથી ઘણા વિદ્વાનોને તેણે આશ્રય આપ્યો. હર્ષ રાજાએ પોતે નાગાનંદ નામનું પ્રસિદ્ધ નાટક રચ્યું અને વ્યાકરણ-શાસ્ત્ર પર એક ગ્રંથ લખ્યો. તેણે કાદંબરીના કર્તા પ્રસિદ્ધ બાણભટ્ટને આશ્રય આપ્યો હતો.

**Q. 29. State the main events of the Pauranic age.**

ઉ:—(ગુપ્તવંશના ચંદ્રગુપ્ત વગેરે રાજાઓની હકીકત ૨૪મા પ્રશ્નમાં આપેલી છે તે જુઓ. પાંચમાં સૈકાના બીજા ભાગમાં મંગોલીયન જાતિની **શ્વેતહુણોની** ટોળીઓ મધ્ય એશીઆમાંથી હિંદુસ્થાનમાં દાખલ થવા લાગી અને હળવે હળવે તેમણે ગુપ્ત વંશના સામ્રાજ્યનો નાશ કર્યો. આ લોકો ક્રૂર, જંગલી અને કદરૂપા હતા. તોરમણ અને મીરગોહલ નામના હૂણોના નાયકોએ પંજાબ અને માળવા જીતી લીધા.

યશોધર્મ દેવ નામના માળવાના રાજપુત્ર બીજા રાજાઓની મદદ લઇને મુલતાન પાસે કારૂર આગળ હૂણોનો સંપૂર્ણ પરાજય કર્યો અને તેમની સત્તા નાબૂદ કરી. હૂણ જાતિના ઘણાખરા માણસો હિંદુધર્મ સ્વીકારી હિંદુ સમાજમાં મળી ગયા. ઇતિહાસમાં યશોધર્મદેવને વિક્રમાદિત્ય પણ કહે છે. દંતકથાનો વિક્રમાદિત્ય અને આ વિક્રમાદિત્ય એક જ કે જુદા હતા એ વિષે નક્કી કહી શકતા નથી. વિક્રમાદિત્ય વિદ્વાનોનો આશ્રય-દાતા હતો અને તે બુદ્ધિવાન, શૂર, ન્યાયી અને ધર્મશિલ હતો. તેણે

પરદેશીઓના હુમલા અટકાવ્યા અને હિંદુ ધર્મનો પ્રચાર ફરીથી ચાલુ કરવાને ઘણી મહેનત લીધી. તેના વખતમાં ઘણા વિદ્વાનો પ્રસિદ્ધિમાં આવ્યા. ઇ. સ. ૬૦૬થી ૬૪૮ સુધી પ્રસિદ્ધ ચક્રવર્તિ હર્ષવર્ધન રાજા થઈ ગયો. (See Q. 28.) ઇ. સ. ૭૦૭થી ૭૩૦માં યશોવર્મન નામનો પ્રસિદ્ધ રાજા થઈ ગયો. મહાકવિ ભવભૂતિને આ રાજાએ ઉદાર આશ્રય આપ્યો હતો. ઇ. સ. ૮૦૦થી ૧૦૦૦ સુધીની ઐતિહાસિક માહિતી મળી શકતી નથી. સર્વ ઠેકાણે ન્હાના ન્હાના રાજ્યો થયાં હતાં પણ પ્રબળ અને સર્વોપરિ રાજ્ય એક પણ ન હતું.

આ કાળમાં બ્રહ્મણ ધર્મ અને સંસ્કૃત ભાષાનો પૂર્ણ વિકાસ થયો. બૌદ્ધ ધર્મનો હિંદુસ્થાનમાંથી લોપ થયો અને હિંદુ ધર્મની મજબૂત પાયા ઉપર ફરીથી સ્થાપના થઈ. કુમારીલભટ્ટે અને શંકરાચાર્યે વર્ણાશ્રમના પાયા પર વૈદિક ધર્મની સ્થાપના કરી. [See Q. 31] આ સમયમાં હિંદુધર્મના મુખ્ય આધારભૂત પુરાણ ગ્રંથો રચાયા. અઢાર પુરાણો છે અને તેમાં જુદા જુદા દેવતાઓની કથા કહેવામાં આવી છે. પર્વત અને નદીઓને પણ દેવતા માનીને તેમના સંબંધી વાર્તાઓ પુરાણોમાં લખેલી છે. પુરાણોમાં ધર્મ અને વ્યવહારનું વર્ણન આવ્યું છે. પ્રત્યેક પુરાણમાં એક દેવતાને સર્વશ્રેષ્ઠ ગણવામાં આવ્યો છે; પુરાણોએ શિવ અને વિષ્ણુની ઉપાસના લોકોમાં શરૂ કરી અને તેઓને બુદ્ધ ધર્મથી પરાંઙગમુખ કર્યા. મૂર્તિપૂજા, તીર્થયાત્રા અને ધાર્મિક મ્હોત્સવો વગેરે બૌદ્ધ ધર્મના તત્ત્વો હિંદુ ધર્મને વળગી રહ્યા. આ સમયમાં તીર્થક્ષેત્રોનું મહત્ત્વ વધ્યું અને પ્રયાગ, કાશી, હરદ્વાર વગેરે વગેરે સ્થાન પ્રસિદ્ધિમાં આવ્યા.

માળવાનો વિક્રમાદિત્ય અને કનોજનો હર્ષવર્ધન, બન્ને વિદ્યાપ્રેમી હોવાથી બન્નેએ વિદ્વાનોને આશ્રય આપ્યો. આ સમયમાં ઉત્તમ નાટકો અને કાવ્યો રચાયાં. હર્ષવર્ધનનું રત્નાવલી નામનું નાટક, બાણની કાદંબરી અને કાળીદાસનું શાકુંતલ ઘણા પ્રસિદ્ધ છે. વરાહમિહાર, અને બ્રહ્મગુપ્ત વગેરે જ્યોતિષ શાસ્ત્રવેત્તાઓ આ વખતે થયા. ભવભૂતિ, દંડી, માઘ, ભર્તૃહરિ વગેરે ગ્રંથકારો આજ સમયમાં હતા. શિલ્પકળા અને કળાકૌશલ્યના કામો વખાણવા લાયક થતા. ઓરીસામાં આવેલું ભૂવનેશ્વરીનું

દેવળ અને પૂરીનું જગન્નાથનું દેવળ જોઈને મન વિસ્મિત થાય છે. બીજી બાબતોમાં પણ ઘણી પ્રગતિ થઈ હતી. તે સમયે આ દેશ વૈદિક, શસ્ત્રક્રિયા, અને ગણિતશાસ્ત્ર વગેરે બાબતોમાં ઘણો આગળ વધ્યો હતો. હિંદુ લોકોની, સંખ્યા લખવાની પદ્ધતિ અને દશાંશ પદ્ધતિ ઉપરથી તેમનું ગણિતનું જ્ઞાન જણાઈ આવે છે.

**Q. 30. How did Brahmanism gradually succeed in swallowing Buddhism? What lasting marks were left on it during that process?**

ઉ:—See Q. No. 13.

**Q. 31. Describe the condition of India as described by Fa-Hian and Hieun-Sang.**

ઉ:—See Q. Nos. 34, 28 and 24.

**Q. 32. Describe the age of the renaissance of the Sanskrit literature.**

ઉ:—See 4th and 5th paras of Q. 26.

**Q. 33. Review briefly the career and work of Shankeracharya.**

ઉ:—શ્રીમદ્ શંકરાચાર્યનો જન્મ મલબાર પ્રાંતમાં કાલિંદી શહેરમાં નંબુદ્રી જાતિના બ્રાહ્મણ કુળમાં ઇ. સ. ૭૮૮માં થયો. તેમની બાલ્યાવસ્થામાં જ તેમના પિતા ગુજરી જવાથી તેમનું શિક્ષણ માતાની દેખરેખ નીચે થયું. ન્હાનપણથી જ તેમની બુદ્ધિ પ્રગલ્ભ અને પરિપકવ હતી. તેમનું સાધ્ય જુદું હોવાથી માતાએ કરેલી લગ્ન કરવાની સૂચનાઓ તેમણે માન્ય રાખી નહીં, અને સંન્યાસની દિક્ષા લેવાને માતાની સંમતિ મહાકષ્ટે મેળવી. ગોવિંદાચાર્ય નામના ગુરૂનો ઉપદેશ લીધો. અને તેમની પાસેથી સંન્યાસ દિક્ષા લીધી. પછી વેદાન્તશાસ્ત્રનો અભ્યાસ કર્યો. કાશીના પંડિતોને વાદ-વિવાદમાં હરાવ્યા અને આસામ, ઉજ્જૈન, કાશ્મીર, વગેરે પ્રસિદ્ધ સ્થાનોમાં જઈ શાસ્ત્રો સંબંધી વાદવિવાદ કરીને વિજયપત્ર મેળવ્યાં. પોતાના પંથનો પ્રચાર કરવા માટે તેઓ આખા હિંદુસ્થાનમાં ફર્યા. શત્રુઓને પણ વાદ-

વિવાદમાં હરાવી સંન્યાસની દિક્ષા આપી. પછી હિમાલય, બદ્રીકેદાર તરફ નીકળી ગયા અને બત્રીસ વર્ષની ઉમ્મરે સમાધિસ્થ થયા.

શંકરાચાર્ય હાલના સનાતન હિંદુ ધર્મના આદ્ય પ્રવર્તક હતા. તેમણે હિંદુ ધર્મ ઉપર આવેલો બુદ્ધ ધર્મનો હુમલો અટકાવ્યો. હિંદુ સમાજની ફરીથી પુનર્રચના કરી અને નવા તત્ત્વજ્ઞાનનો પ્રચાર કર્યો. લોકોમાં વેદ-નિષ્ઠા ફરીથી જાગૃત કરી બૌદ્ધ મતનું ખંડન કરીને વર્ણાશ્રમ ધર્મનું મહત્ત્વ લોકોને સિદ્ધ કરી બતાવ્યું, અને તેમનામાં વર્ણાશ્રમ ધર્મ પ્રત્યે આદર ઉત્પન્ન કર્યો. સંન્યાસ અને હિંસા આ બન્ને મત તરફ લોકોનું વલણ એવું જોઈને તેમણે પણ સનાતન હિંદુ ધર્મમાં આ બન્ને તત્ત્વો દાખલ કર્યા. પોતાના આ શાંકરમતનો પ્રચાર કરવા ચારે દિશામાં ચાર મઠ સ્થાપ્યા અને ધર્મોપદેશ કરવાનું કામ આ મઠના આચાર્યને સોંપવામાં આવ્યું શ્રૃંગેરીનો મઠ ચારે મઠોમાં શ્રેષ્ઠ ગણાય છે. શ્રીમદ્ શંકરાચાર્ય બૌદ્ધ ધર્મ હિંદુસ્થાનમાંથી નિર્મૂળ કરવાનું કામ યશસ્વી રીતે કરી શકયા. તેમણે કરેલા આ અપૂર્વ કાર્યમાં લોકોએ તેમને જગત્‌ગુરૂની પદવી આપી.

**Q. 34. Write notes on:—**

**(૧) અલેકઝેન્ડર**

ઉ:—આ વીર પુરૂષ મેસીડોનના ફીલીપ રાજાનો છોકરો હતો. આખી દુનીઆ જીતવાની તેની મહત્ત્વાકાંક્ષા હતી. ડાર્ડેનલ્સની સામુદ્રધૂની ઓળંગીને તેણે ઈરાન જીત્યું અને ખૈબરઘાટના રસ્તે ઇ. સ. પૂર્વે ૩૨૬માં સિંધુ નદી ઓળંગી પંજાબમાં દાખલ થયો. રાવળપીંડી પાસે આવેલા તક્ષશીલા નગરના રાજાએ સિકંદરને મદદ કરી. આગળ વધીને તેણે ચીનાબ અને જેલમ નદીઓ વચ્ચેના પ્રદેશ ઉપર રાજ્ય કરનારા પુરૂ નામના પ્રબળ રાજાને હરાવ્યો. અંદર અંદર કુસંપ હોવાથી હિંદુસ્થાનના રાજાઓ એકત્ર થયા નહીં અને એલેકઝેન્ડરને અટકાવી શકયા નહિ. પુરૂ રાજાનાં શૌર્ય અને હિંમત જોઈને એલેકઝેન્ડરે તેનુ રાજ્ય તેને પાછું આપ્યું. મગધ દેશના નંદરાજા ઉપર ચઢાઈ કરવાનો તેનો વિચાર હતો. પરંતુ તેના લશ્કરે આગળ વધવાની ના પાડવાથી એલેકઝેન્ડરને પાછું ફરવું પડયું. સ્વદેશ પાછા ફરતાં એલેકઝેન્ડરે પંજાબ પ્રાંતમાં પોતાના અધિકારીઓ નીમ્યા અને એક મજબુત લશ્કર રાખ્યું. પંજાબમાં તેણે કેટલાંએક નવા

શહેરો વસાવ્યાં. પોતાના જન્મદેશ જતી વખતે રસ્તામાં તેને અને તેના લશ્કરને અનેક મુશીબતો વેઠવી પડી. બત્રીસ વર્ષની ઉમ્મરે ઇ. સ. પૂર્વે ૩૨૩માં આ વીરપુરૂષ બેબીલોન શહેરમાં મરણ પામ્યો. તેની સ્વારીને લીધે પૂર્વ અને પશ્ચિમમાં આવેલા દેશો વચ્ચે વેપારી સંબંધ અને વિચાર વિનિયમ શરૂ થયો. હિંદુ તત્ત્વજ્ઞાન અને હિંદુ ધર્મની છાપ ગ્રીક લોકો ઉપર પડી. હિંદુઓ પણ ગ્રીક લોકો પાસેથી કેટલીએક વિદ્યા શીખ્યા.

**(૨) અશોકના શિલાલેખ:**—(Edicts of Ashoka).

**ઉ:**—ચક્રવર્તિ અશોકે બુદ્ધ ધર્મનો પ્રચાર કરવા માટે જેવી રીતે ધર્મ પ્રચારકોની યોજના કરી હતી તેજ પ્રમાણે દેશમાં બુદ્ધ ધર્મનો પાયો મજબુત કરવા માટે બુદ્ધ ધર્મના મુખ્ય તત્ત્વો અને ઉપદેશ ખડકો ઉપર અને શિલાસ્તંભો ઉપર કોતરાવ્યા. હિંદુસ્થાનમાં જુદે જુદે ઠેકાણે અશોકના શિલાલેખો નજરે પડે છે અને આ લેખો ઉપરથી અશોકના વખતની ઘણી ઉપયોગી ઐતિહાસિક માહિતી મળે છે અને અશોકના ધર્મ વિચારો અને તેણે કરેલા કાર્યનું જ્ઞાન આપણને થાય છે. ખડકો ઉપર કોતરાવેલા ચૌદ શિલાલેખ આજ સુધી જોવામાં આવ્યા છે અને સ્તંભો ઉપર કોતરાવેલા આઠ શિલાલેખ નજરે પડ્યા છે. આ શિલાલેખ પાલી ભાષામાં લખ્યા છે. વળી આ લેખો ઉપરથી આપણને જણાય છે કે ધર્મનો પ્રચાર કરવા માટે તેણે ગ્રીસ, ઇજિપ્ત, સીરીઆ, ચીન વગેરે ઠેકાણે બૌદ્ધ પંડિતો અથવા ભિક્ષુકો મોકલ્યા હતા. માતાપિતાની આજ્ઞા પાળવી, સત્ય ભાષણ, અહિંસા, ભૂત દયા, પરોપકાર, દાન, સદાચાર અને પરધર્મ સહિષ્ણુતા વગેરે બૌદ્ધ ધર્મનો ઉપદેશ એક લેખમાં જોવામાં આવે છે. આ લેખો ઉપરથી અશોકનો રાજ્ય વિસ્તાર, તેની રાજ્ય વ્યવસ્થા અને એકંદર દેશસ્થિતિની માહિતી મળી શકે છે. આ લેખો એટલે અશોકનું આત્મચરિત્ર જ કહી શકાય.

**(૩) ઋગ્વેદ:**—See Q. No. 3.

**(૪) ચાતુર્વર્ણ્ય અને જાતીભેદ:**—See Q. No. 4.

**(૫) મેગેસ્થિનીઝ:**—See Q. Nos. 22 & 16

(૬) ફાહીએન

ઉ:—આ ચીની બૌદ્ધ યાત્રિક ગુપ્તવંશના બીજા ચંદ્રગુપ્તના વખતમાં હિંદુસ્થાનમાં આવ્યો હતો. આ દેશમાં આવવાનો તેનો હેતુ બૌદ્ધ ધર્મના મુખ્ય ધામોમાં જઈ ત્યાંના ધર્મગ્રંથોની મૂળ નકલોનો અભ્યાસ કરવાનો હતો. અહીં આવતાં રસ્તામાં તેને અનેક સંકટો વેઠવાં પડયાં. ઇ. સ. ૪૦૧ થી ૪૧૦ સુધી તેણે સર્વ મુખ્ય શહેરો જોયા અને પોતાના પ્રવાસની હકીકત લખી. આ યાત્રિક ધર્મશીલ અને સાત્વિક વૃત્તિનો હોવાથી અને ધર્મ વિચારમાં મગ્ન રહેવાથી તેના ગ્રંથમાં સામાજિક અને રાજકીય બાબતોનું વર્ણન ઘણું થોડું જોવામાં આવે છે. તોપણ તેણે લખી રાખેલી બાતમી ઘણી ઉપયોગી છે. અહીંની દેશસ્થિતિ જોઇ તે ઘણો ખુશી થયો. તેના પુસ્તકમાં લખેલું છે કે તે વખતે લોકો સુખી અને સમૃદ્ધ હતા. શિક્ષા સૌમ્ય પ્રકારની હતી, ધાર્મિક જુલમ થતો નહીં, બ્રાહ્મણ ધર્મનો ફરીથી ઉત્કર્ષ થતો હતો અને બૌદ્ધ ધર્મ પણ ચાલુ હતો. ચોર ડાકુઓનો ભય ઘણો ઓછો હતો. મોટા મોટા શહેરો અને બંદરો વેપારને લીધે આબાદ સ્થિતિમાં હતા. ગરીબ લોકોને માટે ધર્મશાળા અને દવાખાના ઉઘાડવામાં આવ્યા હતા અને રાજપુરૂષો તરફથી વિદ્વાનોને ઉદાર આશ્રય મળતો.

(૭) હ્યુએનત્સંગ

ઉ:—આ વિદ્વાન ચીની યાત્રાળુ હર્ષવર્ધનના વખતમાં એટલે ઇ. સ. ૬૩૦માં હિંદુસ્થાનમાં આવ્યો હતો. તે ઘણો બુદ્ધિવાન અને ધર્મશિલ હતો. મૂળ ધર્મગ્રંથોનો અભ્યાસ કરવાનો તેનો હેતુ હતો. આખા હિંદુસ્થાનમાં ફરીને પોતાના પ્રવાસની હકીકત તેણે લખી રાખી છે. તેના ગ્રંથમાં હર્ષ રાજા સંબંધી વિસ્તૃત અને વિશ્વસનિય માહિતી મળે છે. હર્ષરાજાના સમાગમમાં તે આવ્યો હતો. રાજ્યકારભાર એક અને સુવ્યવસ્થિત હતો. રાજા પ્રજા હિતદક્ષ હોઈ તે રાજ્યના તમામ ખાતા ઉપર પોતાની ખાસ દેખરેખ રાખતો. ગુનેગારોને કડક શિક્ષા કરવામાં આવતી હતી. બૌદ્ધધર્મ તેમજ પ્રાચીન હિંદુધર્મ બન્ને સરખા પ્રમાણમાં ચાલુ હતા તોપણ બૌદ્ધધર્મની હળવે હળવે પડતી થતી હતી હિંદુઓ અને બૌદ્ધધર્મિઓ સલાહસંપથી રહેતા. પ્રજા સંતુષ્ટ અને આબાદ હતી. કનોજ અને મથુરા આ બન્ને શહેરો આબાદ સ્થિતિમાં

હતા. કનોજમાં બુદ્ધ ધર્મના સો વિહાર અને હિન્દુના બસો દેવાલય હતા. આ યાત્રિક સંસ્કૃતનો અભ્યાસ કરવા માટે નાલંદના મઠમાં પાંચ વર્ષ રહ્યો હતો. આ ઠેકાણે અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરવા માટે હજારો વિદ્યાર્થીઓ આવતા એવું તેણે લખી મૂકયું છે. ધાર્મિક પ્રશ્નોની ચર્ચા કરવા સારૂ હર્ષ રાજાએ બોલાવેલી ધર્મ પરિષદ્‌માં આ ચીની વિદ્વાન હાજર હતો. આ મહોત્સવ ૭૫ દિવસ સુધી ચાલ્યો. તે વખતે સર્વ માંડલિક રાજાઓ, બ્રાહ્મણો, ઉપાધ્યાય અને બૌદ્ધ ભિક્ષુઓ હાજર હતા. હર્ષ રાજાએ તે પ્રસંગે પોતાની સર્વ સંપત્તિ પક્ષપાત કર્યા સિવાય બ્રાહ્મણ, બુદ્ધ અને જૈનોને આપી દીધી. દર પાંચ વરસે આવો સમારંભ કરીને હર્ષરાજા પોતાના સર્વ ધનનું દાન કરતો એવું વર્ણન આ ગ્રંથમાં કરેલું છે. જ્યારે તે પોતાના સ્વદેશ ચીન તરફ જવા નીકળ્યો ત્યારે હર્ષરાજાએ સરહદ સુધી તેને પહોંચાડવાની ઉત્તમ વ્યવસ્થા કરી હતી.

(૮) હૂણલોક:—See Q. No. 29.

(૯) બ્રાહ્મણ અને ઉપનિષદ ગ્રંથો:—

ઉ:—બ્રાહ્મણ ગ્રંથ વેદના જ ભાગ છે. યજ્ઞયાગનું મહત્ત્વ અને વિસ્તાર વધાવાથી ઉપાધ્યાયની સંખ્યા, અધિકાર અને કામ વધવા લાગ્યા. આ ગ્રંથમાં યજ્ઞકર્મ સંબંધી યાજ્ઞિકોની અને વિદ્વાનોની ધાર્મિક ચર્ચા અને તે સંબંધી વિવેચન આવેલું છે. યજ્ઞના સંસ્કાર અને તેની વિધિ શા સારૂ અને કેવી રીતે કરવી જોઈએ અને ઋત્વિજ, અધ્વર્યુ. અને હોતા વગેરેના કર્તવ્યો અને અધિકારો આ ગ્રંથમાં કહેલા છે. બ્રાહ્મણ ગ્રંથ ગદ્યમાં હોઈ યજ્ઞયાગ અને પુરોહિત કર્મના પ્રમાણભૂત ગ્રંથો છે. બ્રહ્મા નામના અધિકારી બ્રાહ્મણને વાદગ્રસ્ત પ્રશ્નોનો નિકાલ કરવાનું કામ આપેલું હોવાથી આ ગ્રંથને બ્રાહ્મણ એવું નામ આપવામાં આવ્યું. કેટલાક ગૂઢ પ્રશ્નોની ચર્ચા એકાંતમાં કરવાનું યોગ્ય લાગવાથી બ્રાહ્મણ ગ્રંથના કેટલાક ભાગને આરણ્યક કહે છે. વળી કેટલાએક ગૂઢ પ્રશ્નોની ચર્ચા ગુરૂ પાસે બેસીને કરવાનો રિવાજ પડવાથી આરણ્યક ગ્રંથના કેટલાએક ભાગને **ઉપનિષદ્** એવું નામ અપાયું. પરમેશ્વરનું સ્વરૂપ કેવું છે, સૃષ્ટિની ઉત્પત્તિ અને ક્ષય

ક્યા નિયમોથી ચાલે છે, આપણે કોણ, ક્યાંથી આવ્યા, અને ક્યાં જવાના છીએ અને બ્રહ્મ યાને માયા વગેરે ગૂઢ પ્રશ્નોની ચર્ચા ઉપનિષદ્‌માં કરેલી છે. આત્મા અમર છે અને દેહનો નાશ થયા પછી એક શરીરમાંથી બીજા શરીરમાં પ્રવેશ કરે છે અને છેવટે પરમેશ્વર સ્વરૂપમાં લીન થાય છે; સર્વપદાર્થોની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થાય છે અને છેવટે દરેક પદાર્થ બ્રહ્મમાં લીન થાય છે એવા પ્રકારનો ઉપદેશ ઉપનિષદ્‌માં છે. ઉપનિષદો વેદોના સારરૂપે છે અને તેને પણ શ્રુતિ અગર વેદ કહે છે. હિંદુ તત્ત્વજ્ઞાનનો કર્મયોગનો બોધ પણ ઉપનિષદ્‌ને અનુસરી કરવામાં આવ્યો છે.

(૧૦) મનુસ્મૃતિ.

ઉ:—વેદોનું જ્ઞાન ઋષિઓને પ્રત્યક્ષ પરમેશ્વર પાસેથી પ્રાપ્ત થયું માટે વેદોને શ્રુતિ કહે છે. પરંપરાગત પ્રાપ્ત થએલાં જ્ઞાનને સ્મૃતિ કહે છે અને તે સાહિત્ય સૂત્રબદ્ધ જોવામાં આવે છે. સ્મૃ એટલે સમરવું અને તેના ઉપરથી સ્મૃતિ શબ્દ નિકળેલો છે. સમાજના પ્રચલિત નિયમો અને કાયદા, રીતિરિવાજ અને ધાર્મિકવિધિ તથા આચાર વગેરેનું સૂક્ષ્મ અવલોકન કરીને મનુ નામના રાજાના પુત્ર ભૃગુએ જે વિસ્તૃત ગ્રંથ લખ્યો તેને **મનુસ્મૃતિ** કહે છે. આ ગ્રંથ મહત્ત્વનો ધર્મગ્રંથ ગણાય છે. મનુસ્મૃતિના કાળમાં જાતિભેદની સંસ્થાનો પૂર્ણ વિકાસ થયો હતો. બ્રાહ્મણોને બીજા વર્ણો કરતાં શ્રેષ્ઠપદ આપવામાં આવ્યું હતું અને તેમને ધર્મ અને કાયદા સંબંધમાં વિશેષ અધિકાર આપવામાં આવ્યો હતો. આ ગ્રંથમાં ધર્મ, કાયદો, જાતિવિચાર અને સમાજનિયમન સંબંધી ઉત્કૃષ્ટ વિવેચન કરેલું છે અને રાજધર્મનું પણ સારૂં વિવરણ કરેલું છે. રાજાએ પુત્રવત્ પ્રજાનું પાલન કરવું એવો રાજધર્મ મનુએ કહેલો છે. સર્વ વર્ણના અને સર્વે દરજ્જાના લોકોના કર્તવ્ય અને અધિકારનું નિરૂપણ તેમાં કરેલું છે. તે વખતે ગ્રામ પંચાયતો લોકપ્રિય હતી અને સારી રીતે ચાલતી હતી એવું મનુસ્મૃતિ ઉપરથી જણાય છે. **હાલના પ્રચલિત હિંદુ કાયદાનો ગ્રંથ મનુસ્મૃતિના આધારે રચવામાં આવ્યો છે.** મનુસ્મૃતિને માનવધર્મશાસ્ત્ર એવું પણ નામ આપવામાં આવ્યું છે.

---

# મોગલ વંશ

**Q. 35. Describe the condition of India at the time of Babar's invasion.**

ઉ:—રાજકિય (૧) જુદાં જુદાં રાજ્યોઃ-હિંદુસ્તાનપર બાબરે ૧૫૨૬માં જ્યારે ચઢાઈ કરી તે વખતે ઉત્તર હિંદમાં કેટલાક મુસલમાની રાજ્યો અસ્તિત્વ ધરાવતા હતા. બંગાળા, બિહાર, જોધપુર, ખાનદેશ, માળવા, ગુજરાત, સિંધ, પંજાબ, કાશ્મીર, દિલ્હી વગેરે ઠેકાણે મુસલમાની રાજ્યો હતાં તથા રજપુતાનામાં જોધપુર, ચિતોડ, જયપુર, મેવાડ, બિકાનેર વગેરે રજપુત રાજ્યો હતાં. આ મુસલમાન તથા રજપુત રાજાઓ વચ્ચે હંમેશ ઝઘડા ચાલ્યા કરતા. આજ સમયમાં દક્ષિણમાં બ્રાહ્મણી રાજ્ય છૂટું છવાયું થઈ તેના પાંચ બળવાન રાજ્યોમાં વિભાગ થયા. બેદરની બરીદશાહી, વરાડની ઇમાદશાહી, અહમદનગરની નિજામશાહી, વિજાપુરની આદીલશાહી અને ગોવલકોંડાની કુતુબશાહી એવાં આ પાંચ રાજ્યો હતાં. પરંતુ આ રાજ્યો સિવાય વિજયનગરનું હિંદુ રાજ્ય પણ એક બલવાન રાજ્ય તરીકે દક્ષિણમાં હતું.

(૨) રાજ્યવ્યવસ્થાઃ-તે સમયે આપખુદ રાજ્યપદ્ધતિ હતી. તોપણ મુસલમાન રાજાઓ લોકોને મુલાકાત આપતા. જુદા જુદા પ્રાંતો પર તેઓ સુબા નીમતા અને તે પ્રાંતોની બધી વ્યવસ્થા આ સુબાઓને હાથ હતી. તે સિવાય દરેક ગામ પોતાની હદમાં એક લોકસત્તાક રાજ્ય જેવું હતું. સરકારનું લ્હેણું કર તરીકે આપી દીધા પછી દરેક ગામ પોતે સ્વતંત્રતાથી વર્તતું. રાજધાનીમાં ગમે તેટલી ઉથલપાથલ થાય, વિપ્લવો થાય તોપણ ગ્રામવ્યવસ્થામાં કશોય ફેરબદલ થતો નહીં. ન્યાયમૂર્તિ તરીકે કુરાન પઢેલા કાજીને નીમતા તેથી હિંદુઓને તેમના કાયદા પ્રમાણે ઈન્સાફ મળતો નહીં. ધાર્મિક બાબતોમાં હિંદુઓને જો કે ઘણો ત્રાસ થતો તોપણ દરબારના કામમાં હિંદુઓ વિના જરા પણ ચાલતું નહીં. માત્ર મોટમોટા હોદ્દાઓની જગાઓ હિંદુઓને મળતી નહીં. ટુંકામાં રાજાનો પ્રજાપર વિશ્વાસ નહતો. લોકસ્થિતિઃ-દેશમાં શાંતિ ઘણીવાર ટકી નહીં. લોકો પોતપોતાના કામધંધા

કરતા પણ દેશમાં જ્યાં જુઓ ત્યાં ગોટાળા અને અવ્યવસ્થા હોવાથી દરેક જણ પોતાના જાનમાલનું તથા કુટુંબનું રક્ષણ કેવી રીતે થશે એ કાળજીમાં રહેતો. ખેતરો રાખે તો તેની ઉપજ માલીકને મળશે કે કેમ તેની ખાત્રી નહતી. સરકારના ઉપયોગ માટે ઘોડાની અને પાયદળની ટપાલ રાખવામાં આવી હતી. કેળવણીની બાબતમાં મુસલમાનો ઉદાસીન રહેતા. કેટલેક સ્થળે પાઠશાળાઓ હતી. પરંતુ તેમાં ફારસી અને અરબી ભાષા અને તે ભાષામાં લખેલા ગ્રંથોનું જ શિક્ષણ મળતું. બીજી જાતની કેળવણી સુલતાનોએ આપવાનો પ્રયત્ન કર્યો જ નહીં. આવી પરિસ્થિતિ હોવાને લીધે સાહિત્યમાં વધારો થયો નહીં એમ કહીએ તો ચાલે; છતાં સાયણાચાર્યના વેદપરના ભાષ્યો, જયદેવનું ગીતગોવિંદ કાવ્ય વગેરે જેવા સંસ્કૃત ગ્રંથ રચવામાં આવ્યા. વેપાર ઉદ્યોગ હિંદુઓને હાથ હતો. આથી યુરોપીઅન વેપારીઓનો હિંદમાં ધીમે ધીમે પગપેસારો થયો હતો.

ધાર્મિકઃ—આ અરસામાં ધાર્મિક ઝગડો તીવ્ર હતો. મુસલમાનો હિંદુઓને ધાર્મિક બાબતોમાં ઘણો ત્રાસ આપતા. હિંદુઓને વટલાવવા, તેમના ધર્મગ્રંથો બાળી નાંખવા, દેવળો તોડવા અને તેમની જગ્યાએ મસીદો બાંધવી વગેરે હિંદુઓની લાગણી દુખાય એવાં કૃત્યો મુસલમાનોએ લશ્કરી સત્તાના બળે હિંદુઓ વિરૂદ્ધ કર્યાં. જજીયા કર જેવા જુલ્મી કર પણ હિંદુઓને આપવા પડતા. આ અને બીજા અનેક ઉપાયોથી હિંદુઓને મુસલમાન કરવાના પ્રયત્નો થયા તો પણ હિંદુઓ આ બધું શાંતપણે સાંખી રહ્યા અને પોતાના ધર્મના રિવાજ કડક રીતે પાળવામાંજ તેમણે પ્રયત્નની પરાકાષ્ટા કરી.

આવી એકંદર પરિસ્થિતિ હતી એવામાં 'પરમેશ્વર એકજ છે' એ તત્ત્વનો ફેલાવો ચોમેર થવા લાગ્યો. રામાનુજે વૈષ્ણવ પંથનો પ્રચાર કર્યો. તેના શિષ્ય રામાનંદે તેના જ ધર્મનો ફેલાવો કરી ભક્તિ વડે પરમેશ્વરને ભજવું એમ લોકોને કહ્યું. રામાનંદના શિષ્યો કબીર અને નાનક—એમણે હિંદુ–મુસલમાનોને એક કરવાનો પ્રયત્ન કર્યો. ચૈતન્યે પણ બંગાળામાં ભક્તિમાર્ગ ઉપર વ્યાખ્યાનો આપી શંકરાચાર્યનો જ્ઞાનમાર્ગ ત્યાજ્ય ઠરાવ્યો.

**Q. 36. What were the difficulties Babar had to face when he founded Mughal Empire in India? Give your estimate of him.**

ઉ:—બાબરે ઇ. સ. ૧૫૨૬માં ઇબ્રાહીમ લોદીનો પાણીપતની રણભૂમિ પર પરાજય કરીને દિલ્હીમાં મોગલ શહેનશાહતની સ્થાપના કરી. હિંદુસ્થાનની ગરમ હવાથી કંટાળીને સ્વદેશ જવાને ઉત્સુક થઈ રહેલા સૈનિકોને સમજાવીને તેઓને હિંદુસ્થાનમાં રાખવાની પહેલી કામગીરી તેને કરવી પડી. જો કે તેને દિલ્હીની ગાદી મળી તોપણ તેને પ્રબળ એવા બે શત્રુઓ હતા અને તેઓ રજપૂત અને અફગાન હતા. બધા રજપૂત રાજાઓનો આગેવાન અને મેવાડના અધિપતિ રાણાસંગે પાણીપતના યુદ્ધમાં અફગાન લોકોનો પરાજય કરવાના હેતુથી બાબરનો પક્ષ સ્વીકાર્યો હતો. તૈમુરની જેમ બાબર પણ લૂંટ કરીને સ્વદેશ પાછો ફરશે એવી તેની ધારણા હતી. પરંતુ બાબરે અહિંઆ સ્થાયી રહેવાનો નિશ્ચય કરવાથી હિંદુ શહેનશાહત સ્થાપવાના તેના માર્ગમાં મોટી અડચણ આવી. પોતાની પડોશમાં બાબર જેવા પ્રબળ પ્રતિસ્પર્ધિનું રહેઠાણ તેને યોગ્ય લાગ્યું નહિ. આથી તેણે રજપૂતોનો સંઘ નિર્માણ કરી લડાઈની તૈયારી કરી. સંગ જેવા મહાન, પરાક્રમી અને યુદ્ધકુશળ યોદ્ધા સાથે ઘણીજ મુશીબતથી લડાઈ કરીને તેનો શીક્રી આગળ ઇ. સ. ૧૫૨૭માં પરાજય કર્યો. તે પછીના વરસમાં તેણે ચંદીરીનો કિલ્લો જીતીને રજપૂતોને પોતાના તાબામાં લીધા. પછીથી તેણે પોતાની નજર અફગાન સરદારો તરફ નાંખી. બાબરની મોગલ શહેનશાહત સ્થાપવાની વાત તેઓને ગમી નહીં અને પોતાની સત્તા સ્થાપવાના પ્રયત્નો કરવા લાગ્યા. બંગાલ, બિહાર વગેરે જગ્યાઓએ તેઓએ બળવો જગાવ્યો બાબરે સ્ફુર્તિથી ધસી જઈને તોપોના જોર પર તે બળવો બેસાડી દીધો અને બંગાળ, બિહાર અને અયોધ્યા—એ પ્રાંતો પોતાના રાજ્યમાં જોડી દીધા. આવી રીતે રજપૂત અને અફગાન જેવા શત્રુઓનો પરાભવ કરીને બાબરે મોગલ શહેનશાહતની મજબૂત પાયા પર રચના કરી.

બાબર પોતે મોટો વિદ્વાન અને રસિક હતો. તેણે પોતાનું આત્મચરિત્ર તુર્કી ભાષામાં લખી મૂક્યું છે અને પોતાના દોષો પર પણ તેણે

ઢાંકપીછોડો કર્યો નથી. બાબરને સૃષ્ટિસૌંદર્યનો વિશેષ શોખ હતો. અને તેણે ફારસી ભાષામાં પુષ્કળ કવિતાઓ પણ લખેલી છે. બાબર જેવો શૂરવીર તેવોજ યુદ્ધકળામાં પણ નિષ્ણાત હતો. તેનું સૈન્ય કવાયતી હોઈ તેની વ્યવસ્થા પણ વખાણવા જેવી હતી. પોતાના સૈનિકોની તે વિશેષ કાળજી લેતો. સ્વભાવનો દીલદાર હોઈ તેની વૃત્તિ ક્ષમાશીલ હતી. ન્હાનપણમાં જાતજાતની આપત્તિમાંથી પસાર થવાથી તેનામાં વિચિત્ર પ્રકારની સહનશીલતા આવેલી હતી. ધૂર્તતા, શૌર્ય, વિદ્વતા, ઉદારતા, અને સહનશીલતા એ તેનામાં વિશેષ ગુણો હતા. વિપત્તિમાં તેમજ સંપત્તિના દિવસોમાં તે કદીપણ મનની સ્થિરતા છોડતો નહીં. મદ્યપાનનો એક મોટો દુર્ગુણ તેનામાં હતો. પરંતુ શીક્રીની લડાઈની વખતે મનોનિગ્રહ કરીને તે ટેવ તેણે છોડી દીધી. તેનો ઘણોખરો વખત સ્થિરસ્થાવરતા કરવામાં જવાથી તેને સુયંત્રિત રાજ્યવ્યવસ્થા સ્થાપવાનો વખત મળ્યો નહીં.

**Q. 37. Describe the career of Shershah as a general and as an administrator.**

ઉ:—થોડાં વરસ સુધી રાજ્ય કર્યા છતાં શેરશાહે બીજા પઠાણ રાજાઓ કરતાં વધારે નામના મેળવી. યુદ્ધકલામાં તે વધારે કુશળ હતો એ વાત હુમાયુન સાથે કરેલા એ યુદ્ધ ઉપરથી સ્પષ્ટ થાય છે. શહેનશાહની ફોજ સામે ટકવું ઘણુંજ વિકટ હતું, પણ લશ્કરી કુનેહથી હુમાયુન બાદશાહને બંગાળામાં તેણે બે વખત હરાવ્યો. ચુનારગડનો કિલ્લો જીતી લીધો તે વખતે તેણે વાપરેલું ચાતુર્ય વખાણવા જેવું છે. ગાદીપર આવ્યા પછી પણ પંજાબ, માળવા વગેરે પ્રાંત તથા રજપૂત રાજ્યો પૈકી ઘણો ભાગ તેણે જીત્યો. સેનાપતિ તરીકે તે વધારે પ્રસિદ્ધિ પામ્યો હતો. તેણે અનેક લઢાઈઓ કરી અને ઘણુંખરૂં તેને વિજય મળ્યા વગર રહેતો નહીં.

રાજ્યકર્તા તરીકે પણ તેની યોગ્યતા ઓછી નથી. દેશમાં શાંતિ જાળવી પ્રજાનું પાલન તે હંમેશ કરતો. આપણા રાજ્યને દૃઢ બનાવવું હોય તો હિંદુ અને મુસલમાનોની ધાર્મિક લાગણી દુખાવવી ન જોઈએ અને તેમને સંતુષ્ટ રાખી પોતાની તરફ વળાવી લેવા જોઈએ એમ તેને વારંવાર લાગતું. શેરશાહનો ઘણોખરો વખત લઢાઈઓ કરવામાં ગયાથી

તેને લોકહિતનાં કામો કરવાની ફુરસદ મળી નહીં. તોપણ તેણે કેટલીક બાબતોમાં સુધારા કર્યા. (૧) લશ્કરીઃ—તેનું લશ્કર ત્રણ પ્રકારનું હતું પાયદળ, હયદળ અને તોપખાનું. તે સિવાય તેના લશ્કરમાં હાથી પણ હતા. લશ્કરના સૈનિકોને તાલીમ આપી તેમને નિષ્ણાત બનાવ્યા હતા. તેમનો પગાર બાંધી આપ્યો હતો અને દર મહિને તેમને તે રોકડો આપવામાં આવતો. હિંદુ લોકોને તે લશ્કરમાં દાખલ કરતો અને તેમને હોદ્દાની જગાઓ પણ આપતો. તેના લશ્કરની શિસ્ત વખાણવા જેવી હતી. શેરશાહ વરસમાં એક વખત લશ્કરની તપાસણી કરતો.

(૨) રાજ્યવ્યવસ્થા સંબંધીઃ—તેણે જમીનની તપાસણી અને માપણી કરાવી સરકાર લેણું ઠરાવ્યું. હાલ આપણે જેને રૈયતવારી કહીએ છીએ તે ઘણી રીતે શેરશાહે શરૂ કરેલી પદ્ધતિ જેવી જ છે. આ પદ્ધતિથી સરકારના દાણ સંબંધી લોકો પર જે જુલમ થતો તે અટક્યો. કારણ કે દર વર્ષે પાક કેટલો થયો તે તપાસીને જ જમીન મહેસૂલ લેવામાં આવતું. આ મહેસૂલ ⅓ કરતાં વધારે ન હતું. રાજ્યવ્યવસ્થાનું કામ બરાબર ચલે તેટલા માટે તેણે ખાતાની પદ્ધતિ શરૂ કરી હતી અને કામ કરવાના નિયમ ઠરાવી દીધા હતા તથા રાજ્યકારભારનું કામ કરવાને એક નોકરવર્ગ નિર્માણ કર્યો હતો. સરકારી જમાખર્ચ રાખવા માટે તેણે એક હિસાબીખાતું સ્થાપ્યું અને તેને હિસાબ તપાસવાનું કામ સોંપ્યું. પોતાની પ્રજાને યોગ્ય ઇન્સાફ મળે એવા ઇરાદાથી તેણે ઘણી અદાલતો સ્થાપન કરી. પોતાના રાજ્યના વિભાગ પાડી તેણે દરેક વિભાગ પર એક અધિકારી નીમ્યો હતો.

લોકહિતનાં કામોઃ—વટેમાર્ગુઓની સગવડ માટે તેણે બંગાળાથી સિંધુ નદી સુધી એક મોટી સડક તૈયાર કરાવી તેની બન્ને બાજુએ ઝાડો રોપાવ્યાં. બે માઇલને અંતરે કુવા અને ધર્મશાળાઓ બંધાવી. તેમજ મુસાફરોને પ્રવાસમાં જમણ મફત મળે તેટલા માટે તેણે અન્નછત્રો સ્થાપ્યાં. વેપારની વૃદ્ધિ થવા માટે તેણે દળણ વળણની સારી વ્યવસ્થા કરી દૂરદૂરના પ્રાંતો એકત્ર જોડી દીધા હતા. આવી સવડ કરવામાં લશ્કરી હાલચાલ માટે આ રસ્તાઓ ઉપયોગી થશે એમ પણ તેને લાગતું. સરહદ ઉપરજ તેણે જકાત લેવાનું ઠરાવ્યું, ઘોડાની ટપાલ તેણે શરૂ કરી, અસલ

ચાંદીનું નાણું તેણેજ હિંદુસ્તાનમાં શરૂ કર્યું, બધા રાજ્યમાં કાટલાં અને માપની એક પદ્ધતિ શરૂ કરી. તે વધારે વખત જીવ્યો હોત, તો આના કરતાં પણ તે વધારે કાર્ય કરી શકત.—

**Q. 38. What do you know of Shershah as a man and as a ruler?**

ઉ:—શેરશાહ રાજા અને સેનાપતિ તરીકે ઘણો લાયક હતો, તો પણ વ્યક્તિ તરીકે તેનામાં વિશેષ યોગ્યતા ન હતી. તે સામાન્ય ન્યાય અને નીતિનાં તત્ત્વો પાળતો નહીં. અને સ્વાર્થ સાધવા આપેલું વચન તોડતાં અચકાતો નહીં. એક વખતે હુમાયુને તેને ક્ષમા કરી છોડી મૂકયો હતો, પરંતુ તે હુમાયુન વિરૂદ્ધ બંડ કરતા ડગ્યો નહીં. બીજી એક વખતે હુમાયુન અને શેરશાહ વચ્ચે સંધીની મસલત ચાલતી હતી. તેમ છતાં હુમાયુન ગેરસાવધ છે એવું જોઈ શેરશાહે તેના લશ્કર ઉપર અચાનક હુમલો કર્યો અને તેનું લશ્કર કાપી નાખ્યું. રાયસૂર કિલ્લાના શરણુ આવેલા લોકોને તેણે અભય વચન આપ્યું હતું તે તોડીને શરણુ આવેલા લોકોની કતલ કરી. તે ઘણો સાહસીક અને પરાક્રમી હતો. તેણે પરધર્મીઓ ઉપર જુલમ કર્યો નહીં. અને તેમની સાથે સમાન દ્રષ્ટિથી ઉદાર વર્તન રાખ્યું. તેણે લાયક હિંદુઓને મોટી જગ્યાઓ આપી તેમનું ગૌરવ વધાર્યું તેની ખાનગી વર્તણુકમાં તે ઘણો પરોપકારી, દયાળુ અને સ્વધર્મનિષ્ઠ હતો. (for further answer see Q. No. 37).

**Q. 39. Show how far Humayun's own character was the cause of his misfortunes How did he regain his lost throne?**

ઉ:—બાબર પછી હુમાયુન દિલ્હીનો બાદશાહ થયો. શેરશાહ જેવો યુદ્ધ-કળામાં નિપુણ શત્રુ તેને ન હોત તો રાજ્ય ગુમાવીને દીન હાલતમાં દિવસ કાઢવાનો પ્રસંગ તેના પર ન આવત. આવો પ્રસંગ તેના પર આવ્યો એના ગમે તે કારણો હોય પણ આ તેના કમનશીબને તેનો પોતાનો સ્વભાવ થોડે અંશે કારણભૂત થયો. તેના સ્વભાવમાં સૌજન્ય, ઔદાર્ય વગેરે ગુણ જોઈએ તે કરતાં વધારે પ્રમાણમાં હતા અને તેથી તે ગુણોનું રૂપાંતર દોષોમાં થયું અને તેથી તેને અત્યંત વેઠવું પડયું. ગુણો સિવાય,

અવ્યવસ્થિતપણું, ઉતાવળાપણું, વિચારશૂન્યતા અને કરારીપણાનો અભાવ વિગેરે દુર્ગુણ તેના સ્વભાવમાં દેખાતા.

આ સિવાય તેના નાશનું કારણ થવા અને તેના સ્વભાવમાં જણાઇ આવતા નીચેના દોષ હતા. (૧) તેણે ગાદીએ આવ્યા પછી પંજાબ અને અફગાનીસ્તાની ઘણી ઉદારતાથી પોતાના ભાઇઓને વહેંચી દીધા તેથી બાબરની રાજવટમાં તેના લશ્કરમાં જે શૂર સૈનિકો દાખલ થતા તેવા સૈનિકો હુમાયુનને મળ્યા નહીં. બલવાન લશ્કરની હુમાયુનને ઘણી જરૂર હતી. (૨) પોતે કયા સંકટમાં છે અને તે ટાળવાને શું કરવું એ સમજવા જેટલું ડહાપણ તેનામાં ન હતું. (૩) એક દુશ્મનનો પૂર્ણ પરાભવ ન કરતા તેને તેજ સ્થિતિમાં છોડીને તે બીજે સ્થળે જતો અને તેથી તેના શત્રુને પોતાની તૈયારી ફરીથી કરવા ફાવતું. (૪) દૈવવશાત તેને વિજય વરે તો તેના આનંદમાંજ તે ગર્ક રહેતો. પોતાનો શત્રુ ફરી ચઢાઈ કરી આવશે એની કલ્પનાજ તેના મનમાં આવતી નહીં. (૫) પોતાના સૈન્યના ભાગ કરી એટલે તેમનું બળ ઓછું કરી તે જુદી જુદી ટુકડીઓ પોતાના શત્રુ સાથે લઢવા મોકલતો. તેથી લશ્કર સામર્થ્યહીન થતું અને તેનો પરાજય થતો. આ બધા કારણોથી એમ જણાશે કે તેના ગુણ દોષને લઇનેજ તેણે રાજ્ય ગુમાવ્યું એ વાત સ્પષ્ટ છે.

શેરશાહે હુમાયુનનો પરાજય કર્યા પછી હુમાયુન કાબુલ કંદહાર તરફ ગયો. પરંતુ ત્યાં તેને કોઇએ પણ આશ્રય આપ્યો નહીં. તેથી તે ઇરાનના શાહ પાસે ગયો. ત્યારપછી શાહનો શિયા પંથ સ્વીકારી તેણે તેની મદદ લીધી અને પછી કાબુલ અને કંદહાર પ્રાંત તાબામાં લીધા. ઇ સ. ૧૫૫૫માં સૂરવંશનો છેલ્લો રાજા સિકંદરશાહનો પણ તેણે પરાજય કર્યો. છેવટે દિલ્હી અને આગ્રા એ શહેરો જીતી તે ફરી એકવાર દિલ્હીનો બાદશાહ થયો.

**Q. 40. What were Akbar's difficulties at the beginning of his reign? How did he surmount them?**

ઉ:—પાણીપત આગળ ૧૫૫૬માં હેમુનો પરાભવ કર્યા પછી અકબર દિલ્હીનો બાદશાહ થયો. તે વખતે તેના તાબામાં દિલ્હી અને આગ્રા

પ્રાંત સિવાય વિશેષ મુલક ન હતો. નાની ઉમ્મરનો હોવાથી તેને રાજ્ય કારભારનો અનુભવ નહોતો. સર્વ સત્તા બહેરામખાનના હાથમાં હતી. પંજાબ અને બંગાલમાં સિકંદર શાહસૂર અને હેમુ એકસંપી કરીને દિલ્હીમાં ફરીથી અફ્ઘાન રાજ્ય સ્થાપન કરવા તૈયારી કરતા હતા. મધ્ય હિંદુસ્થાન અને રજપુતાનામાં ઘણા પ્રબળ હિંદુ રાજાઓ હતા, અને તેઓ સ્વતંત્ર હિંદુ રાજાઓ માફક વર્તતા હતા. અકબર પાસે ઘણું નાનું લશ્કર હતું, ત્યારે અફ્ઘાન સરદારો પાસે મોટું લશ્કર હતું. આવી રીતે અનેક શત્રુઓ તેની વિરૂ ચઢાઈની તૈયારીઓ કરી રહ્યા હતા. આ વખતે અકબરની સ્થિતિ ઘણી કફોડી હતી. વળી તેજ વખતે શૂર અને કર્તબગાર બહેરામખાન સાથે તેને અણબનાવ થવાથી બહેરામખાનને અધિકારપદ ઉપરથી કાઢી મૂકવામાં આવ્યો હતો. અકબરે ધૈર્ય, સાવધાનતા, પરાક્રમ અને મુત્સદ્દી-પણાથી પોતાનો માર્ગ કાઢીને અફ્ઘાન અને રજપૂત શત્રુઓનો પરાજય કરી આખા હિંદુસ્થાનમાં પોતાની સત્તા સ્થાપન કરી. પહેલાં તેણે અફ્ઘાનોના બંડ તરફ પોતાનું લક્ષ આપ્યું. પંજાબમાં જઈ તેણે બહેરામખાનની મદદ વડે અફ્ઘાનોને હરાવ્યા અને સિકંદરસૂરને કેદ કર્યો. પછી તેણે પોતાની વિરૂદ્ધ ઉઠેલા સ્વપક્ષના ઉમરાવોને હરાવી તેમને નિર્બળ કર્યા. માળવા પ્રાંતમાં થએલું બંડ શમાવીને ત્યાં તેણે પોતાનો અમલ શરૂ કર્યો. તેજ પ્રમાણે તેણે ઘણી જ બાહોશીથી બેહરામખાનનું બંડ તોડી પાડયું અને તેની સાથે ઉદાર વર્તન રાખીને તેણે મક્કાની તીર્થયાત્રા કરવા પરવાનગી આપી. ત્યારપછી તેણે રજપૂતો તરફ પોતાની નજર ફેરવી. ૧૫૬૧માં જયપૂરના બિહારીમલ્લને હરાવ્યો. તે રાજાએ અકબરને પોતાની પુત્રી લગ્નમાં આપી ને બાદશાહનો મિત્ર થઈ રહ્યો. તેજ પ્રમાણે જોધપૂર અને મેવાડના રાજ્યો જીતીને આખા રજપૂતાનામાં અકબરે પોતાનો અમલ બેસાડયો. મેવાડના રાણા સાથે તેને ભયંકર યુદ્ધ કરવું પડયું. રજપૂત રાજ્યો જીતીને અકબરે ત્યાંના રાજાઓ સાથે ઉદાર અને સહિષ્ણુતાભર્યું વર્તન રાખ્યું અને તેથી તે રાજાઓ તેના વિશ્વાસુ માંડલિક થયા. તેમની સાથે લગ્નસંબંધ કરીને અકબરે તેમને વશ કરી લીધા. આવી

રીતે પોતાના રાજ્યમાં સ્થિરસ્થાવરતા આણ્યા પછી અકબરે સામ્રાજ્ય-વિસ્તારનું કામ હાથમાં લીધું.

**Q. 41. Describe the civil and military administration of Akbar.**

**ઉ:–અકબરની મુલકી વ્યવસ્થા:–**(૧)અકબરે જમીન મહેસૂલની જે વ્યવસ્થા શરૂ કરી તે આજ સુધી વખણાય છે. અકબરે કરેલા બધા સુધારા શેરશાહે દાખલ કર્યા હતા. શેરશાહના હાથ નીચે નિષ્ણાત થએલો રાજા ટોડરમલ અકબરનો જમીન મહેસૂલ સંબધી સલાહકાર હતો. ટોડરમલે અકબરના રાજ્યની જમીનની તપાસણી કરી. પછી માપણી કરાવી તેના વર્ગ ઠરાવ્યા ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ ત્રણ વર્ગ તે વખતે ઠરાવવામાં આવ્યા. પછી પાછલા ૧૯ વર્ષની સરાસરી કાઢીને તેણે સરકાર-લ્હેણું નક્કી કર્યું. ખરી ઉપજમધી ત્રુૈ દાણુ દરેકે આપવું એમ ઠર્યું; પણ આગળ જતાં સરકાર પૈસાના રૂપમાં દાણ લેવા લાગી. વેરાનું પ્રમાણ જરા વધારે હતું એ વાત ખરી, તોપણ જમીનવેરા સિવાય બીજો કોઈ પણ જાતનો કર અકબર લેતો નહીં અને તેથી આ વેરો કડક હતો એમ ન કહી શકાય પ્રથમ આ વેરામાં દર વર્ષે ફેરફાર થતો પણ પછી દર દસ વરસે તપાસણી કરી દાણ નક્કી કરવું એમ ઠર્યું વસુલ ભેગી કરવાને તેણે અધિકારીઓ નીમ્યા હતા. ખેડુતો પર જોરજુલમ કરનારા અધિકારીઓને તે શિક્ષા કરતો. કોના પાસે કેટલી જમીન છે, તેનું દાણ કેટલું, આવ્યું કેટલું, અને બાકી કેટલું તે સમજવા માટે તેણે પત્રક રાખ્યું હતું. અતિવૃષ્ટિ કે દુકાળ પડતો ત્યારે સરકાર થોડે અંશે અથવા બધું દાણ માફ કરતી. (૨) રાજ્ય કારભારની સગવડ માટે અકબરે પોતાના રાજ્યના ૧૮ ભાગ પાડ્યા. તેના રાજ્યમાં અધિકારનું કેન્દ્ર હોઇ તેના ભાગલા થયા હતા. દરેક પ્રાંત પર એક સુબો હતો; પરતુ તે સ્વતંત્ર અધિકારી તરીકે નહીં રહેતાં બાદશાહના નોકર તરીકે કામ કરતો. અને બાદશાહના હુકમ પ્રમાણે તેને વર્તવું પડતું, તો પણ પોતાના પ્રાંત સંબંધી મુલકી અને લશ્કરી અધિકાર તેને હતા. આ સુબાઓના કારભાર ઉપર દેખરેખ રાખવા માટે અકબર પોતાના પ્રધાનને કદી કદી મોકલતો.

સુબાના હાથ નીચે વસુલી અમલદાર, ફોજદાર અગર કોટવાલ, ઈન્સાફ આપવાને કાજી, પંડિત વગેરે અમલદારો હતા.

**અકબરની લશ્કરી વ્યવસ્થાઃ**—લશ્કરની બાબતમાં અકબરે પહેલાંની પ્રથા જ કાયમ રાખી હતી. પરંતુ તે સમયના પ્રમાણમાં તેના લશ્કરની વ્યવસ્થા ઘણી જ સારી હતી; તેણે પોતાના લશ્કરની ટુકડીઓ બનાવી નહીં અથવા શિવાજીની વ્યવસ્થા પ્રમાણે તેના લશ્કરમાં જુદા જુદા અધિકારીઓનું વર્ગીકરણ પણ હતું નહીં. તેના લશ્કરમાં જે હોદ્દાની જગ્યાઓ હતી તે આ પ્રમાણેઃ—(૧) અમીરઃ અમીરની જગા શાહજાદા સિવાય બીજા કોઈને મળતી નહીં. તેના તાબામાં ૫૦૦૦ કરતાં વધારે સૈન્ય રહેતું. (૨) મનસબદારઃ મનસબદારની જગા ગમે તેને લાયકાત પ્રમાણે અપાતી અને તેની પાસે ૫૦૦૦ સુધીનું લશ્કર રહેતું. (૩) આસામદારના તાબામાં ૧૦૦૦થી વધારે ફોજ આપવામાં આવતી નહીં. આ અમલદારોને પોતાના તાબામાં હયદળ સાથે પાયદળ રાખવું પડતું. સૈનિકોને તેમનું વેતન અમલદાર પાસેથી મળતું. અમલદારને બાદશાહ તરફથી મળતું. સૈનિકોને પગાર રોકડ નાણામાં મળતો. તે કોઈને જાગીર આપતો નહીં. પગાર આપતાં પહેલાં સરદારો નિમણુક પ્રમાણે લોકો રાખે છે કે નહીં, તથા ઘોડાઓની સંખ્યા બરાબર છે કે નહીં તે જોતો. આ વ્યવસ્થા માત્ર મોગલ સરદારો પૂરતી જ હતી. રજપૂતોને નોકરીના પેટામાં વંશપરંપરાથી જાગીરો આપવામાં આવતી. રજપૂતો તેની નોકરી કરતા પણ તેઓ ખંડિયા રાજા જેવા અકબરની સાથે વર્તન કરતા. કેટલાક રજપૂતોને તેણે અમીરની પાયરીએ ચઢાવ્યા હતા.

**અકબરના પરચુરણ સુધારાઃ**—(૧) ન્યાયની પદ્ધતિમાં તેણે ઘણા સુધારા કર્યા. મિર આદીલ આ ઇલ્કાબનો તેણે એક મુખ્ય ન્યાયાધીશ નીમ્યો અને તેને મદદ કરવા કાજી અને પંડિતો નીમ્યા. ગુનેગાર હિંદુ હોય તો પંડિતે મનુસ્મૃતિ પ્રમાણે દાવો ચલાવવો અને તેનો ફેંસલો મિર આદીલે આપવો. ગુનેગાર મુસલમાન હોય તો કાજીએ કુરાનને અનુસરીને કાયદો લાગુ કરવો અને ફેંસલો મુખ્ય ન્યાયાધીશે આપવો એમ ઠર્યું. મુખ્ય ન્યાયાધીશ વિરૂદ્ધની અપીલ બાદશાહ પોતે સાંભળીને નિકાલ આપતો.

(૨) હાલના પોલિસખાતા જેવું ખાતું સ્થાપીને તેનો મુખ્ય કોટવાલ નામનો અમલદાર હોઈ વર્તણિયા પોલિસ સિપાહીનું કામ કરતા. (૩) સર્વ રાજ્યમાં તેણે ઠરાવેલા કાટલાં અને માપવાના સાધનો શરૂ કર્યાં. (૪) નાણાં પાડવા માટે તેણે એક ટંકશાળા સ્થાપી તે વખતના નાણાં ભેળ વગરના અને ચોક્કસ વજનના હતા. (૫) સતી થવાનો રિવાજ તેણે બંધ કર્યો અને વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપી. (૬) દર ૭ માઇલને અંતરે તેણે ટપાલના સિપાઈઓ રાખ્યા હતા.

**Q. 42. What do you know of the Revenue system of Akbar and his military organisation?**

ઉ:—See Q. 41.

**Q. 43. What were the means adopted by Akbar to extend and consolidate his Empire?**

ઉ:—અકબરે નાનપણમાં ઠેરઠેર પ્રવાસ કર્યો. તે વખતે સર્વત્ર તેને જુલમી વર્તન અને આપખુદ રાજ્યપદ્ધતિ જણાઈ આવી અને ત્યારથી તેણે મનમાં નિશ્ચય કર્યો કે હિંદુસ્તાનમાં રાજ્ય કરવું હોય તો ત્યાંના રાજાઓ સાથે હળીમળીને રહેવું. ટંટા ફિસાદથી કાંઈ પણ વળશે નહીં, તેમજ દેશમાં શાંતિ હશે તો જ સુરાજ્ય થશે અને સુરાજ્ય સ્થાપવું હોય તો બધા રાજ્યો એક છત્ર નીચે લાવવાં જોઈએ એમ તે કહેતો. તેથી અકબરે રાજ્યની વૃદ્ધિ કરી તેને મજબુત કરવા માટે નીચેના ઉપાયો યોજ્યા અને મોગલ સલ્તનતમાં મહાન બાદશાહ તરીકે નામના મેળવી. (૧) **સામદામની નીતિ** (conciliation) તેણે સામદામનું ધોરણ આદરીને દુનિયાને બતાવી દીધું કે રાજા પોતાની પ્રજા સાથે હેતથી વર્તે તો રાજ્યનું કોઈપણ જાતનું નુકસાન ન થતાં ઉલટો ફાયદો જ થાય છે. ઉદ્ધત રાજાઓને તેણે પોતાના લશ્કરી બળે જીત્યા વખતને અનુસરીને તેમના રાજ્યો ખાલસા કરી તે પોતાના રાજ્ય સાથે જોડી દીધાં; પણ આવી રીતે જીતાએલી પ્રજાને આપણા પર જુલમ થશે એવી ધાસ્તી રહેતી નહીં. તેણે જે જે પ્રજાને જીતી તેને એમજ લાગતું કે અકબર આપણો રાજા થાય તો સારૂં. જેમના રાજ્યો તેણે ઝુંટાવી લીધા તેમને તેણે સારી

સારી હોદ્દાઓની જગાઓ આપી તેમનું ગૌરવ વધાર્યું. આનું પરિણામ એવું આવ્યું કે આ રાજાઓ તેની સાથે વફાદારીથી વર્ત્યા અને તેને મદદ કરવા લાગ્યા.

**પરધર્મ સહિષ્ણુતા** (Toleration): રાજ્યસત્તા હાથ લીધા બાદ તેને જણાયું કે હિંદુઓ જબરજસ્તીથી અથવા જુલમથી જીતાય તેવા ન હતા. ધર્મની બાબતમાં તેમને છૂટ આપવાથી જ તેઓ જીતાશે. અસલના વખતમાં હિંદુઓ લાયકાતવાળા હોવા છતાં મુસલમાન રાજાઓ તેમના પર વિશ્વાસ રાખતા નહીં અને તેમને હોદ્દાની જગાઓ આપતા નહીં. આથી રાજ્ય દૃઢ ન થતાં સામર્થ્યહિન થતું. મુસલમાનો શૂર સૈનિકો હતા. તેમનામાં રાજદ્વારી કુનેહ ન હતી. રાજ્યવ્યવસ્થામાં તેથી ખામી જ રહેતી. આ સ્થિતિ સુધારવાનો અકબરે નિશ્ચય કર્યો. હિંદુઓના સંબંધમાં તેણે પોતાનું ધોરણ બદલી એમ જાહેર કર્યું કે (૧) હિંદુ અથવા મુસલમાન એ ભેદ ન રાખતાં લાયકાત પ્રમાણે મોટી જગાઓ આપવી. (૨) ધાર્મિક બાબતોમાં ખલેલ કરવામાં આવશે નહીં. (૩) ધર્મને આડે આવનાર બધા કર માફ કરવામાં આવશે. આ પ્રમાણે તેણે હિંદુઓને રાજ્યમાંની લશ્કરી તથા મુત્સદ્દીગીરીની જગાઓ આપી તેમનામાં વફાદારી અને પ્રેમ ઉત્પન્ન કર્યાં. આ સહિષ્ણુતાનું ધોરણ તેણે ખાનગી બાબતોમાં પણ આદર્યું. તેણે રજપૂત સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં અને પોતાના કુટુંબની સ્ત્રીઓ રજપૂતોને આપવાનું ઠરાવ્યું.

(૩) **તેના સુધારા:**—See Q. 41.

(૪) **ધર્મસંબંધી ધોરણ:**—પોતાના રાજ્યમાં સરળતા અને દૃઢતા લાવવા માટે તથા હિંદુ મુસલમાનના ઝગડાનો અંત લાવવા માટે તેણે એક નવો ધર્મ સ્થાપન કરવાનો પ્રયત્ન કર્યો. બધી પ્રજા એક જ ધર્મથી બંધાય તો આપણું રાજ્ય કાયમ રહેશે એવું તે ધારતો. અમુક એક ધર્મ સારો, એ વાત તેના ધ્યાનમાં ઉતરતી જ નહીં; તેથી તેણે બધા ધર્મનો અભ્યાસ કરી એવો સાર કાઢ્યો કે સર્વ ધર્મોમાં તત્ત્વો એક જ છે; તેથી પરધર્મ માટે તેને અણગમો ન હતો. તેણે નવા ધર્મની સ્થાપના કરી

તેમાં જુદા જુદા ધર્મનાં તત્ત્વો પરોવી દીધાં. આ ધર્મને 'દિને ઈલાહી' એવું નામ તેણે આપ્યું. આ ધર્મનો તે પોતે પેગંબર બન્યો. પોતે ઈશ્વરી પુરૂષ છે અને મને બધાએ ભજવું એમ તે કહેતો. લોકોએ બંધુપ્રેમથી વર્તવું. સુખપ્રાપ્તિ માટે પવિત્ર આચરણ રાખવું વગેરે બાબતો અગત્યની છે એમ જાહેર કર્યું. તે છતાં તેણે આ ધર્મ, લોકોને જોરજુલમથી સ્વીકારાવ્યો નહીં. તેનો ધર્મ તેની સાથે નાશ પામ્યો.

**Q. 44. Describe Akbar's revenue system.**

ઉ:—See Q. 41.

**Q. 45. What were the religious views of Akbar? What was his attitude towards Rajputs?**

ઉ:—(આ પ્રશ્નના પહેલા ભાગનો જવાબ ૪૩મા પ્રશ્નના ચોથા આંકડામાં આપ્યો છે તે જુઓ.)

અકબરે પોતાનું રાજ્ય ચિરકાલ ટકાવવા રજપૂતો પ્રત્યે જે વર્તન કર્યું તેનો આપણે અહીં ઉલ્લેખ કરીશું. રજપૂતોને જીતવાનો પ્રયત્ન ઘણા મુસલમાન સુલતાનોએ કર્યો પણ તેમાં તેઓ ફાવ્યા નહીં તેથી રજપૂતો સાથે ભલમનસાઈથી જ વર્તવું જોઈએ એમ તેણે ઠરાવ્યું. જોરજુલમથી અલ્પકાળ સુધી તેઓ તાબે થશે પણ તેમનાં દિલ કાયમને માટે બદલાશે નહીં એ તે જાણતો હતો; માટે રજપૂતો સાથે લઢાઈ ન કરતાં યુક્તિથી તેમને પોતાનું સાર્વભૌમત્વ સ્વીકારવાને ફરજ પાડવી એમ તેણે ઠરાવ્યું. રજપૂતોની મદદ વડે પોતાના અફઘાન શત્રુઓના પણ હાડકાં ખોખરાં કરાશે એમ તેણે ધાર્યું. આ બધા કારણોને લઈને જ રજપૂતોને તે પોતાના પક્ષમાં ખેંચી લેવા મથતો હતો. રજપૂતોને વશ કરવાને તેણે નીચેના ઉપાયો યોજ્યા: (૧) તેમનાં રાજ્યો ખાલસા ન કરતાં તેમને તેણે પોતાના માંડલિક બનાવ્યા. તેમની સાથે રોટીબેટી વ્યવહાર શરૂ કર્યો. તેમની સ્ત્રીઓ જોડે લગ્ન કર્યાં અને પોતાનાં કુટુંબની સ્ત્રીઓ તેમને લગ્નમાં આપવાનું કર્યું પણ રજપૂતોએ આ વાતનો સ્વીકાર કર્યો નહીં. (૨) રજપૂતોને તેણે પોતાના દરબારમાં લશ્કરી અને ઈતર ખાતામાં મહત્ત્વના

કામો આપી તેમના મનમાં પોતાને માટે વફાદારી અને પ્રેમ ઉત્પન્ન કર્યાં. માનસિંગ, ટોડરમલ વગેરે રજપૂત સરદારો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. એવી રીતે તેણે પોતાનાં રાજ્યનો પાયો મજબૂત બનાવ્યો. વફાદાર રજપૂતોની તેને સહાય મળવાથી અફ્ઘાન અને મોગલ જોરમાં આવતા અટકયા અને અકબર પોતાના ઉદ્ધત અમીર ઉમરાવોને વશ રાખી શકયો.

**Q. 46. What were the methods of Akbar for securing peace and unity of the Empire?**

ઉ:—See Q. 43.

**Q. 47. Contrast the characters of Akbar and Aurangzeb and then say who in your opinion is the greatest of the Moguls.**

ઉ:—મોગલ બાદશાહ પૈકી જેઓ મહાન ગણાય છે તેમાં અકબર અને ઔરંગઝેબ મુખ્ય છે. પરંતુ તેમના સ્વભાવમાં ઘણો જ વિરોધ છે. (૧) અકબર ઉદાર અને દિલદાર હતો તો ઔરંગઝેબ ક્ષુદ્ર અને હલકા મનનો હતો. (૨) પરધર્મ સહિષ્ણુતા એ અકબરના મનનો મહાન ગુણ હતો. આ ગુણના બળે તેણે બધા ધર્મના લોકોને પોતાની તરફ આકર્ષી લીધા અને પોતાનાં રાજ્યને દૃઢ કર્યું. ઔરંગઝેબના મનમાં ઇસ્લામ ધર્મ સિવાય કોઈ પણ ધર્મ પ્રત્યે લાગણી નહતી. પરધર્મીઓ પર તે ઘણો ક્રૂર વર્તાવતો. (૩) અકબરે ન્યાય અને દયાથી રાજ્ય કર્યું પરંતુ ઔરંગઝેબે લોકોપર ઘણો જુલમ કર્યો. (૪) અકબરે હાથ નીચેના લોકોપર વિશ્વાસ રાખી તેમની પાસેથી સારાં કામો કરાવ્યાં અને પોતાનું રાજ્ય દૃઢ કર્યું. ઔરંગઝેબ કોઈના પર વિશ્વાસ રાખતો નહીં. તેનો સ્વભાવ કપટી હોઇ તે વિશ્વાસઘાત કરતાં ચુકતો નહીં તેથી તેનું રાજ્ય પડી ભાંગ્યું (૫) અકબરે પોતાના રાજબળની શકિત મુસલમાની ધર્મને દૃઢ કરવામાં ખરચી નહીં. ઔરંગઝેબે તે શક્તિ હિંદુધર્મ તોડવા માટે ઉપયોગમાં આણી ઇસ્લામ ધર્મને દૃઢ કરવાનો પ્રયત્ન કર્યો. (૬) અકબરે રાજ્ય કમાવી તેનું એક

મહારાજ્ય બનાવ્યું. ઔરંગઝેબે સામ્રાજ્યના સ્થંભો ડોલાવી તેને અસ્થિર બનાવી દીધું.

ધોરણ:—જે પ્રમાણે આ બાદશાહના સ્વભાવમાં વિરોધ હતો તેવો જ તેમણે સ્વીકારેલી નીતિમાં પણ વિરોધ હતો. (૧) અકબરે સલાહ શાંતિનું ધોરણ સ્વીકારી પોતાની પ્રજાના મનમાં પ્રેમ અને સ્વકીય ભાવના ઉત્પન્ન કર્યાં. ઔરંગઝેબે પોતાની પ્રજાને ત્રાસ આપ્યો તેથી પ્રજા તરફથી તેને અંતઃકરણપૂર્વક મદદ મળી શકી નહીં. (૨) અકબરે પરધર્મસહિષ્ણુતા બતાવી. સર્વ ધર્મીઓ સાથે સમાનતાની ભાવનાથી વર્તન કરી તેણે રજપૂતોની સહાયતા સંપાદન કરી પોતાના અફઘાન શત્રુઓનો નાશ કર્યો અને પોતાના રાજ્યમાં દૃઢતા આણી. સમાનતાની ભાવનાથી વર્તન કરી અકબરે જે રાજ્યનો પાયો નાંખ્યો તે રાજ્ય ઔરંગઝેબે જુલમથી અને દુરાગ્રહી સ્વભાવથી નાશને પંથે ચઢાવ્યું. (૩) પોતાના રાજ્યને સ્થિર કરવાને અકબરે જુદા જુદા સુધારા કર્યા અને પ્રજાના સુખની કાળજી લીધી; પરંતુ ઔરંગઝેબે ઇસ્લામ સિવાય બીજી કોઇપણ બાબતો પર ધ્યાન આપ્યું નહીં.

એવી રીતે અકબર અને ઔરંગઝેબના સ્વભાવ અને ધોરણમાં ભેદ દેખાઈ આવે છે; અને તે પરથી મહાન કોણ એ વાત સિદ્ધ થાય છે. અકબરનું શ્રેષ્ઠત્વ કોઇપણ કબૂલ કરશે જ. અકબર ઘણો દૂરદર્શી અને રાજનીતિજ્ઞ હોવાથી તેણે રાજ્યને બળવાન બનાવ્યું. તેની શ્રેષ્ઠતા તેણે રાજ્યવિસ્તાર કરી પોતાની સરહદ વધારી એમાં નથી પણ તેમ કરતી વખતે તેણે કોઈની લાગણી ન દુખવતાં પોતાના રાજ્યને ભૌગોલિક મર્યાદા મેળવી આપી અને રાજ્યમાં એકતાની ભાવના ઉત્પન્ન કરી તેમાં છે. અકબરની શ્રેષ્ઠતા, તેણે આદરેલી સમાનતા, સુલેહશાંતિ તથા લોકહિતને માટે કરેલા સુધારામાં છે. તેથી બધી વાતે ઔરંગઝેબ કરતાં અકબર જ શ્રેષ્ઠ છે. ઔરંગઝેબે ધર્મને ખાતર શરીર ગાળ્યું તેથી રાજા તરીકે તેને શ્રેષ્ઠ નહીં જ કહી શકાય. રાજા તરીકે તેણે અક્ષમ્ય અપરાધ કરી પોતાના વિશાળ સામ્રાજ્યનો પાયો ડગમગાવી દીધો તેથી તે શ્રેષ્ઠપદને લાયક નથી.

**Q. 48. Why do you rank Akbar as an Empire builder *Or* justify the statement that**

**Akbar was born to create an Empire and Aurangzeb to lose it.**

ઉ:—See Q. 47.

**Q. 49 Why is Shahjahan's reign said to be the Golden Age of the Mughal period?**

ઉ:—See Q. 50.

**Q. 50. Show that India was very prosperous in the reign of Shahjahan? How do you account for this prosperity?**

ઉ:—શહાજહાન બાદશાહના વખતમાં દેશમાં શાંતિ હતી અને લોકોની સ્થિતિ ઘણી આબાદ હતી. દેશમાં શાંતિ હોવાથી વેપારની વૃદ્ધિ થઈ અને દેશની સાંપત્તિક સ્થિતિ સુધરી તેના રાજ્યનું વસુલ બાવીસ કરોડથી વધીને છત્રીસ કરોડનું થયું જમીન મહેસુલની પદ્ધતિ ઉદાર હતી અને બાદશાહે દરેક પ્રાંતમાં અદાલતો સ્થાપીને પ્રજાને ન્યાય આપવાની સગવડ કરી આપી. પોતાના વિશાળ રાજ્યમાં સારો બંદોબસ્ત રાખીને રાજ્યના દરેક ખાતાની ઉત્તમ વ્યવસ્થા કરી. તેણે બાદશાહી દરબારનો વૈભવ વધાર્યો. તેના વખતમાં થએલાં શિલ્પકલા અને કલાકૌશલ્યના કામો અત્યંત પ્રસંશનીય છે. આગ્રાનો તાજમહાલ પોતાના સૌંદર્ય અને ભવ્યતાથી આખી દુનીયાને આજે પણ ચકિત કરે છે. જુમ્મા-મસ્જીદ દિવાન-ઈ-આમ, અને દિવાન-ઈ-ખાસ વગેરે ઈમારતો ઘણી જ જોવા જેવી છે. શહાજહાને એક કરોડ રૂપીઆ ખર્ચીને મયૂરસિંહાસન તૈયાર કરાવ્યું. યમુના નદીને કાંઠે નવું દિલ્હી શહેર વસાવ્યું અને તે શહેરની આસપાસ કિલ્લો બંધાવ્યો. બાગ અને સુંદર ઝાડ વગેરે રોપાવીને નવા દિલ્હી શહેરની શોભા વધારી. ખેતીના ઉપયોગ માટે નહેર ખોદીને પાણીની સારી જોગવાઈ કરી. પિતા જેમ પુત્ર ઉપર પ્રેમ કરે છે તેવી જ રીતે બાદશાહે પ્રજાનું રક્ષણ અને પાલન કર્યું એવું તે વખતના એક લેખકે વર્ણન કર્યું છે. તેના સમયમાં મોગલ બાદશાહી વૈભવના શિખરે પહોંચી. તે વખતે જેવી શાંતિ, સુવ્યવસ્થા અને આબાદી હતી તેવી સ્થિતિ અગાઉ

કદી પણ નહતી. રજપૂત રાજાઓ બાદશાહનાં પૂર્ણ અંકિત થયા હતાં. દરબારનો ઠાઠ અને બાદશાહની અપાર સંપત્તિની બરોબરી કોઈ પણ રાજાથી થઈ શકશે નહિ. દક્ષિણમાં પોતાનો અમલ બેસાડીને તેણે પોતાના પિતાનું અને પિતામહનું કામ પૂરૂં કર્યું. ધર્મના વિષયમાં તેનું ધોરણ સહિષ્ણુતાભર્યું અને ઉદાર હતું. શાંતિ, વેપારનો ઉત્કર્ષ, રાજ્ય વિસ્તાર, રાજ્યની વધતી ઉપજ, બાદશાહની લોકપ્રિયતા અને ધર્મ સંબંધી સહિષ્ણુતા, ધોરણ વગેરે વગેરે કારણોથી શાહજહાનનો કાળ, મોગલ રાજ્યના વૈભવ અને ઉત્કર્ષનો કાળ ગણાય છે. સાદુલ્લાંખાન અને અલીમર્દાનખાન જેવા ડાહ્યા સલાહકારોને લીધે રાજ્યકારભાર સુવ્યવસ્થિત થઇ શક્યો અને રાજ્યની આબાદી થઈ. વળી રાજ્યની સુસ્થિતિ કરવામાં અકબર અને જહાંગીર બાદશાહોએ રાજ્યની ઉત્તમ વ્યવસ્થા રાખી હતી તે પણ ઉપયોગી થઈ પડી.

**Q. 11. What were the aims of Aurangzeb? How far is he responsible for the downfall of the Empire?**

ઉ:—ઔરંગઝેબના હેતુ નીચે પ્રમાણે હતા: (૧) સ્વધર્મનો ફેલાવ કરી તેને ઉન્નતિને શિખરે પહોંચાડવો. (૨) દક્ષિણ દેશ જીતી તેને મોગલ સામ્રાજ્ય સાથે જોડી દેવો. (૧) ઇસ્લામી ધર્મનો પ્રચાર કરવો; એટલે પરધર્મીઓ પર જોરજુલમ કરીને તલવારના બળે તેમને ઇસ્લામ ધર્મની દિક્ષા લેવા ફરજ પાડવી એમ તે સમજતો. તેનો હિંદુધર્મ પ્રત્યે વિશેષ દ્વેષ હતો. સ્વધર્મનો પ્રચાર કરવો એટલે દેવોની મૂર્તિઓ ભાંગવી, દેવળો ભ્રષ્ટ કરવાં, જુલમથી મુસલમાન બનાવવા, તેમના પર જજીયા કર જેવા ભારે કર નાંખવા વગેરે બાબતો હિંદુ વિરૂદ્ધ કરી. આથી હિંદુઓ ચીડાયા અને તેનો દ્વેષ કરવા લાગ્યા. રજપૂતોએ તો તેની સાથે યુદ્ધ કરીને તેનો પરાજય કર્યો. એવી રીતે ઔરંગઝેબ હિંદુઓ સાથે અને વિશેષે કરીને વફાદાર રજપૂતો સાથે હળીમળીને ન વર્ત્યાથી તેનું રાજ્ય શક્તિહિન થયું. (૨) દક્ષિણ દેશ જીતવા માટે તેણે અથાગ મહેનત ઉઠાવી પરંતુ ત્યાં પણ તેને હિંદુ પ્રત્યેનો દ્વેષ નડયો અને મરાઠાઓએ તેનો પરાજય કર્યો. મરાઠાઓનો નાશ કરવામાં તેણે પોતાની શક્તિનો વિનાકારણ વ્યય કર્યો. આ શક્તિ

જો તેણે પોતાનું રાજ્ય દૃઢ કરવામાં અને પ્રજાને સુખી કરવામાં વાપરી હોત તો તેના જેવો મહાન બાદશાહ બીજો થાત નહીં. દક્ષિણ દેશના લોભમાં તેણે પોતાની આબરૂ અને વજન વ્યર્થ ગુમાવ્યાં.

ઔરંગઝેબના કારભારથી મોગલ સલ્તનત નાશને રસ્તે કેવી રીતે ચઢી તેનાં કારણો ઉપર અપાયાં છે; પરંતુ તે સિવાય બીજાં પણ કારણો છે (૧) ઔરંગઝેબે જુલમથી રાજ્ય કર્યું. કેટલીક વાર તેણે પોતાના સુબાઓને પણ દુભવ્યા. તેથી તેના મરણ પછી આ સુબાઓ સ્વતંત્ર થયા અને મોગલ સામ્રાજ્ય છૂટું છવાયું થઈ ગયું (૨) લોકો પર તેનો અવિશ્વાસ હોવાથી દરેક કામ તે પોતે કરતો. તેનું પરિણામ એવું આવ્યું કે તેના સરદારો કહે તેટલું કામ કરવું એવી વૃત્તિના થઈ ગયા અને તેમનું રાજદ્વારી-પણું લોપાઈ ગયું. (૩) દક્ષિણમાં તે જ્યારે હતો તે વખતે ઉત્તરહિંદમાં રજપૂત, જાટ, શીખ વગેરે લોકોએ હુલ્લડ કરી અસંતોષ ફેલાવ્યો અને તેનાં સામ્રાજ્ય ઉપર આઘાત કર્યા. ઔરંગઝેબ આ અટકાવી શક્યો નહીં અને તેથી તેનું સામ્રાજ્ય નાશ પામ્યું. (૪) દક્ષિણ દેશ જીતી લઈ રાજ્યવિસ્તાર કર્યો પણ તેનો બંદોબસ્ત બરાબર તે કરી શક્યો નહીં તેથી સરદારો સ્વતંત્ર થઈ ગયા અને દિલ્હીનો બાદશાહ માત્ર નામનો બાદશાહ રહ્યો.

**Q. 52. Account for the colossal failure of Aurangzeb in the Deccan. Did he commit any mistake in first subduing the two Muhammadan kingdoms?**

ઉ:—ઔરંગઝેબ મરાઠાઓ સાથે લઢતો હતો તેજ અરસામાં તેનું ધ્યાન વિજાપુર અને ગોવળકોંડાના રાજ્યો તરફ દોરાયું અને તેણે તે રાજ્યો જીતી લઈ પોતાના મનને શાંત કર્યું. આ રાજ્યો તેણે શૌર્યથી જીત્યાં હોય અથવા તો કપટથી જીત્યાં હોય પણ આ રાજ્યો જીતવામાં તેણે એક અક્ષમ્ય ભૂલ કરેલી હતી એ વિષે મતભેદ નથી. (૧) આ રાજ્યો ઘણા જૂના હોઈ લોકોના મનમાં તેમને વિષે પૂજ્યભાવ વસતો હતો. આ રાજ્યો ઔરંગઝેબે જીત્યાથી ત્યાંના લોકો તેની વિરુદ્ધ પડ્યા અને હુલ્લડ કરવા

લાગ્યા. (૨) આ રાજ્યમાં ઘણા મરાઠા સરદારો હતા. રાજ્ય જીતાયાથી આ બધા મરાઠા સરદારો મરાઠાઓને આવી મળ્યા અને તેથી મરાઠાઓનું બળ વધી આજ સુધી દક્ષિણમાં દેખાઈ આવતું બળસમત્વ નાશ પામ્યું. (૩) આ મુસલમાન રાજાઓ જોડે સંપીને વર્તન કર્યું હોત તો ઔરંગઝેબને તેમની મદદ મળત. સારાંશ કે આ રાજ્યોનો નાશ કરવામાં તેની ભૂલ થઈ અને આ ભુલને લઈને જ ઘણે અંશે દક્ષિણમાં યશ મળવાની તેની આશા નષ્ટ પામી.

આ ભૂલો ઉપરાંત દક્ષિણમાં તેનો પરાજય થવાના બીજા ઘણાં કારણો છે (૧) તેના લશ્કરમાં અકબરના સમયમાં જણાઈ આવતાં શૌર્ય, વીરતા, શિસ્ત વગેરે ગુણ જતા રહી તે ઠેકાણે મિજાજ, આળસ હતવીર્યતા વગેરે દુર્ગુણ આવવા પામ્યા હતા. તેથી સૈનિકોથી ધીરજનાં અને સાહસનાં કામો થતાં નહીં તથા લઢાઈના કામમાં તો તેઓ તદ્દન નાલાયક બની ગયા હતા. (૨) સૈન્ય ઘણું જ વિશાળ હોવાથી કૂચ કરતી વખતે તેમાં અવ્યવસ્થા ફેલાતી અને તેથી મુકામ ઉઠાવવા ઘણો વિલંબ લાગતો. આથી તેના ભવિષ્યના ઇરાદા ધૂળમાં મળી જતા. (૩) તેના સ્વભાવમાંનો મુખ્ય દોષ અવિશ્વાસ હોવાથી તે દોષે પણ તેનો નાશ કર્યો. તે કોઈના પર વિશ્વાસ રાખતો નહીં તેથી લોકો તેના પર કદી પણ સંતુષ્ટ રહેતા નહીં અને તેમનાથી મોટાં કામો થતાં નહીં. (૪) પર મુલકમાં તેને લઢાઈ કરવી પડી તેથી તેનું લશ્કર મોટા પ્રમાણમાં નાશ પામ્યું. (૫) તેના શત્રુની સ્થિતિ આનાથી તદ્દન વિરૂદ્ધ હતી. મરાઠી લશ્કરમાં આળસ, મિજાજ વગેરે દુર્ગુણોનો અભાવ હોઈ તેમનામાં મહત્ત્વાકાંક્ષા, દેશાભિમાન, શૌર્ય, વીર્ય વગેરે ગુણ વસતા હતા. આથી તેઓ ગમે તેવું ધીરજનું અને સાહસનું કામ કરી શકતા. તેમનું લશ્કર પણ નાનું હોવાથી તેઓ પોતાનો મુકામ પવનની માફક હલાવતા. (૬) શંભાજીનો ઔરંગઝેબે વધ કર્યાથી મરાઠાઓ ઘણા ગુસ્સે થયા હતા. શંભાજી ક્રૂર હતો તોપણ સ્વરાજ્ય સ્થાપન કરનાર શિવાજીનો તે પુત્ર હતો એ વાત તેઓ ભૂલી શક્યા નહીં. (૭) મરાઠાઓ ઔરંગઝેબની સાથે છુપી રીતે લઢીને તેને ત્રાસ આપતા. તેને પૈસો, અન્નસામગ્રી, દાણા, ઘાસ વગેરે કાંઇપણ મળવા દેતા નહીં

અને તેથી તે ઘણો કંટાળી ગયો. (૮) નદીનાં પૂર, તાવના ઉપદ્રવ વગેરેથી પણ બાદશાહના સૈન્યને પ્રાણ ખોવા પડ્યાં. છેવટે બાદશાહની ફોજ થાકી ગઈ. ખજાનો ખાલી થયો. સિપાઇઓના પગાર પણ મળતા બંધ થયા. આવી સ્થિતિમાં બાદશાહ મરણ પામ્યો અને યુદ્ધની સમાપ્તિ થઈ. (૯) ઉત્તર તરફનો તેનો સંબંધ તૂટી ગયો અને તેથી સૈન્યમાં નવી ભરતી થઈ શકી નહીં.

**Q. 53. Describe the attempts made by the Moguls to conquer the Deccan and state how far they were successful.**

ઉ:—**૧. અકબરના સમયમાં:**—અકબરે ઉત્તર હિંદુસ્તાનમાં પોતાની સત્તા જમાવ્યા પછી તેનું ધ્યાન દક્ષિણ તરફ દોરાયું. દક્ષિણના અહમદનગર, વિજાપૂર, ગોવળકોંડા તથા ખાનદેશના રાજાઓએ પોતાનું માંડલિકત્વ સ્વીકારવું જોઇએ એ ઇરાદાથી તેણે વકીલ રવાના કર્યા. ખાનદેશના સુલતાને આ વાતને સંમતિ આપી. તેથી સન ૧૫૯૫માં અહમદનગરની ગાદી વિષે તકરાર ઉત્પન્ન થયાથી અકબરે પોતાના પુત્ર મુરાદને અહમદનગર મોકલ્યો. પણ ચાંદબીબીએ તેનો પરાજય કર્યો. મોગલોને વરાડ પ્રાંત મળ્યો. પછી દક્ષિણના મુસલમાન સુલતાનોએ મોગલો પર સ્વારીઓ કરી તેથી અકબર પોતે દક્ષિણમાં ગયો અને તેણે અહમદનગરને ઘેરો ઘાલ્યો. આ સમયે ચાંદબીબી કફોડી સ્થિતિમાં આવી પડી હતી તેથી તેણે સલાહ કરવાનું કબૂલ કર્યું પણ એટલામાં તેનું કોઇએ ખૂન કર્યું. છેવટે મોગલોએ અહમદનગર જીત્યું. આ અરસામાં તેણે ખાનદેશ પણ જીત્યો પણ અહમદનગરનું રાજ્ય તે કાયમને માટે નામશેષ કરી શક્યો નહીં.

**૨. જહાંગીરના સમયમાં:**—અકબરે જીતેલો અહમદનગરનો મુલક શાહજીની મદદ વડે મલીકંબરે પાછો જીતી લઈ નિઝામશાહીને બળવાન બનાવી. તેથી જહાંગીરે અબદુલ્લાખાન, ખાનજહાન તથા રાજા માનસિંગને ૧૬૧૨માં અહમદનગર મોકલ્યા પણ મલીકંબરે તેમને હરાવ્યા. તે પછી ૧૬૧૬માં શાહજહાન ફરી અહમદનગર ઉપર ચઢી ગયો. આ વખતે દક્ષિણના રાજાઓની મદદ મલીકંબરને મળી નહીં અને તેનો પરાજય થયો તોપણ અહમદનગરનું રાજ્ય નાશ પામ્યું નહીં.

૩. શાહજહાનઃ—(અ) શાહજહાન જે વખતે ગાદીનશીન થયો તે વખતે અહમદનગરનાં રાજ્યમાં અંધાધુંધી હતી. લખુજી જાધવનું નિઝામશાહે ખૂન કર્યાથી તેના રાજ્યમાંના મરાઠા સરદારો ચીડાઈ ગયા હતા. શાહજીએ તો સ્વતંત્ર રાજ્ય પણ સ્થાપ્યું. આવા પ્રસંગે શાહજહાને શાહજીને પોતાના પક્ષમાં મેળવી લઈ નિઝામશાહના દિવાન ફત્તેખાનનો પરાજય કર્યો. ઉપર નિર્દિષ્ટ કરેલા પ્રસંગે વિજાપુરના સુલતાને ફત્તેખાનને મદદ કર્યાથી શાહજહાને આસફખાનને તેના પર ચઢાઈ કરવા મોકલ્યો પરંતુ તેને પાછું ફરવું પડયું. આ પછી ઇ. સ. ૧૬૩૫–૩૭ સુધી અહમદનગરનું રાજ્ય જીતવાના ઇરાદાથી શાહજહાને ફરી ચઢાઇ કરી. આ દરમ્યાન ફત્તેહખાને મોગલો પર ફરી હુમલા કરવાની શરૂઆત કરી હતી. પણ શાહજહાને તેને વશ કરી નિઝામશાહીનો અંત આણ્યો. નિઝામશાહી નષ્ટ થાય એ વાત શાહજીને ગમી નહિ તેથી બિજાપુર અને ગોવળકોંડાના સુલતાનની મદદથી નિઝામશાહીની ફરી સ્થાપના કરવાનો તેણે ઘાટ ઘડયો; તેથી શાહજહાનને તેનાપર સ્વારી કરવાની ફરજ પડી. તે પોતે દક્ષિણમાં આવ્યો અને પ્રથમ વિજાપુરના સુલતાનને હરાવીને પછી તેણે શાહજીનો પરાજય કર્યો અને ઇ. સ. ૧૬૩૭માં નિઝામશાહી કાયમની નષ્ટ કરી. (આ) શાહજહાન શહેનશાહના તખ્ત ઉપર હતો ત્યારે તેનો દીકરો ઔરંગઝેબ દક્ષિણ પ્રાંતનો સુબો હતો. વિજાપુર અને ગોળકોંડાની વધતી જતી જાહોજલાલી તેનાથી સહન થતી નહોતી. તે રાજ્ય અને તેની સંપત્તિ પર તેની નજર હતી. એ સિવાય આ રાજ્યો શિયાપંથી હોવાથી ઔરંગઝેબને તેમને વિષે તિરસ્કાર હતો ત્યારે મીરજુમલા નામના સરદારને ગોવળકોંડા વિરૂદ્ધ મદદ કરવાને બ્હાને ઔરંગઝેબે ગોવળકોંડા પર અને ૧૬૫૬ પછી વિજાપુર ઉપર સ્વારીઓ કરી. આ વખતે તે આ રાજ્યો ખાલસા કરી શકયો હોત પણ સુલતાનોએ શાહજહાનને માફીપત્રો લખી આપી યુદ્ધ બંધ કરવાનો હુકમ મેળવ્યો અને પોતાના માથા પરનું સંકટ ટાળ્યું.

૪. ઔરંગઝેબઃ—(અ) ઇ. સ. ૧૬૮૧–૮૨ દરમ્યાન ઔરંગઝેબ મરાઠાઓ સાથે લડતો હતો તેજ અરસામાં તેણે ગોવળકોંડા તથા વિજાપુર તરફ પોતાની નજર ફેરવી અને પોતાનો ધારેલો હેતુ પાર પાડયો.

આખર તેણે વિજાપુર ઉપર હુમલો કર્યો પણ તે ફાવ્યો નહીં તેથી તેણે ગોવળકોંડા પર સ્વારી કરી તેને સલાહ કરવાની ફરજ પાડી પછી તેણે ફરી વિજાપુર પર હુમલો કરી તે રાજ્ય ઇ. સ. ૧૬૮૬માં અને ગોવળકોંડા ઇ. સ. ૧૬૮૭માં નષ્ટ કર્યું. (આ) મરાઠાઓ સાથે યુદ્ધ:–મરાઠા સાથે તેનું યુદ્ધ તેના મરણ સુધી ચાલ્યું. પણ આ કામમાં તેને અનેક કારણોને લઈને યશ મળ્યો નહીં; આથી દક્ષિણ દેશ જીતવાનો તેના પ્રયત્ન ફોગટ ગયો.

**Q. 54. What were the parts played by Chandbibi, Malikambar and Shahjahan in the defence of the kingdom of Ahmednagar against the Moguls?**

ઉ:—See Q. 53. first 3 paras.

**Q. 55. Describe the condition of the Mogul Empire after the death of Aurangzeb.**

ઉ:—ઔરંગઝેબ ઇ.સ. ૧૭૦૭માં મરણ પામ્યો. તેની લાંબા વખતની કારકીર્દિમાં લોકોના મન નારાજ થયાં હતાં. તેનું પરિણામ જે થવાનું હતું તેજ થયું. મોગલોના ઘણાખરા સરદારો સ્વતંત્ર થઈ ગયા. મોગલાઈ કેવળ નામની જ રહી. ઔરંગઝેબે કોઇના પર વિશ્વાસ ન રાખ્યાથી પોતાની મેળે કામ કરવાની આવડત રહી નહોતી. બીજા કરે તેમ કરવું એવી વૃત્તિ ચોમેર દેખાઈ આવતી હતી. મોગલાઇની આ દશા હોવાથી ઔરંગઝેબ પછી તેના પુત્રોમાં ગાદી માટે ઝઘડા શરૂ થયા. છેવટે ઝુલફીકારખાનની મદદથી મુઆઝમે તખ્ત હસ્તગત કરી બહાદુરશાહ નામ ધારણ કર્યું. બહાદુરશાહને રજપૂતો તરફ ધ્યાન આપવું પડયું. તેણે જયપુર, જોધપુર તથા ઉદેપુરના રાજાઓનું સ્વાતંત્ર્ય માન્ય કરી તેમની સાથે સલાહ કરી. પછી તેને શીખ લોકો સાથે લડવું પડયું. આ શીખોએ પંજાબમાં કેર વર્તાવ્યો હતો. બહાદુરશાહે તેમના પર ચઢાઈ કરી તેમનો પરાજય કર્યો. તે સન ૧૭૧૨માં મરણ પામ્યો.

બહાદુરશાહ પછી ગાદી માટે ફરી તકરારો ઉપસ્થિત થઈ, પણ ઝુલફીકારખાને જહાંદરશાહને તખ્ત પર બેસાડયો. પણ જહાંદરશાહ ક્રૂર

અને જુલમી હોવાથી તેના ભત્રીજા ફરૂખશાયરે સૈયદ ભાઈઓની મદદથી જહાંદરશાહને ઠાર કરાવી રાજ્ય ખુંચવી લીધું; પણ આ સમયથી સૈયદ ભાઈઓના હાથમાં મોગલાઈની બધી સત્તા આવી અને મોગલાઈની પડતી થઈ, કારણ કે સૈયદ ભાઈઓએ ફરૂખશાયરને અને તેમણે બેસાડેલા બે બાદશાહોને ઠાર કર્યા. એવી રીતે રાજ્યમાં આ ભાઇઓએ ઘોટાળા જમાવી છેવટે મહમદશાહને ગાદીએ બેસાડયો.

મહમદશાહના રાજવહીવટમાં ઘણા બનાવો બન્યા. પ્રથમ સૈયદભાઇઓનો નાશ કરવાનો તેણે વિચાર કર્યો. કાવત્રાં કરી દરબારીઓની સહાયથી તેણે તેમનો નાશ કર્યો. મોગલાઇની પડતી દશામાં શૂર નિઝામ ઉલ્–મુલ્કે ૧૭૨૪માં દક્ષિણમાં નવા રાજ્યની સ્થાપના કરી. આથી દક્ષિણમાં મોગલોના સુબા સ્વતંત્ર થઇ ત્યાં તેમની સત્તા પૂરી થઈ. આજ અરસામાં મરાઠાઓ મોગલ મુલક ઉપર સ્વારીઓ કરવા લાગ્યા. માળવા, બુંદેલખંડ, ગુજરાત વગેરે પ્રાંતોમાંથી તેઓ સરદેશમુખી અને ચોથ વસુલ કરવા લાગ્યા. ઇ. સ. ૧૭૩૮માં બાજીરાવે બાદશાહના સૈન્યનો ભોપાળ પાસે પરાજય કર્યો અને મોગલ મુલકમાં સિંધિઆ, હોલકર, ગાયકવાડ વગેરે સરદારોને કાયમના નીમી દીધા. આથી તે પ્રાંતો મરાઠાઓના અમલ નીચે ગયા. મરાઠાઓના આ પ્રયત્ન ચાલતા હતા તે દરમ્યાન ઉત્તર હિંદુસ્તાનમાં અરાજકતા છે એમ સાંભળી નાદિરશાહ નામના ઇરાનના બાદશાહે ઇ. સ. ૧૭૩૯માં હિંદુસ્તાન પર સ્વારી કરી. હિંદુસ્તાનમાં તેણે અપાર સંપત્તિ તથા લૂટ મેળવ્યાં. સિંધુ નદીનો પશ્ચિમનો બધો મુલક તેણે ખાલસા કર્યો. નાદિરશાહની સ્વારીથી મોગલ બાદશાહીને સખત ફટકો વાગ્યો. પંજાબ, રોહિલખંડ, અયોધ્યા, બંગાળા વગેરે પ્રાંતના સુબા સ્વતંત્ર થયા અને મોગલ બાદશાહી પૂર્ણ રીતે નાશ પામી. નાદિરશાહની સ્વારી પછી મરાઠાઓએ પણ મોગલ બાદશાહી પર ફરી આઘાત કરી બાદશાહ પાસેથી ઘણાખરા પ્રાંત ઝુંટાવી લીધા. આવી પરિસ્થિતિમાં મહમદશાહ ૧૭૪૮માં મરણ પામ્યો.

મહમદશાહના મરણ પછી તેનો પુત્ર અહમદશાહ રાજ્યારૂઢ થયો. પણ ૧૭૪૮થી મોગલ બાદશાહી પર એક નવું જ સંકટ આવવા લાગ્યું હતું. તે વખતથી અબ્દેઅલીની સ્વારીઓ હિંદ પર થવા લાગી

હતી. ઇ. સ. ૧૭૫૧માં તેણે બીજીવાર ચઢાઈ કરી સિંધ અને મુલતાન એ બે પ્રાંત જીત્યા. આ વખતે જ અહમદશાહનું ખૂન થયું અને શહાબુદ્દીને આલમગીરને ગાદીએ બેસાડયો. આ દરમ્યાન (૧૭૫૭) નજીબખાનના આમંત્રણથી અબ્દેઅલીએ હિંદ પર ફરી સ્વારી કરી. તેણે દિલ્હી લૂંટી ભયંકર કતલ કરી. દિલ્હી અને પંજાબ પ્રાંત પોતાના રાજ્યને જોડી દીધા ત્યારે શહાબુદ્દીને મરાઠાઓની મદદ લઈ અબ્દેઅલીએ જીતેલા મુલક પાછા મેળવ્યા. આથી અબ્દેઅલીએ ૧૭૬૦માં ફરી એક વાર હિંદ પર સ્વારી કરી. મરાઠાઓ સાથે તેને ૧૭૬૧માં પાણીપત મુકામે લઢવું પડયું. તેમાં મરાઠાઓ હાર્યા. આજ વખતે શાહબુદ્દીને આલમગીરનું ખૂન કર્યું. તેના પુત્ર અલીગોહરે શાહઆલમ નામ ધારણ કરી રાજ્યપદ હસ્તગત કર્યું.

શાહઆલમે મરાઠાઓની તથા અંગ્રેજોની મદદ લઈ પોતાનું બાદશાહીપદ તથા બાદશાહી ૧૮૦૬ સુધી ટકાવી રાખ્યાં. ૧૮૦૬માં તે મરણ પામ્યો અને તેની સાથે મોગલાઇનો પણ અંત આવ્યો. અંગ્રેજોએ તેના પુત્રને આસામી આપી હતી પણ તે ૧૮૩૭માં મરણ પામ્યો. પછી તેના પુત્ર બહાદુરશાહને પણ તેઓએ વર્ષાસન બાંધી આપ્યું હતું પરંતુ તેણે ૧૮૫૭ના બળવામાં ભાગ લીધાથી અંગ્રેજોએ તેને રંગુન મોકલી દીધો અને તેના પુત્રને ઠાર મારી નાંખ્યો.

**Q. 56. Describe the condition of the Mogul Empire from the death of Aurngzeb to the invasion of Abdali.**

ઉ:—See Q. 55, first 3 paras.

**Q. 57. Give the causes of the downfall of the Moguls.**

ઉ:—See Q. 58.

**Q. 58. Describe the rise and state tne causes of the fall of the Mogul Empire.**

ઉ:—પ્રથમ હિંદુસ્તાનની પરિસ્થિતિનો પૂર્ણ વિચાર કરી બાબરે ઇ. સ. ૧૫૨૬માં હિંદ પર સ્વારી કરી મોગલ બાદશાહીની સ્થાપના કરી. પણ

તે લાંબા કાળ સુધી જીવ્યો નહીં અને તેથી પોતાની કારકિર્દીમાં તે બાદશાહીને દૃઢ કરી શક્યો નહીં. તેના મૃત્યુ પછી હુમાયુનને આ વિકટ કામ કરવાનું હતું; પણ આ કામ કરવા તે તદ્દન નાલાયક નીવડ્યો. રાજ્ય-વિસ્તાર તો નહીં જ પણ રાજ્યરક્ષણનું પણ કામ તેનાથી થયું નહીં. તેના શત્રુઓ તેના પર રૂઠ્યા અને પોતાનું રક્ષણ કરવાને તેને દેશવટો લેવો પડ્યો. કેટલાક કાળ પછી તેણે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું પણ તેના શત્રુઓ નાશ પામ્યા નહીં અને પાછું મેળવેલું રાજ્ય ટકશે કે કેમ તેની શંકા જ હતી. આવી પરિસ્થિતિમાં રાજ્યનું રક્ષણ કરી તેનો વિકાસ કરવાનું અતિ કઠણ કામ અકબરને કરવું પડ્યું. અલ્પવય, કોઈ હિતકર્તા નહીં, કામનો અનુભવ નહીં તેથી લાગ જોઈને રાજ્ય ખુંચવી લેવાની શત્રુઓ તૈયારી કરી રહેતા. આવી કફોડી સ્થિતિમાં પણ અકબરે હિંમતથી, ધીરજથી, દૃઢતાથી અને મુત્સદ્દીગીરીથી રાજ્યનું રક્ષણ કર્યું એટલું જ નહીં પણ તેને સામ્રાજ્યનેપદે પહોંચાડ્યું. ૪૫ વર્ષની રાજવટમાં તેણે અફઘાનિસ્તાનથી આસામ સુધી અને હિમાલયથી અહમદનગર સુધી પોતાનું રાજ્ય ફેલાવ્યું. રાજનીતિ, ન્યાય અને નિષ્પક્ષપાતીપણું વાપરીને પોતાની પ્રજાનું હિત કરવા તરફ તેણે પોતાની કારકિર્દી વિતાવી પોતાના રાજ્યને સ્થિર કર્યું. તેના પછી તેના વ્યસની પુત્ર જહાંગીર અને વિલાસી પૌત્ર શાહજહાને આસરે ૫૦ વર્ષ રાજ્ય કર્યું છતાં તેનું રાજ્યવૃક્ષ ડગમગ્યું નહીં. જહાંગીર અને શાહજહાને વધારે કાંઈ મેળવ્યું નહીં તોપણ પોતાના પૂર્વજોએ મેળવેલું સંભાળી રાખ્યું પણ ઔરંગઝેબ તે પણ કરી શક્યો નહીં. ૫૦ વર્ષની કારકિર્દીમાં તેમણે હિંદુઓ પ્રત્યે, શિયાપંથી મુસલમાનો પ્રત્યે, પોતાના નોકરો પ્રત્યે અને પુત્રો પ્રત્યે વેરભાવ બતાવી પોતાના વહેમી અને દુરાગ્રહી સ્વભાવથી રાજ્યકારભારનું તેમજ રાજ્યનું અત્યંત નુકસાન કરીને તેની ધૂળધાણી કરી. અકબરે ખાતર નાંખીને ઉછેરેલું વૃક્ષ ઔરંગઝેબના સમયમાં ખાતરના અભાવે ચીમળાઈ ગયું. મોગલાઇના નાશના કારણો નીચે પ્રમાણે છે:—

(૧) ઔરંગઝેબના મરણ પછી મોગલાઈના જુદા જુદા સરદારોએ સ્વાતંત્ર્ય જાહેર કરી મોગલ બાદશાહીને છૂટી છવાઈ અવસ્થામાં મૂકી.

(૨) મરાઠા, જાટ, શીખ, બુંદેલી, રોહિલા વગેરે લોકોનો ઉદય થયો અને તેમના આઘાત સહન કરવાની તાકાત મોગલ બાદશાહીનાં રહી નહીં. (૩) ઔરંગઝેબ પછીના બાદશાહ નાલાયક હતા. રાજ્યકારભારનું તથા રાજ્યરક્ષણનું કામ તેમનાથી થાય એમ નહોતું. (૪) આ દરમ્યાન નાદિરશાહ અને અહમદશાહ અબ્દેલીની સ્વારીમાંથી મોગલ બાદશાહી જર્જરિત થઈ ગઈ. (૫) મોગલ બાદશાહીમાં .વારસા હક સંબંધી હંમેશ ઝગડા થતા. (૬) ઔરંગઝેબના સમયમાં લોક પારકાની અક્કલ પ્રમાણે ચાલતા. સ્વયંસ્ફૂર્તિ નહોતી જ. (૭) દક્ષિણ દેશ જીતવાને ઔરંગઝેબે લશ્કર અને પૈસાનો વૃથા વ્યય કર્યો અને તેથી મોગલાઈની પડતી થઈ.

**Q. 59. Describe the part played by the Rajputs in the reigns of Akbar and Aurangzeb.**

ઉ:—૪૧, ૪૩, ૪૫, ૪૭, ૫૧ ઉત્તરો વાંચી ઉપલા પ્રશ્નનો જવાબ આપો.

**Q. 60. Sketch the career of Nurjehan and describe the part played by her in the reign of Jehangir.**

ઉ:—See Q. 61. Note No. 14

**Q. 61. Write notes on:—Invasions of Ahmedshah Abdeali; Invasion of Nadirshah; Syed Brothers; MirJumla; Melikambar; Chand bibi; Jaziya tax; Ayini-Akbari; Abdul Fazal; Todarmall; Behramkhan; Rana Pratapsinh; Dine-Ilahi.**

ઉ:—(૧) **અહમદશાહ અબ્દેલીની સ્વારીઓ:**—See Q. 55.

(૨) **નાદિરશાહની સ્વારી:**—See Q. 55.

(૩) **સૈયદભાઈઓ:**—બહાદુરશાહ ગાદીએ હતો તેજ વખતે ફરૂખશીયરને રાજ્ય મેળવવાની તૃષ્ણા હતી. તેથી બિહાર અને અલ્લાહાબાદના સુબા હુસેનઅલી અને અબદુલ્લા આ સૈયદભાઈઓની મદદ વડે તે જહાંદારશાહનો પરાજય કરી દિલ્હીનો બાદશાહ થયો. પણ બધો

અધિકાર સૈયદભાઈઓના હાથમાં હતો. તેમના ત્રાસમાંથી છૂટકારો મેળવવાનો ઘણો પ્રયત્ન ફરૂખશીયરે કર્યો પણ આ વાતની જ્યારે સૈયદબંધુઓને ખબર પડી ત્યારે તેઓએ તેને પદભ્રષ્ટ કરી મારી નાંખ્યો. સૈયદભાઈના હાથમાં હવે બધી સત્તા આવી. ૭ મહિનામાં તેમણે બે રાજપુત્રોને ગાદી પર બેસાડ્યા પણ તેમનો પણ તેઓએ નાશ કર્યો. છેવટે બહાદુરશાહના પૌત્ર મહમદશાહને તેમણે બાદશાહ બનાવ્યો, પણ સૈયદભાઈઓના હાથમાં ફક્ત પુતળાં થઈને રહેવું તેને ગમ્યું નહીં. સૈયદભાઈઓએ ઘણા અન્યાયના કૃત્યો કર્યાથી દરબારીઓ પણ તેમની વિરૂદ્ધ જ હતા. દક્ષિણના નિઝામના હાડકાં ખોખરા કરવા માટે હુસેનઅલી દક્ષિણમાં ગયો. ત્યાં કારસ્થાન કરી તેનું ખૂન કરાવ્યું. પછી અબદુલ્લાની પણ તેજ દશા કરવામાં આવી.

(૪) **મીરજુમલા:**—મીરજુમલા એક ઇરાની વેપારી હતો. વેપારમાં તે આબરૂ અને પૈસો કમાયો. ધીમે ધીમે તે ગોવળકોંડાનો દિવાન થયો. ગોવળકોંડામાં હીરાની ખાણો શોધી કાઢી તેણે અપાર ધન મેળવ્યું. ધીમેધીમે તેણે લશ્કર તૈયાર કર્યું અને ગોવળકોંડાના સુલતાન પર પોતાની છાપ બેસાડી. પરંતુ કુતુબશાહના મનમાં તેને વિષે દ્વેષ ઉત્પન્ન થયો તેથી તેને કર્ણાટકમાં જીતેલા નવા મુલકનો બંદોબસ્ત કરવા મોકલ્યો. પણ કર્ણાટકનો કારભાર પોતાના મન પ્રમાણે કર્યાથી તેના પર વેર લેવાના ઇરાદાથી તેના પુત્ર મહમદ અમીનની સાથે તેણે ખરાબ વર્તન કર્યું. આ વાત સાંભળતાં મીરજુમલાએ ઔરંગઝેબને પત્ર મોકલી ગોવળકોંડા પર ચઢાઇ કરવાનું કહેણ મોકલ્યું. આમ તે શેઠની સાથે બેવફાદાર થઈ ઔરંગઝેબના પક્ષમાં ગયો. બન્નેએ મળીને ગોવળકોંડા અને વિજાપુર ઉપર સ્વારી કરી. પણ આગ્રાથી હુકમ આવ્યાથી ઔરંગઝેબને ઘેરો ઉઠાવવો પડયો. આ બધાં કૃત્યોથી મીરજુમલા ઔરંગઝેબનો જમણો હાથ બન્યો. ઔરંગઝેબે કપટથી રાજ્ય મેળવ્યું તેમાં મીરજુમલાની તેને ઘણી જ મદદ થઈ. ઔરંગઝેબની કપટવિદ્યા તે જાણતો હતો. ઔરંગઝેબ બાદશાહ થયા પછી મીરજુમલાને બંગાળનું સુબાપદ મળ્યું પણ ઔરંગઝેબે મીરજુમલા પર પણ ભરોસો રાખ્યો નહીં તેથી તેને આસામ પ્રાંત સર કરવાને મોકલ્યો. તે કામ તેણે પાર પાડયું. ઔરંગઝેબે તેને ચીન પર સ્વારી કરવાનું કહ્યું.

પણ તે આગળ કૂચ કરતાં આસામના રાજાએ તેની સાથે ફરી યુદ્ધ શરૂ કર્યું. તેમાં જ તે ઇ. સ. ૧૬૬૩માં મરણ પામ્યો. મીરજુમલા જેવા શૂર, ડાહ્યા, રાજદ્વારી અને રાજ્યકારભારમાં કુશળ પુરુષ મોગલ સલ્તનતમાં ભાગ્યે જ થયા હશે.

(૫) **મલીકંબર:**—મલીકંબરનો જન્મ ૧૫૪૬માં થયો. એ જાતે હબસી મુસલમાન હતો. તે રાજનીતિમાં કુશળ હતો. અકબરે અહમદનગર લીધા પછી તેણે ખડકી નામના શહેરમાં નિઝામશાહીની રાજધાની સ્થાપી. લશ્કર જમાવી મોગલોએ જીતેલો અહમદનગરનો મુલક તેણે પાછો મેળવ્યો અને અહમદનગર પણ જીત્યું. આટલું કર્યા બાદ તેણે દેશસ્થિતિ સુધારી. નિઝામશાહીની જમીનની માપણી અને તપાસણી કરી તેણે સરકારનો ધારો નક્કી કર્યો અને ઉત્તરમાંની ટોડરમલની પદ્ધતિ તેણે દક્ષિણમાં શરૂ કરી. પાકના પ્રમાણમાં વધારે ઓછું દાણ તે ઠરાવતો કેટલાંક વર્ષ સુધી તેણે લોકોને દાણની માફી આપી નવી જમીન તેમને ખેતી માટે આપી; આથી તે આખા દક્ષિણમાં પ્રખ્યાતિ પામ્યો. તેણે લશ્કર પણ ઉત્તમ પ્રકારનું રાખ્યું હતું. તે ઉપરાંત ઘણા મરાઠા સરદારો તેના આશ્રય હેઠળ હતા. જહાંગીરે મલીકંબર સામે ઇ. સ. ૧૬૧૨માં લશ્કર મોકલી પોતાનો મુલક પાછો મેળવવાની કોશીષ કરી પણ તેમાં તે ફતેહમંદ નિવડ્યો નહીં. ફરી એકવાર જહાંગીરે ૧૬૧૬માં પ્રયત્ન કર્યો. આ પ્રસંગે માત્ર મલીકંબરનું કાંઈ ચાલ્યું નહીં અને તેણે અહમદનગર અને તેની આસપાસનો કેટલોક મુલક મોગલોને સોંપી તે તેમને શરણે ગયો. પછી તે મોગલો સાથે સ્નેહભાવથી વર્ત્યો. તેણે નિઝામશાહીને બનતી સહાય કરી તે ઇ. સ. ૧૬૨૬માં મરણ પામ્યો. રાજકારભારમાં કુશળ, ન્યાયથી વર્તવું, ઇશ્વરભક્તિ, ઔદાર્ય, શૌર્ય વગેરે ગુણ તેનામાં વખાણવા જેવા હતા.

(૬) **ચાંદબીબી:**—દક્ષિણ હિંદમાં જે શૂરવીર અને પરાક્રમી માણસો થઈ ગયા તેમાં ચાંદબીબીની પણ ગણના થઇ છે. તે હુસેન નિઝામશાહની દીકરી હતી. તેનાં લગ્ન વિજાપુરના રાજા અલીઆદીલશાહ સાથે થયાં હતાં. પણ કમનશીબે તેનો પતિ મરણ પામવાથી પોતાના ભત્રીજાને વિજાપુરની ગાદીપર બેસાડી તે પોતે રાજ્ય કારભાર કરવા લાગી. ત્યાં

દિવાનની સાથે તેને બન્યું નહીં અને તેથી તેનું ખૂન કરાવ્યું. પણ તેને સતારામાં કેદી તરીકે રહેવું પડયું. ત્યાંથી તે મુક્ત થયા બાદ તે અહમદનગર આવી. રાજ્યના સંરક્ષણાર્થે તેણે ઘણો જ સ્વાર્થ ત્યાગ કર્યો. ચાંદબીબીના હાથમાં અહમદનગરની સત્તા આવ્યા બાદ તેને ઇ. સ. ૧૫૯૫માં મોગલો સાથે યુદ્ધ કરવું પડયું. તે વખતે અકબરનો દીકરો મુરાદ અહમદનગર ઉપર ચઢી આવ્યો. ચાંદબીબીએ ભારી વીરતાથી અહમદનગરનો બચાવ કર્યો પણ મોગલો સામે પોતે ટકશે નહીં એમ જાણી વરાડ પ્રાંત મુરાદને આપી તેની જોડે સલાહ કરી. મોગલો વરાડથી સંતુષ્ટ થયા નહીં. તેમણે નિઝામશાહી વિરૂદ્ધ લડયાં જ કીધું. છેવટે ચાંદબીબીએ વિજાપુર અને ગોવળકોંડાના રાજાઓની મદદ માગી. ઈ. સ. ૧૫૯૭માં મોગલો સાથેના યુદ્ધમાં તેને અપયશ મળ્યો. સને ૧૫૯૯માં અકબર પોતે અહમદનગર પર ચઢી આવ્યો. આવા કઠણ પ્રસંગે અહમદનગરનો કિલ્લો મોગલોને સ્વાધીન કરી દઈ તેમની સાથે સલાહ કરવી એમ તેને લાગ્યું તેથી તેં મોગલો સાથે સામેલ છે એમ સરદારોને વહેમ આવ્યો અને તેઓએ તેને ઠાર કરી.

(૭) **જજીઆ:**—મરાઠાઓની ચોથ અને સરદેશમુખી કર જીતેલા મુલકો પર નંખાતો તેમ મુસલમાન લોકોએ જજીઆવેરો દરેક વિધર્મી માણસ પર બેસાડયો હતો. કાફર લોકો પોતાને શરણ થયા એ વાતનું ચિહ્ન સમજીને આ વેરો નંખાયો. આ વેરો હિંદુઓ આપે એટલે તેઓ તેમનો બચાવ કરતા. અકબરે દીર્ઘદૃષ્ટિથી આ જુલમી વેરો બંધ કર્યો હતો. પણ ઔરંગઝેબે તે ફરી શરૂ કર્યો. તે વખતે આ વેરાનું પ્રમાણ એક મહોરથી સાડાત્રણ રૂપિયા સુધી હતું. આ વેરો અપમાનકારક હોઈ ભારે હતો.

(૮) **આઈ ને અકબરી:**—આઈ ને અકબરી નામનો ગ્રંથ અબુલફજલે લખ્યો તે ગ્રંથમાં રાજદરબાર, રાજ્યવ્યવસ્થા વગેરેની માહિતી હોઈ અકબરની કારકિર્દીની હકીકત તેમાં આપેલી છે. તે વખતની સમાજસ્થિતિ, લોકોના રીતરિવાજ, દંતકથાઓ, લોકોની વિદ્યા વગેરે બાબતો સંબંધી માહિતી આ પુસ્તકમાં મળી આવે છે. તેજ પ્રમાણે આ પુસ્તકમાં રાજ્યના મહેસૂલની વ્યવસ્થા કેવી હતી, સહકાર કેટલો સારો હતો, તેનું પ્રમાણ શું હતું વગેરે બાબતોનું ઘણું જ સારૂં વર્ણન આપેલું છે.

(૯) **અબુલફઝલ:**—અબુલફ્ઝલ એ શેખ મુબારીકનો નાનો દીકરો હતો. તેનો જન્મ ઇ. સ. ૧૫૫૧માં થયો. તે બધી વિદ્યામાં નિપુણ હતો. દુનિયાના બધા ધર્મોના સિદ્ધાંતો તેણે વાંચ્યા હતા. અકબરના મનમાં તેને માટે સારો અભિપ્રાય હતો. પ્રસંગ ઓળખી વર્તન કરવાનું તે સારી પેઠે જાણતો. અકબરના મનમાં ધાર્મિક ક્રાન્તિ તેણે જ કરાવી. ઉલેમાઓથી ધાર્મિક વાદવિવાદ કરાવી તેમના ખાલી જ્ઞાનનો પરપોટો તેણે જ ફોડયો. અકબરે અબુલફ્ઝલની સહાયથી 'દિને ઇલાહી' નામના ધર્મની સ્થાપના કરી. અબુલફ્ઝલ તેનો પહેલો અનુયાયી હતો. અબુલફ્ઝલ ઉદાર દિલનો હતો રાજ્યવહિવટમાં તેનું વર્તન નિસ્પૃહી, ચોક્કસ અને પ્રમાણિક હતું. તેની કલમથી લોકો ઘણા બ્હીતા. તે અકબરનો સારો, મુત્સદ્દી, રાજનિષ્ઠ અને વફાદાર નોકર, ઉદાર સહાય કર્તા અને સન્માનનીય મિત્ર હતો. અબુલફ્ઝલને લીધે જ અકબરના અંગભૂત સારા ગુણ લોકોને પ્રતીત થયા અબુલફ્ઝલે આઇને અકબરી, અકબરનામા વગેરે ગ્રંથ લખ્યા. અહમદનગર પર ચઢાઈ કરવા અકબરે તેને મોકલ્યો હતો ત્યાં તેણે સારી સેવા બજાવી હતી. ઇ. સ. ૧૬૦૨માં સલીમે તેનું ખૂન કરાવ્યું.

(૧૦) **ટોડરમલ:**—અકબરની પાસે જે ઉત્તમ માણસો હતા તેમાંનો ટોડરમલ એક હતો. ટોડરમલ જાતે રજપૂત હતો. શેરશાહના વખતમાં જમીન મહેસુલ સંબંધી તેણે સારા સુધારા કરી અનુભવ મેળવ્યો હતો. અકબરે પણ તે જ કામ તેને સોંપ્યું. ઇ. સ. ૧૫૬૬માં તેણે અલીકુલીનું બંડ શમાવ્યું. પછી અકબરે તેને ગુજરાતમાં જમીનની વ્યવસ્થા કરવાનું કામ સોંપ્યું. ત્યાં તેનું કામ પૂર્ણ થયા પછી તેને બંગાળામાં મોકલ્યો. ત્યાં તેણે સારૂં પરાક્રમ બતાવી કીર્તિ મેળવી. અકબરે પછી તેને પોતાના રાજ્યનો નાણાંમંત્રી બનાવ્યો. સ્વપરાક્રમથી આટલી મોટી પદવીએ પહોંચનાર હિંદુ આ પહેલો હતો. ટોડરમલે પછી અકબરના રાજ્યમાં જમીન મહેસુલની વ્યવસ્થા કરી. તેના આ સુધારાથી તનું નામ અજરામર થયું છે. પ્રમાણિકપણું, શુદ્ધ વર્તન, હિંમત, દરેક ખાતાની સરળ વ્યવસ્થા કરવાનું ચાતુર્ય વગેરે બાબતોમાં તેની બરોબરી કોઇની સાથે થતી નથી ટોડરમલ જેવો બાહોશ માણસ અકબરને મળ્યો એ તેનું મોટું ભાગ્ય. અફઘાનીસ્તાનમાં લડતાં લડતાં તે ઇ. સ. ૧૫૮૯માં મરણ પામ્યો.

(૧૧) **બહેરામખાનઃ**—બાબર અને હુમાયુનના હાથ નીચે બહેરામખાન કેળવાએલો હતો. હુમાયુનની પડતી દશામાં બહેરામખાનના પરાક્રમનો તેણે ઘણો ઉપયોગ કર્યો. રાજ્ય પાછું મેળવવામાં પણ તે ઘણો ઉપયોગી થયો. હુમાયુનના મરણ પછી બહેરામખાને અકબરનું પાલણ-પોષણ કર્યું તેમ જ અકબરની કારકિર્દીના શરૂઆતના ચાર પાંચ વર્ષોમાં બહેરામખાને જ બધો રાજ્યકારભાર ચલાવ્યો. આ અરસામાં હેમૂ નામના એક હિંદુ સરદારે વિક્રમાદિત્ય નામ ધારણ કરી દિલ્હીમાં રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કર્યો. બહેરામખાન તેના પર ચઢાઇ કરવા ગયો. પાણીપત મુકામે યુદ્ધ થયું તેમાં હેમૂ હાર્યો (૧૫૫૬). તે પછી અકબરે ઇ. સ. ૧૫૬૦માં બધો રાજ્યકારભાર પોતાને હાથ લઇ બહેરામખાનને મક્કે જવાનું કહ્યું. પ્રથમ બહેરામખાનને રીસ ચઢી નહીં પણ રસ્તામાં તેની બુદ્ધિએ પલટો માર્યો અને તેણે બંડ કર્યું. અકબરે એકદમ બંડ શમાવ્યું અને પાછળથી સેવા માટે તેને માફી બક્ષી. બહેરામખાન પાછો મક્કે જવા નીકળ્યો. રસ્તામાં પાટણ મુકામે મુબારીકખાન નામના તેના શત્રુએ તેને ઠાર કર્યો. તે યુદ્ધભૂમિ પર પરાક્રમી તથા સમયસૂચકતાવાળો હતો તેમજ તે દ્વેષી અને સ્વાર્થી હતો.

(૧૨) **રાજા પ્રતાપસિંહઃ**—જે રજપૂત રાજાઓએ અકબરનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું નહીં તેમાં ચિતોડનો રાણો ઉદેસિંહ આગેવાન હતો. તેનો દીકરો રાણો પ્રતાપસિંહ ૧૫૭૨માં ગાદીએ આવ્યો. પ્રતાપસિંહ શાણો, શૂર અને પૂર્વજોનું અભિમાન રાખનાર હતો. મુસલમાનો સાથે તેણે લડત ચલાવ્યા કીધી. ધીમે ધીમે મુલક જીતી તેણે સ્વસ્થતા સ્થાપન કરી. જે રજપૂત રાજાઓએ પોતાની દીકરીઓ મુસલમાનો સાથે પરણાવી હતી અને મુસલમાની ધર્મનો સ્વીકાર કર્યો હતો તેમનો તે ઘણો તિરસ્કાર કરતો. એવા રાજા સાથે કોઇ પણ નિષ્કલંક રાજાએ સગપણ બાંધવું નહીં એમ તેણે જાહેર કર્યું હતું ઇ. સ. ૧૫૭૬માં બીજા રજપુતોની મદદથી પ્રતાપસિંહે યુદ્ધ કર્યું. અકબરે સલીમ, માનસિંહ, મહોબતખાન વગેરે લોકોને તેના પર મોકલ્યા. પ્રતાપસિંહનો જો કે પરાજય થયો તોપણ તેણે બતાવેલા સાહસ અને પરાક્રમ વખાણવાં જેવાં હતાં. અકબરે પણ તેની પ્રશંસા કરી. ઉદેપુરનો આ પ્રખ્યાત રાણો ૧૫૯૭માં મરણ પામ્યો.

(૧૩) **દિને ઇલાહીઃ**—See Q. 43.

---

# મરાઠી રાજ્ય.

**Q. 62. What was the condition of the Deccan before Shivaji? State the causes that led to the rise of the Maratha power.**

ઉ:—સત્તરમાં સૈકાના પ્રારંભમાં નિઝામશાહી, આદિલશાહી અને કુતુબશાહી એ ત્રણ જ મુસલમાની રાજ્યો મહારાષ્ટ્રમાં રહ્યાં હતાં. આ રાજ્યોએ બધો દક્ષિણ દેશ રોકયો હતો. ઇ. સ. ૧૫૬૫માં વિજયનગરનું રાજ્ય તાલીકોટની લડાઇથી નાશ પામ્યું અને મહારાષ્ટ્રમાં હિંદુનું એક પણ રાજ્ય હવે ન હતું. ઉપર કહેલાં ત્રણ રાજ્યો પોતાની હકુમત નીચે આણવાની ખટપટ મોગલો ચલાવી રહ્યા હતા. માંહોમાંહે કુસંપ અને મોગલોની સ્વારીઓથી આ રાજ્યો જીર્ણ થયાં હતાં. તેમના દરબારમાં દક્ષિણી અને પરદેશી એવા મુસલમાનોના બે પક્ષ પડ્યા હતા. એવી રીતે બધી બાજુએથી દુર્બલ થયાથી સ્વરક્ષણ માટે મહારાષ્ટ્રના શૂરવીર મરાઠા સરદારોની મદદ તેઓ લેતા. લશ્કરમાં મોટીમોટી જગાઓ મરાઠાઓને મળવા પામી હતી. મુલકની વસુલ પણ બ્રાહ્મણ, દેશપાંડે અને મરાઠા દેશમુખો ભેગી કરતા. જમાખર્ચનો હિસાબ પણ દેશી ભાષામાં રાખવામાં આવતો. પ્રસિદ્ધ મુરારરાવ ઘોરપડે અને શહાજી ભોંસલે પર વિજાપુર અને અહમદનગરના રાજાઓનો આધાર હતો. મરાઠા સરદાર મોટીમોટી ટુકડીઓના સેનાપતિ અને મોટા જાગીરદારો હતા ઇ. સ. ૧૬૩૭માં નિઝામશાહી ધૂળમાં મળી જવાથી શહાજીએ વિજાપુર દરબારમાં નોકરી લીધી. ઘણાખરા કોટ તથા કિલ્લાઓ પર મુસલમાનો માત્ર નામનું જ પ્રભુત્વ ધરાવતા. તે બધા મરાઠા લોકોના જ હાથમાં હતા. રાજ્યકર્તાઓ મુસલમાની ધર્મના હોવાથી હિંદુઓ પર જુલમ થતો અને તેમને ઘણા જુલમી કર પણ આપવા પડતા. ધર્મછળ અસહ્ય થવાથી મરાઠાઓમાં પ્રતિકાર કરવાની વૃત્તિ વધવા માંડી અને લડવું જ હોય તો મુસલમાનો માટે ન લડતાં સ્વરાજ્ય અને સ્વધર્મ માટે કેમ ન લડવું એવી વિમાસણમાં તેઓ પડ્યા.

દક્ષિણનો મુલક ડુંગરાળ અને કઠણ હોવાથી મુસલમાની સત્તા સારી રીતે જામી ન હતી. ડુંગરાળ પ્રદેશમાંના ઘણાખરા કિલ્લા મરાઠાઓના તાબામાં હતા. ડુંગરમાંના કિલ્લાઓનો ઉપયોગ આસપાસના મુલક ઉપર દાબ બેસાડવા સારો થતો. આવા મુલકમાં રહેનારા મરાઠાઓ બીજા કરતાં ખડતલ, ચપળ અને સાહસિક હતા. રાજકીય પરિસ્થિતિને લીધે તેમનામાં સૈનિકોના ગુણોનો વિકાસ પૂર્ણ થયો હતો. મુસલમાનો માટે મોગલો સાથે થએલા યુદ્ધ પ્રસંગમાં તેમને રાજકીય શિક્ષણ મળ્યું. મુસલમાની સૈન્યમાં ભરતી કરતી વખતે અસલ મુસલમાનો મળતા નહીં તેથી મરાઠાઓ જ લશ્કરમાં વધારે પ્રમાણમાં દાખલ થતા. આ રાજકીય બળ ઉપરાંત સમાજમાં ધર્મજાગૃતિ કરી હિંદુત્વની ભાવના, સંગઠન, સ્વાભિમાન અને ચેતન ઉત્પન્ન કરવાનું કામ સાધુસંતો ઘણા વર્ષથી કરતા હતા.

મુસલમાનોના માંહોમાંહેના કુસંપ અને અવ્યવસ્થા મરાઠાઓના લાભમાં હતાં. મરાઠા રાજદ્વારી પુરૂષોએ આ તકનો સારો લાભ લીધો. મુસલમાનો અમલમાં જૂની ગ્રામસંસ્થાઓ બિનહરકતે ચાલતી તેથી આ સંસ્થાઓનો સ્વરાજ્ય સ્થાપનામાં સારો ઉપયોગ થયો. આ બધા કારણોમાં અનુકૂળ રાજકીય પરિસ્થિતિ એજ મુખ્ય કારણ હતું. મુસલમાની રાજ્યમાં શહાજીનું ઘણું વજન હતું અને તેનું બીજા મરાઠા દેશમુખ અને સરદારો પર પણ સારૂં દબાણ હતું. એવી રીતે સ્વરાજ્ય સ્થાપન કરવા ભૂમિકા તૈયાર હતી. આ બધી પરિસ્થિતિનો સ્વાતંત્ર્યના કામમાં યોગ્ય ઉપયોગ કરી લેનાર શિવાજી જેવો મુત્સદ્દી યોદ્ધો મળ્યાથી મરાઠી રાજ્ય સ્થાપન થવા પામ્યું.

**Q. 63. Sketch very briefly the career and achievements of Shivaji.**

ઉ:—છત્રપતિ શિવાજી મહારાજનો જન્મ ૧૯મી ફેબ્રુઆરી સને ૧૬૩૦માં થયો. તેમના બાલપણનું શિક્ષણ તેમની માતા જીજીબાઈ અને ગુરૂ દાદોજી કોંડદેવની દેખરેખ નીચે થયું. શહાજીની પુનાની જાગીરનો વહીવટ દાદોજી કોંડદેવ જોતા. દાદોજી સાથે જાગીરમાં ફરી શિવાજીએ મુલ્કી અને લશ્કરી કામની માહિતી મેળવી. નાનપણમાં જ શિવાજીએ પોતાની આસપાસ

વિશ્વાસુ અને શૂર માણવાઓ ભેગા કરી, આપણા હાથમાં રાજકીય સત્તા આવ્યા વિના, હિંદુ ધર્મ પરનો જુલમ ઓછો થવાનો નથી, એવી તેમના મનમાં ખાત્રી કરી આપી. દાદાજીની હયાતીમાં તેણે તોરણા કિલ્લો જીતી સ્વરાજ્યની સ્થાપના કરી. પછી આસપાસના કિલ્લેદાર અને દેશમુખ–દેશપાંડે–દેસાઈ ને સામ દામ દંડાદિ ઉપાયોથી વશ કરી પોતાના કાર્યનું મહત્ત્વ તેમને સમજાવી દીધું. કિલ્લાઓના બળ ઉપર જ પોતે સત્તા જમાવી શકશે એમ જાણી તેણે જૂના કિલ્લા દુરસ્ત કર્યા અને કેટલાક નવા પણ બાંધ્યા.

એવી રીતે પોતાના રાજ્યમાં શિવાજીએ ધમાલ મચાવેલી જોઈ વિજાપુરના શાહે અફ્જુલખાન, સિદી, જોહર વગેરે નામાંકિત સરદારોને શિવાજીના હાડકાં ખોખરા કરવા મોકલ્યા; પણ શિવાજીએ તે બધાનું ન ગણકારતાં પોતે સ્વતંત્ર છે એમ વિજાપુરની સરકારને જણાવ્યું. છેવટે શહાજીની મારફતે વિજાપુર દરબારે શિવાજી જોડે સલાહ કરી (૧૬૬૨). આજ દરમ્યાન શિવાજીએ સિદ્દિનો પરાજય કર્યો.

વિજાપુર સાથે સલાહ કર્યા બાદ શિવાજીએ મોગલ મુલક પર પોતાની નજર ફેરવી, અને તેમના મુલકમાંથી પુષ્કળ ખંડણી ઉઘરાવી. આથી ઔરંગઝેબે સાહિસ્તખાનને મોકલ્યો. તેનો પણ પરાજય શિવાજીએ ચાલાકીથી કર્યો. પછી શિવાજીએ મોગલોનું ધનાઢ્ય શહેર સુરત લૂટ્યું. ત્યારે ઔરંગઝેબે દિલેરખાન અને જયસિંહને તેનો નાશ કરવા મોકલ્યા. આ બળવાન શત્રુ સામે આપણે ટકી શકીશું નહીં એમ જાણી શિવાજીએ મોગલો સાથે સલાહ કરી. ઔરંગઝેબે તેને દિલ્હી મળવા બોલાવ્યો. શિવાજી ગયો પણ ત્યાં બાદશાહે તેને કપટથી કેદ કર્યો. શિવાજીએ યુક્તિથી પોતાનો છુટકારો કરી લીધો. મહારાષ્ટ્રમાં પીછા આવ્યા બાદ તેણે ફરી મોગલો જોડે યુદ્ધ જારી રાખ્યું અને હારેલો બધો મુલક પાછો મેળવ્યો. સુરત શહેર ફરીવાર લૂટ્યું અને સાલેર નજીક મોગલોનો પૂર્ણ પરાજય કર્યો. છેવટે બાદશાહે તેની સ્વતંત્રતાને સ્વીકારી શંભાજીના નામે જાગીર શરૂ કરી (૧૬૭૨).

આજ અરસામાં વિજાપુર સાથે બીજું યુદ્ધ ઉદ્‌ભવ્યું. તેમાં તેમને સખત હાર ખવડાવી. ઇ. સ. ૧૬૭૪માં શિવાજીએ રાયગઢ મુકામે પોતાનો

રાજ્યાભિષેક કરાવી લીધો અને મરાઠી રાજ્ય સ્થાપન થયું એમ જાહેર કર્યું. પછી બેત્રણ વર્ષ બાદ તે દક્ષિણ તરફ દિગ્વિજય કરવા નીકળ્યો. પહેલાં તેણે ગોવળકોંડાનો મુલક તાબામાં લઈ ત્યાંના રાજા જોડે મિત્રતા બાંધી અને પછી કર્ણાટક જીતી લઈ જીંજી મુકામે કાયમનું રાજ્ય સ્થાપ્યું. તેણે વ્યંકોજીની મુલાકાત લઈ તેને તંજોર રાજ્ય સોંપી દીધું. પછી તેણે વિજાપુર અને ગોવળકોંડાના રાજ્યોનું મોગલો સામે રક્ષણ કર્યું. આ મહેનતથી તે માંદો પડયો અને ઈ. સ. ૧૬૮૦માં સ્વર્ગવાસી થયો.

શિવાજીની યોગ્યતાનો બીજો રાજા હિંદુસ્તાનમાં નિપજ્યો નથી. મુસલમાનોના પાસમાંથી સ્વદેશ અને સ્વધર્મનો છુટકારો કરી હિંદનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું એ તેનું મોટામાં મોટું કાર્ય છે. આ રાજ્યને દૃઢ કરવાને તેણે લશ્કર, કિલ્લાઓ, આરમાર વગેરેની યોજના કરી તથા દેશના રક્ષણાર્થે યોગ્ય રાજ્યવ્યવસ્થા નિર્માણ કરી તેણે પોતાનું નામ સદાને માટે અમર કર્યું છે. સ્વદેશાભિમાન અને સ્વધર્માભિમાન જાગૃત કરી સ્વદેશ-સેવાનું વ્રત તેણે મરાઠાઓને શિખવ્યું. રાજદ્વારી કુનેહ, અતુલ પરાક્રમ, ધીરજ, સ્વધર્માભિમાન સ્વદેશાભિમાન, મનનું મોટાપણું તથા ઉદારતા વગેરે ગુણ તેને વિષે સદૈવ વસતા હતા.

**Q. 64. Describe the civil and military administration of Shivaji.**

ઉ:—શિવાજી મહારાજે સ્થાપન કરેલી રાજકીય સંસ્થાઓ ઉપરથી તેમની વિલક્ષણ બુદ્ધિ અને અનુપમ ગ્રહણશક્તિ દેખાઈ આવે છે. આ જ સંસ્થાઓના બળે તેમણે અંગિકૃત કાર્યમાં યશ મેળવ્યો. આ જ સંસ્થાઓના બળે મહારાષ્ટ્ર પર જે જે સંકટો આવ્યા તે સંકટોમાંથી પાર પડી મોગલ સલ્તનતને ઝુકાવી તેમણે પોતાનું સ્વાતંત્ર્ય કાયમ રાખ્યું. આ સંસ્થાઓ પૈકી અષ્ટ પ્રધાનમંડળ એ પ્રમુખ સંસ્થા હતી. રાજ્યકારભારની સુગમતા માટે આઠ ખાતાં પાડી દરેક ખાતું એકેક પ્રધાનને સોંપવામાં આવ્યું હતું. બધા પ્રધાનો પર રાજાનો પૂર્ણ અંકુશ હતો. કામના વિભાગ નીચે પ્રમાણે કર્યા:—

૧ પંત–પ્રધાન–પેશ્વા એ બધામાં શ્રેષ્ઠ અધિકારી હતો. છત્રપતિની ગેરહાજરીમાં બધું જોખમ તેને માથે. ૨ સેનાપતિને લશ્કરની બધી વ્યવસ્થા સોંપવામાં આવી હતી. ૩ પંત–અમાત્ય વસુલ અને હિસાબનું કામ કરતો. ૪ પંત–સચીવને રાજ્યના દફતરનું રક્ષણ કરવાનું કામ હતું. ૫ મંત્રીને ખાનગી ખાતાની વ્યવસ્થા જોવાનું કામ. ૬ સુમંત–દેશાંતર નીતિ તથા વ્યવહાર ચલાવવા હતો. ૭ ન્યાય ખાતા પર સ્વતંત્ર ન્યાયાધીશની નિમણુક કરેલી હતી. ૮ પંડિતરાવ–ધર્મખાતાનો વડો હતો.

દરેક ખાતાની જવાબદારી તે ખાતાના પ્રધાનને શિર હતી. તેમને મદદ કરવા માટે મુતાલિક હતા. પ્રધાનની ગેરહાજરીમાં બધું કામ તેઓ સંભાળી લેતા. બધા પ્રધાનોને પગાર રોકડો મળતો. શિવાજી જાગીર ન આપતો. પ્રધાનોની નિમણુંકો વંશપરંપરાથી નહીં પણ લાયકાત પ્રમાણે કરવામાં આવી હતી. ન્યાયાધીશ અને પંડિતરાવ સિવાય બધા પ્રધાન લશ્કરી વિદ્યામાં કુશળ હતા. આ મંડળને લીધે રાજાની આપખુદી ઘણે અંશે ઓછી થઈ અને રાજ્યકારભારમાં સરળતા આવી. આ અષ્ટ પ્રધાન મંડળ અને હાલનું વાઇસરૉયનું કારોબારી મંડળ એ બેમાં ઘણું મળતાપણું છે. અષ્ટ પ્રધાનનો આઠ જ પ્રધાન એમ અર્થ નથી. તેનો અર્થ રાજાને સલાહ આપનારૂં મંડળ એવો છે. રાજા નાની ઉમરનો હોવાથી આગળ ઉપર પ્રતિનિધિ નામનો અધિકારી નીમવો પડયો.

**મુલકી વ્યવસ્થા:**—શિવાજીના મુલકના મોગલાઈ અને સ્વરાજ્ય એમ બે ભાગ હતા. સ્વરાજ્ય એટલે શિવાજીની પૂર્ણ હુકમત નીચેનો પ્રદેશ. મોગલાઈ એ પારકો મુલક હોઈ તેમાંથી માત્ર ખંડણી વસુલ કરવાનો તેને હક હતો. શિવાજીએ સ્વરાજ્યના એકંદર બાર પ્રાંત બનાવ્યા. પ્રાંતના પેટા વિભાગને મહાલ કહેતા. જમાબંદીનું કામ તેણે વતનદારો પાસેથી કાઢી લઈ તે સુબા, મહાલકરી તથા કમાવિસદાર જેવા પગારી અમલદારોને સોંપ્યું. કરની વસુલાત પૈસાના રૂપમાં લેવામાં આવતી. જમીનની આપણી કરાવી સરકાર લેણું ઠરાવ્યું. સરકાર લેણું, ઉત્પન્નનો ⅖ ભાગ હોવો જોઈએ એમ ઠરાવ્યું. સંકટ સમયે તગાવીના રૂપમાં નાણાં ધીરી તે હપ્તાથી વસુલ કરી લેવામાં આવતાં. ગામડામાંની તકરારો દૂર કરવા તથા

ન્યાય આપવા ગ્રામ પંચાયતો હતી જ અને તેમને જ આ કામ સુપ્રત કરવામાં આવ્યું હતું.

**કિલ્લાઓ:**—ડુંગરાળ અને મુલક તાબામાં રાખવા માટે કિલ્લા જેવું બીજું ઉત્કૃષ્ટ સાધન નહતું. કિલ્લાઓને લીધે આસપાસના મુલક ઉપર હુકમત ચલાવવા સહેલું પડતું તેથી જ શિવાજીએ અનેક ડુંગરી કિલ્લા બાંધ્યા અને જૂના સમાર્યા. કિલ્લામાં દારૂગોળો અને અનાજ પુષ્કળ ભરી રાખ્યાથી કિલ્લા લાંબા કાળ સુધી શત્રુના હાથમાં જતા નહીં. શત્રૂ પાસેથી મેળવેલી લૂટ પણ સુરક્ષિતતાથી તેમાં રખાતી. તેથી જ કિલ્લા પરની વ્યવસ્થા તરફ શિવાજીએ વિશેષ ધ્યાન આપ્યું. કિલ્લાનો મુખ્ય અમલદાર મરાઠો હવાલદાર હોઈ તેના હાથ નીચે બ્રાહ્મણ સબનીસ અને પ્રભૂ કારખાનનીસ હતા. તેણે કામની જુદી જુદી વહેંચણી કરી. કિલ્લાઓના જુદા જુદા બુરજોનું રક્ષણ અને બીજાં લશ્કરી સામાનની વ્યવસ્થા હવાલદાર કરતો. બ્રાહ્મણ સબનીસને દિવાની તથા મુલકી અધિકાર હતા. આસપાસના ગામડાં પર તે હુકમત ચલાવતો. પરભુ કારખાનનીસના તાબામાં લશ્કરને માટે ઘણા દારૂગોળા વગેરે હોઈ કિલ્લાની દુરસ્તીનું કામ તેને કરવું પડતું. ત્રણે જાતના લોકોને કામ વહેંચી દીધાથી દ્વેષભાવ રહ્યો જ નહીં. નીચેના જંગલોનું રક્ષણ વર્તણીઆ કરતા.

**લશ્કર અને આરમાર:**—શિવાજીના લશ્કરના બે પ્રકાર હતા. ઘોડેસ્વાર અને પાયદળ. પાયદળ ઘણું હતું. પાયદળમાં ઘણાખરા ઘાટી અને કોંકણ પ્રાંતના હેલકરી લોકો હતા. તરવાર, ઢાલ અને ભાલા એ મુખ્ય શસ્ત્રો હતાં. આ પાયદળની સહાયતાથી જ શિવાજી ડુંગરી કિલ્લાઓ જીતી શક્યો. દસ સિપાઈની ટોળી પર એક નાયક, એવી પાંચ ટોળી પર એક હવાલદાર, બે હવાલદાર ઉપર એક જમાદાર અને દશ જમાદાર ઉપર હજારી નામનો અધિકાર હતો એવા સાત હજારી મળી સરનોબતના હાથ નીચેની માવળી પલટણ બનતી.

ઘોડેસ્વારમાં શિલેદાર અને બારગીર એમ બે વર્ગ હતા. પચીસ સ્વાર ઉપર એક હવાલદાર. પાંચ હવાલદારો પર એક જુમલેદાર, દસ

જુમલેદાર ઉપર એક સુબેદાર અને દસ સુબેદાર ઉપર પંચહજારી એવી વ્યવસ્થા હતી. શિલેદાર ઉચ્ચ વર્ગનો તથા ધનાઢ્ય હોઈ, ઘોડા, દારૂગોળો, હથિયારો વગેરે તેની માલિકીના હતા. તેમને સરકાર તરફથી આસામી મળતી. બારગીર સરકારના પ્રત્યક્ષ નોકર હતા.

કોકણની સરહદનો બચાવ કરવા માટે તથા સિદ્દીની સત્તા તોડવા માટે શિવાજીએ દરીઆઈ કાફલો રાખ્યો. દરીઆ પર વહાણો રાખી તે પર પોતાની સત્તા સ્થાપવાનો તેનો વિચાર હતો. તેથી કોકણના કિલ્લાઓ તાબે કરી લઈ દરીઆ પર સત્તા જમાવવાની તેણે શરૂઆત કરી. કોલાબા તેના આરમારનું મુખ્ય થાણું હતું. પ્રથમ તેનો કાફલો ૮૫ વહાણોનો હતો પણ તે પછી ૧૬૦ વહાણોનો થયો.

**Q. 65 What were the means adopted by Shivaji to stabilise and to consolidate his Empire?**

ઉ:—See Q. 64.

**Q. 66. What do you know of Shivaji as a general and as an administrator?**

ઉ:—શિવાજીએ બિજાપુરના સુલતાન અને મોગલ બાદશાહ સાથે યુદ્ધો કર્યાં તે ઉપરથી સાબિત થાય છે કે તે ઉત્તમ સેનાપતિ હતો. સેનાપતિ અને આગેવાન થવા સારૂ જે ગુણો આવશ્યક છે તે શિવાજીમાં સંપૂર્ણ રીતે જોવામાં આવતા હતા. તેનું ધૈર્ય અપાર હોઈ તેને પોતાનામાં જબરો આત્મવિશ્વાસ હતો. તેનામાં વિલક્ષણ શૌર્ય હતું. શત્રુઓ સાથે લડતી વખતે સેનાપતિમાં જે મુત્સદ્દીપણું હોવું જોઈએ તે પણ તેનામાં ભરપૂર હતું. તેની આકૃતિ ભવ્ય અને લોકો ઉપર છાપ બેસાડે એવી હોવાથી તેને અનેક વિશ્વાસુ અનુયાયીઓ મળ્યા. તેણે અશિક્ષિત પરંતુ સહનશીલ, ચપળ અને વફાદાર એવા માવળા લોકોનું લશ્કર બનાવ્યું અને પ્રબળ શત્રુઓ સાથે લઢીને સ્વરાજ્ય સ્થાપવાનું દુર્ઘટ કામ કરી બતાવ્યું. તે પોતાનું સૈન્ય ઝડપથી ઇષ્ટ સ્થળે ફેરવી શકતો અને શત્રુઓ

ઉપર ઓચિંતા છાપા મારવામાં તે ઘણો કુશળ હતો. ઉઘાડા મેદાન ઉપર શત્રુ સાથે લડાઈ કરવાનું કામ પોતાના નાના લશ્કર માટે શક્ય નથી એવું સમજીને તેણે યુદ્ધમાં અચાનક છાપો મારવાની અને શત્રુ સૈન્યનો ઘાસ ચારો અને દાણોપાણી અટકાવીને શત્રુને નરમ કરવાની આ પદ્ધતિનો સ્વીકાર કર્યો. દુર્ગમ કિલ્લાઓનો આશ્રય લઈને તેણે વિજાપુરના સુલતાન અને મોગલ બાદશાહને હંફાવ્યા. અફઝુલખાનનો વધ, શાહીફતેખાન ઉપર છાપો, પન્હાળાના કિલ્લાનો ઘેરો, સાલેરનું યુદ્ધ અને કર્ણાટકની સ્વારી વગેરે પ્રસંગોમાં શિવાજીનું શૌર્ય અને સાહસ, મુત્સદ્દીપણું અને સેનાપતિપદ સારી રીતે જણાઈ આવે છે. સંકટના વખતે પોતાના જીવની પરવા ન કરતા તે સંકટને દૂર કરવા પ્રયત્નની પરાકાષ્ટા કરતો. (See Q. 64 for Shivaji as an administrator.)

**Q. 67. What was the nature of the calamity that befell the Marathas after the death of Shivaji? How did they face it?**

ઉ:—દક્ષિણ દેશ જીતી આખા હિંદુસ્તાનમાં સામ્રાજ્ય મેળવવાની અને ઈસ્લામનો પ્રચાર કરવાની ઔરંગઝેબની મહત્ત્વાકાંક્ષા હતી શિવાજીની હયાતીમાં આ કાર્ય તે કરી શકયો નહીં. શંભાજી ગાદી પર આવ્યા પછી પોતાની વિરૂદ્ધ કાવત્રું કરનાર કર્તબગાર માણસોનો વધ કરાવ્યો. તેથી યોગ્ય માણસોને અભાવે રાજ્યમાં અવ્યવસ્થા ઉત્પન્ન થઇ અને વસુલ વખતસર મળતી નહીં તેથી ખજાનો ખાલી થયો. મરાઠાઓના કુસંપ અને આદવેરનો લાભ લેવાને તથા પોતાનો હેતુ સાધ્ય કરવાને એક જબરજસ્ત લશ્કર લઈ ઔરંગઝેબે દક્ષિણ તરફ કૂચ કરી. પ્રથમ શંભાજી સામે તે ટકી શકયો નહીં તેથી તેણે પોતાની નજર વિજાપુર અને ગોવળકોંડા તરફ ફેરવી પરંતુ વ્યાસનાધીન શંભાજી બાદશાહના હાથમાં સપડાયો. બાદશાહે તેને રીબાવી રીબાવીને ઠાર કર્યો.

આ વાત સાંભળતાં જ મરાઠાઓ હિંમત હારી ગયા પરંતુ શંભાજીના વધથી તેમનામાં વેર લેવાની ભાવના જાગૃત થઈ અને ધર્મ અને સ્વતંત્રતાનું રક્ષણ કરવા તેમણે કમર કસી. ઔરંગઝેબ પાસે અફાટ સૈન્ય, અખૂટ દ્રવ્ય

અને ઇતર સાધનો ખૂબ હતાં. આ તરફ શિવાજીએ શિખવેલી વ્યવસ્થા ભાંગી પડેલી, કિલ્લાઓ નાદુરસ્ત સ્થિતિમાં, ખજાનો ખાલી, શંભાજીનો વધ થએલો અને આપસમાં કલહથી ભંગાણ પડેલું એવી મરાઠાઓની સ્થિતિ; તેમાં સુર્યાજી પિસાળ નામના માણુસે વિશ્વાસઘાત કરી રાયગઢ કિલ્લો શત્રુને સ્વાધીન કર્યો. વિજાપુર અને ગોવળકોંડાના રાજ્યો નાશ પામવાથી ઔરંગઝેબનો બધો મારો એકલા મરાઠાઓ ઉપર પડયો. જેથી મરાઠાઓનો આધાર એવા ડુંગરી કિલ્લાઓ મોગલોએ હસ્તગત કર્યા. મરાઠા સલ્તનત અસ્ત પામશે કે શું એમ મરાઠાઓને બ્હીક લાગવા માંડી. રાજારામ આ વખતે પન્હાળા કિલ્લા પર હતો. તેને કેદ કરવાને ઔરંગઝેબે લશ્કર મોકલ્યું પણ ત્યાંથી તે છટકયો અને કિલ્લે કિલ્લે રખડતો ફર્યો. પોતે મોગલોનો કેદી થાય તો સ્વરાજ્યરક્ષણ મુશ્કેલ થશે એમ વિચારી તેણે બધાના મતથી જીંજી જવાનું ઠરાવ્યું. જતી વખતે તેણે રામચંદ્રપંત, બાવડેકરને મહારાષ્ટ્રનો બંદોબસ્ત કરવાનું સોંપ્યું તથા સંતાજી અને ધનાજીને જીંજી અને મહારાષ્ટ્રમાં ફરતા રહી મોગલોને ત્રાસ આપવાનું કામ સોંપ્યું. પોતાના વિશ્વાસુ માણસોને લઇ રાજારામ જીંજી તરફ રવાના થયો. જીંજી ગયા બાદ તેણે અષ્ટપ્રધાનની નિમણુક કરી. પંત પ્રતિનિધિએ નવું પદ નિર્માણ કર્યું અને શિલેદાર અને સરધરોને ઇનામ જાગીર વગેરે પદવીઓ આપવાની શરૂઆત કરી. આ ઇનામો મોગલાઇના મુલકોમાં હોવાથી ત્યાં ઘોટાળા ઉત્પન્ન થતા. ઔરંગઝેબે જીંજીને ઘેરો ઘાલવા માટે જુલ્ફી કારખાનને મોકલ્યો અને પોતે પન્હાળા સર કર્યો. રામચંદ્રપંત ત્યાંથી છટકયો અને કિલ્લાનું રક્ષણ કરવાને ઉશ્કેરણી આપતો ફરતો રહ્યો. મોગલોને ખોરાક મળે નહિ એવી તેણે યુક્તિઓ કરી. સંતાજી તથા ધનાજી મોગલોના મુલકમાંથી ચોથ સરદેશમુખી ઉપરાંત ઘાસદાણા પણ ઉઘરાવવા લાગ્યા. જાગીરો મળવાથી લોકોને વધારે ઉત્તેજન મળવા લાગ્યું. મરાઠાઓએ છુપી રીતે લઢીને મોગલોને કાયર કર્યા. મોગલોનો મુલક તેમણે લુંટફાટ કરીને નિઃસત્વ કરી નાંખ્યો. ઉત્તર તરફથી આવતી સામગ્રી લૂંટી લીધી. મરાઠા ચપળ અને સહનશીલ હોવાથી ઔરંગઝેબના વિલાસી અને મિજાજખોર લશ્કરને ત્રાસ પહોંચાવા

લાગ્યો અને તે કંટાળ્યું. રાજારામ જીંજીથી જેમ તેમ પાછો આવ્યો અને તેણે સતારામાં ગાદી સ્થાપી. હવે યુદ્ધ ખુલ્લા મેદાનમાં શરૂ થયું. ઈ. સ. ૧૭૦૦માં રાજારામ શ્રમ અને ત્રાસથી નવજ્વરનો ભોગ થઈ પડયો અને મરણ પામ્યો.

રાજારામના મરણથી મોગલો જોસમાં આવ્યા. કિલ્લા સર થાય તો મરાઠાઓની શક્તિ એકદમ ઘટશે એમ વિચાર કરી ઔરંગઝેબે તે કામ પોતે માથે લીધું. સતારા, રાજગઢ, સિંહગઢ, પુરંદર વગેરે કિલ્લાઓ ઔરંગઝેબે હાથ કર્યા. રાજારામની સ્ત્રી તારાબાઈ બાહોશ હતી. તેણે પોતાના પતિની નીતિ જારી રાખી કિલ્લા પાછા મેળવવાનું કામ આગળ ચલાવ્યું. બાદશાહની પીઠ વળતાં જ મરાઠાઓ કિલ્લાઓ પાછા જીતી લેતા. ઔરંગઝેબ કંટાળી ગયો અને હતાશ થયો. તેની માંદગી વધી. અને તે અહમદનગરમાં જઈને રહ્યો. ત્યાં જ તે ઇ. સ. ૧૭૦૭માં મરણ પામ્યો. એવી રીતે મરાઠી સલ્તનત પર આવેલી વિપત્તિ મરાઠાઓએ મહાન પ્રયત્નથી અને ખંતથી દૂર કરી.

**Q. 68. Describe the Maratha war of Independence.**

ઉ:—See Q. 67.

**Q. 69. Sketch briefly the career of Balaji and review his administration.**

ઉ:—બાલાજી વિશ્વનાથ ભટ એ કોકણમાં આવેલા શ્રીવર્ધનનો તલાટી હતો. સીદીના જુલમથી કંટાળી તે ૧૬૮૦માં દેશમાં આવ્યો. આબાજી પુરંદરેની લાગવગથી તેને ધનાજી જાધવ પાસે નોકરી મળી. તેની હોશિયારી અને કર્તબગારી જોઈ પોતાના હાથ નીચેના વતનનું મહેસુલ ભેગું કરવાનું કામ તેને સોંપ્યું. બાલાજી, પુના અને દોલતાબાદ પ્રાંતોનો સુબો હોવાનો પુરાવો પણ મળી આવ્યો છે. મરાઠી સલ્તનતની અંદરની સ્થિતિ અને કારભારનું ધોરણ તેણે સારી રીતે જાણી લીધાં હતાં. તારાબાઈ અને શાહુ વચ્ચેના ઝઘડામાં શાહુનો પક્ષ લેવો ઇષ્ટ છે એમ તેણે ધનાજીને સમજાવ્યું. ધનાજીને સેનાપતિપદ પ્રાપ્ત થયા પછી રાજ્યના

મહેસુલનું કામ તેણે બાલાજીને સોંપ્યું. ધનાજીના મરણ પછી વસુલાતનું બધું કામ બાલાજીના હાથમાં આવ્યું. ચંદ્રસેન જાધવ તારાબાઈના પક્ષમાં ગયો. થોરાત, ખટાવકર, ચોહાણ વગેરે સરદારો શાહુ વિરૂદ્ધ હુલ્લડ કરવા લાગ્યા. શાહુની આવી કફોડી સ્થિતિમાં બાલાજીએ લશ્કર જમાવી શાહુનો પક્ષ બળવાન કર્યો અને બંડખોરોનો નાશ કર્યો. તેણે ખટાવકરનું બંડ શમાવ્યું. પ્રતિનિધિનો કેદમાંથી છુટકારો કરી તેને શાહુના પક્ષમાં મેળવ્યો. આરમારનો મુખ્ય અધિકારી આંગ્રે, તારાબાઈને મળી જઈ સતારાપર સ્વારી કરવા લાગ્યો. આંગ્રે પ્રબળ છે એમ જાણી બાલાજીએ તેને સમજાવ્યો. કોકણના કિલ્લા અને આરમારના અધિકાર તેને જ પાછા સોંપ્યા. આંગ્રેએ શાહુનું સ્વામીત્વ કબૂલ રાખ્યું. બાલાજીના આ કામથી સંતુષ્ટ થઈ શાહુએ તેને પેશ્વાપદ આપ્યું. (૧૭૧૪).

પ્રથમ બાલાજીએ મુખ્ય સરદાર અને જાગીરદાર વચ્ચેના સંબંધનો નિકાલ કર્યો. શિવાજીની અષ્ટપ્રધાન મંડળની પદ્ધતિનો અમલ આ ધામધુમના કાળમાં થયો નહતો. શાહુ ગાદીએ આવ્યો તોપણ ઘોટાળો કાયમ જ હતો. સંકટથી બચવા રાજારામે મોગલોનો મુલક જીતનારાઓને જાગીરો આપવી શરૂ કરી. આથી મરાઠી રાજ્ય ટકયું પણ ઘોટાળો કાયમ રહ્યો. સરદારો સ્વતંત્ર થવા લાગ્યા. આ બધા મરાઠા સરદારોમાં ઐક્ય ઉત્પન્ન કરી મધ્યવર્તી સત્તા વધારે બળવાન કરવાની કોશિષ બાલાજીએ કર્યાથી તે ઘણું મહત્ત્વ પામ્યો.

દિલ્લીના બાદશાહ પાસેથી સ્વરાજ્યની સનદ પ્રાપ્ત કરીને તેણે ભોંસલે, દાભાડે, પવાર, પ્રતિનિધિ વગેરે સરદારોમાં સત્તા, જાગીર અને અધિકારની વહેંચણી કરી તેમને મધ્યવર્તી સત્તાને વફાદાર રહેવાની ફરજ પાડી. આ સરદારો પોતપોતાના મુલકમાં સ્વતંત્ર હતા તોપણ નીચેની શરતો તેમને પાળવી પડતી. (૧) સરદારોએ પોતપોતાના મુલકમાં લશ્કરી તથા મુલ્કી અમલ ચલાવવો (૨) છત્રપતિ અને મુખ્ય પ્રધાનના ફરમાન વગર પરરાજ્યો જોડે યુદ્ધ અગર તહનામું કરવું નહીં (૩) સરકારમાં ઠરાવેલી ખંડણીની ભરતી કરવી (૪) જાગીરની ઉત્પન્નનો હિસાબ સરકારી દરકદારને બતાવવો. આ પટાવતી પદ્ધતિનો ઉપયોગ રાજ્ય વિસ્તાર કરવામાં સારો થયો.

આ સરદારોના વતનો છત્રપતિની હદમાં હોવાથી તેઓ તેને નમીને રહેતા.

પછી બાલાજીએ હુસેનઅલીને મદદ કરી બાદશાહ પાસેથી દક્ષિણના ૭ પ્રાંતના ચોથ તથા સરદેશમુખીના હક મેળવ્યા. આથી મરાઠાઓની સત્તા કાયદાની રૂએ સ્થાપન થઈ. સરદેશમુખી અને ચોથના હકથી મરાઠાઓને મોગલ મુલકમાં કાર્ય કરવાની સારી તક મળી. શિવાજીનો હેતુ બાલાજીએ બર આણ્યો. મોગલ બાદશાહ પાસેથી સ્વરાજ્યની સનદ પ્રાપ્ત કર્યા બાદ તેણે વસુલની વ્યવસ્થા નીચે પ્રમાણે કરીઃ–

(૧) સરદેશમુખી, ભોંસલેનું ખાનગી વતન હોવાથી વસુલમાંથી ૧૦ ટકા તેમણે ગાદીના માલીકને આપવા (૨) સ્વરાજ્ય અને મોગલાઈ પ્રાંતોમાંની ચોથનો ¼ ભાગ રાજબાબત તરીકે રાજાના ખર્ચ માટે આપવો. (૩) વધેલો ¾ મોકાસા પૈકી સાહોત્રા ( સેંકડે ૭ ) તથા નાડ ગૌડા ( સેંકડે ત્રણ ) એમ રાજાએ પોતાની ઈચ્છા પ્રમાણે યોગ્ય માણસને આપવા. શેષ રહેલા ૬૬ જુદા જુદા સરદારોમાં જાગીરી તરીકે વહેંચી આપવા. આ પ્રમાણે વ્યવસ્થા થવાથી મરાઠાઓની બંડખોર વૃત્તિ શમી ગઈ અને બધાને ઉત્તેજન મળ્યું.

છેવટે તેણે પુના પ્રાંત મોગલો પાસેથી કાઢી લઈ પોતાના તાબામાં લીધો. ખેતીને ઉત્તેજન આપ્યું. દેશમાં શાંતિ સ્થાપી. સરદારોને પર મુલકમાં કાર્ય કરવાને ક્ષેત્ર નિર્માણ કરી આપ્યું અને તેથી દેશમાં સુવ્યવસ્થા અને શાંતિ જાળવવા મદદ થઈ. આમ મહત્ત્વના કામો કરી બાલાજી વિશ્વનાથ ઈ. સ. ૧૭૨૦ માં સ્વર્ગવાસી થયો.

**Q 70 Who were the opponents of Bajirao the Ist? How did he crush them.**

ઉ:—પહેલા બાજીરાવને સ્વકીય અને પરકીય શત્રુઓ સાથે લઢીને હિંદુપદ પાદશાહી સ્થાપવાનું મહાન કાર્ય કરવાનું હતું. પ્રતિનિધિ દાભાડે, અને કોલ્હાપુરકર બાજીરાવના સ્વકીય શત્રુ હતા તેજ પ્રમાણે તેને મોગલ, નિઝામ, પોર્ટુગીઝ, અને સિદ્દી જેવા પરકીય શત્રુઓ સાથે લડવું પડયું. બાજીરાવે ચઢાઈનું ધોરણ સ્વીકારીને મરાઠી સત્તા વધારી અને સાથે સાથે પોતાનું વર્ચસ્વ સ્થાપન કર્યું. તેનું વધી પડેલું વર્ચસ્વ સહન ન થવાથી પ્રતિનિધિ તેનો દ્વેષ કરવા લાગ્યો અને ગુપ્ત રીતે તેણે બાજીરાવના પરકીય

શત્રુઓને પણ મદદ કરી પરંતુ બાજીરાવની કર્તબગારીને લીધે પ્રતિનિધિનું મહત્ત્વ પોતાની મેળે જ ઘટી ગયું. ગુજરાત પ્રાંતની વ્યવસ્થા સેનાપતિ દાભાડેને સોંપવામાં આવી હતી. બાજીરાવે તેમાં હાથ ઘાલ્યો ત્યારે દાભાડે બાજીરાવનો વિરોધી થયો. નિઝામ સાથે મળીને તેણે બાજીરાવ ઉપર ચઢાઇ કરી પરંતુ બાજીરાવે તેને ડભોઇ ગામ આગળ હરાવ્યો. નિઝામની ઉશ્કેરણીથી કોલ્હાપુરના શંભાજીએ શાહુના રાજ્ય ઉપર સ્વારી કરી. નિઝામના અને મરાઠાના રાજ્યની સરહદ પાસે હોવાથી બન્ને વચ્ચે વારંવાર યુદ્ધ થતાં. તે જ પ્રમાણે નિઝામ સાથે યુદ્ધ કરવાનું બીજું કારણ એ હતું કે નિઝામ મરાઠાઓના ચોથાઇ અને સરદેશમુખીના હક્કો કબૂલ રાખતો નહીં અને તે શાહુ વિરૂદ્ધ બીજા મરાઠા સરદારોને ઉશ્કેરતો. (બાજીરાવે પોતાના બીજા શત્રુઓનો કેવી રીતે પરાજય કર્યો તેના જવાબ માટે પ્રશ્ન ૭૧મો જુઓ.)

**Q. 71. What was the aim and policy of Bajiro. How did he extend the Maratha power?**

ઉ:—બાપની સંગતિમાં ઘણો કાળ ગાળ્યાથી બાજીરાવને રાજકારણ અને દેશની પરિસ્થિતિનો સારો ખ્યાલ હતો. બાપ સાથે તે દિલ્હી ગયો હતો. મોગલ સામ્રાજ્યનું બળ તેણે સારી રીતે પારખી લીધું હતું. બાલાજી વિશ્વનાથની કારકીર્દિમાં મરાઠાઓનો દિલ્હી દરબાર તેમજ ઉત્તરમાં પ્રવેશ થયો હતો જ. હિંદુ પાદશાહી સ્થાપન કરવાનું શિવાજીનું ધોરણ બાજીરાવે સ્વીકારી લીધું અને તે મુજબ તેણે નીચે પ્રમાણે કાર્ય કરવાનું ઠરાવ્યું. 'મોગલ બાદશાહી રૂપી વૃક્ષના મૂળમાંજ ઘા કરવાથી ડાળીઓ તેમની મેળેજ તૂટી પડશે' એમ યુક્તિ કરી પોતાનાં કાર્ય માટે તેણે શાહુની સંમતિ મેળવી શત્રુના મુલકની યુદ્ધભૂમિ કરીને તેને હેરાન કરવો અને પોતાના પ્રદેશમાં તેનો પગપેસારો ન થાય એમ કરવું એવું બાજીરાવે ઠરાવ્યું. રાજ્યનો વિસ્તાર કરવા માટે ચઢાઇનું જ ધોરણ રાખવું એમ તે માનતો અને શાહુને પણ તેણે તેવુંજ સમજાવ્યું. પ્રથમ માળવા ઉપર સ્વારી કરી તેણે ચોથ વસુલ કરવાની શરૂઆત કરી. આ નવું ધોરણ તેના

પોતાના શત્રુઓને ગમ્યું નહીં તોપણ તે બધાને તેણે મહાત કર્યા. અને તેમને વફાદાર, વિશ્વાસુ અને કર્તવ્યશીલ બનાવી પોતાનાં કાર્યમાં મદદ કરવાને તૈયાર કર્યા. માળવાને ભવિષ્યના ઉદ્યોગનો પાયો સમજીને તે ઠેકાણે તેણે સિંધિયા, હોલ્કર, પવાર વગેરે વફાદાર અને વિશ્વાસુ સરદારોને કાયમને માટે મૂકી દીધા.

શંભાજી અને પ્રતિનિધિને વશ કરી નિજામે મરાઠાઓના ચોથ અને સરદેશમુખીના હક્ક પગ તળે કચડયાં. બાજીરાવે પાલખેડ નજિક નિજામના હાડકાં ખોખરાં કર્યા. નિજામે મરાઠાઓના હક્ક કબૂલ રાખ્યા. સને ૧૭૩૦માં સરબુલંદખાને મરાઠાઓની મદદ વડે ગુજરાતમાં પોતાની સત્તા જમાવી અને મરાઠાઓને ચોથનો હક બક્ષ્યો. કોલ્હાપુરનો શંભાજી ફરી શાહુના મુલકમાં તોફાન મચાવવા લાગ્યો. શાહુએ તેની વિરૂદ્ધ પોતાના પ્રતિનિધિને મોકલી તેનો બંદોબસ્ત કર્યો. વારણા અને તુંગભંદ્રા વચ્ચેનો મુલક શંભાજીને આપી તેને શાંત કર્યો. ગુજરાતમાં બાજીરાવે કરેલી ખટપટ દાભાડેને ગમી નહીં. નિજામની મદદ લઈ તે બાજીરાવ ઉપર ચઢી આવ્યો. બાજીરાવે તેનો ડભોઈ પાસે પરાજય કર્યો. આ પ્રમાણે પ્રતિનિધિ, કોલ્હાપુરનો શંભાજી તથા દાભાડેનો બંદોબસ્ત કરી બાજીરાવે ઉત્તર તરફનું કાર્ય ફરી હાથમાં લીધું. ઇ. સ. ૧૭૨૮ સુધી મરાઠાઓએ માળવા પર સ્વારી કરી તે પ્રાંત ઘણોખરો તાબામાં લીધો. બુંદેલખંડમાં છત્રસાલને મદદ કરીને તેણે ઝાંસી પ્રાંત તથા બીજી જાગીરો મેળવી. તેણે બાદશાહ પાસેથી કાયદેસર માળવાની સનદ મેળવવાની ઇચ્છાથી દિલ્હી સુધી સફર કરી. ત્યાં તેણે મોગલો પર હલ્લો કર્યો અને જ્યારે માળવાની સનદ અને તેર લાખ રૂપીઆ બાદશાહે આપવાના કબૂલ કર્યા ત્યારે તે પાછો ફર્યો. પણ માળવા અને ગુજરાત પ્રાંત નિજામને આપવાની શરતે બાદશાહે નિજામને બાજીરાવ પર મોકલ્યો. પણ બાજીરાવે નિજામને ભોપાળ નજીક અટકાવી તેને સખત હાર ખવડાવી. નિજામ તેને શરણે ગયો. તેણે મરાઠાઓને ચોથ અને સરદેશમુખીના હક્ક આપવાનું કબૂલ્યું અને બાદશાહ પાસેથી સનદો મેળવી આપવાનું વચન આપ્યું.

તેણે આંગ્રેને મદદ આપીને સીદ્દીનો નાશ કર્યો. ચિમાજી અપ્પાએ પોર્ટુગીઝો પાસેની ઉત્તર-કોકણમાંની સત્તાનો અંત આણ્યો. પૂર્વમાં વરાડ અને નાગપુર પ્રાંત રઘુજી ભોંસલેએ જીત્યા. રઘુજીએ પોતાની પરવાનગી વગર સ્વારીઓ કર્યાથી બાજીરાવ તેના પર ગુસ્સે થયો પણ નિઝામનો પરાજય કરવાનો હતો તેથી તેણે રઘુજી સાથે સલાહ કરી. નાદીરશાહ હિંદુસ્તાનમાંથી પાછો ફર્યો ત્યારે બાજીરાવે ફરી એક મોટી સ્વારી કરવાની તૈયારી કરી પણ રસ્તામાં જ તે નર્મદા કિનારે ઈ. સ. ૧૭૪૦માં મરણ પામ્યો.

તેણે મરાઠી રાજ્યનો જે વિસ્તાર કર્યો એ જ તેના કર્તવ્યભાનનું ચિહ્ન છે. તે એક યોદ્ધા તેમજ રાજદ્વારી માણસ હતો. તે માણસને સારી પેઠે ઓળખી શકતો. ગુણવાન સરદારોને તેણે સારી સ્થિતિમાં મૂક્યા. તેનો બધા પર ધાક બેસતો. ગુપ્ત રીતે લઢવાની પદ્ધતિમાં તે નિષ્ણાત હતો. નિઝામને આજ પદ્ધતિથી તેણે કાયર કર્યો લશ્કરી કાવાદાવામાં તે બાહોશ હતો. ચઢાઈનું ધોરણ સ્વીકારી હિંદુપદ પાદશાહીની કલ્પના તેણે ખરી કરી બતાવી.

**Q. 72. How did Bajirao I and Balaji Vishwanath contribute to the growth of the Maratha power?**

ઉ:—See Q. 70 and 71.

**Q. 73. Write what you know of the rise of the Maratha families in the time of Bajirao I.**

ઉ:—પહેલા બાજીરાવના સમયમાં જે જે મરાઠી કુટુંબોનો ઉદય થયો તેમાં સીંધિયા, હોલ્કર, ગાયકવાડ અને પવાર વિશેષ પ્રસિદ્ધ છે.

(૧) રાણોજી શીંદે:—સીંધીયાની ગાદીનો મૂળ સંસ્થાપક રાણોજી સતારા જીલ્લામાં કણ્હેરખેડનો મુખ્ય પટેલ હતો. વિપત્તિમાં સપડાયાથી તે બાલાજી વિશ્વનાથના સૈન્યમાં સામાન્ય ઘોડેસ્વાર તરીકે નોકરીમાં રહ્યો. ત્યારથી બાજીરાવનો હજુરીયો થયો. તેની કર્તવ્યનિષ્ઠા અને વફાદારી જોઈને બાજીરાવનો ખાસ માનીતો થયો અને ત્યારથી તેનો ઉત્કર્ષ થયો. ઓર્ડ

અને સાહસ વગેરે ગુણોને લીધે બાજીરાવની એક પાગાનો મુખ્ય નાયક થયો. બાજીરાવે તેને મલ્હારરાવ હોલ્કર સાથે માળવા મોકલ્યો. ત્યાં તેણે સ્વપરાક્રમથી મોટી નામના મેળવી અને મોટો સરદાર થયો. નિઝામ સાથે થએલી દરેક લડાઈમાં તે હાજર હતો અને પોતાના પરાક્રમથી પોતાના માલીક બાજીરાવની મહેરબાની મેળવી નાના સાહેબ પેશ્વાના સમયમાં પણ તેણે મરાઠી રાજ્યની ઉત્તમ સેવા બજાવી. શૂર, વફાદાર અને મરાઠી રાજ્યનો એકનિષ્ઠ સેવક રાણોજી રાષ્ટ્રની સેવા કરતા કરતા ૧૭૪૫માં મરણ પામ્યો.

(૨) **મલ્હારરાવ હોલ્કર:**—See Q.No. 91, Note No. 6.

(૩) **દામાજી ગાયકવાડ:**—ગાયકવાડ વંશનો સંસ્થાપક દામાજી ગાયકવાડ સેનાપતિ દાભાડેના સૈન્યમાં સામાન્ય સિપાઈ હતો. ૧૭૨૦માં બાળાપુરની લઢાઈમાં તેણે વિશેષ પરાક્રમ કરી બતાવ્યું; તેથી શાહુએ તેને સમશેર બહાદુરનો ખિતાબ આપી દુય્યમ સેનાપતિની જગ્યા આપી. ૧૭૩૧માં તે મરણ પામ્યો. તેના છોકરા પિલાજીને સરદારી મળી. તેણે પણ સ્વપરાક્રમથી ગુજરાતમાં પોતાનો અમલ બેસાડયો. બાજીરાવે દાભાડેના વતી પિલાજીને ગુજરાત પ્રાંતમાં મુતાલીક નીમ્યો અને તેને સેનાખાસખેલની પદવી આપી. ૧૭૩૧માં પિલાજીનું ખૂન થવાથી તેનો પુત્ર દામાજી સરદાર થયો. ૧૭૩૪માં તેણે વડોદરા જીત્યું અને ત્યાં સ્વતંત્ર રીતે રાજ્ય કરવા લાગ્યો.

(૪) **ઉદાજી પવાર:**—બાલાજી વિશ્વનાથના સમયમાં પ્રસિદ્ધિમાં આવ્યો. જ્યારે બાલાજી વિશ્વનાથ સ્વરાજ્ય, ચોથ અને સરદેશમુખીની સનદો લાવવા દિલ્હી ગયો ત્યારે ઉદાજી તેની સાથે હતો. તેણે ગુજરાત અને માળવામાં લૂંટ ચલાવીને ત્યાં પોતાની સત્તા સ્થાપી અને ૧૭૨૪માં ધાર ગામે પોતાનું થાણું નાખ્યું. જ્યારે માળવામાં કાયમની ખંડણી વસુલ કરવાનો અધિકાર મરાઠાઓને પ્રાપ્ત થયો ત્યારે તે વસુલમાંથી દસ ટકા વસુલ ઉદાજીના ભાગમાં આવ્યું.

(૫) **ગોવિંદપંત બુંદેલે:**—એનો ઉદય પણ આજ કાળમાં થયો. બાજીરાવે બુંદેલખંડના છત્રસાલને મદદ કરીને બંગશનો પરાજય કર્યો. ત્યારે છત્રસાલે બાજીરાવને ઝાંશી પાસેનો મુલક જહાંગીરીમાં આપ્યો.

બાજીરાવે આ જહાંગીરીની વ્યવસ્થા કરવાનું કામ હોશિયાર અને રાજકારણ-કુશલ એવા એક ગરીબ બ્રાહ્મણને સોંપ્યું. તેજ ગૃહસ્થ આગળ ઉપર ગોવિંદપંત બુંદેલે નામથી પ્રસિદ્ધ થયો.

**Q. 74 What circumstances led to the third battle of Panipat? Account for the defeat of Marathas and state its affects.**

ઉ:—છત્રપતિ શિવાજી મહારાજ તથા બાલાજી વિશ્વનાથનું હિંદુ મહારાજ્ય સ્થાપવાનું ધ્યેય પહેલા બાજીરાવે સ્પષ્ટ રીતે બર આણ્યું. ગુજરાત, માળવા વગેરે નર્મદા નદી પરના મુલકોમાં મેળવેલાં ચોથ અને સરદેશમુખીના અધિકારના બળે ઉત્તરમાં રાજ્યવિસ્તાર કરવા માટે તેણે પોતાના સરદારો કાયમને માટે મૂક્યા. હિંદુ મહારાજ્ય સ્થાપવાનું ધોરણ નાના સાહેબ પેશ્વાએ શાહુના મૃત્યુ પછી જારી રાખ્યું. મોગલ સત્તા દુર્બળ થયાથી મરાઠાઓની સત્તા ઉત્તરમાં સારી પેઠે જામી. ઇ. સ. ૧૭૫૧ માં સફદર જંગ વજીરે ઉશ્કેરાયલા રોહિલાઓનું બંડ મરાઠા લોકોની મદદ વડે શમાવ્યું. તેના બદલામાં તેણે ઠઠ્ઠા, મુલતાન, રજપૂતાના અને રોહિલખંડમાં ચોથ વસુલ કરવાનો હક્ક મરાઠાઓને આપ્યો. રોહિલા અને પઠાણોથી રક્ષણ કરવાનું કામ મરાઠાઓ જ કરવા લાગ્યા. પણ આ જોખમદારીના કામો મરાઠાઓને મળ્યાથી તેમની અડચણો વધી અને ભવિષ્યનો પાણીપતનો ઘનઘોર પ્રસંગ ઉદ્‌ભવ્યો.

મરાઠાઓનું દિલ્હીદરબારમાં જામેલું વજન તેમના શત્રુઓને ખુંચ્યું. તેમણે મરાઠાઓ વિરૂદ્ધ ઐક્ય કરી તેમનો નાશ કરવાનો ઘાટ ઘડયો અને અહમદશાહ અબદેઅલીને આમંત્રણ કર્યું. ઇ. સ. ૧૭૫૧માં અબદેઅ-લીએ રોહિલાઓનો પક્ષ લઈ મુલતાન લાહોર વગેરે શાહી થાણાં કબજામાં લીધાં. ઉપર કહેલા કરાર પ્રમાણે આ થાણાં પાછા લેવાની જોખમદારી મરાઠાઓને માથે હતી અને તે પાર પાડવા માટે રઘુનાથ-રાવને પેશ્વાએ ઉત્તર તરફ રવાના કર્યો. રાઘોબાએ અમદાવાદ કબજે કર્યું અને દિલ્હી તરફ કૂચ કરી ત્યાં પોતાની સત્તા સ્થાપી. પંજાબ પ્રાંત હાથમાંથી છટકયો અને પોતે કરેલી વ્યવસ્થા મરાઠાઓએ

ધૂળમાં મેળવી તેથી ચિડાઇ જઇ અબ્દેઅલીએ ઇ. સ. ૧૭૬૫ માં ફરી દિલ્હીપર સ્વારી કરી અને શહેરમાં લૂટફાટ કરી. જતી વખતે દિલ્હીમાં પોતાના અધિકારી નીમ્યા અને લાહોર તથા મુલતાન પ્રાંતો પર પોતાના પુત્ર તૈમુરશાહને સુબા તરીકે નીમ્યો.

દિલ્હીમાં મરાઠાઓની સત્તા જમાવવા અને નજીબખાન રોહિલાનો બંદોબસ્ત કરવા રાઘોબા ફરી ઉત્તરમાં ગયો. તેણે લાહોર અને મુલતાન જીત્યાં અને અબ્દેઅલીની સત્તાનું ઉચ્ચાટન કર્યું. તેણે અટક સુધી પોતાનો અમલ બેસાડયો અને પાછો ફર્યો. હિંદના તીર્થયાત્રાનાં સ્થળો છોડાવવા નજીબખાનનો નાશ કરવાનાં તથા બંગાળાપર સ્વારી કરવાનાં કામો પેશ્વાએ દત્તાજી સીંધિયાને સોંપ્યાં. આના પહેલાં જ સીંધિયાએ પોતાની સત્તા રજપૂતાનામાં જમાવી હતી.

મરાઠાઓની સત્તા દિલ્હીમાં કાયમનું સ્થાન મેળવશે એવું લાગ્યાથી નજીબ અને બાદશાહે ફરી અબ્દેઅલીને આમંત્રણ કર્યું. આ તરફ નજીબે દત્તાજીને મદદ આપવાની ભૂલથાપો આપી તેને અથડાવ્યો. નજીબનો નાશ કરવાને દત્તાજીએ રોહિલખંડમાં પ્રવેશ કર્યો એટલામાં અબ્દેઅલી ઉપરથી ચઢી આવ્યો. તેની અને સિંધીયા વચ્ચે જમના નદીના કિનારા ઉપર બદ્યાઉનના ઘાટ પર યુદ્ધ થયું. તેમાં દત્તાજી પડયો. પેશ્વાને આ ખબર મળતાં જ તેણે ૫૦૦૦૦ સૈન્ય સાથે સદાશીવરાવ ભાઉને અબ્દેઅલીને હરાવવા માટે મોકલ્યો. ઉત્તરમાં ગોવિંદપંત બુંદેલેને સુજાઉદ્દૌલાને પોતાના પક્ષમાં મેળવી લેવા માટે કહેણ મોકલ્યું; પણ નજીબખાનના કાવત્રાંથી સુજાઉદ્દૌલા અબ્દેઅલીના પક્ષમાં મળ્યો. આ તરફ સદાશીવરાવે દિલ્હી કબજે કર્યું અને આગળ વધી અબ્દેઅલીને હાંકી કાઢવા કુંજપુરનું થાણું સર કર્યું. ટુંકમાં આ ઝગડો હિંદુ તથા મુસલમાન પૈકી કોના હાથમાં હિંદની સત્તા જવાની છે તે બદલ હતો. હિંદુઓની સામ્રાજ્યસ્થાપના સાથે હિંદુઓના પવિત્ર તીર્થક્ષેત્રોનો છુટકારો કરવા એ આકાંક્ષા તો હતી જ.

મરાઠાઓએ કુંજપુરા લઈ અબ્દેઅલીને દોઆબમાં ઘેરવાનો પ્રયત્ન કર્યો. પણ અબ્દેઅલી ચતુરાઈથી જમના પાર ગયો. મરાઠાઓએ તેને અટકાવ્યો નહીં એ તેમની મોટી ભૂલ થઈ. કુંજપુરા અને દિલ્હી વચ્ચે અબ્દેઅલી

છાવણી નાખી. મરાઠાઓનો સ્વદેશ સાથેનો સંબંધ તોડયો અને તેઓ ભુખમરાના ભોગ થઈ પડ્યા. ગોવિંદપંત બુંદેલેએ અબ્દેઅલ્લીનો ખોરાક અટકાવવાની તજવીજ કરી નહીં. ઉલટું મરાઠાઓને જ ખોરાક મળતો બંધ થઈ તેઓ હુસાઈ પડ્યા. સદાશીવરાવ ભાઉ અબ્દેઅલ્લીના હુમલાની છેવટ સુધી રાહ જોઈ બેઠો એ તેની મહાન ભૂલ થઈ. સદાશીવરાવે હુમલો કરવો જોઈતો હતો. સંકટસમયે જરૂર પડે એટલા માટે તેણે તાજું સૈન્ય રાખ્યું નહીં. વિશ્વાસરાવ મરાયાથી તે યાહોમ કરી રણમાં ધસ્યો અને અદશ્ય થયો તેથી મરાઠાઓમાં ભંગાણ પડયું. અણીની વખતે અબ્દેઅલ્લીએ તાજું સૈન્ય આણ્યાથી મરાઠાઓ ટકી શકયા નહીં.

આ યુદ્ધમાં મનુષ્યસંહાર ભયંકર થયો. એક પેઢી કપાઈ ગઈ. અનુભવી યોદ્ધાઓ પડ્યા. આ યુદ્ધથી મરાઠાઓનો ઉત્તર તરફનો ઉદ્યોગ કેટલીક મુદત માટે બંધ પડયો. મુસલમાનોને પણ કાંઈ લાભ થયો નહીં. બાદશાહી નિર્માલ્ય જ રહી. મરાઠા અને મોગલ બન્ને હતબલ રહ્યા અને અંગ્રેજો ફાવ્યા. મરાઠાઓ ખુલ્લા મેદાનમાં લઢતાં પાછી પાની કરતા નથી એમ સિદ્ધ થયું. મરાઠાઓમાં પહેલાનું શૌર્ય અને એકતાની ભાવના રહી નહીં; અને તેથી મરાઠાઓનો ભાગ્યરવિ અસ્તાચળ તરફ જવા લાગ્યો.

**Q. 75. "During the reign of Balaji Bajirao the Maratha power attained its greatest limits and received its crushing blow." Explain the statement.**

ઉ:—See Q. No. 76.

**Q. 76. Describe the main featurs of the history of the Marathas from the accession of Balaji Bajirao to the third battle of Panipat.**

ઉ:—પહેલા બાજીરાવે હિંદુપદપાદશાહી સ્થાપવાનું ધ્યેય પોતાની નજર આગળ રાખીને ગુજરાત અને માળવામાં ચોથાઇ અને સરદેશમુખીના હકના જોરપર રાજ્ય વિસ્તાર કરવાના હેતુથી પોતાના સરદારો રાખ્યા હતા નાના સાહેબે પણ તે નીતિનું અવલંબન કરવાનું ઠરાવ્યું. બાદશાહના તરફથી બંગાલના સુબેદાર અલવર્દીખાનને રાઘોજી ભોંસલેના

વિરુદ્ધ કરીને બાદશાહ પાસેથી ૧૭૪૨માં માળવાની સનદ મેળવી અને બાજીરાવનું અધું રહેલું કામ પૂરૂં કર્યું. તે પછીના ચાર પાંચ વરસો તેણે અંદરના શત્રુઓનો પરાજય કરવામાં ગાળવા પડ્યાં. ૧૭૪૯માં શાહુ છત્રપતિ મરણ પામવાથી મરાઠી રાજ્યમાં ઘણો જ મોટો ફેરફાર થઈ રાજ્ય કારભારને બીજું જ સ્વરૂપ પ્રાપ્ત થયું. રામરાજાને ગાદી પર બેસાડીને બધો અધિકાર વંશપરંપરા પેશ્વાઓએ પોતાની પાસે રાખવો એવું મૃત્યુપત્રમાં શાહુએ લખી રાખ્યું હતું. રામરાજા કર્તવ્યહિન અને નાલાયક નીકળવાથી સર્વ વહીવટ પેશ્વાઓના હાથમાં આવી તેઓ સર્વ સત્તાધીશ બન્યા. નાના સાહેબે રાજગાદી સતારાથી બદલી પુનામાં કરી અને આગળ ઉપર પુના મરાઠાઓની રાજધાની થઈ. જૂનું ભાંગવું નહીં અને નવું કરવું નહિ એવી શાહુની આજ્ઞા હોવાથી પોતાના વિરોધીઓને શાસન કરવાનો અધિકાર પેશ્વાઓ પાસે રહ્યો નહીં. સરદારો અને પ્રધાનો જે નમ્રતા છત્રપતિ તરફ દેખાડતા તેવી નમ્રતા પેશ્વાઓ તરફ દેખાડતા બંધ થયા. આથી તેમની પ્રતિષ્ઠા ઓછી થઈ.

તારાબાઈ, પ્રતિનિધિ, ગાયકવાડ વગેરે અંતરસ્થ વિરોધીઓને હતવીર્ય કર્યા પછી નાનાસાહેબે હિંદુપદ પાદશાહી સ્થાપન કરવાનું માથે લીધેલું કાર્ય જોસભેર ચાલું કર્યું. ઇ. સ. ૧૭૫૦થી ૧૭૬૧ સુધીમાં મરાઠી સામ્રાજ્યનો વિસ્તાર દક્ષિણ અને ઉત્તર હિંદુસ્થાનમાં ઝપાટાથી થઈ હિંદુપદ પાદશાહી સ્થાપન કરશે એવો રંગ દેખાવા લાગ્યો. ચોથાઈ અને સરદેશમુખીના હક્કના જોર પર તેઓથી રાજ્યવિસ્તાર આટલી સહેલાઇથી થઈ શકયો. પોતાનો હેતુ સાધવા માટે નાના સાહેબે જે કામો કર્યા તેના ત્રણ ભાગ પડી શકે છેઃ (૧) નિઝામનો પરાજય (૨) કર્ણાટકમાંનું કાર્ય અને (૩) ઉત્તર હિંદુસ્થાનમાં મરાઠી સત્તાનો પ્રચાર. દરેક વખતે નિઝામને મરાઠાઓ આગળ પાછું હઠવું પડયું. ૧૭૫૨માં ભાલકી આગળ લઢાઈ થઇ તેમાં નિઝામ શરણ આવ્યો ઇ. સ. ૧૭૬૦માં સદાશીવરાવ ભાઉએ તો ઉદગીર આગળ નિઝામને પૂરેપુરો હરાવી નીઝામની ઘણી ખરી સત્તા લઈ લીધી. આ વખતે મરાઠાઓને નિઝામનો ૬૦ લાખ ઉત્પન્નનો મુલક, અને અશીરગઢ અને દોલતાબાદ અને નગરના કિલ્લાઓ મળ્યા. નાનાસાહેબે કર્ણાટક

પર અનેક સ્વારીઓ કરીને સાવનૂર, બેદનૂર, ચિમદુર્ગ, સૌંધે વગેરે સંસ્થાનિકોને પોતાના માંડલિકો બનાવ્યા. આ યુદ્ધથી મરાઠા રાજ્યની હદ જે કૃષ્ણા સુધી હતી તે તુંગભદ્રા સુધી પહોંચી. ઇ. સ. ૧૭૫૭માં મરાઠાઓએ શ્રીરંગપટ્ટમને ઘેરો ઘાલ્યો. મ્હૈસુરના નંદરાજાએ ૫ લાખ રૂપીઆ અને ૧૪ મહાલો મરાઠાઓને આપી દીધા. રઘુજી ભોંસલેએ બંગાળ, બિહાર, અને ઓરીસામાં પોતાની સત્તા બેસાડી ખંડણી વસુલ કરવાનો ઉદ્યોગ શરૂ કર્યો. નાનાસાહેબની કારકીર્દિમાં મરાઠાઓનો દિલ્હી દરબારમાં પ્રવેશ થઇ તેમનો ઉત્તર હિંદુસ્થાનમાંનો રાજ્યવિસ્તાર વધતો ગયો. (For further details see Q. 74, first 3 paras).

અયોધ્યા સિવાય આખો હિંદુસ્થાન મરાઠાઓના અમલ નીચે આવ્યો. આ અગીઆર વરસની મુદતમાં મરાઠાઓની સત્તા વૈભવના શિખરે પહોંચી અને મરાઠાઓ હિંદુપદપાદશાહી સ્થાપન કરશે એવો રંગ દેખાવા લાગ્યો. પરંતુ પાણીપતના પરાજયથી મરાઠી રાજ્યને જબરજસ્ત ધકકો લાગ્યો ને તેમનો વૈભવસૂર્ય અસ્તાચળે નમવા લાગ્યો.

**Q. 77. What was the change in the character of the Maratha Government in 1749? How did it affect its growth?**

ઉ:—See Q. No. 76.

**Q. 78. State how Madhavrao I revived the glory of the Maratha power. Review his administration.**

ઉ:—પાણીપતના યુદ્ધથી મરાઠાઓની સત્તા ઓછી થઇ. દિલ્હી દરબારમાં રોહિલા લોકોએ પોતાનું વજન વધાર્યું. અંતર્વેદીમાંની મારાઠાઓની સત્તા નાશ પામી. જાટ, રોહિલા, બુંદેલ, રજપૂત વગેરે મરાઠાઓની સામે થયા. તેમણે પોતાના મુલક પાછા જીતી લીધા. પાણીપતના યુદ્ધથી મરાઠાઓ હતવીર્ય બન્યા. અનુભવી યોદ્ધાઓ, ઉત્તમોત્તમ રાજદ્વારી માણુસો અને કર્તવ્યશાળી નરો પાણીપતમાં મરાયા. આ દરમ્યાન અનુભવહીન માધવરાવ પેશ્વાપદે આવેલો જાણી નિજામે મરાઠાઓ ઉપર સ્વારી કરી.

હૈદરે કૃષ્ણા નદી સુધીનો મુલક બાળી લૂંટીને ઉજ્જડ કર્યો. રાઘોબાએ રાજ્યનો હિસ્સો માંગી ગૃહકલહ આરંભ્યો. જાનોજી ભોંસલેએ નિઝામની મદદથી બહારવટું આરંભ્યું. આવી પરિસ્થિતિમાં માધવરાવે શૌર્ય, પરાક્રમ અને ડહાપણથી રસ્તો શોધી કાઢયો. તેણે નવા માણસો એકઠા કર્યા અને તેમની સહાયથી મરાઠાઓની અવ્યવસ્થિત સ્થિતિ સુધારી. પાણીપતનો અપયશ ધોઈ કાઢયો. મરાઠાઓની આબરૂ પહેલાંની માફક વધારી અને રાજ્યમાં દૃઢતા આણી. આથી બધા પેશ્વામાં તેને ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું છે.

શરૂઆતમાં માધવરાવને નિઝામને ઠેકાણે લાવવો પડયો. નિઝામે રાઘોબા, પ્રતિનિધિ અને જાનોજીની સહાયથી માધવરાવ સાથે ઝગડો આરંભ્યો. પણ રાક્ષસભુવન પાસે માધવરાવે તેને સખ્ત હાર ખવડાવી, (૧૭૬૩). આ યુદ્ધ માધવરાવની કર્તબગારીની સાક્ષી આપે છે. પછી માધવરાવે પોતાના કર્ણાટક પ્રાંતમાં લૂંટફાટ કરતા હૈદર તરફ પોતાની નજર ફેરવી એ ત્રણ યુદ્ધો કરી તેણે તેના હાડકાં સારી પેઠે ખોખરાં કર્યા અને શિવાજીના વખતમાં કર્ણાટકની જે હદ હતી તે ઠરાવી લીધી. જાનોજી ભોંસલે નિઝામ સાથે સામેલ થયો હતો તેથી માધવરાવે તેના પર ચઢાઈ કરી તેનો પરાજય કર્યો. પેશ્વાની પરવાનગી સિવાય નિઝામ અને અંગ્રેજો જોડે મિત્રતા બાંધવી નહીં એમ તેની પાસેથી કબૂલ કરાવ્યું.

રાઘોબાએ પ્રથમથી જ પિતરાઈપણું કરવા માંડયું; પરંતુ માધવરાવે સુલેહશાંતિથી તે પ્રશ્નનો નિકાલ કર્યો. દક્ષિણમાં શાંત વાતાવરણ થયા પછી પઠાણ, જાટ, રોહિલા વગેરે લોકોનો પરાજય કરવાને તેણે રાઘોબાને ઉત્તર તરફ રવાના કર્યો. પણ ત્યાં તે વિશેષ કાર્ય કરી શકયો નહીં. તે પછી માધવરાવ અને રાઘોબા વચ્ચે અણબનાવ થઈ રાઘોબાએ બંડ કર્યું પણ માધવરાવે તેને કેદ કરી તેનો કાયમ માટે બંદોબસ્ત કરી નાંખ્યો.

પછી તેણે રામચંદ્રપંત કાનડેને ઉત્તર હિંદુસ્તાનમાં મોકલ્યો. તેણે સિંધિયા–હોલકરની મદદથી બુંદેલા, જાટ અને રજપૂતોનો પૂર્ણ બંદોબસ્ત કર્યો અને તેમની પાસેથી ખંડણી ઉઘરાવી. આ હકીકત સાંભળી નજીબ

અબ્દાલી ગભરાયો અને તેણે મરાઠાઓ જોડે સલાહ કરી. પછી મરાઠાઓએ રોહિલખંડ લૂંટી ઉજ્જડ કર્યો. દિલ્હી તાબામાં લીધું અને શાહઆલમ બાદશાહને તખ્તનશીન કર્યો. પાણીપતના યુદ્ધ પહેલાં મરાઠાના તાબામાં જે જાગીરો હતી તે તેમને પાછી મળી, બાકી રહેલી ચોથ મળી અને બાદશાહીનું રક્ષણ કરવાની જવાબદારી ફરી તેમને માથે પડી. મરાઠાઓએ રોહિલાઓનો રોહિલખંડ ઉજ્જડ કર્યો અને રોહિલાઓનો પૂર્ણ નાશ કરી પાણીપતનું વેર લીધું.

માધવરાવ ઉદ્યમશીલ, ન્યાયશીલ અને સ્વાભિમાની હતો. પોતે રાષ્ટ્રનો સેવક છે એમ ભાવના રાખતો. તેણે મહાલના હિસાબ તપાસવાનું કામ જોરથી શરૂ કર્યું અને લાંચ ખાનારા મામલતદારોને કડક શાસન કર્યું. તેણે નિયમ અને ધારા ઘડી આંતરવ્યવસ્થા સુધારી. વેઠની પદ્ધતિ કાયદાથી બંધ કરી રૈયતને ત્રાસમાંથી બચાવી. રામશાસ્ત્રી જેવા કરારી અને નિસ્પૃહી માણસને મુખ્ય ન્યાયાધીશ નીમી ન્યાયખાતું સુધાર્યું. તે ન્યાયના કામમાં કોઈની પણ શરમ રાખતો નહીં. માધવરાવનો સ્વભાવ કડક અને નિશ્ચયી હોવાથી મોટા મોટા અધિકારીઓ પણ તેનાથી બીતા. તેનું વલણ કડક હતું. મહાદજીને પણ પોતાનો હુકમ અમાન્ય કર્યા બદલ તેણે ધમકી આપી. ગુપ્ત ખબર મેળવવામાં પણ તે ઘણો ચાલાક હતો. અવ્યવસ્થિત સ્થિતિ બદલીને તેણે રાજકારભારમાં એક વહીવટ દાખલ કર્યો. આ પ્રતાપશાળી પેશ્વા મરાઠી સામ્રાજ્યની અપૂર્વ અને અનુપમ સેવા બજાવી ઇ. સ. ૧૭૭૨માં ઘણી નાની ઉમરે કાળવશ થયો.

**Q. 79. After the failure at Panipat the power rose brilliantly out of its ashes. How do you explain the failure & the consequent rise of the Marathas?**

ઉ:—See Q. Nos. 74 & 78.

**Q. 80. Sketch briefly the career and achievements of Mahadji Sindhia.**

ઉ:—સીંધીઆ કુળનો સંસ્થાપક રાણોજી મહાદજી, રાણોજીનો દાસીપુત્ર હતો. સીંધીઆ કુળની ઔરસ સંપત્તિ ઇ.સ. ૧૭૬૧ના પાણીપતના યુદ્ધમાં નાશ પામી તેથી મહાદજીના જ હાથમાં સીંધીઆનું સ્વામીત્વ આવ્યું. લઢાઈ પછી થએલી નાસભાગમાં એક પઠાણે મહાદજી પાછળ પડી તેનો એક પગ કાપી નાખ્યો. આ ખોડ તેને હંમેશ દુ:ખ દેતી. એક પઠાણે આપણા પર આ દુ:ખ આણ્યું એ વિચારથી તેમનો પરાજય કરવા તે હમેશાં ટપી રહેતો. મહાદજીના નસીબે આવા સંધી થોડીવારમાં જ મળી. ઇ. સ. ૧૭૬૯માં માધવરાવ પેશ્વાએ વિશ્નાજી કૃષ્ણ બીનીવાલે અને રામચંદ્રપંત કાનડેને પાણીપતનું કલંક ધોઈ નાંખવા મોકલ્યો. મહાદજીએ તેમને સારી મદદ કરી જાટ, રોહિલા તથા અફઘાનોને સારી શિક્ષા કરી. ઇ. સ. ૧૭૭૧માં મહાદજીએ ગંગા અને જમના નદી વચ્ચેના દોઆબમાં પ્રવેશ કરી તે પ્રદેશ પર પોતાનું સ્વામીત્વ સ્થાપ્યું અને ખુદ મોગલ બાદશાહને પોતાના હાથમાંના રમકડાં જેવો બનાવ્યો. આ બધી ખટપટોમાં મહાદજીને કીર્તિ, મુલક અને મહત્તા પ્રાપ્ત થયાં. ઉત્તર હિંદમાં તેનો ધાક બેઠો. આ દરમ્યાન બંગાળામાં અંગ્રેજો પ્રબળ થવા લાગ્યા હતા. તેમનું બળ તેમની કવાયતી સેનામાં છે એમ જાણી તેણે એક ઉત્તમ સેના તૈયાર કરી. ઇ. સ. ૧૭૭૯માં મરાઠી પહેલા વિગ્રહમાં એ ફોજની મદદથી મહાદજીએ અંગ્રેજોને વડગાવ આગળ હાર ખવડાવી હતી.

તરત જ અંગ્રેજ ગવર્નર વૉરન હેસ્ટીંગ્સ મહાદજીનું સામર્થ્ય ઓળખી ગયો. તેને મોટાપણું આપી સાલબાઈ મુકામે તેણે તહનામું કર્યું અને પોતાની ફજેતી થતી અટકાવી. દક્ષિણમાં વેશધારી સદાશીવરાવનું બંડ અને મોરોપંતનું કારસ્થાન તથા કોલ્હાપુરના રાજાને હરાવવામાં મહાદજીએ નાના ફડનવીસને સારી મદદ કરી હતી. એવી રીતે દક્ષિણમાં મરાઠાઓને યશ પ્રાપ્ત થયો અને તે યશમાં મહાદજીનો મોટો હિસ્સો છે એવા સ્વાર્થી વિચાર તેના મનમાં આવતા એ વાત નાકબૂલ કરી શકાય એમ નથી.

સાલબાઈનું તહનામું થયા બાદ દિલ્હીમાં બે પક્ષો પડી તેમની વચ્ચે હરિફાઈ થવા લાગી. મહાદજી એકદમ દિલ્હી તરફ ગયો. બલિષ્ટ શત્રુને શિક્ષા કરી દિલ્હીમાં પોતાનું મહત્ત્વ સ્થાપ્યું, ઇ. સ. ૧૭૮૪. પણ આ

સ્વારીમાં પૈસા ઘણા ખરચાયા. તેના લશ્કરનો પગાર આપવાને તેણે મુસલમાન સરદારોની જાગીરો જપ્ત કરી. રજપુતો પાસેથી પણ જબરી ખંડણી ઉઘરાવી. તેથી બધા ચિઢાઈ જઈ મહાદજી વિરુદ્ધ થયા. દિલ્હી તેના હાથમાંથી ગયું (ઇ. સ. ૧૭૮૪). પણ આ સમયે ડી બૉઇન અને પેરૉન જેવા ફ્રેંચ સેનાનાયકોએ તૈયાર કરેલું લશ્કર તેને ઉપયોગી થઈ પડયું અને તેણે ફરી એક વાર દિલ્હી કબજે કરી પોતાનું વર્ચસ્વ કાયમ રાખ્યું.

છેવટે ઇ. સ. ૧૭૯૨માં શાહઆલમે આપેલા વકીલ–ઈ–મુતાલિકના વસ્ત્રો પેશ્વાને આપવાને બહાને, પણ ખરી રીતે પોતાના વૈભવથી પેશ્વાને ચકિત કરવા માટે તે પુને ગયો. પુનાની બહાર તેણે છાવણી નાંખી. બાદશાહી દરબાર ભરાયો અને મોટા દબદબાથી તેણે પેશ્વાનું સન્માન કર્યું. તથાપિ ઇ. સ. ૧૭૯૪ માં વાનવડી મુકામે તેનું નવજવરથી મોત થયું. પાટીલ બુવા ઘણો શાંત રાજદ્વારી અને સાહસિક યોદ્ધો હતો. પોતાની બુદ્ધિ અને સૈન્ય વડે તેણે મરાઠાઓના બધા કાળાગોરા શત્રુ પર હાથ બેસાડયો. સ્વાર્થની દૃષ્ટિ છોડી દઈ જો તે તેના સામ્રાજ્યની સેવા બજાવત તો પછી કહેવાની વાત જ શી? મહાદજીના મરણથી મરાઠી રાજ્યનો એક મોટો આધારસ્થંભ તૂટયો.

**Q. 81. Sketch briefly the career of Nana-Fadanvis with special reference to his services to the Maratha confideracy.**

ઉ:—ભાનુકુળના બે ભાઈઓ પેશ્વાના ભટકુળની સાથે પોતાનું નશીબ અજમાવવા દેશમાં આવ્યા. આ ભાનુકુળમાં નાના ફડનવીસનો જન્મ થયો હતો. પાણીપતના યુદ્ધમાં નાનાને યુદ્ધનો અનુભવ મળ્યો. પાણીપત પછી માધવરાવ પેશ્વાપદે આવ્યો. તેની જ કારકીર્દિમાં નાનાફડનવીસ તરીકે દરબારમાં નીમાયો. રાઘોબા તેની વિરૂદ્ધ હતો પણ ગોપાળરાવ પટવર્ધનનું વજન ઘણું હોવાથી છેવટે ફડનવીસની પદવી નાનાને જ પ્રાપ્ત થઈ (ઇ. સ. ૧૭૬૩ અકટોબર). આ પછી ૯ વર્ષની માધવરાવની કારકીર્દિમાં તેમણે અપૂર્વ કાર્ય કરીને પાણીપતનું કલંક ધોઇ કાઢયું. માધવરાવની સૈન્યયોજના નાનાફડનવીસના પૈસા સંબધી યોજનાને

આભારી હતી. મરાઠાઓનું નશીબ આડે આવ્યું અને માધવરાવનો અંત આવ્યો (ઇ. સ. ૧૭૭૨). તેમની જગ્યાએ છોકરવાદ નારાયણરાવ પેશ્વા થયો. અને તે બધાને અપ્રિય થઈ પડયો. છેવટે પોતાનો જાન ખોઈ બેઠો. તેના મૃત્યુથી દરબારમાં પક્ષ પડ્યા. એક રાઘોબાનો પક્ષ અને બીજો નાનાફડનવીસ, ત્રિંબકરાવ પેઠે તથા હરીપંત ફડકે વગેરે મુત્સદ્દીઓનો પક્ષ. આ રાજકુશળ પુરૂષોએ સખારામ બાપુને પોતાના પક્ષમાં ખેંચીને નારાયણરાવની ગર્ભવર્તી સ્ત્રીના નામથી રાજ્યકારભાર ચલાવવા માંડયો. આનેજ બારભાઇનું કારસ્થાન કહેવામાં આવે છે. દૈવવશાત્ તેણીએ એક પુત્રને જન્મ આપ્યો અને કારસ્થાન પાર પાડયું. કારભારીઓએ ગંગાબાઇના પુત્રનું નામ સવાઈ માધવરાવ રાખ્યું અને તેને પેશ્વાપદે બેસાડયો. બાપુ જેવા સલાહકારના અભાવે રાઘોબાનો ઠેકઠેકાણે પરાજય થયો. પેશ્વાપદના લોભે તેણે અંગ્રેજોની મદદ માંગી. ઇ. સ. ૧૭૭૫માં અંગ્રેજ અને મરાઠાઓ વચ્ચે પહેલું યુદ્ધ શરૂ થયું તેમાં સીંધીઆ અને ગાયકવાડ ફસાવ્યાથી હરિપંતને એકલાને લડવું પડયું અને ગુજરાતમાં આરાસ મુકામે તેની હાર થઈ. ઇ. સ. ૧૭૭૬માં પુના પાસે પાણીપતના સદાશીવરાવ ભાઉનું નામ લઈ એક વેશધારીએ બંડ કર્યું. ઇ. સ. ૧૭૭૭ માં નાનાનો પિત્રાઈ ભાઈ મોરોબા ફડનીસે દ્વેષભાવને લઈ સખારામ બાપુને ફોડવાનો પ્રયત્ન કર્યો અને રાઘોબાને ગાદીએ બેસાડી પોતે ફડનવીસ થવાનો ઘાટ ઘડયો. આવી પ્રતિકૂળ સ્થિતિમાં પણ નાનો હિંમત હાર્યો નહીં. હરીપંતને મદદ કરી વેશધારીનું બંડ શમાવ્યું અને મોરોબા તથા સખારામ બાપુને કારાગૃહમાં મોકલ્યા. એટલામાં ૧૭૭૮ની સાલ પણ ખલાસ થઈ. ઇ. સ. ૧૭૭૯ની સાલ, નાનાની ચાલાકીનો સારો ખ્યાલ આપે છે. અંગ્રેજોનો નાશ કરવો જોઈએ એમ વિચારી હૈદર અને ભોંસલે સાથે તેણે કારસ્થાન કર્યું અને પોતે મુંબઈ પર, ભોંસલેએ કલકત્તાપર અને હૈદરે મદ્રાસ પર ચઢાઈ કરવાનું ઠરાવ્યું; પણ આ કારસ્થાન પાર પડ્યું નહીં કારણ કે ભોંસલેએ લાંચ ખાધી તેથી મદ્રાસ સરકારને કલકત્તા સરકાર મદદ કરી શકી. આ દરમ્યાન સફ્રેન નામના ફ્રેંચ ઍડમિરલે અંગ્રેજોનો સમુદ્રપર નાશ કરવાનો ઘાટ ઘડયો હતો પણ અંગ્રેજોનું નશીબ જોરાવર

હતું. ઈ. સ. ૧૭૮૨માં સાલબાઇ મુકામે સલાહ થઈ અને યુદ્ધ બંધ પડયું. પણ આ યુદ્ધ મહાદજી જેવા લશ્કરી યોદ્ધાને પગલે નાનાને ચાલવું પડયું તેથી તેણે પટવર્ધન સરદારોને તૈયાર કર્યા. ફ્રેંચો સાથે પણ તેણે કારસ્થાન કર્યું. દક્ષિણમાં ટીપુ ઘણી જ ઉદ્ધતાઈથી વર્તન કરતો હતો. નાનાએ તેનો પરાજય કરી ૩૦ લાખ રૂપીયા દંડ કર્યો. આ પછી ૭ વર્ષ સુધી ઉત્તરમાં મહાદજી સીંધીઆએ કામ કર્યું. તેને પ્રાપ્ત થએલા યશથી છકી જઈ તે ફડનવીસના પદની ઈચ્છા કરવા લાગ્યો પણ મહાદજી ઇ. સ. ૧૭૯૪માં મરણ પામ્યો. આજ વર્ષમાં નાનાનો પ્રિયમિત્ર હરિપંત મરણ પામ્યો તોપણ ઇ. સ. ૧૭૯૫માં બધા મરાઠા સરદારો એકઠા કરી તેણે નિજામને ખરડાના સંગ્રામમાં સખ્ત હાર ખવડાવી. આજ વર્ષે રાઘોબાના પુત્ર બાજીરાવની ઉશ્કેરણીથી સવાઈ માધવરાવે ઘેલછામાં આત્મહત્યા કરી. આથી નાનો હતાશ થયો. બાજીરાવે નાનાને કેદમાં પૂર્યો તોપણ ૧૭૯૯માં અંગ્રેજોની સહાયકારી ફોજ ન સ્વીકારવા માટે તેણે બાજીરાવને ઉપદેશ કરી મરાઠી રાજ્ય ૩ વર્ષ ટકાવ્યું. ઇ. સ. ૧૮૦૦માં નાનો મરણ પામ્યો. તેની સાથે મરાઠાશાહીનું ડહાપણ ગયું. આવા ચતુર માણસના અવસાનથી મરાઠાશાહી અંગ્રેજોના હાથમાં ગઈ.

**Q. 82. Write what you know of Mahadji Sindhia and Nana Fadnavis. Explain how the rivalry between the two affected the Maratha power.**

ઉ:—(નાના અને મહાદજીના જીવનચરિત્રો માટે પ્રશ્ન નં. ૮૦ અને ૮૧ જુઓ. તેમની વચ્ચે ચાલેલા વિરોધનું વર્ણન અને તેનાં પરિણામ નીચે આપ્યાં છે.)

મુત્સદ્દી નાના અને તલવારબહાદુર મહાદજી બન્નેએ પોતપોતાની રીતે મરાઠી સામ્રાજ્યની ઉત્કૃષ્ટ સેવા બજાવી એ વાત નિર્વિવાદ છે પરંતુ આ બન્ને પુરૂષોએ નિઃસ્વાર્થી અને સહકાર્યથી કેવળ રાષ્ટ્રના હિત તરફ નજર રાખીને પોતાનું કામ કર્યું હોત તો મરાઠી સામ્રાજ્ય વધારે મજબૂત થાત. પરંતુ તેમણે પોતાનું વર્ચસ્વ અને અધિકાર વધારવામાં

વિશેષ ધ્યાન આપ્યું તેથી રાષ્ટ્રને ઘણી હાનિ પહોંચી. પહેલા મરાઠા યુદ્ધમાં મહાદજીએ નાનાને અમૂલ્ય મદદ કરી પરંતુ તે હમેશાં નાના સાથે સ્વાર્થી વર્તન રાખતો. મહાદજી જેવા મોટું સૈન્ય ધરાવનાર સરદાર ઉપર અવલંબીને રહેવાનો પોતાના ઉપર પ્રસંગ આવે નહીં એ હેતુથી નાનાએ પટવર્ધન સરદારોને પ્રબળ કર્યા. આથી નાના અને મહાદજી વચ્ચે દુશ્મનાવટ ઉત્પન્ન થઈ. મહાદજીએ પોતાનું સર્વ બળ વાપરીને દિલ્હીના બાદશાહ પાસેથી પેશ્વા સારૂ વકીલ–ઈ–મુતાલિકના વસ્ત્રો મેળવ્યાં અને તે વસ્ત્રો પેશ્વાને અર્પણ કરવા તેણે પોતાના સર્વ વૈભવ અને લશ્કર સાથે પુનામાં પ્રવેશ કર્યો. પુનાનો સર્વ રાજ્યકારભાર પોતાના હાથમાં લેવાનો તેનો વિચાર હતો પરંતુ તેમાં તે ફાવ્યો નહીં. આ વખતે પોતાના હાથમાં સર્વ સત્તા લેવાનો લોભ તેણે ન કર્યો હોત અને નાના ફડનવીસ સાથે સહકાર કર્યો હોત તો રાજ્યકારભાર સુવ્યવસ્થિત થઈ મરાઠા સામ્રાજ્ય બળવાન થાત. આ પ્રમાણે બન્ને વચ્ચે વિરોધ હતો તો પણ મહાદજીના મરણથી નાનાને પોતાનો મોટો આધારસ્તંભ જતો રહ્યો એમ લાગ્યું.

**Q. 83 Trace the rivalry between Daulatrao Sindhia and Yesvantrao Holkar. What were its effects on the fortunes of the Marathas?**

ઉ:—See Q. 88.

**Q. 84. What do you mean by the Maratha confideracy? What were its achievements and what led to its fall?**

ઉ:—શિવાજીએ નિર્માણ કરેલું અષ્ટપ્રધાનમંડળ રાજાને પૂર્ણપણે જોખમદાર હતું. રાજારામે તેજ પદ્ધતિ ચાલુ રાખી પણ રાજ્યનું સંરક્ષણ કરવા તેણે જાગીર આપવાની શરૂઆત કરી. દેશમાંની અવ્યવસ્થાનો અંત લાવવા માટે બાલાજી વિશ્વનાથે પટાવતી અને જાગીરી પદ્ધતિ શરૂ કરી અધિકાર અને મુલકના ભાગ પાડ્યા. રાજ્યવિસ્તારની સાથે અતિશય બળવાન સરદાર વર્ગ અસ્તિત્વમાં આવ્યો. આમાં જ મરાઠાસંઘનું બીજ

છે. આ સરદારો પોતાના મુલકમાં મુલકી અને લશ્કરી બાબતમાં સ્વતંત્ર હતા. ફક્ત દેશાંતરવ્યવહાર અને જમાખર્ચના સંબંધમાં તેઓ મધ્યવર્તી સત્તાને જવાબદાર રહેતા.

"સંઘ (confideracy) એ રાજ્યઘટના અનેક અવયવોની બનેલી હોય છે. આ બધા અવયવો કોઈ પણ એક બાજુથી કોઈ એક બિંદુ પાસે એક બીજાને વળગેલા હોય છે. તાત્કાલિક સ્વાર્થ એ જ તેમનું એક થવાનું કારણ. આ અવયવો એક જીવ હોતા નથી. તેમાં સામુદાયિક સ્નેહનો પૂર્ણ અભાવ હોય છે." મરાઠાસંઘની આજ સ્થિતિ હતી. મધ્યવર્તી સત્તાની હદમાં પોતાનું વતન હોય તેનું રક્ષણ થવું જોઈએ તેટલા માટે તેઓ મધ્યવર્તી સત્તાને માન આપતા. પોતાની જાગીરમાં સરદારો સ્વતંત્ર હતા. ત્યાં તેમનો સ્વાર્થ પ્રબળ હોવાથી રાષ્ટ્રાભિમાનનો અભાવ રહેતો. વિશ્વાસઘાત કરવામાં તેઓ પાછી પાની કરતા નહીં. મરાઠા સંઘ કોઇએ ખાસ હેતુને લઈ સ્થાપન કર્યો નહતો. પરિસ્થિતિને લીધે તે નિર્માણ થયો હતો.

(૧) માધવરાવે પાણીપતમાં મરાઠાઓના શત્રુઓને શિક્ષા કરવાને કાનડે, સીંધીઆ, હોલ્કર વગેરે સરદારોને ઉત્તર હિંદમાં રવાના કર્યા. તેમણે રોહિલા તથા પઠાણોનો નાશ કરી પોતાના બળે કરીને ભટકતા શાહઆલમને અંગ્રેજોની પરવા ન કરતાં તખ્તપર બેસાડયો અને પહેલાંની માફક દિલ્હીમાં પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખી.

(૨) સિંધીઆ, ફડકે વગેરે સરદારોએ રાઘોબાનો પક્ષ લઇ પુના પર ચઢી આવેલા અંગ્રેજોને હાંકી કાઢ્યા અને તેમને રાઘોબાનો પક્ષ છોડી દેવાની ફરજ પાડી. વસાઈ અને ગ્વાલીઅર લઈ અંગ્રેજોએ ફરી માથું ઉંચક્યું. મરાઠાઓએ તેમને ઘેરી લીધા અને સીંધીઆની મારફતે તેઓએ મરાઠાઓ સાથે સલાહ કરી. આ તહનામાથી મહાદજીનું મહત્ત્વ વધ્યું.

(૩) સાલબાઇના તહનામા પછી મહાદજીએ દિલ્હીમાં પોતાની નષ્ટ થએલી સત્તા ફરી જમાવી. બાદશાહ પાસેથી પેશ્વાને વકીલ–ઈ–મુતાલિકની પદવી અપાવી અને પોતે પેશ્વાનો મદદનીશ બની વંશપરંપરાથી મરાઠાઓની સત્તા દિલ્હીમાં સ્થાપન કરી.

(૪) મરાઠાઓની બાકી કહેલી ચોથ અને સરદેશમુખી નિઝામે આપવાની ના પાડી. પેશવા સીંધીઆ, હોલ્કર, ભોંસલે વગેરેની સંયુક્ત સેનાએ નિઝામ પર ચઢાઈ કરી અને ખર્ડા મુકામે તેને સખત હાર ખવડાવી. મરાઠાઓ એક થઈ રાષ્ટ્ર માટે લડયાનું આ છેલ્લું જ ઉદાહરણ છે.

મધ્યવર્તી સત્તાની નિર્બલતા, સરદારોનો રાક્ષસી સ્વાર્થ, તેમનામાં ઐક્યનો અભાવ અને ફૂટી જવાની વૃત્તિ: આ બધા કારણોને લઈને મરાઠાસંઘ નાશ પામ્યો. છત્રપતિ તથા પેશ્વા દુર્બલ થયા અને તેથી સીંધીઆ, હોલ્કર, ગાયકવાડ, ભોંસલે વગેરે સંઘના પટાવતી સરદારોમાં સત્તા અને અધિકાર વ્હેંચાઈ ગયાં. તેમને એકતાનું ભાન કરાવનારી અને તેમના પર અંકુશ બેસાડનારી સત્તા નાશ પામી અને સાર્વજનિક હિતની ભાવના નષ્ટ થઈ. જે તે સ્વાર્થને રસ્તે જવા લાગ્યો. વિશ્વાસઘાતની વૃત્તિ વધી. ઇ. સ. ૧૮૦૨માં વસાઈના તહનામાથી પેશ્વા પરતંત્ર થયો. સીંધીઆ, હોલ્કર અને ભોંસલે અંદર અંદર લઢવા લાગ્યા. સંકટ સમયે એક બીજાને તેમણે મદદ કરી નહીં. છેવટે આ સર્વેને અંગ્રેજોની પ્રબળ સત્તા સામે માથું ઝુકાવવું પડયું.

**Q. 85. Whom do you consider to be the greatest Peshwa? Give your reasons.**

ઉ:—મોટો માધવરાવ પેશ્વા એ બધા પેશ્વાઓમાં શ્રેષ્ઠ છે એમ કહેવામાં કંઈ હરકત નથી. બાલાજી વિશ્વનાથ, બાજીરાવ અને નાના સાહેબ એ પેશ્વાઓ પોતાની રીતે મોટા હતા; પરંતુ જે પ્રતિકૂલ પરિસ્થિતિમાં માધવરાવને કામ કરવું પડયું તે વિકટ પરિસ્થિતિ ધ્યાનમાં લેતા તેને જ શ્રેષ્ઠ સ્થાન આપવું પડે છે. બાલાજી વિશ્વનાથ, શાહુનો પક્ષ સંભાળી લઈને ખુદ દિલ્હીપતિ પાસેથી સ્વરાજ્ય, ચોથાઈ, અને સરદેશમુખીની સનદો લાવ્યો અને દેશમાં વસુલાતની વ્યવસ્થા કરીને બધા સરદારોમાં એકસંપી ઉત્પન્ન કરી; અને તેમના પરાક્રમ માટે નવીન કાર્યક્ષેત્ર ઉત્પન્ન કરી આપ્યું. તેનું આ કામ કંઈ ન્હાનુંસુનું નહતું. તે પ્રમાણે બાજીરાવે હિંદુપદ પાદશાહીની નીતિ સ્પષ્ટ રીતે જાહેર કરીને તે અમલમાં મૂકવા માટે અતિશય કષ્ટ વેઠયું અને ગુજરાત અને માળવામાં મરાઠી સત્તાનો મક્કમ પાયો નાંખ્યો.

તેવી જ રીતે નાના સાહેબ પેશ્વાએ મરાઠાની સત્તા દક્ષિણ અને ઉત્તર હિંદુસ્થાનમાં ફેલાવીને હિંદુપદ પાદશાહી સ્થાપવાના કામમાં ઘણો જ યશ મળ્યો અને વસુલની વ્યવસ્થા બરોબર કરીને રાજ્યમાં અનેક સુધારાઓ કર્યા. બાલાજી વિશ્વનાથ અને બાજીરાવનું કામ એકાંગી હતું અને તેમની પરિસ્થિતિ પણ કંઈ વિકટ નહતી. બાલાજીનું મુખ્ય કામ મુત્સદ્દીગીરીનું હતું અને બાજીરાવનું કામ સિપાઈગીરીનું હતું. નાના સાહેબ પેશ્વાનું કામ મુત્સદ્દીગીરીનું તેમજ સિપાઈગીરીનું હતું. પરંતુ પરિસ્થિતિની અનુકૂલતાને લીધે તેનું કામ સુલભ થયું અને તેના અમલમાં મરાઠા રાજ્ય વૈભવનો ઉત્કર્ષ થયો. ન્હાની ઉંમરમાં માધવરાવ પર જેટલાં સંકટો આવ્યાં તેટલાં કોઈના પર પણ આવ્યા નથી અને પ્રતિકૂલ પરિસ્થિતિ સાથે તેના જેટલું કોઈને પણ સામું થવું પડયું નથી. પાણીપતના પરાજયથી મરાઠાઓ હતવીર્ય થયા હતા અને તેમના ઉત્તમ સૈનિકો, મુત્સદ્દીઓ અને કુશળ માણસો તે યુદ્ધમાં મરણ પામ્યા હતા. બીનઅનુભવી માધવરાવ પેશ્વા થયો છે એ જોઈ નિઝામ અને હૈદરે મરાઠી રાજ્ય પર ચઢાઈ કરી. ઉત્તરમાં જાટ અને રોહિલાઓએ તેમનાં પ્રાંત મરાઠા પાસેથી પાછા જીતી લીધા. પેશ્વાના કાકા રાઘોબાએ રાજ્યનો ભાગ મેળવવા કજીઓ કર્યો અને જાનોજી ભોંસલેએ નિઝામની મદદ લઈને બંડ જગાવ્યું. આવી વિકટ પરિસ્થિતિમાં માધવરાવે ઘણા શૌર્યથી અને ડહાપણથી પોતાની સર્વ ચતુરાઈ દર્શાવીને બહારના તેમજ અંદરના શત્રુઓનો પરાજય કર્યો અને હોશીઆર, તરુણ માણસોને તૈયાર કરીને મરાઠી રાજ્યની બગડી ગયેલી અવ્યસ્થા સુધારી. પાણીપતના અપયશથી થયેલી નામોશી દૂર કરી અને દિલ્હી દરબારમાં મરાઠી વર્ચસ્વ ફરીથી સ્થાપન કર્યું અને એવી રીતે મરાઠી રાજ્યનું ગૌરવ વધાર્યું. તે જ પ્રમાણે ન્યાય અને વસુલાત ખાતાના દોષો કાઢી નાંખીને બન્ને ખાતાની સુધારણા કરી. યોગ્ય નિયમો અને કાયદા ઘડીને રાજ્યની આંતરિક સ્થિતિ સુધારી. અધિકારીઓની તેને ખાસ દહેશત રહેતી અને ગુપ્ત બાતમી મેળવવામાં તેણે ઉત્તમ વ્યવસ્થા કરી મૂકી હતી. તેણે મરાઠી રાજ્યની અવનત સ્થિતિ સુધારી અને મરાઠી સત્તા પહેલાંની માફક

સ્થાપિત કરીને રાજ્યકારભારમાં એકસરખાપણું આણ્યું. તેણે કરેલા આ સર્વ કામ ઉપરથી સિદ્ધ થાય છે કે બધા પેશ્વાઓમાં માધવરાવ શ્રેષ્ઠ દરજ્જાનો હતો. (પ્રશ્ન ૭૮મો જુઓ).

**Q. 86. Who in your opinion was the greatest of the Peshwas? Justify your choice by an account of his administration and character.**

ઉ:—See Qs. 78 & 85.

**Q. 87. State very briefly the causes of the downfall of the Marathas.**

ઉ:—શિવાજીએ મહારાષ્ટ્રમાં મરાઠાઓનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું ત્યારથી તે રાજ્યની સને ૧૭૬૧ સુધી આબાદી થતી ગઈ. તે પછી માત્ર મરાઠી સત્તાની પડતીના ગણેશ બેઠા અને ઇ. સ. ૧૮૧૮માં તેનો અંત આવ્યો. મરાઠી રાજ્યના નાશનાં અનેક કારણો પૈકી નીચેના મુખ્ય છે. (૧) મરાઠાઓ સ્વદેશાભિમાન એ શું છે તે જાણતા ન હતા. તેઓ સ્વાર્થ જોતા. પોતાનાં વતનો અને જાગીરો સલામત રહ્યાં એટલે બસ. પછી દેશનું ગમે તેટલું નુકસાન થાય તોપણ તેની તેમને પરવા ન હતી. આથી રાષ્ટ્રનો ઘાત થયો. (૨) મરાઠાઓ વ્યક્તિનિષ્ઠ હતા. આથી પણ તેમને નુકસાન પહોંચ્યું. તેઓ અમુક એક વ્યક્તિને વળગી રહેતા. તે વ્યક્તિને માટે તેઓ બને તેટલું કરતા પણ તે વ્યક્તિ નષ્ટ થતાં જ પાછી તેમની દૃષ્ટિ સ્વાર્થ તરફ વળતી. (૩) ઐક્યથી કામ કરવાની તેમને ટેવ જ ન હતી. આવો પ્રસંગ પ્રાપ્ત થાય તો એક બીજાની સાથે લડી તેઓ પોતાની શક્તિ ક્ષીણ કરી લેતા. આથી બધા રાષ્ટ્રને હાનિ પહોંચે છે એ વાત તેમને ગળે ઉતરી ન હતી. (૪) ઇ. સ. ૧૭૪૮ પછી મધ્યવર્તી સત્તા નિસ્તેજ થઈ તેથી પ્રથમથી જ આગળ આવેલા પટાવતી સરદારો સ્વતંત્ર થવા લાગ્યા. મરાઠી સત્તાને ધક્કો પહોંચાડનારૂં આ પણ એક કારણ હતું. (૫) ત્રીજા પાણીપતના યુદ્ધમાં થએલું નુકસાન માધવરાવે મોટે ભાગે ભરી કાઢ્યું પણ તેનાં મૃત્યુ પછી રાજ્યમાં ઘોટાળો ઉત્પન્ન

થયો અને લશ્કરી કારભારમાં શિથિલતા આવી. આથી મરાઠાઓ એકદમ નાશને પંથે લાગ્યા. (૬) આરમારી સત્તા તરફ તેમણે ધ્યાન આપ્યું નહીં. અંગ્રેજ જેવા દરિયાઈ શત્રુ જોડે તેમને લઢવાનું હતું એ વાત તેઓ તદન ભૂલી ગયા હતા. (૭) મરાઠાઓ બુદ્ધિમાં ઓછા હતા તેથી ધૂર્ત અને ચાણક્ય અંગ્રેજોએ તેમનો પરાજય કર્યો. (૮) વખત આવે તેમ વર્તવું એ મરાઠા જાણતા જ નહતા તેથી પરિસ્થિતિનો ઉપયોગ જેમ અંગ્રેજો કરી શક્યા તેમ મરાઠાઓ કરી શક્યા નહીં (૯) અંગ્રેજો જેવા બળવાન શત્રુ સામે તેમને લડવું પડયું તેથી તેમનું રાજ્ય નાશ પામ્યું. (૧૦) મરાઠી રાજ્યના કર્તવ્યપરાયણ અને અનુભવી માણસો એક પછી એક કાળવશ થયા. તેમની જગ્યાએ નાલાયક માણસો આવ્યા તેથી મરાઠી સત્તા જલદીથી નાશ પામી. (૧૧) છેવટે રાજ્ય કરવા નાલાયક એવા બીજા બાજીરાવના હાથમાં મરાઠી સત્તા ગયાથી તેનાથી રાજ્યનું રક્ષણ થયું નહીં અને એવી રીતે મરાઠી રાજ્યનો અંત આવ્યો.

**Q. 88. Describe the circumstances under which the treaty of Bassein was signed. State its terms, importance and effects.**

ઉઃ—ઇ. સ. ૧૭૯૭માં તુકોજીરાવ હોલ્કર મરણ પામ્યો. તેને મલ્હારરાવ, કાશીરાવ, યશવંતરાવ અને વિઠોજી એ નામના ચાર પુત્રો હતા, અને તેઓ સરદારી મેળવવા પરસ્પર લઢવા લાગ્યા. દૌલતરાવ સીંધીઆ અને પેશ્વાએ એક વિરૂદ્ધ બીજાનો પક્ષ લઈને આ ટંટો વધાર્યો. સીંધીઆ અને હોલ્કર વચ્ચે યુદ્ધ થયું તેમાં મલ્હારરાવ મરણ પામ્યો. યશવંતરાવ ઉત્તર તરફ નાઠો અને સીંધીઆના રાજ્યમાં લૂટફાટ શરૂ કરી, અને તેણે પોતાની રાજધાનીનું રક્ષણ કરવા સર્જેરાવ ઘાટગેને યશવંતરાવ સામે મોકલ્યો. તેણે યશવંતરાવને હરાવ્યો. વિઠોજી, બાજીરાવના હાથમાં પકડાયો અને બાજીરાવે તેને હાથીના પગ નીચે કચડાવી મારી નંખાવ્યો. આ હકીકત સાંભળી યશવંતરાવ ક્રોધે ભરાયો અને મોટા લશ્કર સાથે મુલક ઉજ્જડ કરતો કરતો પુના પર ચઢી આવ્યો. તેણે સીંધીઆ અને પેશ્વાના સંયુક્ત લશ્કરનો નાશ કર્યો અને પુના શહેર લૂટયું. હોલ્કરની સામે પોતે ટકી

શકનાર નથી અને પોતાના સરદારો (વતનો જપ્ત કરેલા હોવાથી નારાજ થયેલા) મદદ કરવા દોડી આવશે નહીં એવું જાણીને બાજીરાવ નાઠો અને વસઈ જઈ અંગ્રેજોનો આશ્રય લીધો. તેમની સાથે સંધી કરી (૧૮૦૨). અંગ્રેજોએ બાજીરાવને પેશ્વાઈ મેળવી આપવી, બાજીરાવે અંગ્રેજોનું તહેનાતી લશ્કર રાખવું અને તે લશ્કરના ખર્ચ વાસ્તે ૨૬ લાખની ઉપજનો મુલક અંગ્રેજોને આપવો, પોતાના સરદારો સાથે ટંટો થાય તો અંગ્રેજોએ આપેલો નિકાલ માન્ય રાખવો. અંગ્રેજોની પરવાનગી સિવાય કોઈ પણ રાજ્ય સાથે સંધિ અગર યુદ્ધ કરવું નહિ અને અંગ્રેજોના યુરોપીયન શત્રુઓને પોતાના રાજ્યમાં આશ્રય આપવો નહીં વગેરે કલમો વસઈના કરારનામામાં હતી. આ તહનામાથી બાજીરાવ સંપૂર્ણ પરતંત્ર બન્યો અને મરાઠી રાજ્યમાં અંગ્રેજોનો પગપેસારો કાયમનો થઈ પડયો. મરાઠા સંઘ પડી ભાંગ્યો અને પેશ્વાના અંતર્ગત અને પરરાષ્ટ્રીય કારભારમાં અંગ્રેજોનું વર્ચસ્વ સ્થાપન થયું. સીંધીઆ, હોલ્કર, ભોંસલે પેશ્વાના માંડલિક હતા તોપણ તેમણે આ તહ માન્ય કર્યું નહીં અને પોતાનું સ્વાતંત્ર્ય ટકાવવા અંગ્રેજો સાથે યુદ્ધ ચાલુ રાખ્યું. તેમનાંમાં સંપ ન હોવાથી અંગ્રેજોએ જુદી જુદી વખતે યુદ્ધ કરીને તેમને હરાવ્યા અને તહેનાતી લશ્કર રાખવાની ફરજ પાડીને પોતાના માંડલીક બનાવ્યા. વસઈના તહથી મરાઠી રાજ્યનો સર્વનાશ થયો એમ કહેવામાં કંઈ હરકત નથી.

**Q 89 Write notes on:—Sardeshmukhi and Chauth; Council of Eight; Barbhai's Conspiracy; Kharda Wars; Vasai Treaty.**

ઉ:—(૧) **સરદેશમુખી અને ચોથ:**—સરદેશમુખી એ એક જાતનું વતન હતું. પોતાના ટાપુમાં જમીન મહેસુલ ઉઘરાવી સરકારમાં ભરવું અને તે ટાપુમાં બંદોબસ્ત રાખવો એ બે મુખ્ય કામો સરદેશમુખીનાં હતાં. આ કામ માટે ઉપજનો દસમો ભાગ તેમને મળતો. નિજામશાહીના થોડા ભાગમાં પોતે વંશપરંપરાથી સરદેશમુખ હતો એમ કહી શિવાજીએ વિજાપુર અને મોગલ સરકાર તરફ આ હકની માગણી કરી. પાછળથી ચોથનો હક આ હક સાથે જોડી દેવામાં આવ્યો.

ચોથ એ સરદેશમુખી જેવું વતન નથી. બલિષ્ઠ સત્તાએ નિર્બલ સત્તા પાસેથી ચોથો ભાગ લશ્કરી બળથી લેવો એવું ચોથનું સ્વરૂપ હતું. ચોથ મરાઠાઓ પોતે વસુલ કરતા. ચોથના બદલામાં તે રાજ્યનું પર-રાજ્યથી રક્ષણ કરવાની જવાબદારી માત્ર મરાઠાઓ પોતાને માથે લેતા.

૧૭૧૦માં મરાઠાઓએ દિલ્હીપતિ પાસેથી ચોથ, સરદેશમુખી અને સ્વરાજ્યના હક કાયદેસર મંજૂર કરાવી લીધા. અંગ્રેજોની સહાયકારી પદ્ધતિ સાથે આ હકો ઘણું મળતાપણું ધરાવે છે. અંગ્રેજ અને મરાઠાઓએ આ હકના બળે હિંદમાં રાજ્યવિસ્તાર કર્યો. "આજે ચોથ અને સરદેશ-મુખીનો અમલ દાખલ થાય છે. આગળ ઉપર સંસ્થાન આપણા તાબામાં આવી જાય છે" એવો મરાઠી રાજ્યના પાદશાહી ધોરણનો મહામંત્ર હતો.

(૨) **અષ્ટપ્રધાનમંડળ:**—(Council of Eight) See Q. 64.

(૩) **બારભાઈનું કારસ્થાન:**—નારાયણરાવને પકડવા માટે કાવત્રું કર્યું પણ તેનું પરિણામ નારાયણરાવના ખૂનમાં થયું તેથી રાઘોબાનો સાથીદાર સખારામ બાપુ પણ મનમાં ઘણો કષ્ટ પામ્યો. નારાયણરાવની સ્ત્રી ગંગાબાઈ ગર્ભવતી હતી એમ તેને ખબર પડતાં જ રાઘોબાને પદભ્રષ્ટ કરી ગંગાબાઈના નામે રાજ્યકારભાર ચલાવવો, તેને પુત્ર ન થાય તો દત્તક આપવાની વ્યવસ્થા કરવી, એવો તેણે વ્યૂહ રચ્યો. તેના વિરૂદ્ધ પક્ષના નાના, પેઠે વગેરે લોકોને આ મસલત પસંદ પડી. તેમણે પણ આ કારસ્થાનમાં સામેલ થવાનો વિચાર કર્યો. આ કારસ્થાનમાં બાર મુખ્ય માણસો હોવાથી તેમને બારભાઈ કહે છે. આ વખતે નિઝામ-હૈદર પર સ્વારી કરવા ગયો હતો. તેની સાથે નાના ફડકે વગેરે જે લોકો હતા તેમણે બહાનું કાઢી પુના તરફ કૂચ કરી. પુના શહેર તાબામાં લીધું અને ગંગાબાઈને પુરંદરમાં સલામત રાખી. બારભાઈઓએ સતારાથી ગંગાબાઈના નામે પેશ્વાઈના વસ્ત્રો મંગાવ્યા અને આ કારસ્થાનમાં સીંધીઆ હોલ્કરને પણ સામેલ કરી લીધા. રાઘોબાને આ વાતની ખબર પડતાં જ તે પુનાપર ચઢી આવ્યો. કાંસેગામ પાસે

હરિપંત ફડકેએ રાઘોબાને હાર ખવડાવી. ગંગાબાઈને ૧૭૭૪માં પુત્ર-પ્રાપ્તિ થઈ અને બારભાઈનું કારસ્થાન નાના-બાપુના ડહાપણથી પાર પડયું.

(૪) ખરડાનું યુદ્ધ:—૧૭૯૫. મરાઠાઓની નિજામ પાસેથી ચોથ અને સરદેશમુખીની બાકી ઘણા વરસથી આવવાની હતી. નાનાએ તે આપવા માટે નિજામને કહેણુ મોકલ્યું. મરાઠાઓના પક્ષના મહાદજી સીંધીઆ અને હરિપંત ફડકે મરણ પામ્યાથી અને અંગ્રેજોએ મદદ કરવાનું વચન આપ્યાથી નિઝામે નાનાની માંગણીને સાફ ના પાડી અને મરાઠાઓને અપશબ્દો કહી ગુસ્સો આવે એવું વર્તન કર્યું. તેથી નાનાએ યુદ્ધ કરવાનો નિશ્ચય કરી, સીંધીઆ, હોલકર, ભોંસલે, ગાયકવાડ, પટવર્ધન વગેરે સરદારોનું લશ્કર પરશુરામભાઉ પટવર્ધનના સેનાપતિપદ નીચે રવાના કર્યું. નિજામ પણ તૈયાર જ હતો. મરાઠાઓએ નિજામને ખર્ડાના ગઢમાં ઘેર્યો. સીંધીઆની તોપો સામે અને મરાઠાઓના હુમલા સામે નિજામનું કાંઈ ચાલ્યું નહિ; તે શરણે ગયો. મરાઠાઓને દોઢ કરોડ રૂપીઆ અને દોલતાબાદ મળીને ૩૭ લાખની ઉપજનો મુલક મળ્યો. આ યુદ્ધમાં નિજામની સત્તા કાયમને માટે ભાંગી. મરાઠામંડળ એકદિલથી લઢયાનો આ છેલ્લો દાખલો અને તેમને મળેલો વિજય પણ છેલ્લો જ હતો.

(૫) વસાઈનું તહનામું:—See Q. 88.

**Q. 90. Write the lives of:—Shahajee; Dhanajee Jadao; Tarabai; Nijam-Ul-Mulk; Shadashio Rao Bhau.**

(૧) શહાજી (ઇ. સ. ૧૫૯૮-૧૬૬૪) નિજામશાહી મુલ્કમાં દૌલતાબાદ પાસે વેરૂળ ગામમાં માલોજી ભોંસલે નામનો મરાઠા ક્ષત્રિય પટેલ હતો. શહાજી આ માલોજીનો પુત્ર હતો. માલોજીએ પોતાના પરાક્રમથી ૫૦૦૦ની મનસબદારી તથા પુના અને સુપા પ્રાંતની જાગીર મેળવી. ઇ. સ. ૧૬૧૯માં માલોજી મરણ પામ્યો અને શહાજી સરદાર બન્યો. શહાજીએ નિજામશાહી પર મોગલોના જે હુમલા થતા હતા તે અટકાવવા અલિકંબરને ઘણી મદદ કરી હતી. ઇ. સ. ૧૬૨૪માં ભાતવડી પાસે

મોગલો સાથે લડાઈ થઈ તેમાં શહાજીએ અજબ પરાક્રમ બતાવ્યું અને તેની ખ્યાતિ થઈ. મલિકંબરના હાથ નીચે ગનિમી યુદ્ધનીતિ અને રાજનીતિ તેણે સારી રીતે ગ્રહણ કરી. ૧૬૨૬માં મલિકંબર મરણ પામ્યો અને બધે અવ્યવસ્થા ફેલાઈ. શાહજહાન બાદશાહ જબરી ફોજ લઈ દક્ષિણમાં આવ્યો તેથી તેણે બાદશાહ સાથે સલાહ કરી, (૧૬૩૦). ફતેખાન (મલીકંબરનો પુત્ર) વજીરે નિજામશાહી મોગલોને હવાલે કરવાનો ઘાટ જમાવ્યો અને બાદશાહ પાસેથી શહાજીની જાગીરનો થોડો ભાગ પોતે મેળવ્યો એ જાણી શહાજી ચીઢાયો. તેણે વિજાપુરના રાજાની મદદ વડે મોગલો જોડે યુદ્ધ શરૂ કર્યું. નિજામશાહી કુળના એક નાના છોકરાને જુન્નેર મુકામે ગાદી પર બેસાડી નિજામશાહીનો ઉદ્ધાર કર્યો અને બધો કારભાર પોતે ચલાવી નિજામશાહીનો જીતાએલો ઘણોખરો મુલક પાછો મેળવ્યો. શહાજીનું આ તોફાન સાંભળીને શાહજહાન દક્ષિણમાં આવ્યો. શહાજીએ શાહજહાનના ખોરાક વગેરે લુંટી તેના પર ગુપ્ત હુમલા કરવા માંડ્યા પણ મોગલોની બળવાન સેના સામે તેને હાર ખાવી પડી. તે બાદશાહને શરણે ગયો અને તેણે વિજાપુરના રાજાની નોકરી કરવી એમ ઠર્યું. નિજામશાહીના ઉદ્ધારનો અને સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન તેને છોડી દેવો પડયો. પુના અને સુપાની જાગીરીનો બંદોબસ્ત દાદોજી કોંડદેવને સોંપી તે વિજાપુરના રાજાના હુકમથી કર્ણાટકની સ્વારીએ ગયો અને સ્વતંત્ર જાગીર કમાવી તે ઇ. સ. ૧૬૬૪માં મરણ પામ્યો.

શહાજી કસાએલો યોદ્ધો અને મુત્સદ્દી હતો. મહારાષ્ટ્રના ઇતિહાસમાં એક વાત મહત્ત્વની છે તે એ કે એક સ્વતંત્ર નાની મરાઠાઓની ટોળી મોગલો પર ગુપ્ત છાપો મારી તેમને કાયર કરી શકી છે એ વાત શહાજીએ સિદ્ધ કરી બતાવી. દૃઢ નિશ્ચય અને આત્મવિશ્વાસ માત્ર જરૂરનો છે. સ્વરાજ્ય સ્થાપવાની મૂળ ભૂમિકા શહાજીએ તૈયાર કરી રાખી. શહાજીએ બતાવી દીધેલા માર્ગે તેનો પુત્ર શિવાજી ચાલ્યો અને આપણે જોયું તેમ તેણે સ્વરાજ્ય સ્થાપ્યું.

(૨) **ધનાજી જાધવ:**—(ઈ. સ. ૧૬૫૦–૧૭૦૮) શિવાજીએ સ્વરાજ્યનું તોરણ, તોરણા કિલ્લા પર બાંધ્યા પછી ચાર વર્ષે ધનાજીનો જન્મ

ચ્યો. બાલ્યાવસ્થામાં સિપાઈગીરીનું શિક્ષણ મળવાથી ધનાજી ભવિષ્યમાં એક ઉત્કૃષ્ટ સેનાપતિ બન્યો. શિવાજીની કારકીર્દિમાં પ્રતાપરાવ ગુજરે સેનાપતિના હાથ નીચે લશ્કરી શિક્ષણ મેળવ્યું. ૧૬૭૪માં વિજાપુર સાથે જેસરી અને ઉંબરાણી પાસે યુદ્ધ થયું તેમાં તેણે પરાક્રમ બતાવી ખ્યાતિ મેળવી. સાવનૂરની લઢાઈમાં પણ તેણે શૌર્ય બતાવી શિવાજીની શાબાશી મેળવી. શંભાજીનાં મૃત્યુ પછી મરાઠી રાજ્ય પર જે સંકટો આવ્યાં તેમાંથી બચાવવાને ધનાજીએ તનતોડ મહેનત કરી. મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં ભટકીને શંભાજી અને ધનાજીએ મોગલોને કાયર કર્યા. મોગલોના મુલક ઉજ્જડ કરીને ચોથ અને સરદેશમુખી ઉપરાંત ઘાસદાણા પણ વસૂલ કર્યા. ૧૬૯૫માં ધનાજી મુખ્ય સેનાપતિના પદે આવ્યો. ધનાજીનો મોગલોને એટલો ધાક લાગતો કે પાણી પીતી વખતે ઘોડો ચમકે તો તેનો સવાર તેને પૂછતો "તને પાણીમાં ધનાજી દેખાય છે કે શું?" સ્વાતંત્ર્યની લડાઈ પછી શાહુનો પક્ષ સત્ય છે એમ વિચારી તે તેના પક્ષમાં મળ્યો. શાહુએ તેને સેનાપતિનું અને વસુલ ઉઘરાવવાનું કામ સોંપ્યું. આ કામમાં તેને બાલાજી વિશ્વનાથની સારી મદદ મળી. આ વીરનર ઇ. સ. ૧૭૦૮માં મરણ પામ્યો.

ધનાજીની ગનિમી યુદ્ધપદ્ધતિ અને સાહસ જોઈ એક પ્રસંગે શિવાજીએ "ધનાજી જેવા માણસો પ્રતિ સૃષ્ટિ નિર્માણ કરી શકે" એવા શબ્દો ઉચ્ચાર્યા હતા. આ ઉદ્ગાર પરથી અને સ્વતંત્રતાના યુદ્ધમાં તેણે કરેલી કામગીરી ઉપરથી તેની યોગ્યતા કેટલી ઉંચા દરજ્જાની હતી એ સાબિત થાય છે.

(૩) તારાબાઈ:—તારાબાઈ, શિવાજીના પુત્ર રાજારામની સ્ત્રી હતી. રાજારામના મરણ પછી તેણે તનતોડ મહેનત કરી મોગલોથી મરાઠી રાજ્યનું રક્ષણ કર્યું. મોગલો કેદમાંથી છુટા થયા બાદ શાહુએ પોતાનો હક ગાદીપર છે એમ જાહેર કર્યું. તારાબાઇને આ વાત ગમી નહીં તારાબાઇ કર્તવ્યશીલ અને મહત્ત્વાકાંક્ષી હતી. ગાદી પોતાના છોકરાને જ મળવી જોઇએ એમ તેનો આગ્રહ હતો. તેથી તેણે શાહુ વિરૂદ્ધ ધનાજી વગેરે પ્રતિનિધિ સરદારોને મોકલ્યા. ધનાજી શાહુના પક્ષમાં મળી જવાથી

તારાબાઇનો પક્ષ નબળો પડયો. ઇ. સ. ૧૭૦૯માં તારાબાઇએ કોલ્હાપુરમાં સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી. કોલ્હાપુરના શંભાજીએ તારાબાઇ તથા તેના પુત્ર શિવાજીને કેદમાં નાખ્યા અને પોતે ગાદી પચાવી પડયો. એવી રીતે તેણે થોડા કાળ સુધી બંદોબસ્ત કર્યો. શાહુએ ૧૭૩૦માં કોલ્હાપુરના રાજાનો પરાજય કર્યો અને તેથી તારાબાઇ તેના હાથમાં સપડાઇ. શાહુએ મરતી વખતે તારાબાઇના પૌત્ર રાજારામને દત્તક તરીકે સ્વીકાર્યો અને બધા અધિકાર પેશ્વાને આપ્યા. આ રામરાજા હંમેશ પેશ્વાના કહેવા પ્રમાણે ચાલતો એ વાત તારાબાઇને રૂચી નહીં. તેને અધિકારનો લોભ ઓછો થયો નહતો. તેણે દામાજી ગાયકવાડ, રઘુજી ભોંસલે, નિઝામ વગેરે લોકો સાથે કારસ્થાનો કરી પેશ્વાની સત્તાને ઉથલાવી પાડવાના અનેક પ્રયત્ન કર્યા પણ પેશ્વાની દક્ષતાને લીધે તેનું કાંઇ વળ્યું નહીં. આ મહત્ત્વાકાંક્ષી સ્ત્રી ૧૭૬૧માં મરણ પામી.

(૪) **નિઝામ-ઉલ્-મુલ્ક:**—ઔરંગઝેબ જ્યારે દક્ષિણનો સુબો હતો ત્યારે સમરકંદથી ખ્વાજા અબીદ નામે એક સાહસિક પુરૂષ પોતાનું નશીબ અજમાવવા હિંદમાં આવ્યો. તેને નોકરીએ રાખી ઔરંગઝેબે મોટા પાયરીએ ચઢાવ્યો. તેનો પુત્ર મીર શાહબુદ્દીન અને પૌત્ર નિઝામ ઉલ-મુલ્ક અથવા ચિંકીલીજખાન હતો. ઔરંગઝેબ મરાઠાઓ સાથે લઢતો હતો ત્યારે નિઝામ તેની સાથે હતો. તે જ વખતે આ ચાલાક મુત્સદ્દીએ જોઇ લીધું કે મરાઠાઓ સામાન્ય બળવાખોરો નથી પણ મોગલાઈ સત્તા ઉથલાવી પાડે એવા પરાક્રમી છે. આજ વાત ધ્યાનમાં લઈ તેણે મરાઠાઓના ચોથ અને સરદેશમુખીના હક્ક કદી કબૂલ કર્યા નહીં. શાહુ વિરૂદ્ધ શંભાજી, બાલાજી વિશ્વનાથ વિરૂદ્ધ ચંદ્રસેન જાધવ અને બાજીરાવ વિરૂદ્ધ ત્રિંબકરાવ ધોરપડે એવું દ્વૈત જમાવી પોતાનું કામ કાઢી લેવાનો તેનો વિચાર હતો. ઔરંગઝેબના મરણ પછી દિલ્હીમાં જે અરાજકતા ફેલાઈ તેનો તેણે સારો લાભ લીધો. કોઇ વખતે બાદશાહને અથવા કોઇ વખતે સૈયદભાઇઓને મદદ કરી તેણે હૈદ્રાબાદમાં પોતાનું સ્થાન ચોક્કસ કર્યું અને મરાઠાઓનું બળ અને સત્તા નાબુદ કરવા તેમજ કાસળ કાઢી નાખવા તેણે મહાન પ્રયત્ન કર્યો એક વખત તો એવો પ્રસંગ આવ્યો કે શાહુએ બાલાજી વિશ્વનાથને હજાર કામો

મૂકીને નિઝામને શિક્ષા કરે એવા સંદેશો મોકલ્યો હતો. તે ઉપરથી નિઝામે શાહુને મોટી અડચણમાં નાખ્યો હોવો જોઈએ. પણ બાજીરાવ સામે માત્ર નિઝામનું કાંઈ ચાલ્યું નહીં. દિલ્હીમાં સત્તા જમાવવા મરાઠાઓ માળવા અને ગુજરાત પ્રાંત કબજે કરશે એમ તે જાણતો હતો. પણ પ્રથમ બાળાપુર (૧૭૨૦) અને પછી પાલખેડ (૧૭૨૮) અને છેવટે ભોપાળ (૧૭૩૮) આ ત્રણે લડાઈમાં નિઝામને હાર ખાવી પડી. ભોપાળના યુદ્ધથી તો તે તદ્દન નાસીપાસ થયો. તે પછી તેણે ૭ વર્ષ સુધી મરાઠાઓ સાથે નાની નાની લડાઈ ચાલુ રાખી. મરાઠાઓનો વિરોધ કરનાર મુસલમાન મુત્સદ્દી નિઝામજ હતો. તે ઇ. સ. ૧૭૪૮માં મરણ પામ્યો. તેનો હરિફ શાહુ પણ તેજ સાલમાં મરણ પામ્યો એ વિલક્ષણ યોગ છે.

(૫) **સદાશિવરાવભાઉ:**—વસાઇના વિજયી વીર ચિમાજી અપ્પાનો, સદાશીવરાવ પુત્ર હતો. નાની ઉમરમાં તેણે મુલકી અને લશ્કરી કામમાં હોશિયારી બતાવી પ્રાવિણ્ય મેળવ્યું. નાનાસાહેબના પ્રતિનિધિ તરીકે સતારા જઈ રહ્યો. ત્યાં તેણે રાજનીતિનો અનુભવ મેળવ્યો અને ત્યારથી તે ચમકવા લાગ્યો. કર્ણાટકપર કરેલી બધી સ્વારીઓમાં તે અગ્રેસર હતો. કર્ણાટકમાંથી ખંડણી ઉઘરાવવાનું મહત્ત્વનું કામ તેણે જ કર્યું. ભાઉ ઘણો બાહોશ અને મુલકી વહીવટમાં નિપુણ હોવાથી દફતરનું કામ તેને જ મળ્યું. ૧૭૫૦–૬૦ સુધી પેશ્વાના મુખ્ય કારભારી તરીકે તેણે કામ કર્યું. ઇ. સ. ૧૭૫૯માં ઉદગીરની લડાઇમાં તેણે નિજામને સખ્ત હાર ખવડાવવી અને તેનું બળ નાબુદ કર્યું. ઉદ્‌ગીરની લડાઈ તેણે તોપખાનાની સહાયથી જીતી બધો દક્ષિણ દેશ સર કર્યો. એટલામાં ઉત્તરમાં અબદાલીએ સિંધિઆને હરાવ્યો એવી ખબર મળવાથી તેણે ઉત્તર તરફ કૂચ કરી. નાના સાહેબ પેશ્વાએ ચાલાક, અનુભવી અને રણશુરા ભાઉની જ સેનાપતિની જગ્યાએ નિમણુક કરી. ભાઉએ સપાટામાં દિલ્હી કબજે કર્યું અને ત્યાં મરાઠાઓની સત્તા સ્થાપી, મરાઠાઓ હિંદુ પાદશાહી સ્થાપી શકે છે એ વાત સિદ્ધ કરી બતાવી. ઉત્તરમાં સરદારોની માંહોમાંહે જે ભાંજગડો હતી તેનું નિરાકરણ કરી તેમના પર તેણે સારો દાબ બેસાડયો. ભાઉએ અબદાલીને અંતર્વેદીમાં ઘેરવાનો પ્રયત્ન કર્યો, પણ પોતે જ ઘેરાયો અને

મરાઠાઓને નથીબે ભુખમરો આવ્યો. યુદ્ધના ધમધડાકામાં વિશ્વાસરાવ મરાયો તેથી ભાઉ હિંમત હાર્યો. તેની સમયસૂચકતા ચાલી ગઈ. તે યુદ્ધનાં રમખાણુમાં પેઠો અને મરાયો (ઇ. સ. ૧૭૬૧).

(૬) મલ્હારરાવ હોલકર (ઇ. સ. ૧૬૯૦–૧૭૬૬) પેશ્વાઈના ઉદયકાલમાં જે સરદાર–પંચાયત નિર્માણ થયું તેનો મલ્હારરાવ હોલ્કર પ્રમુખ હતો. પુના જીલ્લામાં નીરા નદીને કાંઠે હોળ નામના ગામમાં મલ્હારરાવનો જન્મ ૧૬૯૩માં થયો. પોતાના મામાની મારફત તે મરાઠી લશ્કરમાં દાખલ થયો અને બાળાપુરની લઢાઈમાં તેણે પોતાની તરવારનું પાણી બતાવ્યું. ઇ. સ. ૧૭૨૮માં બાજીરાવે તેને બાર પરગણાની જાગીર આપી. ઇ. સ. ૧૭૩૨માં માળવા પર જે સ્વારી થઈ તેમાં તેણે બહાદુરી બતાવ્યાથી ઇંદોર વગેરે ભાગનો તેને પટો આપવામાં આવ્યો. ભોપાળનો ઘેરો (૧૭૩૮) અને વસઈના ઘેરામાં (૧૭૩૯) પોતે હાજર હતા. ઇ. સ. ૧૭૫૧માં સીંધીઆ તથા હોલ્કરે બાદશાહને રોહિલા વિરૂદ્ધ મદદ કરી દિલ્હી દરબારમાં તેણે પ્રવેશ કરી લીધો અને રોહિલખંડ રજપૂતાના વગેરે ભાગોમાં ચોથ ઉઘરાવવાનો હક્ક મેળવ્યો. જાટને સિંધીઆએ મદદ કર્યાથી સીંધીઆ અને હોલકર વચ્ચે અણબનાવ થયો અને તેથી મલ્હારરાવે જાણી જોઈને અબદેઅલી વિરૂદ્ધ સીંધીઆને મદદ કરી નહીં. આ યુદ્ધમાં દત્તાજી સીંધીયા મરાયો. ઇ. સ. ૧૭૬૧ સુધી મલ્હારરાવ ઉદાસીન રહ્યો. માત્ર પાણીપતનાં યુદ્ધમાં તેણે પછી પાની કરી નહીં. નાસી જનાર લોકોને બચાવવાનું તથા પેશ્વાના બૈરાંછોકરાંને સહીસલામત પાછા લઈ જવાનું કામ તેણે જ કર્યું. પાણીપતમાં મલ્હારરાવ દૃઢતાથી ઉભો ન રહેતાં દિલ્હી નાસી ગયો તેથી માધવરાવે તેને શાસન કર્યું હતું. સિપાઈગીરીમાં તે પ્રવીણ હતો અને છાપા મારી લડવું એજ યશ મેળવવાનો રસ્તો છે એમ તે કહેતો. પોતાનો સ્વાર્થ સાધ્યા પછી તે રાજ્યનો લાભ જોતો. દુરંદેશીપણું અને સાવધાનતાના ગુણો તેનામાં મોટે ભાગે હતા પાણીપત પછી ઉત્તર હિંદમાં મહત્ત્વનો આ એક જ સરદાર હયાત હતો. તે પ્રાંતનું રક્ષણ કરી તે ઇ. સ. ૧૭૬૬માં મરણ પામ્યો

**(૭) રામશાસ્ત્રી પ્રભુણે:**—રામશાસ્ત્રી મુળ માહુલીનો રહીશ હતો. તે નાનપણમાં ચપરાસીનું કામ કરતો હતો. ત્યાં તેનું અપમાન થયાથી તે પ્રૌઢ વયનો થયા પછી કાશીમાં વિદ્યા સંપાદન કરવા ગયો અને સારો પંડિત થઈ આવ્યો. ૧૭૫૯માં રામશાસ્ત્રીને નાનાસાહેબે પેશ્વાએ મુખ્ય ન્યાયાધીશની જગા આપી. નારાયણરાવના ખૂન માટે રાઘોબાને દેહાંત પ્રાયશ્ચિત્ત લેવાનું તેણે જ કહ્યું. તે નિસ્પૃહી અને સ્પષ્ટવક્તા હતો. ન્યાયના કામમાં તે કોઈની શરમ રાખતો નહીં. તેનું મનોબળ વખાણવા જેવું હતું માધવરાવ પેશ્વા ધાર્મિક બાબતો પર વિશેષ ધ્યાન આપવા લાગ્યો અને તેથી રાજકારણ તરફ ઓછું લક્ષ પહોંચતું. આ શાસ્ત્રીએ માધવરાવને ઠપકો આપ્યો કે પ્રજાપાલન એ જ રાજાનો ધર્મ છે અને તે કર્તવ્ય પહેલાં પાર પાડવું જોઈએ. પરભુની તકરારો ઉદાર દિલથી દૂર કરવી, સારસ્વતોને સમાન દૃષ્ટિથી જોવાં, તથા લાયક વિદ્વાનોને અધિકારની જગ્યાઓ આપવી, એ બધી બાબતો ઉપરથી તે દેશકાલ જાણનારો સુધારક હતો એમ જણાય છે. રામશાસ્ત્રી એ મરાઠી સલ્તનતની એક પ્રચંડ શક્તિ હતી. આ શાસ્ત્રી ઇ. સ. ૧૭૮૯માં સ્વર્ગસ્થ થયો.

**(૮) રઘુનાથરાવ પેશ્વા:**—મરાઠી રાજ્યનો કલિપુરૂષ રઘુનાથરાવ, ૧લા બાજીરાવનો નાનો દીકરો હતો. બાલાજીબાજીરાવે (નાનાસાહેબે) તેને ઉત્તરનો બંદોબસ્ત કરવા તથા સરદારોની ભાંજગડો દૂર કરવા તે તરફ મોકલ્યો. રાઘોબાએ અમદાવાદ જીતી દિલ્હી તરફ પ્રયાણ કર્યું. ત્યાં તેણે પોતાની સત્તા જમાવી અબ્દેઅલીએ લીધેલા મુલતાન અને લાહોર પ્રાંત જીતી અટક ઉપર મરાઠી ઝંડો રોપ્યો. આ સ્વારીઓમાં તેને દેવું ઘણું થઈ ગયું અને વ્યવસ્થા શિથિલ થઈ. તેણે બધી વ્યવસ્થા બગાડી નાંખી. રઘુનાથરાવ હંમેશા બીજાના કહેવા પ્રમાણે ચાલતો અને માધવરાવને પોતાના મત પ્રમાણે નચાવતો. માધવરાવની કારકીર્દિમાં તેણે રાજ્યનો હિસ્સો માંગી પિતરાઈપણું કરવા માંડયું. નિઝામ તથા ભોંસલેની મદદ લઈ તે પુના પર ચઢી આવ્યો. માધવરાવે તેનો પરાજય કરી તેને કેદમાં નાંખ્યો. પેશ્વાઈના લોભે તેણે પોતાના ભત્રીજાનું ખૂન કરાવ્યું અને પેશ્વાપદ મેળવ્યું. નેતાઓએ બારભાઈનું કારસ્થાન કરી તેનું ઉચ્ચાટન કર્યું.

રાઘોબા અંગ્રેજોનો આશ્રય માગવા ગયો. રાઘોબાનો પક્ષ લઈ અંગ્રેજો મરાઠી રાજ્ય પર ચઢી આવ્યા પણ તેમાં તેઓ ફાવ્યા નહીં અને સાલબાઈ મુકામે તહનામું કરવામાં આવ્યું તેમાં તેમણે રાઘોબાને મરાઠાઓના તાબામાં આપવો એમ ઠર્યું. હતાશ થઈ રાઘોબા વાર્ષિક ૩ લાખ રૂપીઆ પેન્શન લઈ આરામ લેવા લાગ્યો અને કોપરગામમાં ઇ. સ. ૧૭૮૩માં મરણ પામ્યો. રાઘોબાના પિતરાઈ ભાવને લીધે જ અંગ્રેજોનો મરાઠી રાજ્યમાં પગપેસારો થયો.

(૯) **સખારામ બાપુ:**—સખારામ બાપુ સુમારે ૧૭૧૬માં જન્મ્યો. તેના કુટુંબને શાહુએ હિવરા ગામ ઈનામમાં આપ્યું હતું. નાનાસાહેબ પેશ્વા સાથે જ તેને શિક્ષણ મળ્યું. ઉત્તર હિંદની બધી સ્વારીઓમાં તે રાઘોબા સાથે હાજર હતો અને તેને પોતાના કહેવા પ્રમાણે નચાવતો. બાપુ ચાલાક બુદ્ધિનો, કુશળ રાજનીતિજ્ઞ અને કારસ્થાની હતો. મનુષ્ય-સ્વભાવની તેને પરીક્ષા હતી. તે સમસૂચકતાથી વર્તન કરતો. પેશ્વાઈના ઉત્તરાર્ધમાં તેને ઘણી મહત્તા મળી. માધવરાવના મરણ પછી હું નારાયણ-રાવનું રક્ષણ કરીશ એમ તેણે વચન આપ્યું હતું. અવિચારી સ્વભાવના નારાયણરાવે બાપુનું અપમાન કર્યાથી બાપુએ રાજ્યકારભારમાંથી પોતાનું લક્ષ કાઢી લીધું. નારાયણરાવને કેદ કરી રાઘોબાને ગાદી પર બેસાડવાના કારસ્થાનમાં બાપુ મુખ્ય હતો. કારસ્થાનનો અંત નારાયણરાવના ખુનથી થયો અને તેથી બાપુનું મન રાઘોબા પરથી ઉઠી ગયું. રાઘોબા વિરૂદ્ધના કારસ્થાનમાં તેણે નાના ફડનવીસને સારી મદદ કરી હતી. ફરી તેણે કાવત્રાખોરોનો ઉદ્યોગ આરંભી મોરોબાએ નાના વિરૂદ્ધ ઉભા કરેલા કારસ્થાનમાં ભાગ લીધો. તેના ફિતુરી પત્રોનો સ્ફોટ થવાથી નાનાએ તેને કેદ કર્યો. ઇ. સ. ૧૭૮૧માં તે મરણ પામ્યો.

(૧૦) **અહલ્યાબાઈ:**—(ઇ. સ. ૧૭૨૫–૧૭૯૫) સતી અહલ્યાબાઈ મલ્હારરાવ હોલ્કરના પુત્ર ખંડેરાવની પત્ની હતી. ખંડેરાવ યુદ્ધમાં મરાયાથી મલ્હારરાવે બુદ્ધિશાળી અને વ્યવહારચતુર અહલ્યા-બાઈને જ બધો કારભાર સોંપ્યો. તેણે આ કામ સારી રીતે કરી બતાવ્યું. મલ્હારરાવની પછી તેણે હોલ્કર કુળની કીર્તિ કાયમ રાખી. તેની સુધારાના

ખોળામાં દત્તક આપીને રાજ્યકારભાર ચલાવવો એવી રઘુનાથરાવ પેશ્વા અને તેણીના દીવાને મસલત ચલાવી પણ પોતાની જાગીરમાં બીજાને દખલ કરવા દેવાની ના પાડી. આ તેજસ્વી સ્ત્રી આગળ રાઘોબાનું કાંઈ ચાલ્યું નહીં. અહલ્યાબાઈ પ્રેમાળ અને ધર્મનિષ્ઠ હતી. તરુણ અવસ્થામાં સસરો, પતિ તથા પુત્રનો વિયોગ થવાને લીધે તે વિરક્ત બની તોપણ તેણે આદર્શ રાજ્યકારભાર કરીને અનુપમ ઉદારતાથી પોતાની કીર્તિ ચોમેર ફેલાવી. ન્યાય, નીતિ અને ડહાપણની તે મૂર્તિ હતી. દેવસ્થાનો અને અન્નછત્ર આશ્રમ જેવી સંસ્થાઓમાં કાયમની નિમણુક કરી આપી ધર્મની વૃદ્ધિ કરી. રસ્તાઓ ઉપર ઠેક ઠેકાણે કુવા ખોદાવી તથા ધર્મશાળાઓ બંધાવી તેણે મુસાફરોની આશિષ મેળવી. અહલ્યાબાઈ રૈયત પાસેથી જૂજ કર લેતી અને વતનદારોના હક્ક સંભાળતી. ભીલ, ગોંડ વગેરે લોકોને સુધારી તેમને રાજનિષ્ઠ બનાવ્યા. તેણે નાનકડા ઇંદોરને ભવ્ય શહેરનાં રૂપમાં ફેરવી દીધું. તેણીના રાજ્યકારભારમાં માતા સમાન માનનારા તુકોજી હોલ્કરે તેને સારી મદદ કરી. આ સાધ્વી સ્ત્રી ઇ. સ. ૧૭૯૫માં સ્વર્ગવાસી થઈ.

(૧૧) **બાપુ ગોખલે:**—શૂરવીર બાપુ ગોખલે ૧૭૭૮માં જન્મ્યો. બાપુ અને તેના કાકા ધોંડોપંત ગોખલે સવાઈ માધવરાવની કારકીર્દિમાં કોકણથી આવ્યા. અક્કલ હોશિયારી અને સ્વપરાક્રમ વડે તેણે પેશ્વાના દરબારમાં માન મેળવ્યું. કર્ણાટકમાં કિતુરકર દેસાઇએ બંડ કર્યું તે શમાવવા બાપુ ગોખલેને મોકલ્યા. ગોખલેએ દેસાઇને શિક્ષા કરી સારો બંદોબસ્ત બેસાડ્યો. તે સિવાય બીજા બંડખોરોનો બંદોબસ્ત કરવા ત્યાં જ યોજના કરી. સાપનૂરની લડાઈમાં તેણે કોલ્હાપુરના રાજાને હાર ખવડાવી. કર્ણાટકમાં ધોંડજી વાઘે ચલાવેલું તોફાન તેણે અંગ્રેજોની સહાયથી શમાવ્યું. તેણે બહાદુરીથી ધોંડજી વાઘને પકડી ઠાર કર્યો અને અંગ્રેજોના સેનાપતિ આર્થર વેલેસ્લી (ડયુક ઑફ વેલીંગ્ટન)ની શાબાશી મેળવી. તેની બહાદુરી અને ચાલાકી જોઈ બાજીરાવ બીજાએ તેને પોતાના મુખ્ય સેનાપતિ તરીકે નીમ્યો. તેણે જ બાજીરાવના હુકમથી પ્રતિનિધિને શિક્ષા કરી તેની જાગીર જપ્ત કરી. અંગ્રેજો સાથે થએલા છેલ્લા યુદ્ધમાં તેણે ખડકી,

કોરેગામ અને અષ્ટી નજીક અપૂર્વ પરાક્રમ બતાવી મરાઠાઓનું નામ રાખ્યું. બાપુ અષ્ટીની લડાઈમાં મરણ પામ્યો (૧૮૧૮). આ સ્વામિભક્ત અને શૂરવીર બાપુની જેટલી તારીફ કરીએ તેટલી ઓછી જ છે.

(૧૨) **ચીમાજી આપ્પા:**—પોર્ટુગીઝ લોકો પાસેથી વસઈનો અભેદ્ય કિલ્લો લઇને વસઇનો વીર એ નામ ઇતિહાસમાં અજરામર કરી મુકનાર ચીમાજી આપ્પા બાલાજી વિશ્વનાથ પેશ્વાનો બીજો છોકરો હતો. ચીમાજીનો જન્મ ઇ. સ. ૧૭૦૮માં થયો હતો. બાજીરાવ અને ચીમાજીને બાપની દેખરેખ નીચે ઉત્તમ પ્રકારનું લશ્કરી શિક્ષણ મળ્યું હતું તેવી જ રીતે જમાબંદી અને હિસાબ કીતાબમાં પણ ચીમાજી તરબે જ હતો. આ બન્ને ભાઇઓનો એક બીજા પર અકૃત્રિમ અને અપ્રતિમ પ્રેમ હતો.

બાજીરાવે ચીમાજીને ગુજરાતમાં ચોથાઈ અને સરદેશમુખીના હકકો મેળવવા માટે ૧૭૨૯માં રવાના કર્યો. ચીમાજીએ સર બુલંદખાન પર વિજય મેળવીને તે હકકો મેળવ્યા અને મરાઠાના ૨૫૦૦ ઘોડેસ્વાર ત્યાં કાયમના રાખીને ઉત્તરમાં મરાઠાનો પગપેસારો કર્યો. ઇ. સ. ૧૭૨૬માં ચીમાજી જંજીરાના સીદીસાતાનો પરાજય કરવા માટે કોંકણમાં ગયો. ત્યાં ઉત્સાહપૂર્વક યુદ્ધ કરીને સીદીસાતાનો પૂર્ણ પરાજય કર્યો અને તરત જ ઉંદેરી પર ચઢાઈ કરી સીદીયાકુબનો પણ પરાજય કર્યો. આ કામ પૂરૂં કરીને ચીમાજીએ અપૂર્વ યશ સંપાદન કર્યો અને હબસી સરદારોને મરાઠાઓના માંડલિકો બનાવ્યા. ચીમાજીની આ મોટામાં મોટી કામગીરીની ચઢાઈ હતી. હિંદુ લોકોના ધર્મનો છળ અને વિટંબણા બંધ કરવા માટે અને પોર્ટુગીઝોનો વસઈ પ્રાંત પરનો અમલ ઉઠાવી મૂકવાના પૂરા નિશ્ચયથી તારાપુર, દહાણુ વગેરે જગ્યાઓ કબજે કરીને ચીમાજીએ ૧૭૩૯માં વસઇને ઘેરો ઘાલ્યો. ઘનઘોર સંગ્રામ કરીને છેવટે ચીમાજીએ તે કિલ્લો સર કર્યો.

ચીમાજી સ્વભાવે વિચારી, મળતાવડો, અને શાણો હતો. બીજાનું મન ન દુખવતાં યુક્તિથી કામ કરી લેવાની હથોટી તેને ઉત્તમ રીતે

પ્રાપ્ત થઈ હતી. બાજીરાવ પર તેનો અત્યંત અંકુશ હોવાથી બાજીરાવ વધારે બગડયો નહિ. બાજીરાવ અને સરદારો વચ્ચેના વૈમનસ્યનું નિવારણ ચતુરાઈથી કરીને તે તેમનું સમાધાન કરાવી આપતો. મહત્ત્વની બાબતમાં શાહુ પોતે પણ બાજીરાવ સાથે ચીમાજીની મારફતે જ બોલતો. ઘરગથ્થુ બાબતમાં પણ ચીમાજીનો શબ્દ છેવટનો જ ગણાતો. બાજીરાવના છોકરાનું શિક્ષણ પણ ચીમાજીની દેખરેખ નીચે જ થયું. નાના સાહેબનો રાજકારણીગુરૂ ચીમાજી જ હતો. ચીમાજી જેવો વ્યવહારકુશળ અને મુત્સદ્દી હતો તેવો જ રણવીર પણ હતો. આ યુદ્ધમાં પકડાયલી એક પોર્ટુગીઝ સ્ત્રીને તેણીના પતિ પાસે પહોંચતી કરી. આ પરથી તેનું સ્ત્રી પ્રત્યેનું માન અને મનનું મોટાપણું વ્યક્ત થાય છે. ચીમાજીના મુત્સદ્દીપણાથી નાના સાહેબને પેશ્વાઈપદ સુલભ રીતે મળ્યું. આ વસઈનો વીર ૧૭મી ડીસેમ્બર ૧૭૪૦ દિવસે મરણ પામ્યો.

---

# બ્રિટિશ અમલ.

**Q. 91. Account for the rise and fall of the Portuguese power in India?**

ઉ:—ઇ. સ. ૧૪૫૩માં કોન્સ્ટેન્ટીનોપલ મુસલમાનોએ જીત્યું તેથી યુરોપીઅન લોકોનો વેપારનો માર્ગ બંધ થયો. વાસ્કોડીગામાએ ૧૪૯૮માં હિંદુસ્તાનમાં આવવાનો રસ્તો ખોળી કાઢયો. પોર્ટુગીઝ લોકોએ પ્રથમ હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા પર અને ઈસ્ટ ઈંડીઝ ટાપુઓમાં પોતાના વેપારી અને લશ્કરી થાણાં સ્થાપ્યાં. પોર્ટુગીઝ લોકોનો હેતુ શરૂઆતમાં વેપાર કરવાનો હતો પણ હિંદની રાજકીય પરિસ્થિતિ જોઈ, 'આપણે અહીં સામ્રાજ્ય સ્થાપન કરી શકીશું' એમ અલ્બુકર્ક આલ્મીડા વગેરેને લાગ્યું. પછી અલ્બુકર્કે મસ્કત, ગોવા, કોલંબો વગેરે મહત્ત્વના થાણાં કબજે કર્યાં અને રાજ્ય સ્થાપન કર્યું. પોર્ટુગીઝ લોકોની ચઢતીનાં અનેક કારણો હતાં. તેમાંના નીચેના જાણવા જોગ છે:—

(૧) તેમનું લશ્કર પહેલા દરજ્જાનું હોવાથી કોઇ પણ તેની સામે ટકતું નહીં. (૨) હિંદુસ્તાનમાં મધ્યવર્તી સત્તા ન હોવાથી તથા જુદા જુદા રાજાઓમાં માંહોમાંહે કુસંપ હોવાથી પોર્ટુગીઝો ફાવ્યા. (૩) દેશી વેપારી પોર્ટુગીઝો વિરૂદ્ધ જતા નહીં કારણ કે તેમને લીધે વેપારીઓને ફાયદો થતો હતો. (૪) પોર્ટુગીઝોનું લશ્કર કવાયતી હતું તેથી દેશી લશ્કરનું કાંઈ ચાલતું નહીં. એમ છતાં પણ પોર્ટુગીઝોનું રાજ્ય હિંદમાં વધારે વખત ટક્યું નહીં. છેવટે તેમના પર મુસલમાનોના હુમલા થવા લાગ્યા અને તેમની સત્તા ક્ષીણ થવા લાગી. પોર્ટુગીઝો નીચેનાં કારણોથી નાશ પામ્યા:

(૧) પોર્ટુગીઝોની આંતરિક વ્યવસ્થા સારી નહોતી. વેપાર માટે રાખેલા નાણાં રાજકીય બાબતોમાં ખરચ થતાં ધાર્મિક ખાતાના પૈસા પણ એવી જ રીતે વપરાતા. હોદ્દાઓની જગ્યાઓની હરરાજી થતી. (૨) સને ૧૫૮૦માં સ્પેન અને પોર્ટુગલ રાષ્ટ્રો જોડી દેવામાં આવ્યા. સ્પેનને યુરોપ સાથે ઝગડવાનું હોવાથી પોર્ટુગીઝોએ હિંદમાં જમાવેલી સત્તા તરફ

તેઓ ( સ્પેનના રાજાઓ ) દુર્લક્ષ કરવા લાગ્યા. સ્પેનના દુશ્મન ઇંગ્લૅંડ અને હોલૅંડનાં લશ્કરો બળવાન હતાં તેથી પોર્ટુગીઝોના વેપારી વહાણોને ઘણી જ ખલેલ પહોંચતી. એવી રીતે સ્પેને પોર્ટુગીઝ અમલદારોને પૈસા, લશ્કર, અને લાયક માણસોની મદદ કરી નહીં તેથી તેમનું રાજ્ય નાશ પામ્યું. (૩) સ્પેનનો દરીઆઇ યુદ્ધમાં પરાજય થયા પછી ડચ, અંગ્રેજ વગેરે લોકો હિંદમાં આવવા લાગ્યા. તેમનાં લશ્કરને ટક્કર આપે એવું લશ્કર પોર્ટુગીઝો પાસે ન હતું તેથી પોર્ટુગીઝો હાર્યા. (૪) ઇ. સ. ૧૫૬૫ની તાલીકોટની લડાઇમાં વિજયનગરનું સામ્રાજ્ય નાશ પામ્યું અને પોર્ટુગીઝોને આ રાજ્ય સાથે વેપારી સંબંધ હતો તે તૂટયો. (૫) ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાની કોશીશ પોર્ટુગીઝોએ નિર્દયતાથી કરી તેથી હિંદી લોકો તેમનો દ્વેષ કરવા લાગ્યા. (૬) છેવટના પોર્ટુગીઝના અમલદારો નાલાયક હતા. અને તેઓ મોગલ મરાઠા વગેરે લોકોએ કરેલા હુમલાઓ પાછા વાળી શક્યા નહીં.

**Q. 92. Account for the fall of the French and the rise of the English in India. What were the services rendered by Dupleix to the French ?**

ઉ:—પોર્ટુગીઝ, ડચ વગેરે લોકોની માફક ફ્રેંચોએ પણ હિંદમાં વેપારને અર્થે પ્રવેશ કર્યો અને સામ્રાજ્ય સ્થાપવાને અનેક કારસ્થાનો કર્યાં. પરંતુ તેમાં તેઓ ફાવ્યા નહીં. તેમની મહાન ખટપટમાં અપયશ મળવાના કારણો પૈકી નીચેના મુખ્ય છે: (૧) ફ્રેંચો વેપાર તરફ ઓછું ધ્યાન આપવા લાગ્યા અને રાજ્યવિસ્તાર તરફ વધારે ધ્યાન આપ્યું; પણ રાજ્ય વ્યવસ્થા માટે નાણું તેઓ હિંદમાં મેળવી શક્યા નહીં તેથી ફ્રેંચોનું બધી રીતે નુકસાન થયું. અંગ્રેજોની હાલત તેથી ઉલટી હતી. તેમણે વેપાર તરફ કદી પણ દુર્લક્ષ કર્યું નહીં. પ્રથમ વેપાર અને પછી રાજ્યસ્થાપના એવું તેમનું ધ્યેય હતું. રાજ્યસ્થાપના માટે જોઇતો પૈસો તેઓ હિંદુસ્તાનમાં જ પેદા કરી શક્યા; તેથી જ તેઓ રાજ્ય મેળવવામાં ફતેહમંદ નિવડ્યા. (૨) ઇંગ્લીશ ઇસ્ટ ઇંડીઆ કંપનિની સ્થિતિ ઘણી આબાદ રહી. હિંદમાં કરવાના કારસ્થાનો માટે તેમણે પોતાનું બળ વધાર્યું. વિલાયતની

સરકાર ઉપર પૈસા માટે તેમણે કદી પણ આધાર રાખ્યો નહીં. ફ્રેંચ ઈસ્ટ ઈંડીયા કંપનિની સ્થિતિ ખરાબ હતી. હંમેશાં પૈસાની તેને તાણ પડતી તેથી અંગ્રેજો જોડે લઢવાને તેમનામાં સામર્થ્ય ન હતું. (૩) ફ્રેંચ સરકારે પણ હિંદુસ્તાનમાંના પોતાના રાજ્ય પરત્વે બેદરકારી બતાવી. ફ્રેંચ સરકારનું ધ્યાન તે વખતે યુરોપીય રાજકારણ તરફ હતું તેથી તે હિંદુસ્તાન તરફ ધ્યાન આપી શકી નહીં; તોપણ ફ્રેન્ચ સરકારે ફ્રેંચ કંપનિને વખતોવખત પૈસાની, લશ્કરની તથા અધિકારીઓની મદદ કરવી જોઈતી હતી. અંગ્રેજ સરકારની સ્થિતિ તેથી ઉલટી હતી. તેણે હિંદુસ્તાનમાં યોગ્ય વખતે પૈસા અને લશ્કર મોકલી ઇંગ્લીશ ઈસ્ટ ઇંડીઆ કંપનિને સારી મદદ કરી. (૪) ફ્રેંચોનું આરમર કનિષ્ઠ દરજ્જાનું હતું. હિંદુસ્તાનના કિનારા પરના મહત્ત્વનાં થાણાં કબજામાં રાખવા તથા રાજ્યનું રક્ષણ કરવા તેમજ આ દેશ સાથે દળણવળણ રાખવા આરમરની ઘણી જરૂર હતી. અંગ્રેજોનું આરમર ઉત્તમ હોવાથી તેઓ હિંદમાંના પોતાના રાજ્યનું રક્ષણ સારી રીતે કરી શક્યા. (૫) ફ્રેંચ અમલદારો માંહોમાંહે લડતા તેથી તેમને નુકસાન થયું. અંગ્રેજ અમલદારો સામાન્ય બાબતમાં નમતું લેતા. (૬) યુરોપમાં અને હિંદમાં અંગ્રેજોનું બળ વધતું હતું તેથી ફ્રેંચોને ચગદી નાખવું તેમને સહેલું પડયું. કર્ણાટકના ત્રીજા યુદ્ધમાં ફ્રેંચો આ જ કારણથી હાર્યા. (૭) અણીને વખતે દુપ્લેને ફ્રાંસ બોલાવી લેવામાં આવ્યો. (૮) દુપ્લે, બુસી સિવાય અને વિશેષે કરીને દુપ્લેના ગયા પછી જે ફ્રેંચ અધિકારીઓ આવ્યા તે બધા નાલાયક હતા. તેઓ રાજ્યનું સંરક્ષણ કરી શક્યા નહીં.

હિંદુસ્તાનમાં ફ્રેંચોના ઇતિહાસમાં, રાજનીતિજ્ઞ, રાજકારણવદુ, કોઈ પણ પ્રસંગે હિંમત હારે નહીં તેવો, વિશાળ બુદ્ધિનો અને કર્તવ્યપરાયણ જો કોઈ થયો હોય તો તે દુપ્લે જ હતો. હિંદુસ્તાનમાં રાજ્ય મેળવવાની કલ્પના તેને જ સુઝી, ફ્રેંચ લોકોનું રાજ્ય હિંદમાં સ્થાપવાને તેણે પોતાની જુવાની, ધન અને જીંદગી ખર્ચ કરી. રાજ્યસ્થાપનાના કામમાં ફ્રેંચ સરકારે જો તેને મદદ કરી હોત તો તે જરૂર પોતાનો હેતુ પાર પાડત. ફ્રેંચ સરકારની મદદ વગર પડેલા કર્ણાટક વિગ્રહ વખતે તેણે ફ્રેંચોનું જે વજન વધાર્યું

તેમાં તેની બાહોશી જણાઈ આવે છે. બીજા વિગ્રહમાં પણ તેણે અંગ્રેજોને તોબા પોકારાવી, પણ છેવટે તેના નશીબના પાસા ફરી ગયાં. તેનો હેતુ પાર પડ્યો નહીં તેથી તેને કલંક આપવું યોગ્ય નથી. તેને આવેલી અડચણો અને તે દૂર કરવા તૈયાર કરેલી જૂજ સામગ્રી ધ્યાનમાં લેતાં તે સ્તુતિને જ પાત્ર છે. દેશી લશ્કરનું અવ્યવસ્થિતપણું જોઇને તેને એમ લાગતું કે જો આ લોકોને સારી તાલીમ આપીએ તો તેઓ યુરોપીયન સૈનિકોથી ઉતરશે નહીં એટલું જ નહીં પણ તેમની જ મદદ વડે ફ્રેંચોનું રાજ્ય હિંદમાં સ્થપાશે એમ પણ તે કહેતો; તેથી આ બાબતમાં તો તે અંગ્રેજોનો માર્ગદર્શક બન્યો. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યસ્થાપન કરનારા ક્લાઇવ, હેસ્ટિંગ્સ, વેલેસ્લી વગેરે બ્રિટિશ મુત્સદ્દીઓ કરતાં તેની યોગ્યતા ઓછી હતી એમ કહેવું જરાપણ યોગ્ય નથી.

**Q. 93. Sketch very briefly the life and work of Lord Clive.**

ઉઃ—લૉર્ડ કલાઇવનો જન્મ ઇ. સ. ૧૭૨૫માં થયો. નાનપણથી તેનું ધ્યાન ભણવા તરફ ન હતું. તે હંમેશ તોફાન કરવામાં પોતાનો વખત ગાળતો. છેવટે તેનાથી કંટાળી જઇ તેના પાલકોએ તેને ઇસ્ટ ઇંડીઆ કંપનિમાં કારકુનની જગ્યા અપાવી હિંદુસ્તાનમાં રવાના કર્યો. તે ઇ. સ. ૧૭૪૪માં મદ્રાસમાં આવી દાખલ થયો. સિપાઇવૃત્તિવાળા કલાઇવને પોતાની કારકુનીનો કંટાળો આવી ગયો. તેણે આત્મહત્યા કરવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં તે ફાવ્યો નહીં. આપણે ઘણું મહાન કૃત્ય કરવા જન્મેલા છીએ એવો તેનામાં આત્મવિશ્વાસ ઉત્પન્ન થયો અને તે યોગ્ય સમયની રાહ જોતો બેઠો. કર્ણાટકના પહેલા યુદ્ધમાં અંગ્રેજોએ પોંડીચરીને ઘેરો ઘાલ્યો તે વખતે તેણે સારી સેવા બજાવી. તેમજ બીજા યુદ્ધમાં ચંદાસાહેબ અને દુપ્લેએ ત્રિચિનાપલ્લીને ઘેરો ઘાલ્યો હતો તેથી મદ્રાસનો ગવર્નર તદ્દન હતાશ થયો હતો. અર્કાટ પર સ્વારી કર્યાથી ત્રિચિનાપલ્લીનો ઘેરો ઉઠશે અને ચંદાસાહેબ રાજધાનીનું રક્ષણ કરવા આવશે એવી સલાહ કલાઇવે મદ્રાસના ગવર્નરને આપી અને તે કામ પોતે પાર પાડ્યું એટલું જ નહીં પણ તેના ધારવા મુજબ

ચંદાસાહેબ ત્રિચિનાપલ્લી છોડી આર્કટનું રક્ષણ કરવા આવતાં, મુરારરાવ ઘોરપડેની મદદ વડે તેણે તેનો પરાજય કર્યો. પછી તેણે ચંદાસાહેબના આરણી, કાંજીવરમ વગેરે થાણાં કબજે કરી ઘણો યશ મેળવ્યો. કેટલાક સમય પછી ત્રિચિનાપલ્લી જઇને કલાઇવે ત્યાંનો ઘેરો ઉઠાવ્યો. આવી રીતે વિજય મેળવીને ઇ. સ. ૧૭૫૩માં તે વિલાયત ગયો.

યુરોપમાં ઇ. સ. ૧૭૫૬માં સપ્તવાર્ષિક યુદ્ધની શરૂઆત થઇ તે વખતે કલાઇવ હિંદુસ્તાનમાં મદ્રાસનો ગવર્નર નીમાઇને આવ્યો. જ્યારે તેણે કલકત્તાની અંધારી કોટડીના સમાચાર સાંભળ્યા ત્યારે તે તરત જ કલકત્તે રવાના થયો અને તે શહેર તાબામાં લીધું. આ વખતે સિરાજઉદ્દૌલા ઘણા સંકટમાં સપડાયો હતો. અહમદશાહ અબ્દેઅલ્લીએ હિંદપર સ્વારી કરી હતી. કદાચ તે બંગાલ ઉપર પણ ચઢી આવશે એવું નવાબને લાગતું હતું. તેથી અંગ્રેજોની સાથે મિત્રતાનો સંબંધ રાખવા તે ઇચ્છતો હતો. અંદરખાનેથી તે ફ્રેંચ લોકો સાથે સંબંધ રાખતો હતો. જ્યારે કલાઇવે આ વાત જાણી ત્યારે તેણે નવાબ વિરૂદ્ધ યુદ્ધ જાહેર કર્યું. નવાબના સેનાપતિ મિરજાફરને પોતાના પક્ષમાં લઇ ઇ. સ. ૧૭૫૭માં પ્લાસી આગળ નવાબનો પૂર્ણ પરાજય કર્યો. પછી તેણે સિરાજને ગાદી ઉપરથી ઉઠાડીને મિરજાફરને નવાબ બનાવ્યો. મિરજાફર ફક્ત નામનો જ નવાબ હતો અને ખરી સત્તા અંગ્રેજોના હાથમાં હતી. પ્લાસીની લડાઈ જીતીને કલાઇવે બંગાળામાં અંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો. તેના આ કામ માટે તેને બંગાળાનો ગવર્નર નીમવામાં આવ્યો. આજ વખતે કર્ણાટકમાં ફ્રેંચો સાથે ત્રીજો વિગ્રહ શરૂ થયો તેમાં વાંદીવાશ આગળ ફ્રેંચોનો પૂર્ણ પરાજય થયો અને કર્ણાટકમાં પણ અંગ્રેજી સત્તા સ્થાપન થઈ.

જ્યારે કલાઈવ બંગાળાનો ગવર્નર હતો ત્યારે તેણે ચિન્સુરાના ડચ લોકોને હરાવી બંગાળ પ્રાંતમાંથી તેમને હાંકી કાઢયા તેમજ કર્નલ ફોર્ડને મોકલી ઉત્તર સરકાર પ્રાંત જીતી લીધો. આટલાં કામો કરીને ઇ. સ. ૧૭૬૦માં ફરીથી તે વિલાયત ગયો.

**Q. 84. What change was brought about by the Diwani of Bengal? Describe the important reforms of Clive during his second administration and form an estimate of him.**

ઉ:—ક્લાઈવની ગેરહાજરીમાં અંગ્રેજો અને બંગાળના નવાબ મીર કાસીમ વચ્ચે લડાઈ શરૂ થઇ; અને અંગ્રેજોએ ૧૭૬૪માં અયોધ્યાના નવાબ, બંગાલના નવાબ અને શાહઆલમ આ ત્રણેના સંયુક્ત સૈન્યનો બકસર નજીક પરાજય કર્યો ઇ. સ. ૧૭૬૫માં ક્લાઇવ બંગાળાનો ફરીથી ગવર્નર નિમાયો. અહીં આવીને અલાહબાદ જઇ બાદશાહ સાથે તેણે સંધી કરી અને બાદશાહ પાસેથી બંગાળ, બિહાર અને ઓરીસાના પ્રાંતોની દિવાની મેળવી. આવી રીતે ઇસ્ટ ઇંડીઆ કંપનીને સ્વતંત્ર સંસ્થાનિકનો દરજ્જો પ્રાપ્ત થયો. પછી ક્લાઇવ, મેળવેલા પ્રાંતોની વ્યવસ્થા કરવામાં રોકાયો. દિવાની પ્રાપ્ત થયા બાદ બંગાલ પ્રાંતના મહેસુલની વ્યવસ્થા કરવાનું કામ તેણે હાથમાં લીધું. જમીન મહેસુલ ભેગું કરવા માટે તેણે મહમદ રેઝાખાન અને સિતાપરાય નામના અધીકારી નીમ્યા અને તેમના પર દેખરેખ રાખવાને એક અંગ્રેજ અધિકારી નીમ્યો. લશ્કરની વ્યવસ્થા જોવાનું કામ તેણે ઇસ્ટ ઇંડીઆ કંપનીને સોંપ્યું અને ન્યાય આપવાનું કામ અને કાયદાની અમલ બજાવણીનુ કામ નવાબના લોકોને સોંપ્યું. આ વ્યવસ્થાથી બંગાળામાં દ્વિદલ રાજ્યપદ્ધતિ ( Double Govt. ) દાખલ થઇ. તે વખતે તેણે નીચેના સુધારા કર્યાઃ-(૧) કંપનીના નોકરોને ખાનગી વેપાર કરવાની મનાઈ કરવામાં આવી. (૨) નોકરોએ લાંચ, નજરાણાં અને બક્ષિસ વગેરે લેવાં નહીં એવું ઠરાવવાંમાં આવ્યું. (૩) સિપાઈઓને યુદ્ધ પ્રસંગે બમણો પગાર આપવાની પ્રથા તેણે બંધ પાડી. આ સુધારાથી કંપનિનો કારભાર વ્યવસ્થિત થયો. ઇ. સ. ૧૭૬૭માં ક્લાઇવ કાયમનો વિલાયત ગયો.

હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાંખનાર ક્લાઇવ પહેલો પુરૂષ હતો. લશ્કરી શિક્ષણ તેને મળ્યું ન હતુ તો પણ ઉત્તમ સેનાની તરીકે તેણે કીર્તિ મેળવી. તેનું મુત્સદ્દીપણું પણ વખાણવા જેવું હતું. ગમે તે ઉપાય યોજીને અને વખતે નીતિતત્વોને પણ બાજુએ રાખી તેણે કંપનીને

રાજ્યપદ પ્રાપ્ત કરી આપ્યું; અને રાજ્યપ્રાપ્તિ પછી યોગ્ય રાજ્યવ્યવસ્થા નિર્માણ કરવા બનતી કોશીશ કરી પણ તેનામાં રાજ્ય કરવાની આવડત નહીં હોવાથી તેના પ્રયત્ન નિષ્ફળ નિવડયા. તેણે બંગાલ પ્રાંત મેળવવામાં ચાણક્ય નીતિનું અવલંબન કર્યું અને તેથી તેની કીર્તિ અને કર્તબગારીને ઝાંખપ લાગેલી છે; પરંતુ કંપનિના હિતની દૃષ્ટિએ જોતાં કેટલાકના મતે તેનાં કૃત્યો યોગ્ય અને દોષરહિત ગણાય છે. સમયસૂચકતા, મુત્સદ્દીપણું, યુદ્ધકલા નૈપુણ્ય, અને સંકટ સમયે અડગ હીંમત વગેરે ગુણો ક્લાઇવમાં હતાં, તેમજ સ્વાર્થાંધતા અને કુટિલ નીતિ તેના દુર્ગુણ હતા. ઇ. સ. ૧૭૭૪માં તે મરી ગયો.

**Q. 95. Describe the great struggle between the English and the French for supremacy in India and explain the success of the former and the failure of the latter.**

ઉ:—૧૮મા સૈકામાં ઇંગ્લંડ ને ફ્રાન્સ વચ્ચે વેપારી વર્ચસ્વ અને સામ્રાજ્ય મેળવવા હરીફાઈ ચાલતી હતી. હિંદુસ્તાન સાથે બન્ને દેશોનો વેપાર સારી પેઠે ચાલતો હોઈ, હિંદુસ્તાનમાં સામ્રાજ્ય સ્થાપવાને બન્ને દેશ પ્રયત્ન કરી રહ્યા હતા અને હિંદુસ્તાનના રાજાઓને મદદ કરીને પરોક્ષ રીતે એક બીજા સાથે લડતા હતા. યુરોપના ઑસ્ટ્રીયન વારસાઇ યુદ્ધમાં (૧૭૪૦–૧૭૪૮) ઇંગ્લંડ અને ફ્રાન્સ વિરુદ્ધ પક્ષમાં લડી રહ્યા હતા અને તેથી હિંદુસ્તાનમાં પણ આ બન્ને પ્રજા વચ્ચે લડાઇ જાગી. ફ્રેન્ચોનો સેનાપતિ ડુપ્લે ઘણો ધોરણી અને કારસ્થાની હતો. તેણે ઇ. સ. ૧૭૪૬માં અંગ્રેજોનું મદ્રાસ શહેર જીતી લીધું અને તેમનું જોર નરમ પાડયું. માત્ર અંગ્રેજોનો ફોર્ટ સૅંટડેવીડનો કિલ્લો ફ્રેન્ચ લોકો લઇ શક્યા નહિ. ૧૭૪૮માં યુરોપની લડાઇ બંધ થતાં જ આ પહેલું કર્ણાટકનું યુદ્ધ બંધ પડયું. પરંતુ બીજે જ વરસે (૧૭૪૯–૧૭૫૫) કર્ણાટકની બીજી લડાઇ શરૂ થઇ. ૧૭૪૮માં નિઝામ-ઉલ-મુલ્ક મરણ પામવાથી તેની ગાદી મેળવવા તકરારો ઉભી થઇ. નિઝામના જમાઇ ચંદા સાહેબ અને પુત્ર મુઝફ્ફરજંગનો પક્ષ ફ્રેન્ચોએ લીધો અને અંગ્રેજોએ કર્ણાટકના માજી નવાબને સહાય કરી. શરૂઆતમાં

ફ્રેન્ચોનો જય થયો. ચંદા સાહેબ આર્કટનો નવાબ થયો અને મુઝફ્ફરજંગ નિઝામ થયો. મુઝફ્ફરજંગ અને ચંદા સાહેબે ત્રિચિનાપલ્લીના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો ત્યારે કલાઇવે ચંદાસાહેબની રાજધાની આર્કટ જીતી લીધી. આથી ફ્રેન્ચોની સર્વ બાજી પલટાઇ. (વિશેષ માહિતી માટે પ્રશ્ન ૯૩ જુઓ, કર્ણાટકની ત્રીજી લડાઇ ૧૭૫૬-૧૭૬૧. અંગ્રેજોનો જય અને ફ્રેન્ચોના પરાજયના કારણો પ્રશ્ન ૯૨માં આપેલા છે.)

**Q. 96. What were the principal charges on which Warren Hastings was impeached? What was his defence?**

ઉ:—રોહિલા યુદ્ધ, નંદકુમાર, ચેતસીંગ, અને અયોધ્યાની બેગમો વગેરે પ્રસંગોમાં હેસ્ટીંગે સ્વીકારેલી નીતિ સારૂ તેના પર અમીર મંડળમાં કામ ચાલ્યું; અને આખરે તેને નિર્દોષ ઠરાવવામાં આવ્યો. (૧) **રોહીલા યુદ્ધ:**—રોહીલખંડનું મરાઠાઓથી સંરક્ષણ કરવાની શરતે રોહીલાઓએ બંગાળાના નવાબ શુજા-ઉદ્-દૌલાને ૪૦ લાખ રૂપીઆ આપવાનું કબૂલ કર્યું હતું. પરંતુ પાછળથી મરાઠાઓનો ભય દૂર થવાથી રોહીલાઓએ ઠેરવેલી રકમ આપવા ના પાડી. ત્યારે નવાબે અંગ્રેજોની મદદ વડે રોહીલાઓને હરાવ્યા, તેમનો મુલક ઉજ્જડ કર્યો અને રોહીલા ઉપર ઘણો જુલમ ગુજાર્યો. રોહીલાઓ સાથે અંગ્રેજોની દુશ્મનાવટ ન હોવા છતાં હેસ્ટીંગે તેમનો નાશ કર્યો અને અન્યાયથી પૈસો મેળવ્યો એવા તેના ઉપર આરોપ મૂકવામાં આવ્યો. રોહીલાઓ ઉપર થયેલા અત્યાચારને પોતાની સંમતિ ન હતી અને રોહીલાઓ અંગ્રેજો વિરુદ્ધ કાવતરૂં કરતા હોવાથી તેમની વિરૂદ્ધ પોતાને લડવું પડયું, તેમજ મરેઠાઓની સત્તા અટકાવવા રોહીલખંડ જીતવો એ રાજકીય દૃષ્ટિએ જરૂરનું હતું એમ પોતાના પર મૂકાએલા આરોપ માટે તેણે પોતાનો બચાવ કર્યો. (૨) **નંદકુમાર:**—મીરજાફરની સ્ત્રી પાસેથી હેસ્ટીંગે ૩॥ લાખ રૂપીઆ લાંચ લીધી એવો નંદકુમાર નામના બ્રાહ્મણે હેસ્ટીંગ ઉપર આરોપ મૂકયો. કાઉન્સીલના બીજા સભાસદોએ તે આરોપ સાબીત કરીને લીધેલા પૈસા સરકારી ખજાનામાં ભરવાનો હુકમ ફરમાવ્યો; એટલામાં હેસ્ટીંગે બનાવટી પત્રો તૈયાર કરી નંદકુમાર ઉપર

લાંચ લેવાનો આરોપ મૂકી તેના પર કામ ચલાવ્યું. આરોપ સાબીત થતાં નંદકુમારને ફાંસી દેવામાં આવી. પોતાનો અપરાધ છૂપાવવા હેસ્ટીંગે નંદકુમાર ઉપર જુઠ્ઠો આરોપ મૂકી તેને અઘોર શિક્ષા કરી એવો તેના ઉપર બીજો આરોપ હતો. હેસ્ટીંગે બચાવ કર્યો કે નંદકુમારના ગુન્હાની તપાસ સ્વતંત્ર પંચ નીમી થયેલી હોવાથી તેને થયેલી શિક્ષા ન્યાયી અને નિષ્પક્ષપાતી હતી અને પોતાનો બચાવ કરવા માટે નંદકુમારનો નાશ કરવામાં આવ્યો નથી. (૩) **ચેતસિંગનું પ્રકરણઃ**—(આ વિષય સંબંધી કેટલીક માહિતી પ્રશ્ન ૯૯માં આપેલી છે તે જુઓ). આ પ્રકરણમાં હેસ્ટીંગનું વર્તન અન્યાયી હોઈ તેણે કેવળ જોરજુલમથી નાણાં કઢાવ્યા એવો ત્રીજો આરોપ તેના પર હતો. માંડલિક રાજ્યે સંકટ સમયે સાર્વભૌમ સત્તાને મદદ કરવી જોઇએ અને તે તત્ત્વ સ્થાપન કરવા માટે મારે ચેતસિંગ સાથે આ પ્રમાણે વર્તવું પડયું એમ હેસ્ટીંગે કહ્યું. (૪) **બેગમોનું પ્રકરણઃ**—(આ સંબંધી બીજી માહિતી પ્રશ્ન ૯૯માં આપેલી છે). આ બાબતમાં બેગમોને આપેલું વચન હેસ્ટીંગે પાળ્યું નહીં અને તેમની પાસેથી અન્યાયથી દ્રવ્ય કઢાવ્યું. આ ચોથા આરોપના બચાવમાં હેસ્ટીંગે કહ્યું કે રાજ્યનો પૈસો લેવા બેગમોને હક્ક નહોતો. વળી બેગમોએ ચેતસીંગને અંગ્રેજો વિરૂદ્ધ મદદ કરી હતી તેથી પોતે જે કર્યું તે યોગ્ય હતું. વિશેષમાં પૈસાની ઘણી ભીડ હતી અને તેથી કાઉન્સિલના નિર્ણય વિરૂદ્ધ પોતાને વર્તવું પડયું.

**Q. 97. Under what circumstances was the regulating Act passed? What were its defect? When were they removed?**

ઉઃ—કલાઇવે ઇ. સ. ૧૭૬૫માં બંગાળ પ્રાન્તમાં દીવાની મેળવી, અને ઇંગ્લીશ પાર્લામેંટનું ધ્યાન કંપનિની રાજ્યવ્યવસ્થા તરફ ખેંચાયું. આ વખતે એમ ઠર્યું કે કંપનીએ દર વર્ષે ૪૦ લાખ રૂપીઆ વિલાયત સરકારને આપવા. આપણને ઘણો નફો મળશે એમ ધારી કંપનીએ પોતાના ભાગીદારોને ખૂબ નફો આપવાનું જાહેર કરી દીધું. રાજ્ય મળ્યાના આનંદથી કંપનિને પોતાની સ્થિતીનો ખરો ખ્યાલ આવ્યો નહીં. દિવાની મળ્યા પછી કલાઈવે બંગાળામાં દ્વિદલરાજ્યપદ્ધતિ નિર્માણ કરી વસુલ

ઉઘરાવનારા અધિકારીઓ, કંપનીના અધિકારીઓને ખૂશ રાખવાનું જ કામ કરતા, તેથી કંપનીને ઉલટો ટોટો જ થવા લાગ્યો. કંપનીના માણસો ખાનગી રીતે વેપાર કરતા તેથી કંપનીનો વેપાર પડી ભાંગ્યો. આજ અરસામાં હૈદર સાથે કંપનિને યુદ્ધ કરવું પડયું. પૈસાની બાબતમાં કંપનિની ખરાબ સ્થિતિ હતી તોપણુ તેના નોકરો માત્ર મોજમજાહ ઉડાવતા. ઇંગ્લેંડમાં તો તેઓ નવાબ કહેવાતા. લાંચ રૂસ્વતથી તેઓ પાર્લામેંટમાં અને ડાયરેકટર મંડળમાં સભ્યોની જગ્યાઓ મેળવવા લાગ્યા. અંગ્રેજો આ વાત જાણી ગયા. એટલામાં બંગાળામાં દુકાળ પડયો. કંપનીની ઉપજ ઘટી અને કબૂલ કરેલા ૪૦ લાખ રૂપીઆ તે વિલાયત સરકારને આપી શકી નહીં. આ અડચણુમાંથી છુટકારો કરવાને તેણે પાર્લામેંટ પાસે કરજની માગણી કરી. તે વખતના પ્રધાન લૉર્ડ નૉર્થે આ સંધાનો ઉપયોગ કરી લીધો. તપાસ કરવા માટે એ કમીશનો નીમી તેણે કંપનીના કારભારનું નિરીક્ષણ કરાવ્યું અને કંપનીને બંધનકારક એવો રેગ્યુલેટીંગ ઍક્ટ પાસ કરાવ્યો. તેમાંની મુખ્ય કલમો આ પ્રમાણે હતીઃ-(૧) વિલાયતની સરકારે કંપનીને એક કરોડ રૂપીઆ કરજ આપવું (૨) બંગાળાના ગવર્નરને હિંદના ગવર્નર જનરલ તરીકે ગણુવો, અને તેની દેખરેખ બીજા ગવર્નરો પર રહેવી જોઇએ (૩) ગવર્નર જનરલને-મદદ કરવા ચાર સભાસદોનું એક મંડળ હોવું જોઈએ. બહુમતી પ્રમાણે ગવર્નર જનરલે નિકાલ કરવો. (૪) કલકત્તામાં ન્યાયની એક વડી અદાલત સ્થાપવી. (૫) ઇંગ્લેંડના મંત્રીમંડળને કંપનીના કારભારની માહિતી કંપનિએ આપવી જોઈએ.

આ કાયદાથી પાર્લામેંટને કંપનિના કારભારમાં હાથ ઘાલવાનો અધિકાર મળ્યો અને કંપનિ પાર્લામેંટની દેખરેખ નીચે આવી. કંપનિનો હિંદુસ્તાનનો કારભાર વ્યવસ્થિત થયો. આમ છતાં રેગ્યુલેટીંગ એકટમાં ઘણા દોષ રહી ગયા હતા. તેમાંના મુખ્ય એ કે ગવર્નર જનરલને કાઉન્સીલની બહુમતિથી ચાલવાનું હોવાથી તેના હાથમાં કાંઈપણુ સત્તા રહી નહીં. વડી અદાલતના અધિકાર આંકી આપ્યા ન હતા તેથી વૉરન હેસ્ટીંગસને પણુ આરોપી તરીકે આ અદાલત સામે ઉભા રહેવું પડયું. હિંદમાં કયા કાયદા પ્રમાણે ઇન્સાફ આપવો એ નક્કી કર્યું ન હતું તેમજ હિંદમાં ઉત્પન્ન થનારી

ભાંજગડો મટાડનારી સાર્વભૌમ સત્તા હિંદમાં ન હતી. હેસ્ટીંગ્સના જુલ્મી વર્તનથી પાર્લામેંટનું ધ્યાન હિંદુસ્તાનના કારભાર તરફ ખેંચાયું. આ સિવાય રેગ્યુલેટીંગ કાયદાની ખામીઓ પણ તેમને જણાઈ આવી. તેથી તે વખતના પ્રધાન પીટે એક બીલ પસાર કર્યું. તે બીલની રૂએ ગવર્નર જનરલની કાઉન્સીલનાં સભાસદોની સંખ્યા ત્રણ રાખવામાં આવી. પણ રેગ્યુલેટીંગ કાયદાની મુખ્ય ખામી દૂર થઈ નહીં. લૉર્ડ કૉર્નવૉલીસે આ ખામી દૂર થયા વગર ગવર્નર જનરલ થવાની ના પાડી. ઇ. સ. ૧૭૮૬માં એક નવો કાયદો પાસ કર્યો. તેથી અણીની વખતે કાઉન્સીલની વિરૂદ્ધ ચાલવાની ગવર્નર જનરલને પરવાનગી મળી.

**Q. 98. Describe the reforms of Warren Hastings and Lord Cornwallis concerning (1) Judicial and (2) Revenue matters.**

ઉ:—**ન્યાય ખાતાના સુધારાઃ હેસ્ટીંગઃ**-(૧) હેસ્ટીંગે કલકત્તામાં એક દિવાની અને ફોજદારી અપીલ કોર્ટ સ્થાપન કરી અને ન્યાયાધીશને સલાહ આપવા મુસલમાન અને હિંદુ પંડિતોની નિમણુક કરી. (૨) જીલ્લાના કલેક્ટરે પોતાના જીલ્લામાંના દિવાની અને ફોજદારી દાવાના ફેંસલા આપવા. (૩) કોર્ટને ઉપયોગી થાય તેવું હિંદુ તથા મુસલમાની કાયદાનું પુસ્તક તેણે તૈયાર કરાવ્યું.

**કોર્નવાલીસના સુધારાઃ**—(૧) કલેક્ટર પાસેથી ન્યાય આપવાનું કામ કાઢી લઈ તે કામને માટે સ્વતંત્ર અદાલતો સ્થાપી. (૨) ઇન્સાફ આપવા માટે કોર્નવૉલીસે દરેક જીલ્લા દીઠ દિવાની તથા ફોજદારી અદાલતો સ્થાપન કરી. (૩) જીલ્લા કોર્ટો વિરૂદ્ધ અપીલ ચાલે એવી પ્રાંતિક અદાલતો તેણે દરેક પ્રાંતમાં સ્થાપન કરી. એવી અદાલતો, કલકત્તા, પટણા, ઢાકા તથા મુર્શિદાબાદમાં હતી. આ અદાલતોમાં ફોજદારી અને દિવાની દાવા ચાલતા અને તેમના ફેંસલા વિરૂદ્ધ અપીલ વરિષ્ઠ અદાલતમાં કરી શકાતી. (૪) તેણે સદર દિવાની અદાલત અને સદર નિઝામી અદાલત નામની બે વડી અપીલ કોર્ટો સ્થાપન કરી અને ગુન્હેગારો પર દયા કરવાનો અધિકાર ગવર્નર જનરલને આપ્યો (૫) આ બધી કોર્ટોમાં અંગ્રેજ ન્યાયાધીશ

હોઈ તેમને મુસલમાન કાજી અને હિંદુ પંડિત મદદનીશ તરીકે આપ્યા હતા. (૬) આ કોર્ટોના ઉપયોગ માટે એક કાયદાનું પુસ્તક પણ તેણે તૈયાર કરાવ્યું.

**હેસ્ટીંગનાં જમીન મહેસૂલ સંબંધી સુધારા:**—ક્લાઇવે નિમેલા વસુલી અમલદાર મહમદ રેઝાખાન અને સિતાપરાય વસુલીનું કામ સારૂં કરતા ન હતા. તેમને વિષે હેસ્ટિંગ્સને કાને તકરારો પણ ઘણી આવી હતી. આથી કંપનિને દર વર્ષે વસુલ મળતું નહીં, તિજોરી ખાલી રહેતી અને અંદાજપત્રક બનાવવામાં ઘણો ત્રાસ પડતો; તેથી હેસ્ટીંગ્સે તેમને દૂર કર્યા અને અંગ્રેજ કલેકટરો વસુલ ભેગું કરવાને નીમ્યા. કલેકટરો પર દેખરેખ રાખવા માટે તેણે બીજા પણ કેટલાક અમલદારો નીમ્યા. તેમ જ જમીન મહેસુલના બધા કામ પર દેખરેખ રાખવા માટે તેણે બંગાળામાં ચાર મંડળો નીમ્યા અને તે મંડળો પર દેખરેખ રાખવાને એક વસુલી મંડળ (Revenue Board) નીમ્યું. તે સિવાય પાંચ વર્ષની મુદતે લીલામથી જમીન મહેસુલ ભેગી કરવાની પદ્ધતિ શરૂ કરી. પણ આ પદ્ધતિ ફળદાયી નિવડી નહીં કારણ કે ઇજારા વખતસર ન આવ્યાથી આર્થિક ખાતામાં ઘોટાળા ઉત્પન્ન થતા. આ પરિસ્થિતિ સુધારવા કૉર્નવૉલીસે ઘણી મહેનત કરી. જમીન મહેસુલ જેવી ઉપજની મુખ્ય બાબતમાં અનિશ્ચિતપણું સારૂં નહીં, તેથી તેણે આ પ્રશ્નો પર સારી રીતે વિચાર ચલાવ્યો. વૉરન હેસ્ટીંગની લીલામની પદ્ધતિથી પહેલાંના જમીનદારો પાછળ પડી ગયા હતા. તેમને જમીન મહેસુલની સારી માહિતી હોવાથી તેમને જ તે કામ સોંપવાનું તેણે ઠરાવ્યું. તેમ જ કંપનિને નિયમિત ઉપજ મળે તેટલા માટે તેણે પાછલા પાંચ વર્ષની સરાસરી કાઢી તેટલું મહેસુલ જમીનદારે દર વરસ સુધી સરકારને આપવું એમ ઠરાવ્યું અને એવો કરાર પણ તેણે ૧૭૮૦માં જમીનદારો સાથે કર્યો. ઇ. સ. ૧૭૯૩માં આ કરાર કાયમ કરવામાં આવ્યો. તેમ જ જમીનદારો જમીનના કાયમના માલીકો છે, તેમણે સરકારલેણું દર વરસે નિયમિત આપવું અને તેમાં કોઇ પણ જાતનો ફરક કરવામાં આવશે નહીં એમ નક્કી ઠર્યું. આ પદ્ધતિને કાયમીધારાપદ્ધતિ કહે છે. ઉપજ વધે તોપણ જમીનનું દાણ વધશે નહીં

એ કારણથી જમીનદારો જમીન સુધારવા તરફ વધારે ધ્યાન આપવા લાગ્યા. સરકારને ટોટો થયો અને ખેડુતો પર જમીનદારો જુલમ ગુજારવા લાગ્યા.

**Q. 99. What were the means adopted by Hastings to save the British Kingdom in India? How far was he successful?**

ઉ:—હિંદમાં અંગ્રેજી રાજ્યના સંસ્થાપકો પૈકી હેસ્ટીંગ્સ મુખ્ય છે. અણીની વખતે હિંમત ન હારતાં તેણે પોતાનાં મુત્સદ્દીગીરી, ખંત અને હિંમત વગેરે ગુણોથી અંગ્રેજી રાજ્ય સહિસલામત રાખ્યું. તેણે નીચેની અડચણોનું નિવારણ કરી રાજ્યનું રક્ષણ કર્યું:—

(અ) આર્થિક:—(૧) કંપનિની આર્થિક સ્થિતિ સુધારવા તેણે કલાઈવની દ્વિદલ રાજ્યપદ્ધતિ બંધ કરી અને જમીન મહેસુલની વ્યવસ્થા તેણે કંપનિને સોંપી અંગ્રેજ અધિકારી નીમ્યા. એ ઉપરાંત એક વસુલી–મંડળ નીમી તેને વસુલીના બધા અધિકાર આપ્યા તેમજ કંટ્રાકટની પદ્ધતિ શરૂ કરી વસુલ નિયમસર મેળવવાની તજવીજ કરી. (૨) ઇ. સ. ૧૭૭૦માં મહાદજી સીંધીઆએ શાહઆલમને દિલ્હીના તખ્ત પર બેસાડયો. આથી હેસ્ટીંગ્સે તેનું ૨૬ લાખનું પેન્શન બંધ કર્યું અને તે અલાહબાદ અને કોરા, એ પ્રાંતો અયોધ્યાના નવાબને વેચી દીધા. અયોધ્યાના નવાબ પાસેથી લશ્કરનો ખર્ચ અને ૫૦ લાખ રૂપીઆ લઈ તેને રોહિલખંડ જીતવામાં મદદ કરી. (૪) યુદ્ધને લીધે હેસ્ટીંગ્સને ખરચ ઘણું થયું હતું તેથી તેણે પોતાના માંડલિક ચેતસીંગ પાસે ૨૨ લાખની વાર્ષિક ખંડણી ઉપરાંત ૫ લાખ વધારે માગ્યા અને રાજાએ તે આપ્યા. ફરી તેણે આવી જ માંગણી કરી અને તે ઉપરાંત ૨૦૦૦ ઘોડેસ્વાર માગ્યા. રાજા આ માંગણી પૂરી કરી શકયો નહીં તેથી હેસ્ટીંગ્સે તેને ૪૦ લાખ રૂપીઆ દંડ કર્યો અને તેને પદભ્રષ્ટ કર્યો. (૫) અયોધ્યાના નવાબ અસફઉદ્દૌલાને સૈન્યના પેટે અંગ્રેજોનું એક કરોડનું દેવું હતું પણ તેની પાસે પૈસા હતા નહીં. તેથી હેસ્ટીંગ્સે બેગમો પર ખોટો આરોપ મૂકી તેમની પાસેથી જોરજુલમથી પૈસા કઢાવ્યા.

**(આ) રાજ્યકારણ સંબંધી:**—રેગ્યુલેટીંગ ઍક્ટ પ્રમાણે ગવર્નર જનરલને સલાહ આપવા ચાર સભાસદોનું મંડળ નિમાયું હતું. હેસ્ટીંગ્સની કારકીર્દિના ત્રણ સભાસદો હંમેશ તેની વિરૂદ્ધ જતા તેથી તેને વહીવટ કરવામાં ઘણી અડચણો પડતી અને તેથી તેના કેટલાક સુધારા કરવાના વિચાર નકામા ગયા. તેમાં નંદકુમારના કેસથી હેસ્ટીંગ્સના હાથમાંથી કારભાર કાઢી લેશે કે કેમ એમ લાગ્યું. પણ પોતાના સહાયકોની મદદથી અને પોતાના નસીબના બળથી તે સંકટમાંથી બચી ગયો.

**(ઇ) રાજકિય:**—તેના પરના મોટામાં મોટાં યુદ્ધોના સંકટોથી મરાઠાઓનો અંગ્રેજોના મનમાં એટલો ધાક પેસી ગયો હતો કે તેમની સાથે લડવું એ પોતાનું રાજ્ય ગુમાવવા જેવું છે એમ તેને લાગતું. તોપણ હેસ્ટીંગ્સે બીજાની મદદ સિવાય મરાઠાઓના રાજકારણમાં દખલગીરી કરી. પુના દરબારની વિરૂદ્ધ રાઘોબાને મદદ કરી તેમની સાથે લઢાઈ કરી સમાનતાનો તહ કર્યો. આમાંથી છૂટો થયો નહતો તેટલામાં હેસ્ટીંગ્સને હૈદર સાથે યુદ્ધ કરવું પડયું હૈદરઅલીએ આ વખતે નિઝામ અને મરાઠાઓની મદદથી એક ત્રિરંગી સંઘ બનાવ્યો અને ફ્રેંચોની પણ મદદ મેળવી. હેસ્ટીંગ્સ જરા પણ ન ડગતાં ડહાપણથી ભોંસલેને લાંચ આપી અને સીંધીઆ જોડે મિત્રતા કરી પોતાનાં સંકટનું નિવારણ કર્યું. છેવટે હૈદર સાથે લડી મૈસુર સરકાર સાથે મૅંગલોર મુકામે તેણે સમાનતાનું તહનામું કર્યું. એવી રીતે તેણે પોતાના રાજયને પોતાના ગુણો વડે સહિસલામત બચાવી લીધું.

**Q. 100. What do you understand by the Non-Intervention Policy? What were its effects?**

ઉ:—તટસ્થતાનું ધોરણ પીટના કાયદાથી દાખલ થયું. તટસ્થતાના ધોરણના તત્ત્વો નીચે મુજબ છે: દેશી સંસ્થાનોના કારભારમાં અંગ્રેજોએ જરાપણ હાથ ઘાલવો નહીં. દેશી રાજાઓએ પોતાની તકરારો એક બીજાની મદદથી દૂર કરી લેવી. કંપનિના નોકરોએ હિંદમાં વધારે મુલક મેળવીને પોતાની જોખમદારી વધારવી નહીં, કારણ કે આ જવાબદારી પાર પડવાનું સામર્થ્ય તેમનામાં હજી ન હતું; લડાઇ કરવી હોય તો પોતાના

સંરક્ષણ પૂરતી જ તેમણે લડાઈ કરવી. આ ધોરણના હિમાયતી લૉર્ડ કૉર્નવૉલીસ, સર જૉન શોર બાર્લો, આમ્હર્સ્ટ મિંટો અને બૅંટિક પ્રસિદ્ધ હતા.

આ ધોરણ પ્રમાણે ચાલનારો કૉર્નવૉલિસ પહેલો ગવર્નર હતો. શાહઆલમના પુત્રે તેની મદદ માગી પણ તેણે તે આપી નહીં. આથી સીંધીઆ પ્રબળ થયો. ટિપુ સાથે તેણે પોતાના બચાવ માટે યુદ્ધ કર્યું. પણ લૉર્ડ કૉર્નવૉલિસ જે કરી શક્યો નહીં તે સર જૉન શોર કરી શક્યો. ખર્ડાના યુદ્ધ વખતે નિઝામે અંગ્રેજોની મદદ માંગી હતી પણ નિઝામને આપણે મદદ કરીશું તો મરાઠાઓ ગુસ્સે થશે અને ટિપુ તેમને મળી જાય તો આપણી સલામતી નથી એવો દૂરદર્શી વિચાર કરીને તેણે નિઝામને મદદ કરવાની સાફ ના પાડી. આનું પરિણામ એવું આવ્યું કે નિઝામના મનમાં અંગ્રેજો માટે માઠી લાગણી ઉત્પન્ન થઈ અને તેણે પોતાના તાબામાંની અંગ્રેજ સેના કાઢી નાખી ફ્રેંચ સેના રાખી. અંગ્રેજોનું વજન કમી થયું અને ફ્રેંચોનું ફાવ્યું. અંગ્રેજો કમજોર છે એમ બધાને લાગ્યું. મરાઠા અને ટિપુ તો લડવાને માટે તલસી રહ્યા હતા

શોર પછી વેલેસ્લી ગવર્નર જનરલની જગ્યાએ આવ્યો. તે ચઢાઈના ધોરણનો હિમાયતી હતો તેથી તેણે બચાવનું ધોરણ બાજુએ મૂકી ચઢાઈનું ધોરણ સ્વીકારી શોરે કરેલું નુકસાન ભરી કાઢયું અને અંગ્રેજોની સત્તા હિંદમાં સાર્વભૌમ કરી. વેલેસ્લી પછી ફરી તટસ્થતાનું ધોરણ સ્વીકારવામાં આવ્યું અને બાર્લો તથા મિંટોએ તે પ્રમાણે વર્તન કરવાનો વિચાર કર્યો. આનું પરિણામ એવું આવ્યું કે બાજીરાવ પેશ્વાએ સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યા. ગુરખા, સીંધીઆ વગેરે પોતાની સરહદ વધારવા લાગ્યા. પિંઢારા દેશમાં તોફાન કરવા લાગ્યા. આથી લૉર્ડ હેસ્ટીંગ્સે ફરી ચઢાઈનું ધોરણ અમલમાં મૂકી વેલેસ્લીના ધ્યેય પ્રમાણે ચાલી અંગ્રેજોને હિંદમાં શહેનશાહીપદ મેળવી આપ્યું.

**Q. 101. Describe the condition of India in the beginning of Lord Wellesley's administration. State his aims and the policy he adopted.**

ઉ:—અંગ્રેજો જ્યારે નેપોલીઅન સાથે યુરોપમાં લઢતા હતા તે વખતે વેલેસ્લી હિંદુસ્તાનનો ગવર્નર જનરલ થયો. વેલેસ્લી હિંદમાં આવ્યો ત્યારે ઠેકઠેકાણે નાનાં રાજ્યો નજરે પડતાં હતાં. મરાઠાઓ મોગલ સલ્તનત નષ્ટ થયા પછી જોરમાં આવ્યા હતા પણ તેમની સત્તા પણ જરા ક્ષીણ થઈ હતી. સીંધીઆ, હોલ્કર, ભોંસલે, ગાયકવાડ ઇત્યાદિ પોતાના મુલકમાં સ્વતંત્ર હતા અને પોતપોતાના લશ્કરને ફ્રેંચોને રાખી યુરોપીઅન પદ્ધતિથી શિક્ષણ આપતા હતા. મરાઠાઓમાં પહેલાની કર્તવ્ય-ગારી રહી ન હતી. મુસલમાની રાજ્યોની તો આથી પણ વધારે ખરાબ સ્થિતિ હતી. શાહઆલમ જો કે દિલ્હીનો બાદશાહ હતો તોપણ તે કેવળ નામનો જ હતો. અંગ્રેજોએ બંગાળા, કર્ણાટક, રોહીલખંડ વગેરે રાજ્યો જીતી અયોધ્યા, હૈદ્રાબાદ વગેરેના રાજાઓને ખંડીઆ બનાવી દીધા હતા. માઇસોરના રાજ્યનો ઘણો ખરો ભાગ અંગ્રેજોએ જીતી લીધાથી તે રાજ્ય પણ કમજોર અવસ્થામાં હતું.

અંગ્રેજો વિરુદ્ધ એક સંપ થવાનાં પણ કેટલાક કારણો હતા. શોરે તટસ્થતાનું ધોરણ સ્વીકાર્યાથી અંગ્રેજોના શત્રુ પેદા થયા હતા અયોધ્યાનો નવાબ, નિઝામ, કર્ણાટકનો નવાબ અંદરખાને અંગ્રેજોને ધિક્કારતા અને ઉપરથી સ્નેહ બતાવતા. ખરડાના યુદ્ધ વખતે અંગ્રેજોએ કરેલું વર્તન નિઝામની યાદ બહાર ન હતું. તે અંગ્રેજોનો દુશ્મન બન્યો હતો. આપણી રાજ્યપદ્ધતિ માટે અંગ્રેજોએ આપણને વગર કારણે તાકીદ આપી એ વાત અયોધ્યાના નવાબને ખૂંચતી હતી. આપણા બધા અધિકાર અંગ્રેજોએ ખુંચવી લીધા તેથી કર્ણાટકનો નવાબ પણ ક્રોધે ભરાયો હતો. કૉર્નવૉલીસે હાર ખવડાવ્યાથી ટિપુને તો માથાથી પગ સુધી ઝાળ ઉઠી હતી.

આવી સ્થિતિમાં અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવા ટિપુએ બધા મુસલમાની રાજ્યોનો સંઘ બનાવ્યો. અફઘાનીસ્તાનના બાદશાહ ઝમાનશાહને પણ મદદ માટે નિમંત્રણ કર્યું; આટલું કરી તે શાંત રહ્યો નહીં. ફ્રાંસના અદ્વિતીય સેનાપતિ અને અંગ્રેજોના કટ્ટા દુશ્મન નેપોલી-અનને પણ પોતાનું લશ્કર લઈ આવવાનું તેણે કહેણ મોકલ્યું; નેપોલીઅને આવવાનું કબૂલ કર્યું. આવી અણીની વખતે વેલેસ્લી હિંદુસ્તાનમાં આવ્યો

અને તેણે ધીરજ, કુશળતા, સમયસૂચકતા, મુત્સદ્દીપણું, ખંત વગેરે ગુણોના બળે પોતાના રાજ્યને બચાવ્યું એટલું જ નહીં પણ તે વધારી તેને સામ્રાજ્યની પદવી અપાવી.

વેલેસ્લીએ હિંદમાં આવતા બાથ ભીડવાની અને કયી પરિસ્થિતિ સાથે કામ કરવાનું છે તે જોઈ લીધું અને કાર્ય શરૂ કર્યું. હિંદુસ્તાનમાં અંગ્રેજોનું રાજ્ય બચાવી લેવાશે એટલું જ નહીં પણ તેને સાર્વભૌમ કરી હિંદના બધા રાજાઓને ખંડીઆ બનાવાશે એવું તેણે ધ્યેય નક્કી કર્યું. શોરનું તટસ્થતાનું ધોરણ બાજુએ મૂકી ચઢાઈનું ધોરણ ઉપાડી લીધું અને અંગ્રેજોની બાજુ નભાવી લીધી. આ કામ માટે તેણે જુદાજુદા ઉપાય યોજ્યા. (૧) સ્નેહભાવથી અને સામદામની નીતિવડે તેણે કેટલાક રાજાઓને વશ કર્યા. (૨) ઉદ્ધત રાજાઓ સાથે લઢી તેમને માંડલિક બનાવ્યા. (૩) કેટલાકના રાજ્યો ખાલસા કર્યાં. (૪) સહાયકારી સેનાના બળે કેટલાએકને પોતાના આશ્રિત બનાવ્યા.

**Q. 102. "Lord Wellesley made the English paramount in India" Explain the remark.**

ઉ:—હિંદુસ્તાનમાં આવ્યા પછી વેલેસ્લીએ બધી પરિસ્થિતિનું અવલોકન કર્યું. દેશી રાજ્યોમાં ફ્રેંચોનું પ્રાબલ્ય વધી ગયું હતું તે કાઢી નાંખી પોતાનું ઉપરીપણું રાજાઓ પાસે કબૂલ કરાવી અંગ્રેજોની સત્તા સાર્વભૌમ કરવાનું તેણે નક્કી કર્યું. શોરે સ્વીકારેલું તટસ્થતાનું ધોરણ તજીને પોતાનો હેતુ બર લાવનારૂં ચઢાઈનું ધોરણ અમલમાં મૂક્યું. તેણે પોતાનો હેતુ પાર પાડવા કેટલીએક યોજનાઓ કરી. (૧) તેણે યુદ્ધો કર્યાં. (૨) સ્નેહભાવથી કેટલાએકને વશ કર્યા. (૩) સહાયક લશ્કર રાજાઓને રાખવાની ફરજ પાડી તેમને અંકિત કર્યા. (૪) રાજ્યો ખાલસા કર્યાં.

(૧) અ. પોતાના કટ્ટા દુશ્મન ટિપુનો નાશ કરવાનું તેણે પ્રથમ ઠરાવ્યું. કારણ કે તેમ કર્યા સિવાય આપણો માર્ગ નિષ્કંટક થશે નહીં એમ તેને લાગ્યું. તેથી નિઝામને તેણે પોતાની તરફ વળાવી લઈ પેશ્વાની પણ મદદ મેળવી અને ટિપુ સાથે યુદ્ધ આરંભ્યું. ટિપુ હાર્યો. તેનું રાજ્ય ખાલસા કર્યું અને તેમનો થોડો ભાગ મૈસુરના જૂના રાજા કૃષ્ણરાજ વોડીયારને આપી તેને

વશ કરી લીધો. આ. ઇ. સ. ૧૮૦૨માં બીજા બાજીરાવે વસાઈ મુકામે અંગ્રેજો સાથે તહનામું કર્યું અને મરાઠાઓની સ્વતંત્રતા ગુમાવી બેઠો. આ વાત સીંધીઆ, હોલ્કર, ભોંસલે વગેરે મરાઠા સરદારોને ગમી નહીં તેથી તેઓએ અંગ્રેજો સાથે યુદ્ધ જાહેર કર્યું. વેલેસ્લીએ તેમને જુદે જુદે ઠેકાણે મળી તેમને હરાવ્યા. એ ઉપરાંત તેમનો ઘણો મુલક મેળવી પોતાના માંડલિક બનાવ્યા.

(૨) અ. શોરના સમયથી નિઝામ અંગ્રેજોનો શત્રુ બન્યો હતો. વેલેસ્લીએ સામદામથી અને ધમકીથી તેને ફ્રેંચ લશ્કર કાઢી નાખવાનું ફરમાવ્યું અને પોતાનું લશ્કર ત્યાં રાખ્યું. આથી નિઝામ ફરી અંગ્રેજોનો આશ્રિત બન્યો (આ) ઇ. સ. ૧૮૦૨માં બીજા બાજીરાવ સાથે તહ કરી તેના રાજ્યમાં સહાયક સેના રાખી તેને વશ કર્યો. (ઇ) વસાઇના તહ પહેલાં જ ગાયકવાડે સહાયક સેના રાખી અંગ્રેજોનું માંડલિકત્વ સ્વીકાર્યું હતું (ઈ) અયોધ્યાના નવાબને ઝમાનશાહની સ્વારીનો ધાક બતાવી તેની પાસેની સહાયક ફોજમાં વધારો કર્યો.

(૩) **સહાયકારી ફોજની પદ્ધતિઃ**—હિંદુસ્તાનના દેશી રાજાઓને પોતાના માંડલિક બનાવી દેવાને આ ફોજનો અંગ્રેજોએ સારો ઉપયોગ કર્યો. આ લશ્કરના બળે વેલેસ્લીએ મૈસુરનો રાજા, પેશ્વા, નિઝામ, સીંધીઆ, ભોંસલે, અયોધ્યાનો નવાબ, ગાયકવાડ વગેરે દેશી સંસ્થાના અધિપતિઓ પાસે પોતાનું માંડલિકત્વ સ્વીકારાવ્યું. સહાયક ફોજ રાખનારને કડક શરતો કબૂલ કરવી પડતી. (૧) અંગ્રેજોનું સાર્વભૌમત્વ કબૂલ કરવું પડતું. (૨) અંગ્રેજોના હાથમાં પોતાની દેશાંતર નીતિ સોંપી દેવી પડતી. (૩) ફોજના ખર્ચ પેટે મુલક અગર પૈસા આપવા પડતા. આવી બંધનકારક શરતો પાળવાની તેણે દેશી રાજાઓને ફરજ પાડી ( જુદા જુદા દેશી રાજાઓને તેણે કેવી રીતે વશ કર્યા તે ઉપરના પેરેગ્રાફમાં જુઓ ) અંગ્રેજોના સામ્રાજ્યનો વિકાસ કરવાને આ જ ફોજ કારણ થઈ.

(૪) (અ) ઇ. સ. ૧૭૮૭માં તંજાવરની ગાદી માટે ઝગડો શરૂ થયો. વેલેસ્લીએ સરફોજીને વારસ તરીકે કબૂલ કરી તેને પેન્શન બાંધી આપ્યું અને તેનુ રાજ્ય ખાલસા કર્યું. (આ) ઇ. સ. ૧૭૯૯માં સુરતનો

નવાબ પુત્રહીન મરણ પામ્યો. વેલેસ્લીએ તેનું રાજ્ય ખાલસા કર્યું. (૬) કર્ણાટકના નવાબ મહમદઅલીએ મૈસુર સાથે અંગ્રેજોના થએલા યુદ્ધમાં ટિપુને મદદ કરી હતી એવો તેના પર આરોપ મૂકી તેનું રાજ્ય ખાલસા કર્યું (૧૮૦૧).

વેલેસ્લીએ એવી રીતે અંગ્રેજી રાજ્યનો વિકાસ કરી તેને સામ્રાજ્યને પદે ચઢાવ્યું અને જમના નદીની દક્ષિણનો બધો મુલક પોતાના તાબામાં આણ્યો.

**Q. 103 What were the steps taken by Lord Hastings to expand the British Power in India and to place it on a Solid basis?**

ઉ:—ઇ. સ. ૧૮૧૩થી ૨૩ સુધી લૉર્ડ હેસ્ટીંગ હિંદુસ્થાનનો ગવર્નર જનરલ હતો. હિંદુસ્થાનમાં આવતાં પહેલાં તે વેલેસ્લીની ચઢાઈની નીતિ વિરુદ્ધ હતો પરંતુ અહિં આવ્યા પછી ઉપલું ધોરણ સ્વીકાર્યા સિવાય અંગ્રેજોનો છૂટકો નથી એવું તેને સ્પષ્ટ લાગ્યું અને તેથી તે નીતિને અનુસરી વેલેસ્લીનું બાકી રહેલું કામ તેણે પૂરૂં કર્યું. ગુરખા, મરાઠા અને પિંઢારા વગેરે લોકો સાથે યુદ્ધ કરી તેણે ઘણો મુલક પોતાના રાજ્યમાં જોડી દીધો. ત્રણ નાના પ્રાંતને જોડી દેવામાં આવ્યા અને સતલજથી કન્યાકુમારી સુધી અંગ્રેજોનું એક છત્રરાજ્ય સ્થાપન થયું.

(અ) **નેપાળ યુદ્ધ:**—નેપાળના ગુરખાઓ પોતાની દક્ષિણ સરહદ વધારવાના ઉપરાઉપરી પ્રયત્ન કરતા હતા. આથી અંગ્રેજો સાથે તેમને યુદ્ધ કરવું પડ્યું. બારલૉ અને મીન્ટોએ યુદ્ધનો પ્રસંગ ટાળવા ઘણા પ્રયત્નો કરી જોયા પરંતુ ગુરખાઓના દુરાગ્રહને લીધે હેસ્ટીંગસના સમયમાં યુદ્ધની શરૂઆત થઈ. પ્રથમ અંગ્રેજોનો પરાજ્ય થયો પરંતુ આખરે ગુરખાઓને અંગ્રેજો સાથે સેગાલીનો તહ કરી યુદ્ધ બંધ કરવું પડ્યું. આ તહનામાથી નેપાળ તરફની અંગ્રેજોની સરહદ ઠરાવવામાં આવી. ગુરખા જેવા લડાયક સિપાઈઓ અંગ્રેજોના લશ્કરમાં જોડાવા લાગ્યા અને સીમલા, નૈનિતાલ જેવા હવાખાવાનાં સ્થળો અંગ્રેજોને મળ્યાં.

(આ) **પિંઢારા યુદ્ધઃ**—મોગલ બાદશાહી અને મરાઠી રાજ્યની પડતીના કાળમાં પિંઢારાઓએ દેશમાં મહાન ત્રાસ વર્તાવ્યો હતો. તેઓ કોઈ પણ સંસ્થાનિકનો આશ્રય લઈ ફુરસદના વખતમાં દેશના ગમે તે ભાગમાં જઈ લુંટફાટ કરતા. હેસ્ટીંગ્સના સમય સુધી તેમનો અંગ્રેજોને ઉપદ્રવ થયો ન હતો. પણ હવે તેઓ અંગ્રેજોના માંડલિકોને ત્રાસ આપતા હોવાથી અંગ્રેજોને તેમની સામે લડાઈમાં ઉતરવું પડયું. યુદ્ધમાં પિંઢારાઓનો પરાજય થયો અને તેમના આગેવાન અમીરખાન અને ગફુરખાન શરણે આવ્યા. અંગ્રેજોએ તેમને જાગીરો આપી. બાકીના બે નાયકો વાસીલ મહમદ અને છતુનો નાશ કરવામાં આવ્યો.

(ઇ) **મરાઠાઓ સામે યુદ્ધઃ**—ત્રીજા મરાઠા યુદ્ધમાં મરાઠાઓનો પરાજય થયો હતો તો પણ ગુપ્ત રીતે તેઓ યુદ્ધની તૈયારી કરી રહ્યા હતા. વસઈના તહથી પોતાનું નષ્ટ થએલું સ્વાતંત્ર્ય પાછું મેળવવાની બાજીરાવની ઈચ્છા હતી. વડોદરાના ગાયકવાડ અને બાજીરાવ પેશ્વા વચ્ચે થએલો ટંટો દૂર કરવા અંગ્રેજોએ ગંગાધરશાસ્ત્રીને બાજીરાવ પાસે મોકલ્યો. ત્યાં પેશ્વાના દિવાન ત્ર્યંબકજી ડેંગળેએ તે વકીલનું ખુન કરાવ્યું. અંગ્રેજોએ ત્ર્યંબકજીને પકડી કેદમાં પૂર્યો; પરંતુ બાજીરાવની મદદથી તે છુટો થયો. આ કારણથી બાજીરાવ અને અંગ્રેજો વચ્ચે અણબનાવ થઈ યુદ્ધનો પ્રસંગ આવ્યો યુદ્ધમાં બાજીરાવ હાર્યો અને અંગ્રેજોએ તેનું રાજ્ય પોતાના રાજ્યમાં જોડી દીધું (૧૮૧૮)

અંગ્રેજોના સામ્રાજ્યને મજબૂત કરવા હેસ્ટીંગ્સે નીચે લખેલા સુધારા દાખલ કર્યા. (૧) શાળા અને કોલેજો સ્થાપી વિદ્યાને ઉત્તેજન આપ્યું. (૨) દેશી ભાષાના વર્તમાનપત્રોને સ્વાતંત્ર્ય આપ્યું. (૩) મદ્રાસ ઈલાકામાં રૈયતવારી પદ્ધતિ શરૂ કરી (૪) ન્યાયાધીશોના પગાર વધાર્યા. (૫) કાયમધારા પદ્ધતિના દોષ દૂર કર્યા. (૬) કલકત્તા શહેરની સુધારણા કરી. (૭) ફરૂખશાયરે બંધાવેલી જમના નદીની નહેર દુરસ્ત કરી. આવા કામો કર્યા પછી તે ૧૮૨૩માં વિલાયત ગયો.

**Q. 104. Describe the reforms of Lord William Bentinck.**

ઉ:—હિંદુસ્તાનમાં જે મહાન ગવર્નર જનરલ થઈ ગયા તેમાં લૉર્ડ વિલીયમ બેન્ટિક પણ હતો. અંગ્રેજોના રાજ્યને સ્થિર કરવું હોય તો જુદા જુદા સુધારા કરવા જોઈએ એમ તેનો મત હતો. પોતાના મત પ્રમાણે તેણે નીચે મુજબ સુધારા કર્યા:—

(૧) **રાજ્યકારભાર સંબંધી સુધારા:**—(૧) મોગલોના વખતમાં સરકારી દફતરો ફારસી ભાષામાં રાખવાનો રિવાજ હતો. અંગ્રેજોએ પણ શરૂઆતમાં આ જ પદ્ધતિ ચાલુ રાખી હતી પણ આથી ઘણાને હરકત પહોંચે છે એમ જાણી બેંટિકે પ્રાંતવાર દફતર તે પ્રાંતની ભાષામાં રાખવાનું ઠરાવ્યું. (૨) હિંદી લોકોને લાયકાત પ્રમાણે ન્યાય આપવાનું ઠરાવ્યું. (૩) અયોધ્યા અને આગ્રા પ્રાંતની તપાસણી અને જમીનની માપણી કરાવી સરકાર લેણું ઠરાવી આપ્યું. (૪) અફીણની પેદાશ ઉત્તર હિંદુસ્તાનમાં ઘણી હતી. અફીણથી ઉપજ વધશે એમ લાગ્યાથી તેણે અફીણ પરવાનાથી વેચવાની પદ્ધતિ શરૂ કરી. (૫) નોકરોના પગારનું પ્રમાણ નક્કી કર્યું. (૬) લશ્કરમાં અપાતા ભથ્થાની પદ્ધતિ બંધ કરી.

**શિક્ષણ સંબંધી સુધારા:**—(૧) કંપનિની ૧૮૧૩ની સનદમાં કંપનિએ હિંદના લોકોને કેળવણી આપવા ૧ લાખ રૂપીયા ખર્ચ કરવા એમ ઠર્યું હતું. તે મુજબ તે રકમ કલકત્તાની કૉલેજમાં સંસ્કૃત અને અરેબિક ભાષાના શિક્ષણ માટે ખર્ચ થવા લાગી. પણ ઇ. સ. ૧૮૩૩માં હિંદી લોકોને રીતસર કેળવણી આપવાનો પ્રશ્ન ઉભો થયો. બેંટિકે એક કમિટિ નીમી મેકૉલે, વીલ્સન, ડફ, ટ્રિવેલીઅન વગેરે તેના સભાસદો હતા. પણ કેળવણી કઈ આપવી અને કઈ ભાષામાં આપવી એ બાબતમાં મતભેદ થયો. છેવટે બેંટિકે મેકૉલેના કહેવા પ્રમાણે પાશ્ચિમાત્ય જ્ઞાન અંગ્રેજી દ્વારા આપવું એમ ઠરાવ્યું. તે વખતથી શિક્ષણ માટે ખરચ પડતી બધી રકમ શાળાઓ અને કૉલેજો ચલાવવામાં ખરચ થવા લાગી. (૨) ૧૮૩૩ના કાયદાથી ઉપરની શાળાઓ અને કૉલેજોમાંથી શિક્ષણ લેનારને જાતી, ધર્મ વગેરેનો વિચાર કર્યા સિવાય નોકરી આપવી એમ જાહેર કરવામાં આવ્યું.

**ન્યાયખાતાને લગતા સુધારા:**—(૧) પહેલાં દરેક પ્રાંતમાં ફરતી અદાલતો (circuit courts) હતી તે તેણે કાઢી નાખી તે કામ જીલ્લાના ન્યાયાધીશને સોંપ્યું. (૨) દરેક કોર્ટમાં તે દેશની ભાષા વાપરવી (૩) દાવાઓના નિકાલ જલદી થાય તથા લોકોને ઓછો ખર્ચ થાય એટલા માટે જજોના પગારમાં અને તેમની સંખ્યામાં વધારો કર્યો. (૪) કલકત્તાની વડી અદાલતનું કામ ઓછું થાય એટલા માટે તેણે અલાહબાદમાં એક વડી અદાલત સ્થાપી. (૫) ન્યાયાધીશની જગ્યાઓ હિંદી ગૃહસ્થોને આપવી એમ ઠરાવ્યું.

(૪) **સમાજસુધારા:**—(૧) પ્રાચીન કાળમાં પતિ મરી જાય તો તેની પાછળ તેની સ્ત્રી સતી થઈને બળી મરતી; પણ કેટલીક વખતે આ બાબતમાં સખ્તાઈ વપરાતી. બેંટિંકે ઇ. સ. ૧૮૨૯માં કાયદો કરી સતી થવું એ ગુન્હો છે અને સતી થવાને જે મદદ કરે તે પણ ગુન્હેગાર તરીકે ગણાશે એમ જાહેર કર્યું તેથી આ રિવાજ બંધ પડયો (૨) ઠગ લોકોએ દેશમાં લુટફાટ ચલાવી હતી તેથી રૈયતને તથા મુસાફરોને ઘણો ત્રાસ વેઠવો પડતો. બેંટિકે આ ત્રાસમાંથી લોકોને છોડાવ્યા. (૩) રજપુતાનામાં બાળહત્યા કરવાનો રિવાજ ચાલુ હતો તે બંધ કરવાને તેણે અથાગ શ્રમ લીધો. (૪) ગોંડ લોકોમાં જીવતા માણસનું બળિદાન આપવાનો રિવાજ હતો તે પણ તેણે કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો.

(૫) **તેની કારકીર્દિના બીજા બનાવો:**—(૧) તેની કારકીર્દિમાંથી ઑંડ ઓ કંપનિની આગબોટોની યુરોપ અને હિંદુસ્તાન વચ્ચે આવજાવ શરૂ થઈ. સુએઝની સંયોગીભૂમિ પુરતી આગગાડી હતી. આ પ્રયત્નને બેંટિકે ઉત્તેજન આપ્યું (૨) ઇ. સ. ૧૮૩૫માં તેણે કલકત્તામાં એક વૈદ્યકીય કૉલેજ સ્થાપી તેમાં પાશ્ચાત્ય પદ્ધતિથી શસ્ત્રક્રિયા તેમજ વૈદ્યકનું જ્ઞાન આપવાની યોજના કરી (૩) તેણે મોટીમોટી સડકો બંધાવી. કલકત્તા–દિલ્હી–લાહોર–પેશાવર એ મોટી સડક તથા મુંબઈ આગ્રારોડ તેની જ કારકીર્દિમાં તૈયાર થયાં. (૪) તેણે મોટીમોટી નહેરો ખોદાવી ખેતીને ઉત્તેજન આપ્યું.

**Q. 105. Describe the frontier policy of the English upto 1856.**

ઉ:—ઇ. સ. ૧૭૮૯માં ફ્રાન્સમાં રાજ્યવિપ્લવ થયો. થોડા સમય પછી નેપોલીઅનનો ઉદય થયો. નેપોલીઅન અંગ્રેજોનો કટ્ટો શત્રુ હોવાથી તેમનો બધે ઠેકાણે પરાજય કરવાનો તેણે નિશ્ચય કર્યો. વેલેસ્લી હિંદુસ્તાનનો ગવર્નર જનરલ હતો ત્યારે ટિપુ સાથે સમાધાન કરી અંગ્રેજોને હાંકી કાઢવાનો તેણે પ્રયત્ન કરી જોયો પણ નેલ્સને એ દાવ ઉલટાવ્યો; તેથી નેપોલીઅને ૧૮૦૭માં ટિલસીટના તહનામાથી રૂશીઆ સાથે મૈત્રિ કરી. એ જ તહથી રૂશીઆએ નેપોલીઅનને હિંદ પર સ્વારી કરવા મદદ કરશે એમ અંગ્રેજ મુત્સદ્દીઓએ સાંભળ્યું. તેથી અંગ્રેજો નેપોલીઅનનો માર્ગ રોકવા તત્પર થઈ રહ્યા હતા. નેપોલીઅન દરિયા માર્ગે હિંદમાં જાય એ અશક્ય હતું તેની સ્વારી ઇરાન–અફ્ઘાનીસ્તાન–પંજાબ માર્ગે સંભવે એમ હતું. આથી હિંદની સરહદ પર આવેલા દેશો જોડે મિત્રતાની સલાહ કરીને નેપોલીઅનનો રસ્તો રોકવો અથવા તેને વિઘ્નો આવે એમ કરવું એવો વિચાર અંગ્રેજોએ કર્યો. આ નીતિને અનુસરીને વેલેસ્લી પછીના ગવર્નર જનરલ મિંટોએ ઇરાન અફ્ઘાનિસ્તાન અને પંજાબના રાજાઓ પાસે પોતાના એલચી મોકલ્યા અને મિત્રતાના તહ કર્યા. આ કામમાં ઇરાન અને પંજાબમાં યશ મળ્યો. એમ કર્યાથી ફ્રેંચોથી હવે ભય નથી એમ લાગી તેનું મન શાંત થયું.

મિંટો પછી લૉર્ડ વિલીયમ બેંટિક ગવર્નર જનરલ થયો. આ વખતે નવો જ ભય ઉત્પન્ન થયો. સને ૧૮૧૫માં યુરોપે નેપોલીઅનનો પરાજય કર્યો હતો તેથી ફ્રેંચો તરફથી અંગ્રેજોને બીક ન હતી; પણ તે વખતથી રૂશીઆની સત્તા અને સામ્રાજ્યનો વિકાસ થવા લાગ્યો. રૂશીઆ કોઈ દિવસે હિંદુસ્તાન પર ચઢાઈ કરશે એમ અંગ્રેજોને ધાસ્તી લાગી. આ વખતે રૂશીઆએ પોતાનો એક એલચી રણજીતસિંગ તરફ મોકલી તેની સાથે સંધિ કરવાનો પ્રયત્ન કર્યો. તેમજ ઇ. સ. ૧૮૨૮માં ઇરાનના શાહ જોડે પણ રૂશીઆએ દોસ્તીનો તહ કર્યો. બન્નેએ મળીને અફ્ઘાનીસ્તાન પર હુમલો કરી હિંદ પર સ્વારી કરવી એમ તેમનો વિચાર હતો. આ વાતની

ખબર પડતાં અંગ્રેજો ભયમાં પડ્યા તેથી બેંટિકે રણજીતસિંગ સાથે ફરી તહ કરી પહેલાંનો તહ કાયમ કર્યો.

બેંટિક પછી ઑકલૅંડ ગવર્નર જનરલની જગ્યાએ આવ્યો. આ વખતે રૂશીઆની સરહદ અફઘાનીસ્તાન અને ઇરાનની સરહદ સાથે જોડાઈ ગઈ હતી. ઇરાન અને રૂશીઆ વચ્ચે સારા સંબંધ હતા. આ વખતે રૂશીઆનો કટ્ટો દુશ્મન લૉર્ડ પામર્સ્ટન ઈંગ્લેંડનો પરરાષ્ટ્રીય મંત્રી હતો. રૂશીઆનો બધે ઠેકાણે પરાજય કરવાનો તેનો વિચાર હતો. અફઘાનીસ્તાન, ઇરાન, પંજાબ અને સિંધમાં જઈ ત્યાંના રાજાઓ સાથે મિત્રતા બાંધી રૂશીઆને હરકત કરવી; બનતા સુધી અફઘાનીસ્તાન, પંજાબ, સિંધ વગેરેને એક તટસ્થ ( Buffer-state–બે વિરોધી દેશની વચ્ચેનો બલહીન દેશ ) સંસ્થાનનું સ્વરૂપ આપવું એ ધોરણ તેણે જાહેર કર્યું. ઑકલૅંડ પામર્સ્ટનના મત બહાર જાય તેવો નહતો. તેણે પામર્સ્ટનના હુકમ પ્રમાણે ચાલવાનું ઠરાવ્યું. ઇરાન રૂશિઆની સાથે હતું તેથી તેની સાથે તહ કરવો અશક્ય હતું પંજાબ સાથે પહેલાંનો તહ કાયમ હતો તેથી અંગ્રેજોએ અફઘાનીસ્તાન તરફ પોતાની નજર ફેરવી. અંગ્રેજો માફક, ઇરાનનો શાહ પંજાબનો રણજીતસિંગ અને રૂશીઆના ઝારે પણ અફઘાનીસ્તાન સંબંધી પોતાના દાવ ખેલવાના હતા.

( **for further answer, see Q. 106.** )

**Q. 106. Describe the circumstances that led to the first Afghan War and the policy adopted by the English towards that country.**

ઉ:—ઉપર જણાવેલી સ્થિતિ હતી ત્યારે અફઘાનિસ્તાનમાં જરાપણ શાંતિ ન હતી. અફઘાનીસ્તાનના અમીર ઝમાનશાહે તેના વજીર ફતેખાને પદભ્રષ્ટ કરી ગાદી પચાવી પડ્યો; તેથી ઝમાનશાહ અને તેના ભાઈ શાહશુજાએ રણજીતસિંગની મદદથી ગાદી ફરી મેળવવાનો પ્રયત્ન કરી જોયો; પરંતુ તેઓ ફાવ્યા નહીં. વચમાં થોડો વખત દોસ્તમહંમદ અફઘાનીસ્તાનનો અમીર બન્યો. પછી દોસ્ત મહમદ પાસે ઑકલૅંડે બર્નીસને એલચી તરીકે મોકલ્યો. એ જ અરસામાં રૂશીઆએ પણ પોતાનો એલચી

દોસ્તમહમદ પાસે મોકલ્યો હતો. ખરૂં જોતાં દોસ્ત મહમદને અંગ્રેજો માટે સારો ભાવ હતો. કારણ કે તેમની મદદ વડે રણુજીતસિંગે જીતેલો પેશાવર પ્રાંત તેને પાછો મેળવવાનો હતો. તેથી તે પ્રાંત તેને અંગ્રેજો પાછો મેળવી આપે તો તેમની સાથે દોસ્તી કરવા દોસ્ત મહમદ તૈયાર હતો. પણ પેશાવર પ્રાંત મેળવી આપવો એટલે મહાન રણુજીતસિંગ સાથે વેર કરવા જેવું હતું. અંગ્રેજો તેમ કરવા ખુશી ન હતા તેથી કરેલો તહ મુલતવી રહ્યો. પોતાનું કહેવું દોસ્ત મહમદને પસંદ નથી માટે તે રૂશીઆને વશ છે એવો અંગ્રેજોને વહેમ આવ્યો. વચ્ચે માત્ર ધાર્યા પ્રમાણે ઈરાનના શાહે રૂશીઆની સહાયતાથી અફઘાનીસ્તાન પર હુમલો કરી હેરાતના કિલ્લાને ઘેરો ઘાલ્યો. (૧૮૩૭). તેથી ઇંગ્લૅંડના મંત્રિમંડળે દોસ્ત મહમદને ઉઠાડી શાહશુજાને ગાદી પર બેસાડવાનો વિચાર કર્યો. તેમજ ઈરાનના શાહને ભય બતાવવા માટે અંગ્રેજી લશ્કર ઈરાનના અખાતમાં રવાના કર્યું.

ઇંગ્લૅંડના આ ચઢાઇના ધોરણુ મુજબ ઑકલૅંડે વર્તન કરવાનું ઠરાવ્યું. તરત જ તેણે ૧૮૩૭માં ત્રણુનો–(રણુજીતસિંગ, શાહશુજા અને અંગ્રેજો) સંઘ બનાવ્યો. શાહશુજા ગાદી પર બેઠા પછી તેણે રૂશીઆનો અટકાવ કરવો, કાબુલમાં અંગ્રેજ વકીલ રાખી તેની મસલતથી દેશાંતર નીતિ આંકવી તથા અંગ્રેજ અને રણુજીતસિંગને તેણે મદદ કરવી એવી શરતો તહનામામાં કરી. ઠર્યા મુજબ શાહશુજાને સૈન્યની મદદ આપી સિંધ–ક્વેટા કંદહારને રસ્તે અફઘાનીસ્તાનમાં પહોંચાડી ગાદીએ બેસાડયો. ઈ. સ. ૧૮૩૯. એક વર્ષ પહેલાં જ ઈરાનના શાહે હેરાતનો ઘેરો ઉઠાવ્યો હતો. દોસ્ત મહમદ અફઘાનીસ્તાનમાંથી નાસી ગયાથી શાહશુજાને અમીર તરીકે જાહેર કરવામાં આવ્યો. થોડા વખત પછી દોસ્ત મહમદ અંગ્રેજોને સ્વાધીન થયો. એમ છતાં શાહશુજાનો અમલ કાયમ થયો નહીં. અફઘાનીસ્તાનમાં થોડું અંગ્રેજ લશ્કર રાખવામાં આવ્યું. તે સૈન્ય બૈરાંછોકરાં સાથે આનંદમાં રહેવા લાગ્યું.

શાહશુજા અફઘાનોને જરાપણુ ગમતો નહીં. તેમાં તે અંગ્રેજોનો સાથી હોવાથી અફઘાનો તેનો દ્વેષ કરવા લાગ્યા અને તેમણે અંગ્રેજો સામે બંડ કર્યું. બંડખોરોનો આગેવાન દોસ્ત મહંમદનો દીકરો અકબરખાન અંગ્રેજોને ઘાસ દાણા મળવા દેતો નહીં. બંડખોરોએ અંગ્રેજના વકીલ

બર્નાસનું ખૂન કર્યું. આવી સ્થિતિ ઓળખી મેકનૉટને અકબરખાન સાથે સલાહનું કહેણુ મોકલ્યું પણ તેનું પણ ખૂન થયું. અફઘાનીસ્તાનમાંથી પાછા જતા અંગ્રેજી લશ્કરને ખીણોમાં રોકી તેનો પૂરો નાશ કર્યો આ ફજેતીની ખબર આપવા ડૉ. બ્રાયડન જલાલાબાદ પહોંચ્યો. ઑકલંડને આ વાતની ખબર મળતાં જ તે હિંમત હારી ઇંગ્લંડ જતો રહ્યો. તેની જગ્યાએ લૉર્ડ એલનબરો ગવર્નર જનરલ થયો.

એલનબરોએ તરત જ અફઘાનીસ્તાનમાંના અંગ્રેજ સ્ત્રી તથા બાળકોને છોડાવવા તથા ગએલી આબરૂ પાછી મેળવવા જનરલ પોલક અને નૉટને રવાના કર્યા. વચમાં શાહશુજાનું ખૂન થયાથી અંગ્રેજોને પણ અફઘાનીસ્તાન માટે પ્રેમ ન હતો. તેથી અંગ્રેજ લશ્કરે કંદહાર, કાબુલ વગેરે શહેરો કબજે કરી, બૈરાંછોકરાંને છોડાવી હિંદુસ્થાન તરફ કૂચ કરી. એલનબરોએ પણ દોસ્ત મહમદને છોડી દીધો અને અફઘાનીસ્તાનની અંતસ્થ બાબતોમાં ભાગ લેવો નહીં એવું જાહેર કર્યું. અફઘાનીસ્તાની ભાંજગડોને મધ્યપૂર્વનો પ્રશ્ન ( Middle East Question ) એમ કહે છે.

**107. Describe the policy of Lord Aucland and Lord Ellenborough towards Afghanistan.**

ઉ:—( આ પ્રશ્નનો જવાબ ઉપરના પ્રશ્નમાં જુઓ )

**Q. 108 Trace the rise and growth of the Sikh power. What was the contribution of Ranjit Singh towards it ?**

ઉ:—પંદરમાં સૈકામાં હિંદુ તથા મુસલમાન વચ્ચેની દુશ્મનાવટ દૂર કરવાના ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા. રામાનંદ કબીર વગેરે સંતોએ રામ અને રહીમ એ એક જ છે એવો લોકોને ઉપદેશ કરી 'પરમેશ્વર એક જ છે' એવો પણ ઉપદેશ કર્યો. તે પછી નાનકે પણ તે જ કામ કર્યું. નાનકનો જન્મ સને ૧૪૬૯માં લાહોરમાં થયો હતો. એકેશ્વરી પંથના તત્ત્વોનો ઉપદેશ કરવાને તે પંજાબમાં ફરવા લાગ્યો. તેના પંથમાં સામેલ થનારા શીખ (ચેલા) કહેવાતા. આ ઉપરથી તેના પંથના લોકોને શીખ નામ મળ્યું અને તેના ધર્મને શીખ ધર્મ એમ લોકો કહેવા લાગ્યા. મૂર્તિપૂજા, ગોવધ,

ધર્મનો જુલમ વગેરે ન કરવું એમ તે લોકોને કહેતો. તેના ધર્મમાં જાતિ-ભેદના સિદ્ધાંતો ન હતા તેથી શરૂઆતથી જ તકરારોનું બીજ નાશ પામ્યાથી તેના ધર્મનો એકદમ ફેલાવો થયો.

શિખ લોકોને મુસલમાનો તરફથી કાંઈ શરૂઆતમાં ખલેલ પહોંચી નહીં; પણ જહાંગીરના વખતથી તેઓ શીખોની દુશ્મનાવટ કરવા લાગ્યા. તે વખતે શીખોનું ધર્મમંદિર-સુવર્ણમંદિર બંધાવનારા તેમના ગુરૂ અર્જુનસિંગને ઠાર મારવામાં આવ્યા. આથી શીખ બાદશાહના દુશ્મન બન્યા. ઔરંગઝેબે તેમના પર હાથયાર ચલાવી તેમના ગુરૂ તેજબહાદુરને મારી નાંખ્યા. આ પ્રમાણે મુસલમાનો તરફથી ત્રાસ પહોંચવાથી શીખોએ પોતાની શાંતિ છોડી દઈ ધર્મનું રક્ષણ કરવા માટે લશ્કરી સ્વરૂપ ધારણ કર્યું. તેમના લશ્કરનું ખાલસા નામ હતું. ઔરંગઝેબ પછીના બહાદુરશાહે તેમના પર જુલમ ગુજારી તેમના ધર્મગુરૂને ક્રૂરતાથી મારી નાખ્યા. મોગલાઈની પડતી દશામાં શીખોએ ફરી જોર કર્યું અને તેમની જુદી જુદી ટોળીઓએ પંજાબ અને કાશ્મીરમાં વસતી કરી નાના નાના ૧૨ સંસ્થાનો સ્થાપન કર્યાં. આ સંસ્થાનોને મિસલ કહેવામાં આવતાં.

આ સંસ્થાનો સ્થાપન કરનારા શીખ સરદારોમાં મહાનસિંગ નામનો એક કર્તૃત્વવાન સરદાર હતો. તેણે આ બાર સંસ્થાનોનો એક સંઘ બનાવવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં તે ફાવ્યો નહીં. તેની અતૃપ્ત ઇચ્છા તેના પુત્ર રણજીતસિંગે તૃપ્ત કરી. રણજીતસિંગે કદી યુક્તિથી, તો કદી જબરજસ્તીથી સતલજની ઉત્તર તરફના ઘણાખરા સંસ્થાનો એક કરી પંજાબમાં શીખોનું જોર વધાર્યું; પછી તે શીખોનો રાજા થયો. આટલું કરી તે થોભ્યો નહીં. સતલજ નદી પાર પૂર્વ તરફ પણ આપણી સત્તા હોવી જોઇએ એમ વિચારી તેણે નભા અને પતીઆળાના રાજ્યો પર આક્રમણ કર્યું; પણ ત્યાંના રાજાઓએ અંગ્રેજોની મદદ માંગ્યાથી તે નાઇલાજ થયો. અંગ્રેજો સાથે વેર બાંધવું નહી એ દૃષ્ટિથી જ તેણે તે પ્રસંગ ચતુરાઇથી ટાળી દીધો. છેવટે અમૃતસર મુકામે અંગ્રેજોએ તેની જોડે તહ કરી સતલજ સુધી તેના રાજ્યની હદ ઠરાવવામાં આવી અને તેથી રણજી-

તસિંગે મરતાં સુધી અંગ્રેજો સાથે વિરોધ કર્યો નહીં. આનું કારણ એટલું જ કે તેઓ એક બીજાનું સામર્થ્ય ઓળખતા હતા. અફઘાનીસ્તાનમાં બંડ થયું ત્યારે શાહસુજાનો પક્ષ લઈ તેને ગાદીએ બેસાડવાનો તેણે પ્રયત્ન કર્યો પણ તેમાં તેને યશ મળ્યો નહીં. માત્ર આ ભાજગડમાં તેણે શાહસુજાનો પેશાવર પ્રાંત હાથ કરી લીધો.

રણજીતસિંગની લશ્કરી વ્યવસ્થા સારી હતી. પોતાની નોકરીમાં ફ્રેંચ અમલદારો રાખી તેણે પોતાના સૈન્યને કવાયતી બનાવ્યું હતી. તેનું તોપખાનું પણ સારૂં હતું. આ સૈન્યના બળે તેણે પંજાબ પ્રાંત કબજે કરી રાજ્યવિસ્તાર કર્યો. પોતાના રાજ્યને દૃઢ કર્યું. પોતાના ચાતુર્યની અને મુત્સદ્દીપણાની છાપ તેણે અંગ્રેજો પર પાડી હતી. તેની હયાતીમાં અંગ્રેજો તેને કદી દુભવતા નહીં. તે ઇ. સ. ૧૮૩૯માં મરણ પામ્યો.

**Q. 109. Describe very briefly the administration of Lord Dalhousie.**

ઉ:—હિંદુસ્તાનમાં જે ગવર્નર જનરલ થઈ ગયા અને જેમણે બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર કર્યો તેઓમાં લૉર્ડ ડેલહૌસીનું નામ આગળ પડતું છે. તેના નીચેનાં કામો મહત્ત્વનાં છેઃ (अ) યુદ્ધો. (आ) રાજ્યો ખાલસા કરવાં અને (इ) જનહિતનાં કામો કરવા.

**अ. યુદ્ધો:**—(૧) લૉર્ડ હાર્ડીન્જની કારકીર્દિમાં શીખ લોકો સાથે અંગ્રેજોને યુદ્ધ થયું હતું. લૉરેન્સ, રાણીને પંજાબનો રાજ્યકારભાર ચલાવવામાં મદદ કરતો હતો. તેણે મુલતાનના સુબા મૂળરાજ પાસે હિસાબ માંગ્યો પણ તેણે તે ન આપતાં પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું. અને તરત જ તેણે અંગ્રેજો સામે યુદ્ધ જાહેર કર્યું અને અંગ્રેજોના નવા સુબાનું ખૂન કર્યું. તેથી અંગ્રેજોએ યુદ્ધ શરૂ કરી એડવર્ડ તથા સર હ્યુગોને પંજાબમાં મોકલ્યા. પરંતુ શીખ લોકોએ તેમનો રામનગર, ચિલીયનવાલા વગેરે ઠેકાણે પરાજય કર્યો. સર હ્યુગોએ છેવટે શીખોનો ગુજરાતની લડાઈમાં પરાજય કર્યો તેથી ડેલહૌસીએ પંજાબ પ્રાંત ખાલસા કર્યો અને લૉરેન્સ ભાઈઓને પંજાબની વ્યવસ્થા માટે નીમ્યા. તેમણે ત્યાં સારી વ્યવસ્થા કરી બધે ઠેકાણે શાંતિ સ્થાપિત કરી લોકોને ખૂશ

કર્યાં. (૨) અંગ્રેજ રેસીડન્ટનું અપમાન કરી બ્રહ્મી લોકોએ તેને કાઢી મૂક્યો. બન્ને વચ્ચે દ્વેષ વધી જઈ અંગ્રેજ વેપારીઓનું બ્રહ્મી લોકોએ ખૂન કર્યું તેથી યુદ્ધ જાહેર થયું. બ્રહ્મી લોકો હાર્યા અને દેલહૌસીએ તેમનો મુલક ખાલસા કર્યો.

**આ. ખાલસા કરેલા રાજ્યો:**—દેલહૌસીએ અંગ્રેજી રાજ્યનો વિસ્તાર કરવાનું ઠરાવીને ગમે તે કારણ બતાવી રાજ્યો ખાલસા કર્યાં. અંગ્રેજોનો મુલક છુટોછવાયો હતો તેથી આગગાડી, તાર વગેરે ઉપયોગી સુધારા દાખલ કરવા હરકત પડશે એમ તેને લાગ્યું. તેથી વચ્ચે આવનારા સંસ્થાનો ખાલસા કર્યાથી પોતાના સુધારા બીનહરકતે દાખલ કરાશે એમ લાગ્યાથી તેણે ઘણા રાજ્યો ખાલસા કર્યાં. એમ કરવામાં તેણે નીચેના ઉપાયો યોજયા. (૧) **દત્તક વિધાનનો પ્રશ્ન** (Doctrine of Lapse):—હિંદુધર્મ પ્રમાણે ઔરસ પુત્ર ન હોય તો દત્તક લેવાની પરવાનગી હતી. પણ લૉર્ડ દેલહૌસીએ એવું જાહેર કર્યું કે સંસ્થાનિકોને દત્તક લેવો હોય તો તેમણે તે જરૂર લેવો પણ એવા દત્તકને માત્ર ખાનગી મિલકત જ મળશે. રાજ્ય માટે તે હકદાર ગણાશે નહીં. રાજ્ય મેળવવાની ઈચ્છા હોય તો દત્તક લેનાર સંસ્થાનિકે સાર્વભૌમ રાજાની—અંગ્રેજોની પરવાનગી લેવી એટલે સંસ્થાનિકોના બધા અધિકાર તેને મળશે. માત્ર એવી મંજુરી આપવી કે નહીં તે સાર્વભૌમ સત્તાની મરજીની વાત છે. એવા રીતે આ પ્રશ્નનો નિકાલ એક બાજુથી કરી તેણે સતારા, ઝાંસી, સંબલપુર વગેરે સંસ્થાનોના દત્તકવિધાનો નામંજૂર કરી ખાલસા કર્યા. (૨) દત્તક વિધાનની માફક જ એકાદ રાજા અપુત્ર મરણ પામે તો તેનું રાજ્ય બીનવારસ સમજી દેલહૌસીએ ખાલસા કર્યું. આવા રાજ્યોમાં આર્કટ, તંજાવર, નાગપુર વગેરે હતાં. (૩) અંતસ્થ વ્યવસ્થા સારી નથી એ બહાને તેણે અયોધ્યા, સિકીમ, ખૈરપુર વગેરે રાજ્યો ખાલસા કર્યાં. (૪) તે સિવાય તેણે બીજા બાજીરાવના પુત્ર નાના સાહેબને આઠ લાખની આસામી આપવાની ના પાડી. લશ્કરનો ખર્ચ બાકી હતો તેથી નિઝામનો વરાડ પ્રાંત પોતાના રાજ્ય સાથે જોડી દીધો.

**લોકહિતનાં કામો:**—(૧) હિંદના લોકોનું હિત કરવા માટે તેણે P. W. D. ખાતું શરૂ કર્યું અને ગંગા નદીની નહેર ખોદાવી તથા દિલ્હીથી લાહોર સુધી મોટી સડક બંધાવી. (૨) વેપાર અને બીજા ફાયદા માટે તેણે આગગાડી શરૂ કરી. (૩) પોસ્ટ ખાતું સુધારી અડધા આનામાં હિંદુસ્તાનના ગમે તે ભાગમાં કાગળ મોકલવાની યોજના કરી. (૪) તારયંત્રની ગોઠવણ કરી. (૫) ૧૮૫૪ના વુડના લખાણ મુજબ સ્વતંત્ર કેળવણીખાતું સ્થાપી શિક્ષણનો પ્રચાર કરવાને શાળાઓમાં સંખ્યાનો વધારો કર્યો. ગ્રૅંટ આપવાની પદ્ધતિ પણ તેણે જ શરૂ કરી. (૬) કારોબારી કાઉન્સીલના સભાસદોને એક એક ખાતું સોંપીને તેણે ખાતાની પદ્ધતિ અમલમાં મૂકી. (૭) પહેલાં, ગવર્નર જનરલ બંગાળાની વ્યવસ્થા જોતો આથી તેના પર વધારે ભાર પડતો. તેનું કામ ઓછું કરવા માટે તેણે બંગાળા માટે સ્વતંત્ર લેફ્ટેનન્ટ ગવર્નરની નિમણુક કરી. (૮) હિંદુસ્તાનના લાયક માણસોને (જો તેઓ સીવીલ સરવીસની પરીક્ષા પાસ કરે તો) મોટા હોદ્દાઓની જગ્યાઓ આપવાની તેણે શરૂઆત કરી.

**Q. 110. Describe the reforms of Lord Dalhousie.**

ઉ:—See Q. 109.

**Q. 111. State very briefly the causes and the effects of the Indian Mutiny (1857).**

ઉ:—હિંદમાં ૧૮૫૭માં જે બંડ થયું તેનાં જુદા જુદા કારણો છે. (૧) રાજકિય. (૨) સામાજિક અને ધાર્મિક. (૩) લશ્કર. પહેલાં આપણે રાજકિય કારણો વિષે વિચાર કરીશું. (૧) **રાજકિય:**—દેલહૌસી પછી લોકોના મનમાં વહેમ પેસી ગયો હતો. તેણે કરેલા સુધારા આપણા લાભ માટે નથી પણ અંગ્રેજોની જુલમી સત્તા કાયમને માટે ટકાવવાના પ્રયત્ન છે, એમ બધાએ ધાર્યું. હિંદુ લોકોની પ્રાચીન પરંપરા ડુબાવી બધે ઠેકાણે યુરોપીઅન વાતાવરણ ફેલાવવા દેલહૌસીએ પોસ્ટ, આગગાડી, તારયંત્ર વગેરે સુધારા દાખલ કર્યા એમ હિંદી લોકોને લાગ્યું. દેલહૌસીની રાજ્યો

ખાલસા કરવાની નીતિથી તો લોકોના મનમાં તેને વિષે દ્વેષ પેઠો. તેમ જ અયોધ્યાના જમીનદારોના હક કાઢી લીધાથી તેઓ અસંતુષ્ટ થતા. તેણે બહાદુરશાહને દિલ્હી છોડી જવા કહ્યું એથી તો પરમાવધિ થઈ. એવી રીતે ડેલહૌસીના કૃત્યોથી રાજા, રજવાડા, જમીનદાર અને સામાન્ય લોકોના મનમાં અંગ્રેજો માટે ખરાબ ભાવના થઈ અને ચોમેર અસંતોષના વાદળ છવાયાં. (૨) **સામાજિક અને ધાર્મિક:**—ઉપર કહ્યા પ્રમાણે લોકોની અંગ્રેજો માટે ખોટી સમજ થયાથી લોકોને અંગ્રેજોએ કરેલા સુધારા તરફ અણગમો ઉત્પન્ન થયો. આ જ અરસામાં પાદરી લોકો હિંદુસ્તાનમાં ધમાલ મચાવી રહ્યા હતા. તેથી લોકોને લાગ્યું કે અંગ્રેજો બધા લોકોને ખ્રિસ્તી કરવા ધારે છે. ડેલહૌસીએ વિધવાઓને ફરી પરણવાની છૂટ આપી હતી તેથી હિંદુ લોકોને લાગ્યું કે અંગ્રેજો આપણા ધર્મમાં વિના કારણ દખલગીરી કરે છે. પ્લાસીની લડાઈ પછી અંગ્રેજોનું રાજ્ય સો વરસ ટકશે એવી કલ્પના લોકોના મનમાં આવી અને હવે અંગ્રેજોનો ૧૮૫૬માં નાશ થશે એવું તેઓ ધારવા લાગ્યા. એવી રીતે હિંદુ અને મુસલમાન સમાજમાં અંગ્રેજો વિરુદ્ધ લાગણી ફેલાઈ. (૩) **લશ્કર સંબંધી:**—બંડનું ખરૂં કારણ સિપાઈના મનમાં પેઠેલો અસંતોષ હતો. હિંદુસ્તાન અંગ્રેજોના તાબામાં આવ્યાથી દેશી સિપાઈઓનું નોકરીનું ક્ષેત્ર વધ્યું. કેટલીક વાર તેઓને હિંદુસ્તાનની બહાર પણ મોકલતા તેથી અંગ્રેજોનો વિચાર બધાને ખ્રિસ્તી બનાવવાનો છે એમ તેમના મનમાં વહેમ પેઠો. તેમને ગમે તે ઠેકણે મોકલતા પણ પહેલાંની માફક ભથ્થુ આપતા નહીં. શિવાય ગમે તેટલી વફાદારીથી નોકરી કરે તો પણ મોટી જગ્યાઓ આપણને મળવાની નથી એવી સિપાઈઓની ખાત્રી થઈ હતી. સૈન્યભરતીના નિયમમાં ફેરફાર કરી સૈન્યમાં દાખલ થનારા કેટલાક લોકો પર જુલમી નિયમનું બંધન નાંખતા. આ અને બીજા અનેક કારણોથી સિપાઈઓના મન અસ્વસ્થ હતાં.

એવા કારણોની પરંપરા પૈકી એક તાત્કાલિક કારણ પણ બન્યું. આ વખતે સિપાઈઓને નવી જાતની બંદુકો વાપરવા માટે આપી હતી. તેને માટે કારતુસો વાપરવા પડતા. તે કારતુસો પરનો કાગળ દાંતે ફાડવા કરતાં

દાંત વડે ફાડવું વધારે સુગમ પડતું તેથી સિપાઈઓ તેમ જ કરતા. પણ તેને ડુક્કર અને ગાયની ચરબી લગાડવામાં આવે છે એવી તેમને સમજ થતાં વાર જ તેમને લાગ્યું કે આપણે ધર્મભ્રષ્ટ થઈએ છીએ અને સરકારે આ યોજના જાણી જોઈને કરેલી છે એમ સમજી સિપાઈઓએ બંડ શરૂ કરી ઠેકઠેકાણે ધમાલ મચાવી દીધી.

આ બંડનું તાત્કાલિક પરિણામ એ થયું કે કંપની સરકારના હાથમાંથી હિંદુસ્તાનનો કારભાર કાઢી લઈ, રાણી સરકારે તે હાથમાં લીધો (૧૮૫૮). ડાયરેકટરોનું મંડળ, ભાગીદારોનું મંડળ વગેરે મંડળ કાઢી નાંખી તે સાલના ધારા મુજબ તેમના કામો ભારતમંત્રીને સોંપવામાં આવ્યા. તે જ વરસે રાણીએ એક જાહેરનામું કાઢીને "હિંદી સંસ્થાનોના હક્ક કાયમ રહેશે, ધાર્મિક બાબતોમાં દખલગીરી કરવામાં નહીં આવે, જાતીધર્મ વગેરે ધ્યાનમાં ન લેતાં લાયકાત પ્રમાણે બધાને સરકારી નોકરી આપવામાં આવશે, દત્તક વારસો પણ રાજ્ય અને આસામીને લાયક ગણાશે અને બંડમાં સામેલ થએલાને પણ માફી મળશે" એવું વચન આપ્યું. તે જાહેરનામું તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ કૅનીંગે દિલ્હીમાં મોટા દરબાર ભરી લોકોને વાંચી બતાવ્યું.

**Q. 112. Describe the administration of Lord Lytton.**

ઉ:—લૉર્ડ લીટન ૧૮૭૬થી ૧૮૮૦ સુધી વૉઇસરૉય હતો. સને ૧૮૭૬માં દિલ્હીમાં એક મોટા દરબાર ભરાવી ઇંગ્લૅંડની રાણી હિંદની સમ્રાજ્ઞી થયાનું તેણે જાહેર કર્યું. આ જ વખતે હિંદમાં ઠેકઠેકાણે દુકાળ પડયાથી દુષ્કાળ નિવારણના કામો શરૂ થયાં. દુકાળથી પીડાતા લોકોને અનાજ બને તેટલું પુરૂં પાડવા તેણે બને તેટલું દ્રવ્ય ખરચ્યું. આટલું કર્યા છતાં પણ કાંઇ વળ્યું નહીં તેથી તેણે એક દુષ્કાળ કમીશન નીમી તેના રિપોર્ટ પ્રમાણે ઘણા સુધારા ઘડયા.

લીટને જમાબંદી ખાતામાં ઘણા સુધારા કર્યા. (૧) હિંદુસ્તાનમાં મીઠાનો કર બધા પ્રાંતોમાં સરખો ન હતો તેથી તેણે બધે ઠેકાણે સરખો કરી તેનું પ્રમાણ મણે ૨ાા રૂપીઆ રાખ્યું. (૨) હિંદુસ્તાનના લોકોના

વિરોધને ન ગણકારતાં અને મેન્ચેસ્ટરના લોકોના લાભ માટે તેણે કપાસ પરની ૫ ટકા જકાત કાઢી નાંખી. (૩) લૉર્ડ મેયોનું જમાબંદીની વિભાગણીનું ધોરણ ઉપાડી લઈ પ્રાંતોને તેમની ઉપજનો થોડો ભાગ રાખવાની પરવાનગી આપી.

તેણે લોકોને અપ્રિય એવું કૃત્ય કર્યું હોય તો તે '**વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ**' પાસ કર્યો એ જ છે. આ વખતે યુરોપમાં રૂશીઆ અને તુર્કસ્તાન વચ્ચે યુદ્ધ ચાલુ હતું. તે હિંદી વર્તમાનપત્રોના અધિપતિઓએ બ્રિટિશોના ધોરણ સામે નિષેધ દર્શાવી રૂશીઅન લોકોના પરાક્રમનું વર્ણન કર્યું. આ વાત ન ગમવાથી તેણે આ કાયદો પસાર કર્યો. તે કાયદાથી મેજીસ્ટ્રેટને ઘણા અધિકાર આપી એમ નક્કી કરવામાં આવ્યું કે કોઇપણ દેશી અધિપતિએ એક બીજી જાત વચ્ચે અસંતોષ ફેલાય એવી હકીકત છાપવી નહીં. તેણે એક બૉંડ મેજીસ્ટ્રેટને લખી આપવો અગર તો હકીકતના પ્રુફો સરકારી અમલદારને બતાવી જો તે પાસ કરે તો જ છપાવવા. આ કાયદાથી લીટન અપ્રિય થઈ પડ્યો.

**બીજું અફઘાન યુદ્ધ:**—કારણો:–લીટનની કારકીર્દિનો મહત્ત્વનો બનાવ બીજું અફઘાન યુદ્ધ છે. ચઢાઇનું ધોરણ સ્વીકારી તે દેશના આંતરિક કારભારમાં દખલ કરવાનો અધિકાર મળે અને આપણો રેસીડેંટ ત્યાં રહે એવી તેની ઇચ્છા હતી. આનું કારણ રૂશીઆ તરફનો ભય પણ હોઇ શકે. તેથી હિંદુસ્તાનમાં આવતાંની સાથે તેણે શેરઅલ્લી અમીરને કહેવડાવ્યું કે અમે અમારો વકીલ અફઘાનિસ્તાનમાં રાખવાના છીએ. અમીરે જવાબ આપ્યો કે વકીલ અફઘાનિસ્તાનમાં રહે તો હરકત નથી પણ હું તેના જીવનો જોખમદાર નથી તેમ જ રૂશીઅન વકીલને પણ હું કાઢી મૂકવા માંગતો નથી. આ જવાબથી લીટનના મનનું સમાધાન થયું નહીં. અમીરે આપણું અપમાન કર્યું એમ તે કહેવા લાગ્યો. વચલા કામમાં અંગ્રેજોએ બલુચીસ્તાનના અમીર પાસેથી ક્વેટા પોતાના તાબામાં લીધું, તેથી આ બાબતમાં કાંઇ પણ વિપરિત છે એમ અમીરને લાગ્યું.

આવી એકંદર પરિસ્થિતિ હતી ત્યારે પેશાવરમાં એક મોટો દરબાર ભરી લીટને અમીરના વકીલની મુલાકાત લીધી અને અંગ્રેજ રેસીડેન્ટ

અફ્ઘાનિસ્તાનમાં રાખવાનું કહ્યું; પણ તે વકીલે તેમ કરવાની સાફ ના પાડી. તે જ વખતે યાકુબખાનને ગાદી પર બેસાડવાના છે એવી ખબર તેને કાને આવી તેથી અમીરે રૂશીઅન વકીલને દરબારમાં રાખી અંગ્રેજ વકીલ રાખવાની સાફ ના પાડી. આથી અમીરે આપણું અપમાન કર્યું એમ ધારી એક શિષ્ટમંડળ અમીરને ત્યાં રવાના કર્યું; પરંતુ અમીરે તે મંડળને પોતાની હદમાં પેસવા દીધું નહીં. તેથી તરવારના બળે પોતાનો વકીલ અમીરના દરબારમાં રાખવાનું વિચારી તેણે બીજું અફ્ઘાન યુદ્ધ શરૂ કર્યું શેરઅલ્લીનો પરાજય થયો અને અંગ્રેજોએ યાકુબખાનને અમીર બનાવી તેની સાથે ગુંડમુખ નજીક તહ કર્યો. તે તહ પ્રમાણે અંગ્રેજ વકીલને પોતાના દરબારમાં રાખવો અને પરરાષ્ટ્રીય રાજનીતિ અંગ્રેજોના કહેવા પ્રમાણે આંકવી એવી શરતો કરાવી એ શરતો પ્રમાણે કેવેગ્નારીને, અંગ્રેજોએ પોતાના વકીલ તરીકે અમીરના દરબારમાં મોકલ્યો. પણ થોડા દિવસ પછી તેનું ખૂન થયું અને યુદ્ધની શરૂઆત થઈ. આ યુદ્ધ ચાલુ હતું તે જ વખતે લીટને પોતાના હોદ્દાનું રાજીનામું આપી વિલાયત તરફ પ્રયાણ કર્યું.

**Q. 113. Describe the part played by Wellesley, the Marquis of Hasting and Dalhousie in establishing the British as the Paramount power in India.**

ઉ:—See Q. Nos. 102, 103 and 109.

**Q. 114. Review the administration of Lord Ripon.**

ઉ:—લૉર્ડ લીટન પછી લૉર્ડ રીપન હિંદુસ્તાનનો વાઈસરૉય થયો. હિંદુસ્તાનમાં આવતાં જ તેણે ચઢાઈનું ધોરણ બાજુએ મૂકી શાંતિનું ધોરણ સ્વીકાર્યું તેણે અબ્દુલ રહેમાનને અફ્ઘાનિસ્તાનના અમીર તરીકે કબૂલ રાખી બ્રિટિશ લશ્કર પાછું બોલાવી લીધું આ પ્રમાણે જબરજસ્તીથી રેસીડૅંટ રાખવાનો અંગ્રેજોનો પ્રયત્ન નિષ્ફળ નિવડ્યો. પછી રીપને હિંદુ-

સ્તાનના સુધારા તરફ ધ્યાન આપવાનું શરૂ કર્યું. (અ) આર્થિક સુધારાઃ– પ્રથમ તેણે મીઠાની જકાત બદલીને તે મણે બે રૂપીયા કરી. આથી તે લોકપ્રિય થયો. કપાસની નિર્યાત જકાત તેણે કાઢી નાંખી. ઇ. સ. ૧૮૮૨માં તેણે જમાબંદી ખાતામાં સુધારા કરી ખાતા વિભાગની (System of divided heads) શરૂ કરી. આ પદ્ધતિ પ્રમાણે જંગલખાતું, આબકારી કોર્ટની ટિકીટો વગેરેથી થતું ઉત્પન્ન, મધ્યવર્તી અને પ્રાંતિક સરકાર વચ્ચે વહેંચી લેવું; અને અફીણ, મીઠું, વગેરે ખાતાં હિંદુસ્તાન સરકારને સોંપવાનું તેણે નક્કી કર્યું. (આ) પરચુરણ બાબતોઃ (૧) પ્રાથમિક અને ઉચ્ચ કેળવણીની બાબતમાં સુધારા કરવા માટે તેણે એક કમીશન નીમ્યું તેને હંટર કમીશન કહે છે. તે કમીશનની શિફારસથી તેણે કેળવણીને લગતાં કેટલાક સુધારા દાખલ કર્યા. (૨) લૉર્ડ લીટનનો વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ તેણે રદ કર્યો. (૩) રેલ્વેનો વિસ્તાર કરવા ઉત્તેજન આપ્યું. (૪) ઇજીપ્તમાં લડવા માટે હિંદની બહાર પ્રથમ તેણે હિંદી સિપાઈઓને મોકલ્યા. આ સૈન્યે ઘણી સારી છાપ પાડી હિંદુસ્તાનનું નામ રાખ્યું. (૫) ખેતીને ઉત્તેજન આપવા માટે તેણે નહેરો ખોદાવવાનું ઠરાવ્યું તેમ જ દેશી વેપાર-ઉદ્યોગને ઉત્તેજન આપવાનું પ્રાંતિક સરકારને ફરમાવ્યું (૬) ઇ. સ. ૧૮૮૩–૮૪માં તેના પરિશ્રમથી કલકત્તામાં એક આંતરરાષ્ટ્રીય પ્રદર્શન ભરાયું હતું. (૭) બંગાળામાં જમીનદારો ખેડુતોને ત્રાસ આપતા. તે દૂર કરવાના હેતુથી તેણે 'બંગાલ ટેનન્સી ઍક્ટ' તૈયાર કર્યો અને તે પાસ થયો. (૮) કારખાનામાં છોકરાઓ પાસેથી સખત કામ લેવામાં આવતું. તેણે આ સંબંધી એક કાયદો કરી છોકરાઓ પાસેથી ફક્ત ૮ કલાક કામ કરાવવું એમ ઠરાવ્યું. (ઇ) મહત્ત્વના કામોઃ (૧) ઈલ્બર્ટ બીલઃ–યુરોપીઅન ગુન્હેગારોને શિક્ષા કરવાનો અધિકાર હિંદી ન્યાયાધીશોને ન હતો. વર્ણદ્વેષને લગતી આ વાત દૂર કરવાના હેતુથી રીપનની કારોબારી કાઉન્સીલના સભાસદ ના. ઈલ્બર્ટ નામના ગૃહસ્થે એક બીલ કાઉન્સીલમાં રજૂ કર્યું. તેનો ઉદ્દેશ એવો હતો કે યુરોપીઅન ગુન્હેગારો પર દેશી ન્યાયાધીશ કામ ચલાવી શકે. આનું પરિણામ એવું આવ્યું કે બીનસરકારી યુરોપીઅનોએ તે બીલ સામે વિરોધ કર્યો અને સુશિક્ષિત હિંદીઓએ તે

પસાર કરવા ચળવળ કરવા માંડી. છેવટે હિંદી ન્યાયાધીશો સામે યુરાપીઅન ગુન્હેગારોનો દાવો ચલાવવો પણ તે ગુન્હેગારને યુરોપીઅન બહુમતી હોય એવી જ્યૂરી માંગવાનો અધિકાર હોવો જોઈએ એમ ઠરાવી. તે બીલ પસાર થયાથી રીપનની લોકપ્રિયતા ઘણી વધી.

(૨) **સ્થાનિક સ્વરાજ્યનો કાયદો:**—રીપનની કારકીર્દિમાં સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓનો પાયો નાંખવામાં આવ્યો. આથી લોકોને રાજકીય શિક્ષણ મળશે અને લોકસત્તાક પદ્ધતિનો થોડો અંશ ભોગવવા મળશે એમ તેને લાગતું હતું. તેથી તેણે ઇ. સ. ૧૮૮૨માં આ કાયદો પસાર કર્યો. તે કાયદા પ્રમાણે સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓને સ્વતંત્રતા મળી. તેમની જવાબદારી પણ વધી આ કાયદાથી મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડ સ્થાપન થયાં અને તેમાં સરકારી અને બિનસરકારી સભાસદોનું પ્રમાણ અર્ધું રાખવામાં આવ્યું અને તેમને પોતાનો પ્રમુખ ચૂંટવાનો અધિકાર મળ્યો. (૩) લૉર્ડ બેંટિકે ખાલસા કરેલું માઇસોરનું રાજ્ય તેણે ફરી કૃષ્ણરાજ વોડીયરના દત્તક પુત્રને આપ્યું. (૪) સયાજીરાવ ગાયકવાડ લાયક ઉમરનાં થતાં તેમને બધા અધિકાર આપવામાં આવ્યા.

આ બધી કામગીરી કરીને લૉર્ડ રીપન સને ૧૮૮૦માં વિલાયત ગયો.

**Q. 115. Contrast the policies and measures of the Viceroyalties of Lord Lytton and Lord Ripon.**

ઉ:—જ્યારે ઇંગ્લાંડમાં કટ્ટો સામ્રાજ્યવાદી અને પુરાણ મતવાદી (Conservative) ડીઝરેલી મુખ્ય પ્રધાન હતો ત્યારે લૉર્ડ લીટન હિંદુસ્તાનનો વાઇસરૉય નીમાયો. ડીઝરેલીને સામ્રાજ્યનો વિસ્તાર કરવા માટે અને અફઘાનિસ્તાન સંબંધી ચઢાઈનું ધોરણ નક્કી કરવા માટે લૉર્ડ લીટનને ખાસ નિમવામાં આવ્યો હતો. લૉર્ડ લીટનની રાજનીતિ જુલમી હતી; અને તે, જેમના ઉપર રાજ્ય ચલાવવાનું છે તેમના હિતની વિશેષ દરકાર કરતો નહીં. અંગ્રેજોના હિત તરફ અને ઇંગ્લીશ સામ્રાજ્યના વિસ્તાર કરવા તરફ તે વિશેષ ધ્યાન આપતો. જ્યારે ડીઝરેલીનું પ્રધાનમંડળ પડી ભાંગ્યું ત્યારે લીટનને પણ પોતાની જગ્યાનું

રાજીનામું આપવું પડયું. નવી ચુંટણીમાં ઉદારમતવાદી ( Liberals ) ગ્લૅડસ્ટનના પક્ષનો વિજય થયો અને તે પક્ષના હાથમાં સર્વ અધિકાર આવવાથી લૉર્ડ રીપન હિંદનો વાઇસરૉય નીમાયો. રીપને લીટનની ચઢાઈનું ધોરણ અને જુલમી રાજનીતિ છોડી દઈને શાંતિનું ધોરણ સ્વીકાર્યું અને હિંદી પ્રજાના હિતાર્થે નીચે લખેલા કાયદા પસાર કર્યા. (૧) મીઠા પરનો મણે ૨॥ રૂપીઆનો કર ઘટાડી ૨ રૂપીઆ કર્યો અને એવી રીતે ગરીબોની આશિષ મેળવી. (૨) સરહદની રાજનીતિ વિરૂદ્ધ હિંદી વર્તમાનપત્રોમાં કડક ટીકા આવતી. લીટને 'વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ' પસાર કરીને હિંદી વર્તમાનપત્રો ઉપર ઘણા અંકુશ મૂક્યા હતા. તે કાયદો રદ કરીને રીપને લોકપ્રિયતા મેળવી. (૩) અફ્ઘાનિસ્તાન સંબંધી ચઢાઈનું ધોરણ સ્વીકારીને અને તે દેશના અંતરસ્થ કારભારમાં માથું મારીને તે દેશમાં તલવારના બળે રાજકીય સત્તા સ્થાપન કરવાનો લીટને પ્રયત્ન કર્યો હતો; લૉર્ડ રીપને આ નીતિને બદલે શાંતિનું ધોરણ સ્વીકાર્યું. (૪) રીપને પોતાની કારકીર્દિમાં સ્થાનિક સ્વરાજ્યનો કાયદો, ઇલ્બર્ટબીલ અને લોકોને રાજક્રિય શિક્ષણ આપવાના હેતુથી ધારા પસાર કરી લોકપ્રિયતા મેળવી. લીટને કોઈ પણ પ્રકારના એવાં કામો કર્યાં નહી અને તેથી હિંદી પ્રજા તેના પર નારાજ હતી. (૫) રીપને શિક્ષણ, ખેતી અને મજુરો માટે ઉપયોગી કામ કર્યાં; લીટને એવું કોઈ પણ લોકહિતનું કામ કર્યું નથી.

**Q. 116. Describe the Frontier Policy of the English from 1856 to the Times of Lord Curzon.**

ઉ:—લૉર્ડ એલનબરોએ ૧૮૪૨માં જાહેર કર્યા પ્રમાણે અફ્ઘાનિસ્તાનના અંતરસ્થ કારભારમાં અંગ્રેજોએ આશરે વીસ વર્ષ સુધી દખલગીરી કરી નહીં અને તટસ્થ વૃત્તિ આદરી; પણ ઈ. સ. ૧૮૬૩માં અફ્ઘાનિસ્તાનમાં ફરી યાદવી શરૂ થઈ અને ઑકલૅંડના વખતની પરિસ્થિતિ જેવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ. આ વખતે પણ રૂશીઆનું સામ્રાજ્ય વધતું જતું હતું અને જે દેશનો અંગ્રેજોને હજી પણ ભય લાગતો હતો તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ લૉરેન્સે **'નમુનેદાર તટસ્થતા'**ની નીતિ (Masterly

inactivity) સ્વીકારી અફઘાનિસ્તાનની ભાંજગડોમાં ન પડવાનું ઠરાવ્યું. કારણ કે પહેલાંનો અનુભવ હજી તેના ધ્યાનમાં હતો. અફઘાનિસ્તાનના હકદાર સંબંધી તેણે એમ જાહેર કર્યું કે, યુદ્ધ કરી જે વિજયી થશે અને રાજ્યપદ મેળવશે તેને અમે અમીર તરીકે કબૂલ રાખીશું. તે પ્રમાણે છેવટે શેરઅલીને અમીર તરીકે તેમણે કબૂલ રાખ્યો. તેને તેણે પૈસાની અને શસ્ત્રોની પણ મદદ આપી, પણ એવો તહ કરી તે બાબતમાં પોતાને બાંધી લીધું નહીં. આ રાજ્યનીતિને 'નમુનેદાર તટસ્થપણું' કહે છે. કેટલાક લોકોને આ નીતિ પસંદ ન હતી. પણ છેવટે આ ધોરણથી અંગ્રેજોને ફાયદો જ થયો. લૉરેન્સ પછી લૉર્ડ મેયોએ તે જ નીતિ આદરી અને અફઘાન અમીરની સાથે મિત્રતાનો તહ કર્યો.

લૉર્ડ મેયો પછી લૉર્ડ નૉર્થબ્રુક વાઈસરૉય થયો. આ વખતે અફઘાનિસ્તાન અને રૂશીઆની હદ એક થઈ. અમીર શેરઅલીને ભય લાગ્યો અને તેણે વાઇસરૉય તરફ પોતાનો એલચી મોકલી રૂશીઆ વિરુદ્ધ મદદની યાચના કરી. પણ લૉર્ડ નૉર્થબ્રુક લૉરેન્સની નીતિનો અનુયાયી હતો તેથી તેણે એ વાતનો એકદમ સ્વીકાર કર્યો નહીં. તેણે રૂશીઆનો આ બાબતમાં મત પૂછી અને રૂશીઆનો અફઘાનીસ્તાન જીતવાનો ઈરાદો છે કે કેમ તે સમજી લીધા પછી, અંગ્રેજો અફઘાનોને મદદ કરશે એવું અફઘાન વકીલને જણાવ્યું, પણ શેરઅલીને આ વાત પસંદ પડી નહીં તેમજ ઇંગ્લૅંડના મુખ્ય પ્રધાન અને ચઢાઇની નીતિના હિમાયતી લૉર્ડ સેલીસબરીને આ નીતિ પસંદ પડી નહીં, તેથી લૉર્ડ નૉર્થબ્રુકે રાજીનામું આપ્યું.

પછી લૉર્ડ લીટને ચઢાઈનું ધોરણ સ્વીકારી પોતાનો રેસીડેન્ટ તલવારના બળે અફઘાન દરબારમાં રાખવાનો પ્રયત્ન કર્યો (વધુ માહિતી માટે પ્રશ્ન નં. ૧૧૨માં જુઓ.) પણ તે નિષ્ફળ ગયો. લૉર્ડ રીપને તટસ્થતાની નીતિ સ્વીકારી અમીરની સાથે સલાહ કરી.

લૉર્ડ ડફરીનની કારકીર્દિમાં ફરી ઇંગ્લૅંડને રૂશીઆનો ભય લાગવા માંડ્યો ત્યારે અફઘાનિસ્તાન અને રૂશીઆ વચ્ચે સરહદની બાબતમાં વાદવિવાદ ચાલતો જ હતો. તેથી રૂશીઆ અને અફઘાનિસ્તાનની હદ

ઠરાવવા માટે એક કમીશન નિમવામાં આવ્યું. તે બાબતમાં ડફરીને અમીર સાથે પેશાવર મુકામે ચર્ચા ચલાવી. તે જ દરમ્યાન અફ્ઘાનિસ્તાનના વાયવ્ય ખુણામાં પેનજેહ મુકામે રૂશીઅન અને અફ્ઘાનો વચ્ચે તકરાર ઉઠી અને યુદ્ધના ચિહ્નો જણાવા લાગ્યાં. આ તકરારનું કારણ એવું હતું કે અફ્ઘાન અને રૂશીઅન, બન્ને પોતાનો હક પેનજેહ ઉપર છે એમ કહેવા લાગ્યા; પણ બન્ને પક્ષે ગણકાર્યું નહીં તેથી અફ્ઘાન સરદારોએ તે થાણું લેવા માટે સૈન્ય રવાના કર્યું. આ વાત રૂશીઅન સેનાપતિને રૂચી નહીં અને તેણે લશ્કર પાછું ખેંચી લેવા અફ્ઘાનોને કહ્યું, પણ તેમ કરવા અફ્ઘાનોએ ના પાડવાથી તકરાર થઈ અને યુદ્ધ થશે એમ બધાને લાગ્યું. છેવટે ડફરીનના કહેવા પ્રમાણે અમીર અબ્દુલ રહેમાને પડતું મૂકયું અને ઝુલફિકારની ખીણ પર અમીરોનો હક છે એમ રૂશીઅનો જો કબૂલ રાખે તો અમે (અફ્ઘાનો) પેનજેહ ઉપરનો અમારો હક છોડી દઇશું. રૂશીઆએ આ શરત સ્વીકારી અને યુદ્ધ ટળ્યું. આને જ પેનજેહ પ્રકરણ કહે છે.

લૉર્ડ ડફરીન પછી લૉર્ડ લૅન્સડાઉને અફ્ઘાનિસ્તાન સાથે ફરી ભાંજગડ ઉપસ્થિત ન થાય માટે ડયુરૅંડ કમીશન નીમી હદ ઠરાવી લીધી. તે પછી લૉર્ડ કર્ઝને પણ અમીર સાથે દોસ્તીનો તહ કાયમ કર્યો. લૉર્ડ કર્ઝન હિંદનો વાઇસરૉય થયો ત્યારે પહેલાંનો અમીર અબ્દુલ રહેમાન મરણ પામ્યો હતો અને તેના પુત્ર હબીબુલ્લા અફ્ઘાનિસ્તાનનો અમીર થયો. તેથી આપણો પહેલાનો દોસ્તીનો હકક કાયમ રહે એવી કર્ઝને પોતાની ઇચ્છા દર્શાવી. પણ અમીર આ વાત કબૂલ રાખવા તૈયાર નહતો. છેવટે તેની સાથે સલાહ કરવા કર્ઝને ડેન કમીશન મોકલ્યું. આ કમીશનનું અપમાન પણ કરવામાં આવ્યું. કર્ઝને ખંડણીની પાછલી બાકી તેને આપી સ્વતંત્ર રાજ્યના અધિપતિ તરીકે તેને માન આપી તેની સાથે દોસ્તીનો તહ કાયમ કર્યો.

**Q. 117. Write notes on:—**

ઉ:—(૧) આલ્બુકર્ક:—આલ્બુકર્કનો જન્મ સને ૧૪૫૩માં એક મોટા કુળમાં થયો. યુદ્ધ અને સાહસ કરી કીર્તિ મેળવવાની હોંશ તેને નાનપણથી જ હતી. હિંદુસ્તાનમાં પોર્ટુગીઝોનો ગવર્નર થતાં પહેલાં તેણે;

પોર્ટુગીઝ રાજાની સારી સેવા બજાવી હતી. તે ઇ. સ. ૧૫૦૯માં આલ્મીડાની જગ્યાએ પોર્ટુગીઝોનો ગવર્નર થયો. એશીઆના કિનારા પરના મહત્ત્વનાં થાણાં હાથ કરી તે ઠેકાણે કિલ્લા બાંધી તેને મજબુતી આણ્યા સિવાય હિંદમાં પોર્ટુગીઝોનું રાજ્ય સ્થાપી શકાશે નહીં એમ તેની સમજણ હતી. આ દૃષ્ટિથી પ્રયત્ન કરી ગોવા, મલાક્કા, ઑર્મેઝ, એડન વગેરે થાણાં તેણે કબજે કર્યાં અને હિંદુસ્તાનમાં પોર્ટુગીઝોનું રાજ્ય સ્થાપ્યું. આ કતૃત્વવાન પુરૂષ સને ૧૫૧૫માં ગોવા મુકામે મરણ પામ્યો.

(૨) **પિટનું બીલઃ**—વૉરન હેસ્ટીંગ્સે જે અન્યાયી વર્તન કર્યું તે વિરૂદ્ધ ઈંગ્લાંડમાં ખૂબ પોકાર ઉઠયો રેગ્યુલેટીંગ ઍકટમાંના દોષ પણ પાર્લમેંટની જાણમાં હતા. તેથી કંપનિના કારભાર પર વધારે અંકુશ રાખવાના ઈરાદાથી તે વખતના મુખ્ય પ્રધાન પીટે એક બીલ પસાર કરાવ્યું. (૧૭૮૪). તેને પીટનું બીલ કહે છે. આ બીલમાંની મુખ્ય કલમો નીચે મુજબ હતીઃ-(૧) ગવર્નર જનરલ ઇન કાઉન્સીલમાં ત્રણ સભાસદો હોવા જોઈએ. (૨) ઈંગ્લેંડમાં બોર્ડ ઑફ કન્ટ્રોલ-નિયામક મંડળ-નામનું છ સભાસદોનું મંડળ હોવું જોઈએ અને આ મંડળને કંપનીના હિંદુસ્તાનમાંના રાજકીય કારભાર પર દેખરેખ રાખવાનો પૂર્ણ અધિકાર રહેશે. (૩) કંપનિએ હિંદમાં મુલક મેળવી જવાબદારીમાં વધારો કરવો નહીં. (૪) ડાયરેકટર મંડળે કંપનિના વેપાર પર પહેલાંની માફક દેખરેખ રાખવી. આ કાયદો પાસ થયાથી ઈંગ્લેંડની પાર્લામેંટના હાથમાં કંપનિના વ્યવહાર ગયા અને શાંતિની નીતિ રાખવાની શરૂઆત થઈ. પણ રેગ્યુલેટીંગ ઍકટની મુખ્ય ખામી-ગવર્નર જનરલે કાઉન્સીલના મત પ્રમાણે ચાલવું તે ખામી દૂર થઈ નહીં.

(૩) **હૈદરઅલીઃ**—હૈદરનો જન્મ ઇ. સ. ૧૭૦૨માં થયો. તે પંજાબી મુસલમાન હતો, પણ પછી તેણે મૈસુરના લશ્કરમાં નોકરી લીધી. ત્યાં શિલેદાર, ફોજદાર-સેનાપતિ એમ અનુક્રમે ચઢી છેવટે તેણે માઇસોરના રાજાને પદભ્રષ્ટ કરી મૈસુરની ગાદી છીનવી લીધી. મૈસુરનો રાજા થયા પછી તેણે મરાઠા અને નિઝામના રાજ્યમાં તોફાન મચાવી પોતાના રાજ્યની હદ વધારવા શરૂઆત કરી. પરંતુ પહેલા માધવરાવ પેશ્વાએ તેના પર બે સ્વારીઓ કરી તેને તોબા પોકરાવી. છેવટે તેનો બધો મુલક

પાછો આપી તેની પાસેથી ૩૦ લાખ રૂપીઆ દંડ લઈ તેની સાથે સલાહ કરી. પછી અંગ્રેજ, મરાઠાઓ અને નિઝામ તેના પર ચઢી આવતાં તેણે મરાઠાઓને લાંચ આપી અને નિઝામને પોતાના પક્ષમાં ખેંચી અંગ્રેજોને એવો માર માર્યો કે તેઓ તેની સામે માથું ઉંચું કરી શકયા નહીં. તેજ વખતે સને ૧૭૬૯માં મદ્રાસ મુકામે અંગ્રેજોને નુકસાનકારક અને ત્રાસદાયક તહ કરવાની ફરજ પાડી. ઇ. સ. ૧૭૮૧માં નાના ફડનવીસના કારસ્થાનમાં ભાગ લઈ તેણે અંગ્રેજો સાથે ફરી લડાઈ શરૂ કરી. તેને જયની આશા પણ હતી પણ ખરી અણીની વખતે તે ૧૭૮૨માં મૃત્યુવશ થયો. હૈદર એક કતૃત્વવાન મુત્સદ્દી હતો. કોઇ પણ મતનું શિક્ષણ ન હતું છતાં તેણે પરાક્રમી કામો કર્યાં, અને રાજ્ય મેળવ્યું.

(૪) **વર્નાક્યુલર પ્રેસ ઍકટ:**—See Qs. 112, & 113.
(૫) **ઈલ્બર્ટ બીલ:**—See Q. 113.
(૬) **રેગ્યુલેટીંગ ઍકટ:**—See Q. 97.
(૭) **કાયમી ધારા પદ્ધતિ:**—See Q. 98
(૮) **સહાયકારી ફોજની પદ્ધતિ:**—See Q. 102.
(૯) **દત્તક વિધાનનો પ્રશ્ન:**—See Q. 109.
(૧૦) **નમુનેદાર તટસ્થતા:**—See Q. 116.
(૧૧) **રણજીતસીંહ:**—See Q. 108.
(૧૨) **તટસ્થતાનું ધોરણ:**—See Q. 100.

(૧૩) **ટિપુ સુલતાન:**—ટિપુનો જન્મ ઇ. સ. ૧૭૪૯માં થયો. હૈદર પછી ટિપુ મૈસુરનો રાજા થયો. બીજા મૈસુર વિગ્રહમાં તેનું શૌર્ય અંગ્રેજોએ જોયું હતું કૉર્નવૉલીસ હિંદુસ્તાનનો ગવર્નર હતો ત્યારે તેને ટિપુ સાથે યુદ્ધ કરવું પડયું. આ યુદ્ધમાં ટિપુ હાર્યો અને તેનું અડધું રાજ્ય તેના દુશ્મનોએ વહેંચી લીધું. તેજ પ્રમાણે વેલેસ્લીના વખતમાં તો તેણે અંગ્રેજો વિરૂદ્ધ એક મોટું કારસ્થાન રચ્યું હતું પણ છેવટે કોઇની મદદ વગર તેને અંગ્રેજો સાથે યુદ્ધ કરવું પડયું. તેમાં તે લડતા લડતાં જ મરણ પામ્યો અને તેનું રાજ્ય ગયું. ટિપુ ધીરજવાળો અને મહત્વાકાંક્ષી હતો. ઉતાવળો સ્વભાવ અને ડહાપણની મગરૂરી એ દુર્ગુણ

તેનામાં હતા. તે ધર્માંધ હતો તેથી તેણે પોતાની પ્રજા પર જુલમ ગુજાર્યો. તે શૂરો હતો તોપણ સેનાપતિ થવાને જોઇતા ગુણ તેનામાં ન હતા. મુત્સદ્દીપણું તો તેનામાં હતું જ નહીં. છેવટે તેણે હઠીલા, વહેમી અને ઉતાવળા સ્વભાવથી પોતાના બાપનું રાજ્ય ગુમાવ્યું. તે ઇ. સ. ૧૭૯૯માં મરણ પામ્યો.

(૧૪) પેનહેજ પ્રકરણ:——See Q. 116.

(૧૫) **ટૉમસ રો:**—સરટૉમસ રો, જહાંગીરની કારકીર્દિમાં ઇંગ્લૅંડના પહેલા જેમ્સના વકીલ તરીકે ઇ. સ. ૧૬૧૫માં હિંદમાં આવ્યો. ઇસ્ટ ઇંડીઆ કંપનીને વેપારીના વિશેષ હક્ક અપાવી મોગલ દરબાર સાથે કાયમનો વેપારી તહ કરવા રો જેવા તરૂણ વિદ્વાન અને ઉદ્યમી માણસને હિંદુસ્તાનમાં રવાના કરવામાં આવ્યો. બાદશાહને નજરાણું આપવા તે સાથે મુલ્યવાન વસ્તુઓ લાવ્યો હતો. પ્રથમ તે સુરત ઉતર્યો. ત્યાંથી તે બહ્રાનપુર જઈ પર્વીઝ શાહજાદાને મળ્યો અને ત્યાં પોતાની વખાર સ્થાપવાની પરવાનગી મેળવી. ત્યાંથી અજમેર જઈ તેણે જહાંગીર બાદશાહની મુલાકાત લીધી. બાદશાહે તેનું સ્વાગત કરી સન્માન કર્યું. અંગ્રેજ અને મોગલો વચ્ચે વેપારી તહ કરવાની તેણે ઘણી ખટપટ કરી. પણ મોગલ સુબા અને બીજા સરદારોને રો સાથે બ[ન્યુ]ં નહીં અને તેઓએ વાંધો લીધો તેથી તેની વકીલાત નિષ્ફળ નિવડી, તોપણ રોએ ખટપટ કરી અંગ્રેજોને ત્રાસ ન થાય એવી ગોઠવણ કરી. રોએ ડહાપણથી ચાલી રાષ્ટ્રીય દ્રષ્ટિએ મોગલોના દરબારમાં અંગ્રેજોની સારી છાપ પાડી. રોએ જહાંગીરના દરબારનું ઉત્કૃષ્ટ વર્ણન કરેલું છે. રોના પત્રો અને નોંધપોથી ઉપરથી તે વખતની સ્થિતિનું સારૂં દિગ્દર્શન થાય છે. તે ઇ. સ. ૧૬૧૯માં વિલાયત ગયો.

# હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિ

**Q. 118. Describe the relations of the Secretary of State for India with the Government of India.**

ઉ:—પાર્લામેંટમાં જે પક્ષ બહુમતી ધરાવતો હોય તે પક્ષનું મંત્રીમંડળ અધિકાર ચલાવે છે. આ મંત્રીમંડળમાં જ હિંદુસ્તાનને લગતી બાબતો જોવાને એક પ્રધાન હોય છે અને આ પ્રધાનને **ભારતમંત્રી** કહેવામાં આવે છે. ભારતમંત્રીને હિંદવિષયક બધાં કામો કરવાં પડે છે. વિશેષે કરીને હિંદુસ્તાનના વહીવટ ઉપર દેખરેખ રાખવી, તેના માર્ગદર્શક બનવું, રાજ્યવ્યવસ્થા રૂપી શકટને યોગ્ય રસ્તે દોરવું, પાર્લામેંટે કરેલા ધારા મુજબ અમલ થાય છે કે નહીં તે જોવું, વગેરે અનેક કાર્યો તેને કરવાં પડે છે.

ભારતમંત્રી એ બ્રિટિશ પ્રધાનમંડળ ( Cabinet )માંનો એક સભાસદ હોય છે. હિંદુસ્તાનને લગતી બધી બાબતોમાં બાદશાહને સલાહ આપનારો તે એક મંત્રી છે. ગવર્નર જનરલથી માંડીને હિંદુસ્તાનના સર્વ અધિકારીઓ તેનો હુકમ માને છે. વડી ધારાસભામાં અથવા પ્રાંતિક ધારાસભામાં પસાર થનારા અગર થએલા ખરડાઓ તેની સંમતિ માટે મોકલવાં પડે છે. હિંદુસ્તાનના મહેસુલમાં અને ખાસ કરીને જકાત વગેરેમાં ફેરફાર કરવા હોય તો હિંદુસ્તાન સરકારને ભારતમંત્રીની સંમતિ લેવી પડે છે. હિંદુસ્તાનમાંના વરિષ્ઠ અધિકારીઓની ( ગવર્નર, વડી અદાલતોના ન્યાયાધીશ, કાર્યમંત્રી વગેરે ) નિમણુક કરવી, હિંદુસ્તાનના વહિવટનું ધોરણ ઠરાવવું, વગેરે કામો ભારતમંત્રી કરે છે. આ રીતે જોતાં ભારતમંત્રીની હિંદુસ્તાન સરકાર પર પૂર્ણ હુકમત ચાલે છે એમ કહેવામાં હરકત નથી.

હિંદુસ્તાનને લગતી સર્વ પ્રકારની માહિતી પાર્લામેંટને આપવી એ તેનું કર્તવ્ય છે. હિંદુસ્તાનમાં યુદ્ધ જાહેર કરતાં પહેલાં તેને જોઈતાં નાણાં પાર્લામેંટની પરવાનગીથી તેણે હિંદુસ્તાનની તિજોરીમાંથી લેવાં; કરજ કાઢવું હોય તોપણ પાર્લામેંટની મંજુરીની તેને જરૂર હોય છે. હિંદની પ્રગતિનો

રિપોર્ટ (અહેવાલ) અને દર વર્ષનું અંદાજપત્રક, વર્ષ પુરૂં થતાં પાર્લામેંટમાં રજૂ કરવું પડે છે. એ પ્રમાણે જો તે કામ ન કરે તો તેનો પગાર ઘટાડવો અથવા તેના પર નિંદાવ્યંજક ઠરાવ પાસ કરી તેને રાજીનામું આપવાની ફરજ પાડવાનો અધિકાર પાર્લામેંટને છે.

ઇ. સ. ૧૯૧૯ના ધારા મુજબ ભારતમંત્રીના અધિકારમાં ઘણો ફરક કરવામાં આવેલો છે. હાલ, હિંદુસ્તાન સરકાર અને તેની ધારાસભા જે બાબતમાં એક બીજાના મતને મળતા હોય તેવી બાબતમાં હાથ ઘાલવાનો અધિકાર ભારતમંત્રીને નથી.

**Q. 119. Describe the powers and functions of the Secretary of State for India.**

ઉ:—See Q. 118.

**Q. 120. Describe the relations of the Secretary of State with the India Council.**

ઉ:—ઈંડિયા કાઉન્સીલના સર્વ સભાસદો ભારતમંત્રી જ નીમે છે. આ કાઉન્સીલનો અધ્યક્ષ ભારતમંત્રી પોતે જ હોય છે; પરંતુ પોતાની ગેરહાજરીમાં કામ કરવા માટે સભાસદો પૈકી એકને ઉપાધ્યક્ષ તરીકે તે નીમે છે. આ કાઉન્સીલની બેઠક ભારતમંત્રી બોલાવે છે અને સભાનું કોરમ પણ તે જ નક્કી કરે છે. ભારતમંત્રી બેઠકમાં હાજર હોય અને કોઈ એક બાબતમાં મતભેદ થતો હોય—પછી બહુમતી હોય કે ન હોય, તોપણ ભારતમંત્રીએ આપેલો ચુકાદો કબૂલ કરવો પડે છે; પણ જે દરખાસ્તો પર બહુમતિની જરૂર હોય એવી દરખાસ્ત ઉપર માત્ર તેનો ચુકાદો યોગ્ય ગણાતો નથી. બેઉ પક્ષના સરખા મતો પડે તો તે પ્રસંગના અધ્યક્ષને એક વધારે મત આપવાનો અધિકાર હોય છે. ભારતમંત્રીની ગેરહાજરીમાં એકાદ ખરડો પસાર થાય તો તે ખરડાને ભારતમંત્રીની લેખિત મંજૂરી જોઈએ. એવી મંજૂરી મળે તો જ તે ખરડો પાસ થઈ શકે. ભારતમંત્રીએ પોતાના અધિકારમાં એકાદ ખરડો કર્યો હોય તો તેમ કરવાના કારણો તેણે રજૂ કરવા જોઈએ. જે જે બાબતોમાં ભારતમંત્રીને કાઉન્સીલની સંમતિ

લેવી પડે છે તે તે બાબતે આ પ્રમાણે છેઃ (૧) હિંદના મહેસુલની બાબત (૨) સનદી નોકરો માટે રાખેલી જગ્યાઓ પર હિંદી ગૃહસ્થની નિમણુક કરવી. (૩) સનદી નોકરોના પગાર, પેન્શન, રજા વગેરેમાં ફેરફાર કરવા. (૪) ગવર્નર જનરલના કાર્યવાહી મંડળમાં એકાદ કામચલાઉ નિમણુક કરવી. (૫) લશ્કરી અથવા બીજા અધિકારીઓને નોકરીમાંથી દૂર કરવા. આ પ્રશ્નો સંબંધી ભારતમંત્રી પોતે કાઉન્સીલની સંમતિ સિવાય વહીવટ ચલાવે તો તેમાં હરકત નથી. વળી હિંદની સાથે ચાલતા પત્રવ્યવહાર સંબંધી કાઉન્સીલના સભ્યોના મત લેવા જોઈએ પણ તેમના મતાનુસાર વર્તન કરવાને ભારતમંત્રી બંધાએલો નથી. કોઈ મહત્ત્વની બાબતમાં કાઉન્સીલને પુછ્યા સિવાય ભારતમંત્રી ફરમાન કાઢે તો હરકત નથી; પરંતુ આ ફરમાન કાઉન્સીલની બેઠકમાં રજૂ થવું જોઈએ. ગુપ્ત બાબતો સંબંધી પણ કાઉન્સીલની પરવાનગી સિવાય ફરમાન કાઢવાનો તેને અધિકાર છે.

**Q. 121. Describe the relations of the Secretary of State for India with tne India Council and the Government of India.**

ઉ:—For answer See Qs. 118 & 120.

**Q. 122. Mention the powers at present exercised by the Governor-General personally and in Council.**

ઉ:—હિંદુસ્તાનના વહીવટના હકકો ગવર્નર જનરલના હાથમાં છે. રાજપ્રતિનિધિ અને ગવર્નર જનરલ એ બન્ને હોદ્દાને લઈને તેને આ હકકો ચલાવવાં પડે છે. વાઈસરૉય એ રાજપ્રતિનિધિ હોવાથી રાજા જે માનને પાત્ર થાય છે તે જ માનને વાઇસરૉય પણ પાત્ર થાય છે. રાજાન બધા અધિકાર વાઈસરૉયને છે. શહેનશાહના પ્રતિનિધિ તરીકે ગુન્હેગારને માફી બક્ષવાનો અધિકાર વાઈસરૉયને છે. હિંદી સંસ્થાનો અને રજવાડા પર તેની પૂર્ણ સત્તા છે. અમુક સંસ્થાના અધિપતિને પદભ્રષ્ટ કરવો, બીજાને ગાદી પર બેસાડવો અગર સંસ્થાન ખાલસા કરવું વગેરે બાબતો વાઈસરૉય કરી શકે છે. ટુંકામાં વાઈસરૉય એ હિંદમાં રાજાની માફક સત્તા ચલાવે છે.

ગવર્નર જનરલ તરીકે હિંદની તમામ પ્રાંતિક સરકારના વહીવટ પર તેની હુકમત ચાલે છે. તેની સંમતિ સિવાય પ્રાંતિક સરકાર કોઈ પણ ધારો પસાર કરી શકે નહીં. દેશાંતર નીતિનું સુકાન તેના જ હાથમાં હોવું જોઈએ એમ ઠરેલું છે. તે જ પ્રમાણે હિંદુસ્તાનની મુલકી અને લશ્કરી બાબતોમાં પણ તેનો અધિકાર સર્વોપરિ છે. ધારામંડળો પર તેનો આપખુદ અધિકાર ચાલી શકે છે. તેની સંમતિ સિવાય કોઈ પણ ખરડો પાસ થાય નહીં. બન્ને સભાઓને ઉદ્દેશીને તે ભાષણ કરી શકે છે. કાઉન્સીલની પરવાનગી સિવાય તેને વટ હુકમ–ઑર્ડિનન્સ એટલે કે ૭ મહિના જેનો કાયદા પ્રમાણે અમલ થઈ શકે એવો હુકમ કાઢવાનો અધિકાર છે. કાઉન્સીલે પસાર કરેલો ગમે તે ખરડો તે નામંજૂર કરી શકે છે. આ અધિકારને 'વ્હેટો' એવી સંજ્ઞા છે. કાઉન્સીલે નાપાસ કર્યા છતાં પોતાના મત પ્રમાણે જો તે બીલ દેશના હિતને, સુરક્ષિતપણાને અને શાંતિને બાધક ન હોય તો શેરો મારીને તે બીલ તે પાસ કરી શકે છે. તેના આ અધિકારને '**પાવર ઑફ સર્ટીફિકેશન**' કહે છે. ભારત-મંત્રીના બધા હુકમો તેને પાળવા પડે છે અને તેમને અમલમાં પણ મૂકવા પડે છે. ભારતમંત્રીની પરવાનગી સિવાય તે યુદ્ધ જાહેર કરી શકે નહીં અથવા તો તહ કરી શકે નહીં. માત્ર અસાધારણ પ્રસંગોમાં જ તે તેમ કરી શકે; પરંતુ તે નીતિનું અવલંબન તેણે કેમ કર્યું તેનો ખુલાસો ભારતમંત્રીને આપવો એ તેનું કર્તવ્ય છે. આ પ્રમાણે હિંદુસ્તાનના બધા પ્રકારનાં કામો જેવાં કે મુલકી, લશ્કરી વગેરે પર દેખરેખ રાખી દેશમાં શાંતિ જાળવીને પ્રજાપાલન અને પ્રજાહિતની મોટી જવાબદારી તેને શિર હોય છે.

**Q. 123. What is the present constitution of the Executive Council of the Governor General of India? Describe its working.**

ઉ:—ગવર્નર જનરલને મદદ કરવાને એક કાઉન્સીલ છે. તેને કાર્યવાહી મંડળ કહે છે. મુખ્ય સેનાપતિ અને વાઇસરૉય એમ મળીને આ સભામાં કુલ ૮ સભાસદો છે. સભાસદોની સંખ્યા નક્કી ન કરતાં

તેમાં યોગ્ય ફેરફાર ગવર્નર જનરલની મરજી પ્રમાણે થઈ શકે. સભાસદોની નિમણુકો બાદશાહ કરે છે અને તેમની મુદત પાંચ વર્ષની છે. મંડળમાં સભાસદ થવાને નીચેની લાયકાતોની જરૂર છે. (૧) નિમણુક થતાં પહેલા મંડળમાંના ઓછામાં ઓછા ત્રણ સભ્યોએ હિંદુસ્તાનમાં ૧૦ વર્ષ નોકરી કરેલી હોવી જોઈએ. સનદી નોકર અથવા તો વસુલ વેપાર અને ઉદ્યોગ ખાતામાં જ પ્રવીણ હોય એવા શખ્સને પણ જગ્યા મળે છે. (૨) ઇંગ્લંડ, સ્કૉટલંડ અગર આર્યલૅંડમાં જેણે પાંચ વર્ષ બેરીસ્ટરનું કામ કર્યું હોય અથવા હિંદુસ્તાનમાંની હાઇકોર્ટોમાં ૧૦ વર્ષ સુધી જેણે વકીલાત કરી હોય એવા ગૃહસ્થને ધારાશાસ્ત્રી (Law member)ની જગ્યા મળે છે. હાલ આ સભામાં ત્રણ હિંદી સભ્યો છે. એટલે લગભગ અડધી સંખ્યા હિંદીઓની છે. હિંદી સભાસદોનું આ પ્રમાણ ધીમે ધીમે વધારીને આ મંડળના તમામ સભાસદો હિંદી હોવા જોઈએ એવો ૧૯૧૯ના સુધારાના કાયદાનો હેતુ છે.

આ કાઉન્સીલનો અધ્યક્ષ અથવા પ્રમુખ વાઈસરૉય જ હોય છે. પોતાની ગેરહાજરીમાં અધ્યક્ષનું કામ કરવાને તે કાઉન્સીલમાંના જુના સભાસદને ઉપાધ્યક્ષ તરીકે નીમે છે. આ કાઉન્સીલે મંજૂર કરેલા હુકમો ગવર્નર જનરલે કરેલા હુકમો પ્રમાણે મનાય છે. કાઉન્સીલની બેઠક ઘણું કરીને અઠવાડીઆમાં એક દિવસ થાય છે. અમલ બજાવણીના કામો બરાબર થાય એ હેતુથી જુદાં જુદાં ખાતાંઓ નિર્માણ કરેલાં છે અને દરેક ખાતા પર એક કાર્યમંત્રી હોય છે. કાર્યમંત્રીને મદદ કરવાને એક સેક્રેટરી, નાયબ સેક્રેટરી વગેરે અમલદારો હોય છે. સર્વ સાધારણ બાબતોમાં દરેક ખાતાના મુખ્ય મંત્રીને પોતાના ખાતાને લગતા હુકમો કાઢવાનો હક છે. કેટલાક મહત્ત્વના અને ગુંચવાડા ભરેલા પ્રશ્નો પર કાઉન્સીલનો મત પ્રમાણ મનાય છે અને ગવર્નર જનરલને કાઉન્સીલની બહુમતિને માન આપી હુકમ કાઢવા પડે છે. જો બેઉ પક્ષના સરખા મતો પડે તો અધ્યક્ષને વધુ મત આપવાનો અધિકાર છે. માત્ર હિંદુસ્તાનના હિતને, સુરક્ષિતપણાને અને શાંતિને બાધક નીવડે એવા બિલો પર કાઉન્સીલની બહુમતિ વિરૂદ્ધ સંમતિ આપવી કે નહીં. એ ગવર્નર જનરલની મુનસફી ઉપર છે. તે જ

પ્રમાણે એકાદ બીલ પર વિરૂદ્ધ મત આપનાર સભાસદને પોતાનો મત ભારતમંત્રીને જણાવવાનો હક છે.

કાર્યની સુગમતા માટે જે ખાતાં પાડવામાં આવ્યાં છે તેની સંખ્યા હાલ ૮ છે. તે આ પ્રમાણે: (૧) દેશાંતરખાતુ: આ ખાતાના અધિકારીને હિંદી સંસ્થાનો સંબંધી કામકાજ જોવું. દેશાંતર રાજનીતિ વિષે ધોરણ આંકવું અને સરહદનું રક્ષણ કરવું વગેરે કામો કરવાં પડે છે. (૨) અંતસ્થ વહીવટીખાતું (Home Department) હિંદુસ્તાનના વહીવટ ઉપર દેખરેખ રાખવી એ કામ ગૃહમંત્રીનું છે. (૩) લશ્કર ખાતું (૪) વેપાર, રેલવે અને ધાર્મિકખાતું (૫) ધારાખાતું. (૬) આર્થિકખાતું (Finance Department) હિંદુસ્તાનના મહેસુલની વ્યવસ્થા આ ખાતાના મુખ્યને જોવી પડે છે (૭) શિક્ષણ, આરોગ્ય અને ખેતીવાડીખાતું (૮) ઉદ્યોગ અને મજુરખાતું. ઉપરના આઠે ખાતાંઓ જુદા જુદા કાર્યમંત્રીને સોંપેલા છે. પરરાષ્ટ્રીયખાતું ગવર્નર જનરલના તાબામાં હોઈ લશ્કરખાતું મુખ્ય સેનાપતિની હુકમત નીચે છે.

**Q. 124. Compare & contrast the Executive Council of the Governor-General with the British Cabinet.**

ઉ:—હિંદુસ્તાન સરકારનાં કારોબારી મંડળ અને બ્રિટિશ પ્રધાન મંડળ વચ્ચે મુકાબલો કરવાનો રિવાજ આ જ ઘણા વખતથી ચાલતો આવ્યો છે. પણ કારોબારી સભા અને પ્રધાનમંડળમાં સરખાપણું તદન થોડું હોઈ વિષમતા જ ઘણી છે. બન્નેમાં ખાતાંવાર પદ્ધતિ હોઈ દરેક ખાતું એક મંત્રીને સોંપેલું હોય છે. ખાતાના મુખ્ય મંત્રીને મદદ કરવાને સેક્રેટરી, નાયબ સેક્રેટરી વગેરે અમલદારો બન્નેમાં હોય છે. તેમ જ એક કાયમ કચેરી પણ બન્ને ઠેકાણે છે. આટલું સરખાપણું બન્નેમાં જોવામાં આવે છે. હવે આપણે બન્ને વચ્ચે ભેદ શો છે તે જોઈશું. જે પ્રમાણે બ્રિટિશ પ્રધાનમંડળમાં મુખ્ય પ્રધાન એ મુખ્ય અધિકારી હોય છે તેમ કારોબારી સભામાં કોઈ નથી. તેમજ ગવર્નર જનરલ દરેક ખાતામાં પુષ્કળ અંશે ભાગ લે છે તેમ ઇંગ્લાંડનો મુખ્ય પ્રધાન બીજા

ખાતામાં વિના કારણુ દખલ કરતો નથી. ઈંગ્લાંડમાં જવાબદાર રાજ્યપદ્ધતિ હોવાથી ત્યાંના પ્રધાનમંડળમાં લોકોને એક તંગીપણું માલમ પડે છે કારણુ કે મતભેદ થાય તો તે પ્રધાનો પોતાની જગ્યાઓનાં રાજીનામાં આપે છે. સિવાય બધું પ્રધાનમંડળ પાર્લામેંટને જવાબદાર હોવાથી પાર્લામેંટ તેના પર જો નાપસંદગીનો ઠરાવ પસાર કરે અથવા તો પ્રધાનોના પગારમાં ઘટાડો કરે અથવા પગાર નામંજુર કરે તો પ્રધાનમંડળને રાજીનામું આપવું પડે છે. એવી રીતે બ્રિટિશ પ્રધાનમંડળ પાર્લામેંટને સર્વાંશે જવાબદાર છે. કારોબારી મંડળની બાબતમાં આ વાત ખરી નથી. પોતાના મતની વિરૂદ્ધ કાર્ય કરનાર મંત્રીને પદભ્રષ્ટ કરવાનો અધિકાર હિંદી ધારામંડળોને નથી. હિંદી ધારામંડળો કાર્યમંત્રી ઉપર નિંદાવ્યંજક ઠરાવ પાસ કરે અથવા અણુવિશ્વાસ દર્શાવે તો પણુ તે મંત્રી રાજીનામું આપતા નથી. મુદત પુરી થયા બાદ જ તે નોકરીમાંથી નિવૃત્ત થાય છે. વચમાં ધારામંડળ તેને કાઢી શકે જ નહીં. આ ઉપરથી કારોબારી સભા ધારાસભાને જવાબદાર નથી એ વાત સિદ્ધ થાય છે. બ્રિટિશ પ્રધાનમંડળમાંના બધા મંત્રીઓ લોકોએ ચૂંટેલા હોય છે. પણુ કારોબારી મંડળના સભ્યો લોકનિયુક્ત હોતાં નથી પણુ સરકારે નિમેલા હોય છે. બ્રિટિશ પ્રધાનમંડળના હાથમાં એકી વખતે સત્તા આવે છે અને તે એકી વખતે અધિકારભ્રષ્ટ થાય છે. કારોબારી મંડળના સભાસદોના હાથમાં એકી વખતે સત્તા આવતી નથી અને એકી વખતે અધિકારભ્રષ્ટ થતો નથી. આ બધી વાત ધ્યાનમાં લેતાં આપણુને એમ જણુાય છે કે કારોબારી મંત્રી તદન સ્વતંત્ર હોય છે. ધારામંડળ સાથે તેમનો, બ્રિટિશ પ્રધાનમંડળ મુજબ, કોઈ પણુ જાતનો સંબંધ નથી. જવાબદાર રાજ્યપદ્ધતિ હિંદમાં શરૂ કરવામાં આવે તો જ બ્રિટિશ પ્રધાનમંડળ અને કારોબારી સભાની તૂલના સર્વાંશે થઈ શકે.

**Q. 125. What are the new changes introduced in the Provincial and central legislatures by the Act of 1919?**

ઉ:—ઈ. સ. ૧૯૧૯ના સુધારાના કાયદાથી ધારામંડળોના અધિકારમાં પુષ્કળ ફેરફાર કરવામાં આવ્યા છે. પહેલાં આપણે વડી ધારાસભામાં

ક્યા ક્યા ફેરફાર કરવામાં આવ્યા છે તે જોઈશું. નવા ધારા પ્રમાણે હિંદુસ્તાન સરકારને સલાહ આપવાને એકને બદલે બે કાઉન્સીલો આપવામાં આવી છે અને આ બન્ને કાઉન્સીલોમાં લોકનિયુક્ત સભાસદોનું પ્રમાણ વધારવામાં આવ્યું છે. આ મંડળના સભાસદોને અંદાજપત્રક ઉપર ચર્ચા કરવાનો અધિકાર છે અને એસેમ્બ્લી અથવા લોકસભાના સભ્યોને જ માત્ર તે પાસ અગર નાપાસ કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે. તે જ પ્રમાણે તેમને નવા મુસદ્દા અને ઠરાવ કરવાનાં અને પ્રશ્ન ઉપપ્રશ્ન પૂછવાના અધિકાર મળ્યા છે. લોકસભા–એસેમ્બ્લી પોતે અધ્યક્ષ ચૂંટી શકે છે. વડી ધારાસભાના મતદારોની સંખ્યામાં વિસ્તાર કરવામાં આવ્યો છે અને ચૂંટણીનું તત્ત્વ જારીથી અમલમાં મૂકાયું છે.

હવે **પ્રાંતિક ધારામંડળોના** અધિકારમાં શા શા ફેરફાર કર્યા છે તે આપણે જોઈશું. પ્રાંતિક કાઉન્સીલના સભાસદોની સંખ્યા વધારવામાં આવી છે અને તેમાં લોકનિયુક્ત સભાસદોની બહુમતિ રાખવામાં આવી છે. પ્રાંતિક મંડળોમાં સેંકડે ૭૦ ટકા લોકનિયુક્ત સભ્યો છે. પ્રાંતમાં પણ પ્રત્યક્ષ ચૂંટણીનું તત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે, તેમ જ મતદારોની સંખ્યા પણ વધી છે. જવાબદાર રાજ્યપદ્ધતિ, પ્રાંત સરકારના વહિવટમાં ઘણે અંશે દાખલ થઈ છે. પ્રાંતમાં દ્વિદલ રાજ્યપદ્ધતિ (Dyarchy) શરૂ કરવામાં આવી છે. અધિકારનું કેંદ્રીકરણ પણ થોડું શિથિલ કરવામાં આવ્યું છે અને તેથી હાલ કેટલાએક ખાતાંઓ પ્રાંતિક સરકારને સોંપવામાં આવ્યાં છે. ધારામંડળોના સભાસદોને અંદાજપત્રકની ચર્ચા કરવાનો તેમ જ તેને મંજૂરી અગર નામંજૂરી આપવાનો અધિકાર મળ્યો છે તથા નવા મુસદ્દા, ઠરાવ, પ્રશ્ન, ઉપપ્રશ્ન વગેરે ઉપસ્થિત કરવાનો અધિકાર મંડળમાંના સભ્યોને મળ્યો છે. પ્રાંતિક ધારામંડળને પણ પ્રમુખ ચૂંટવાનો અધિકાર છે.

**Q. 126. What is the composition of the central legislatures? Describe their powers and functions.**

**ઉ:**—૧૯૧૯ના કાયદા મુજબ હિંદુસ્તાન સરકારને મદદ કરવા માટે બે મંડળો સ્થપાયાં છે. (૧) કાઉન્સીલ ઑફ સ્ટેટ અને (૨) લેજીસ્લેટીવ

એસેમ્બ્લી. કાઉન્સીલ ઑફ સ્ટેટમાં ૬૦ સભાસદો હોઈ તેમાંના ૩૩ લોકનિયુક્ત અને ૨૭ સરકાર નિયુક્ત છે. આ સભાસદો પૈકી ફક્ત ૨૦ સરકારી છે. આ સભાની મુદત પાંચ વર્ષની છે, પરંતુ મુદત ઓછી કરવી અથવા વધારવી એ વાત ગવર્નર જનરલને સ્વાધીન છે. આ સભાનો પ્રમુખ વાઇસરૉયે નિમેલો હોય છે અને તે સરકારી અમલદાર હોય છે. લેજીસ્લેટીવ એસેમ્બ્લીમાં ૧૪૪ સભાસદ હોઈ તે પૈકી ૧૦૩ સભાસદો લોકનિયુક્ત છે. સરકારનિયુક્ત ૪૧ હોય છે તેમાંના ૨૬ સભ્યો જ સરકારી નોકર છે. આ સભાની ત્રણ ત્રણ વરસે ચૂંટણી થાય છે. પરંતુ આ મુદત કમી અગર વધુ કરવાનો હક્ક ગવર્નર જનરલને છે. આ સભાનો પ્રમુખ સભાના સભાસદોએ ચૂંટવાનો હોય છે. માત્ર જે પ્રમુખ તરીકે ચૂંટાય તે એસેમ્બ્લીનો લોકનિયુક્ત સભાસદ જ હોવો જોઈએ.

ઉપર કહેલી બન્ને સભાઓને હિંદુસ્તાનને લગતા બધા કાયદા ઘડવાનો અધિકાર છે. પરંતુ આ સભાઓને પાર્લામેંટે કરેલા કાયદામાં દખલ કરવાનો અધિકાર નથી. હિંદુસ્તાનમાં અસલના થએલા કાયદા રદ કરવાનો અધિકાર આ સભાઓને હોય છે. કાયદો પાસ કરતી વખતે જે જે વિષય સંબંધી ગવર્નર જનરલની પરવાનગી તેઓને લેવી પડે છે તે તે બાબતો નીચે પ્રમાણે છેઃ—

(૧) રાષ્ટ્રીય કરજ અને હિંદુસ્તાનનું મહેસુલ (૨) હિંદુસ્તાનમાંનો કોઈપણ ધર્મ અથવા ધાર્મિક રૂઢી (૩) દરિયાઈ અને લશ્કરી સત્તા (૪) દેશાંતરનીતિ (૫) પ્રાંતિક સરકારના અધિકાર બહાર જે ખાતું હોય એવા ખાતા સંબંધી કાયદો પસાર કરવો. (૬) ગવર્નર જનરલે કરેલો એકાદ કાયદો અગર હુકમ રદ કરવો અથવા તેમાં ફેરફાર કરવાં. તે સિવાય ધાર્મિક, સામાજિક, રાજકીય, ઔદ્યોગિક, ચલન, ખેતી વગેરે બાબતોમાં આ કાઉન્સીલોને ગવર્નર જનરલની પરવાનગીની જરૂર નથી. માત્ર આ સંબંધી ખરડો પસાર થાય તો તેને ગવર્નર જનરલની સંમતિ અને સહી સિક્કા જોઇએ. તે શિવાય આ સભાઓના સભ્યોને હિંદુસ્તાન સરકારના અંદાજપત્રક પર ચર્ચા કરવાની છૂટ છે. બધું અંદાજપત્ર અગર તેમાંનો કેટલોક ભાગ નામંજૂર અથવા મંજૂર કરવાનો અધિકાર માત્ર એસેમ્બ્લીના સભાસદોને છે. અંદાજપત્રકમાં

વધારો કરવાનો હક્ક સભાસદોને નથી. હિંદુસ્તાન સરકાર પોતાનું બધું બજેટ ધારામંડળ સમક્ષ રજુ કરતી નથી. તેમાંનો જે થોડો ભાગ ધારામંડળ સામે રજૂ થતો નથી તેને 'નૉન-ટેબલ બજેટ' કહે છે. તે બાબતો આ પ્રમાણે:—વ્યાજ અને કરજ ઉપર થનારો નાહક ખર્ચ (૨) કાયદાથી કરેલો ખર્ચ (૩) શહેનશાહ અને ભારતમંત્રીએ નિમેલા નોકરોનો પગાર અને પેન્શન. (૪) ચીફ કમિશ્નર અને જ્યુડીશીયલ કમિશનરનું વેતન (૫) રાજકારણ અને દેશ સંરક્ષણ માટે હિંદુસ્તાન સરકારે ઠરાવેલો ખર્ચ. આ સભાનો પ્રમુખ આ સભા બરખાસ્ત કરે છે તેમ જ ગમે તે સભાસદ બરખાસ્તનો ખરડો રજૂ કરી સભા બરખાસ્ત કરાવી શકે છે. બીન-સરકારી સભાસદને મુસદ્દો ઘડવો હોય અગર શંકા પૂછવી હોય તો તે બાબતમાં તેણે સરકારને સૂચના આપવી જોઈએ અને તે સાથે તે મુસદ્દાનો હેતુ અને કારણો જણાવવાં જોઈએ. તેમ જ બીલને સરકારી પરવાનગીની જરૂર હોય તો તેવી પરવાનગી પહેલાંથી જ મેળવવી જોઇએ. તેવી પરવાનગી ન મળે તો તેનું બીલ તે કાઉન્સીલમાં રજૂ થઈ શકે નહીં.

**Q. 127. What part can a non-official member of the Legislature play in the present administration?**

ઉ:—See last four parts of Q. 126.

**Q. 128. Enumerate the chief sources of revenue as they stand (a) for the Government of India and (b) for the Government of Bombay.**

ઉ:—હિંદુસ્તાન સરકાર:—(૧) જકાત (Customs duty) દેશની સરહદ પર અગર બંદર પર પરદેશી આયાત અને નિકાસ લેવામાં આવે છે તેને જકાત કહે છે. આ કર કેવળ એક ઉત્પન્ન થવા માટે રાખવામાં આવ્યો છે. વખતોવખત આ કરમાં વધઘટ કરવો સરકારને હાથ છે. આ કરનું ઉત્પન્ન ૪૫ કરોડની ઉપર છે.

(૨) આવક વેરો (Income tax) આ કર આવક ઉપર લેવામાં આવે છે. ૨,૦૦૦ રૂપીઆ સુધી આવક વેરો નથી, પણ ૨૦૦૦થી

૫૦,૦૦૦ રૂપીઆની ઉપજ પર પાંચ પાઈથી માંડીને દોઢ આના સુધી કર આપવો પડે છે. ૫૦,૦૦૦ રૂપીઆ ઉપરાંતના ઉત્પન્ન પર 'સુપર ટેકસ' લેવામાં આવે છે. આ કર એક આનાથી ૭ આના સુધી લેવામાં આવે છે. આ કરનું ઉત્પન્ન એકંદર ૨૩॥ કરોડ જેટલું છે.

(૩) અફીણનું ઉત્પન્નઃ—અફીણનું વાવેતર કરી તે ચીન, હિંદુસ્તાન, તુર્કસ્તાન વગેરે દેશોમાં વેચવાથી આ ઉત્પન્ન ઘણું આવતું. પણ હિંદુસ્તાન સરકારે પરદેશ અફીણ મોકલવાનું લગભગ બંધ કર્યાથી આ ઉપજ નહીં જેવી થવા લાગી છે. હાલ અફીણથી ૪ કરોડ જેટલા રૂપીઆ પેદા થાય છે.

(૪) મીઠા પરનો કરઃ— આ કર આઠ આનાથી વધતો વધતો ૨॥ રૂપીઆ સુધી ગયો હતો. હાલ આ કર દર બંગાલી મણે ૧ રૂપીયો ૪ આના છે. આ વેરાનું ઉત્પન્ન લગભગ ૭ કરોડનું છે.

(૫) દેશી સંસ્થાનો તરફથી મળતી ખંડણી.

(૬) પ્રાંતિક સરકાર તરફથી મળતી ખંડણીઃ—લગભગ ૧૦ કરોડ.

(૭) આગગાડી, પોસ્ટ અને તાર યંત્રનીઃ—હિંદુસ્તાનની બધી રેલ્વે ઉપર હિંદુસ્તાન સરકાર માલિકી ધરાવે છે. તેમાંથી કેટલીક સરકાર પોતાના વહિવટ નીચે ચલાવે છે અને બાકીની કંપનિને પટા આપી વહિવટ માટે સોંપી છે. આગગાડીથી સરકારને ૩૬$\frac{3}{4}$ કરોડ ઉપજે છે. તે પ્રમાણે પોસ્ટ અને તાર યંત્રથી આવનારી બધી ઉપજ હિંદુસ્તાન સરકારને મળે છે. આ ઉપજ લગભગ ૩ કરોડ છે.

(૮) ઉપર કહેલી બાબતો ઉપરાંત ટંકશાળા, વ્યાજનું ઉત્પન્ન, ચલનથી થતો ફાયદો વગેરેથી હિંદુસ્તાન સરકારને ઘણી આવક છે.

**મુંબઈ સરકારઃ**—(૧) જમીન મહેસુલ (૨) આબકારી જકાત (Excise) આ વેરો અફીણ દારૂ વગેરે કેફી પદાર્થો પર લેવામાં આવે છે (૩) કોર્ટ ફી–ફોજદારી અને દિવાની અદાલતોમાં ઉપયોગમાં આવતી ટીકીટોના વેચાણથી આ ઉત્પન્ન મળે છે (૪) રજીસ્ટ્રેશન ખાતું–ખરીદી, ગીરોખત, પ્રૉમીસરી નોટ વગેરે સરકારમાં રજીસ્ટર કરવા માટે જે

થી લેવામાં આવે છે તે, (૫) મોજમજા પરનો કર, જંગલ અને લોકહિતનાં કાર્યથી થનારૂં ઉત્પન્ન.

**Q. 129. Mention the chief heads of Provincial and Central expenditure.**

**હિંદુસ્તાન સરકાર:**—(૧) કર વસુલ કરવાને પ્રત્યક્ષ થનો ખર્ચ (આશરે ૫ કરોડ).

(૨) પોસ્ટ ટેલીગ્રાફ અને ટેલીફોન માટે થનો ખર્ચ (આસરે ૬ લાખ)

(૩) રેલ્વે અને તેને લગતી બાબતોનો ખર્ચ રેલ્વે બાંધવા માટે જે કરજ કાઢયું હોય તે પરનું વ્યાજ પણ ખર્ચનું અંગ છે. (સુમારે ૩૩ કરોડ).

(૪) નહેરો, પુલ, મોટમોટી સડકો વગેરે સાર્વજનિક હિતનાં કામો માટે કરવામાં આવનો ખર્ચ. (આશરે બે કરોડ).

(૫) સર્વ સાધારણ રાજ્યવહીવટ માટે પગાર, પેન્શન ભથ્થું, વગેરેને લગનો ખર્ચ (સુમારે ૧૧ કરોડ).

(૬) રાષ્ટ્રીય કરજ પર વ્યાજ આપવું પડે છે તે ખર્ચ.

(૭) વિલાયત મોકલવામાં આવતો પૈસો (Home charges).

(૮) લશ્કરને અર્થે થનારો ખર્ચ (૫૯૬ કરોડ).

**પ્રાંતિક સરકાર:**—(૧) વહીવટ માટે થતો ખર્ચ.

(૨) પોલીસ, કારાગૃહ અને ન્યાયકોર્ટોને લગનો ખર્ચ.

(૩) શિક્ષણ આરોગ્ય, વૈદ્યક વગેરે માટે થનો ખર્ચ.

(૪) સાર્વજનિક હિતનાં કામો માટે થનો ખર્ચ.

(૫) હિંદુસ્તાન સરકારને આપવી પડતી ખંડણી.

(૬) દુષ્કાળ નિવારણાર્થે થતો ખર્ચ.

**Q. 130. What do you understand by Dyarchy? How is the Government of a province carried on under the reformed constitution of India?**

ઉ:—હાલ પ્રાંતિક સરકારના રાજ્યશાસનના બે વિભાગ કરવામાં આવ્યા છે. એક વિભાગ એક જાતના મંત્રીઓને અને બીજો બીજી જાતના મંત્રીઓને સોંપવામાં આવ્યો છે. એટલે બધા મંત્રી પૈકી અડધા મંત્રી પોતાનાં કૃત્યો માટે પાર્લામેંટને જવાબદાર છે અને અડધા પ્રાંતિક ધારા-મંડળને જવાબદાર છે. સારાંશ જવાબદારીનું તત્ત્વ પૂર્ણાંશે અમલમાં ન મૂકાતાં અર્ધે અંશે દાખલ થયું છે. તેથી આ રાજ્યપદ્ધતિને દ્વિદલ રાજ્ય-પદ્ધતી અથવા Dyarchy કહેવામાં આવે છે. આ વ્યાખ્યાનું નિરીક્ષણ કરતાં આપણને એમ માલમ પડે છે કે પ્રાંતિક સરકારનું કાર્યક્ષેત્ર બે વિભાગમાં વહેંચાઇ ગયું છે. એક વિભાગ બ્રિટિશ પાર્લામેંટને જવાબદાર તો બીજો હિંદી લોકમતને જવાબદાર. આ વિભાગ થવાથી ખાતાઓમાં પણ રાખેલા અને સોંપેલા એવા બે પ્રકાર કરવામાં આવ્યા છે. સોંપેલા ખાતાઓનો વહીવટ કરવા ગવર્નર લોકનિયુક્ત સભાસદોમાંથી ખાતાની સંખ્યા પ્રમાણે પ્રધાનો પસંદ કરે છે અને તેમને તે ખાતાંઓ સંબંધી બધા અધિકાર આપવામાં આવે છે. આ અધિકારીઓને 'દિવાન' કહે છે. દિવાન પોતાનાં કૃત્યો માટે ગવર્નર તથા કાઉન્સીલ બન્નેને જવાબદાર છે. રાખેલા ખાતાનો કારભાર કારોબારી કાઉન્સીલના સભાસદો ચલાવે છે અને આ સભાસદો પાર્લામેંટને જવાબદાર છે. દિવાન અને કારોબારી મંત્રી–એ બન્નેના કામ પર ગવર્નર દેખરેખ રાખી શકે છે.

ગવર્નર, તેનું કારોબારી મંડળ ( દિવાનો સાથે ) અને ધારામંડળ એ ત્રણે મળીને પ્રાંતિક સરકાર બને છે. ગવર્નર એ પ્રાંતનો મુખ્ય અમલદાર છે. પ્રાંતની બધી જોખમદારી તેને શિર હોય છે. ગવર્નરને તેના કામમાં મદદ કરવાને કારોબારી મંડળ, દિવાન અને ધારામંડળ–એમ ત્રણ સંસ્થાઓ છે. વહીવટી ખાતાના બે વિભાગ કરીને રાખેલા ખાતા કાર્યમંત્રીને અને સોંપેલા ખાતા દિવાનને વહેંચી આપ્યા છે. દરેક દર-ખાસ્તનો નિકાલ કારોબારી કાઉન્સીલની બહુમતિ પ્રમાણે થાય છે. પરંતુ અત્યંત વિકટ પ્રસંગે ગવર્નર પોતાની હુકમત ચલાવી કાઉન્સીલની બહુમતિ વિરૂદ્ધ વર્તી શકે છે. વળી પ્રાંતની રાજ્યવ્યવસ્થામાં દેખાઈ આવતી ભિન્નતા સાંધવાનું જોખમદારીનું કામ ગવર્નરને કરવું પડે છે. કામની

ખાતાવાર વિભાગણી થએલી હોય છે અને દિવાન તથા કાર્યમંત્રીને મદદ માટે એકેક ચિટનીસ આપવામાં આવે છે. વહીવટી ખાતાઓના આ અધિકારીઓ ઉપરાંત પોલીસ, શિક્ષણ, વૈદક વગેરે માટે ઈન્સ્પેકટરો દરેક પ્રાંતમાં હોય છે

પ્રાંતિક સરકારને સહાય કરવાને જે ધારામંડળ નિર્માણ થએલું છે તેમાં લોકનિયુક્ત સભાસદોનું સંખ્યાબળ બહુમતિ ધરાવે છે. દરેક પ્રાંતને આવી એકેક કાઉન્સીલ આપવામાં આવી છે. આ કાઉન્સીલના સભાસદોને ખરડા તથા મુસદ્દા માંડવાનો અધિકાર હોઈ પ્રશ્ન તથા ઉપપ્રશ્ન પૂછવાનો પૂર્ણ હક છે. અંદાજપત્રક પર ચર્ચા જ કેવળ નહીં પણ તે પાસ અગર નાપાસ કરવાનો અધિકાર પણ આ કાઉન્સીલોને છે. માત્ર તે પત્રકમાં વધારે કર નાંખવાની દરખાસ્ત કરી શકાય નહીં. આ જ કાઉન્સીલોને દિવાન જવાબદાર છે એમ સમજવામાં આવે છે.

ન્યાય આપવા માટે દરેક પ્રાંતમાં એક વડી અદાલત હોય છે. હાઇકોર્ટોના હાથ નીચે દિવાની અને ફોજદારી ગુન્હાઓનો ફૈસલો આપવા માટે કેટલીક નાની કોર્ટો હોય છે તે ન્યાય આપવાનું કામ કરે છે.

જે પ્રમાણે પ્રાંત હિંદુસ્તાન સરકારની રાજ્યવ્યવસ્થાનો એક ભાગ સમજવામાં આવે છે તેવી જ રીતે પ્રાંતની રાજ્યવ્યવસ્થામાં જિલ્લો, તાલુકો, મહાલ, અને ગામડું એ ભાગ છે. જિલ્લાનો મુખ્ય અમલદાર કલેકટર હોઇ જીલ્લાની વસુલીનું બધું કામ તે કરે છે. તે સિવાય જિલ્લાના લોકનું સંરક્ષણ અને હિત સાચવવાનું જોખમ તેને માથે છે. તાલુકામાં મુખ્ય મામલતદાર હોય છે. અને મહાલનો મહાલકરી હોય છે. આ અમલદારોને પણ પોતપોતાના વિભાગમાં કલેકટરનું કામ કરવું પડે છે. ગામડાનો અધિકારી પટેલ છે તેને મદદ કરવાને તલાટી હોય છે. ગામડું એ રાજ્યવ્યવસ્થાનો નાનામાં નાનો ભાગ છે.

**Q. 131. Describe the relations of the ministers with the Governor, the Legislatures and the Executive Councillors.**

**દિવાન અને ગવર્નરઃ**—ગવર્નર દિવાનોને નીમે છે અને ગમે ત્યારે તેઓને નોકરી પરથી દૂર કરી શકે છે. દિવાનના મતો અને ધોરણ શું છે એ ગવર્નરે સમજી લઈ દિવાનને પોતાના મત પ્રમાણે ચલાવવા તેમજ ગવર્નરે પોતાના અનુભવનો અને ડાહાપણનો ફાયદો દિવાનને આપી તેને માર્ગદર્શક બનવું એ તેનું કર્તવ્ય છે. ઉલટું દિવાનોએ પણ લોકમત અને તે બાબતમાં પોતે કેવું વર્તન કરવાની જરૂર છે એ વાત ગવર્નરના મનમાં ઠસાવવી જોઈએ. નજીવી બાબતોમાં અથવા મોટી મહત્ત્વની બાબતોમાં દિવાન તથા ગવર્નર વચ્ચે કેટલીક વાર મતભેદ થાય છે. મતભેદ ક્ષુલ્લક હોય તો દિવાને પોતાની જગ્યાનું રાજીનામું આપવું અથવા ગવર્નરે તેને રજા આપવી. કોઈ એક મહત્ત્વના પ્રશ્ન પર મતભેદ થઈ તેની પરમાવધિ થાય અને તે પ્રશ્ન સંબંધી બીજા દિવાન, કાર્યમંત્રી તથા કાન્સીલનો ટેકો હોય તો ઘણો ગુંચવણ ભરેલો પ્રસંગ ઉપસ્થિત થાય છે. આવા પ્રસંગે ગવર્નરે કાઉન્સીલ બરખાસ્ત કરવી અને થોડા સમય સુધી સોંપેલા ખાતાનો વહીવટ પોતે જ કરવો. 'અત્યંત વિકટ પરિસ્થિતિને લઈ ને મારે આ ખાતા મારા તાબામાં લેવા પડ્યા' એવો ખુલાસો તેણે ગવર્નર જનરલ તરફ મોકલવો. ચૂંટણી થાય અને તેમાં તેજ દિવાન પાછા ચૂંટાય અને પહેલાંના દિવાનો સિવાય બીજા સભ્યો દિવાન થવા ના પાડતા હોય તો ગવર્નરે નમતું મૂકીને તે જ માણસોને દિવાન તરીકે કબૂલ રાખવા. આ પ્રમાણે થોડા વખત સુધી ગવર્નર કોઇ આપખુદ રાજા પ્રમાણે વર્તા શકે છે.

**દિવાન અને ધારામંડળઃ**—જે દિવાન નીમાય છે તે ધારામંડળનો લોકનિયુક્ત બીનસરકારી સભાસદ હોવો જોઇએ. અને ધારામંડળનો દિવાન પર પૂર્ણ વિશ્વાસ જોઈએ; નહીં તો ધારામડળ તેના પર અણવિશ્વાસનો ઠરાવ પાસ કરી તેના કાર્યમાં ખલેલ કરે.

આ દિવાનો ધારામંડળને જવાબદાર હોવા જોઇએ એવો સિદ્ધાંત છે. પણ રિવાજ માત્ર તેવો નથી. કારણ કે ધારામંડળનો દિવાન પરનો વિશ્વાસ ઉઠી જાય અને તેની વિરૂદ્ધ અણવિશ્વાસનો અથવા નિંદાવ્યંજક ઠરાવ પાસ કરી તેના પગારમાં ઘટાડો કરે તોપણ દિવાન રાજીનામું આપવા બંધાએલો છે એવું

કાયદાથી ઠરેલું નથી. એમ કરવા છતાં પણ દિવાન રાજીનામું ન આપે તો ધારામંડળ તેને બરતરફ કરી શકતું નથી. ધારામંડળનું ધોરણ શું છે એ દિવાન સમજી લઈ કાર્ય કરે તો તેનાં કાર્યમાં ધારામંડળ કદી પણ હરકત કરે નહીં; નહીં તો ધારામંડળ તેની વિરૂદ્ધ નિંદાવ્યંજક ઠરાવ પાસ કરી તેનો પગાર ઘટાટવાનો હક ધરાવે છે. આટલે સુધી વાત આવે તો ધારામંડળનો દિવાન પર વિશ્વાસ નથી એમ સમજુત થાય છે અને એવે પ્રસંગે દિવાને રાજીનામું આપવું એ જ યોગ્ય છે.

**દિવાન તથા કાર્યમંત્રીઃ**—ખાતાના વિભાગ થયાથી દિવાન અને કાર્યમંત્રી એમના કામોની દિશા જુદી જુદી હોય એ વાત નિર્વિવાદ છે. પરંતુ કેટલાક મહત્ત્વના પ્રશ્નોના નિકાલ લાવવા માટે અગર અમુક એક વિશિષ્ટ ધોરણ ઠરાવવા માટે દિવાન અને કાર્યમંત્રી એક બીજાના સંબંધમાં આવે છે. આવા પ્રસંગે એક કમીટી નીમાય છે. ગવર્નર આ કમીટીનો પ્રમુખ બને છે. આ કમીટીમાં બન્નેને પોતાના ધોરણો પ્રમાણે મત આપવાનો અધિકાર હોય છે. આ પ્રસંગે જ બન્નેએ એક બીજાને મદદ કરી અને સમયાનુસાર પોતાની સ્પષ્ટ સલાહ આપીને દિદળની એકતા કરવાની હોય છે. આ પદ્ધતિને જ દ્વિદલનો વિચાર વિનિમય (Cabinet Consultation) એમ કહે છે. પરંતુ દિવાન અને કાર્યમંત્રીની કાર્યક્ષેત્રની સીમા ગવર્નર આંકી આપે છે.

**Q. 132. What is a Budget? What amount of control is exercised by the Central and Provincal Legislatures over their respective Budgets?**

ઉ:—અંદાજ પત્રક એટલે દર વર્ષે થનારી આવકજાવકનું આશરે અને અગાઉ તૈયાર કરેલું પત્રક. દર વરસે ફેબ્રુઆરી માસમાં ફડનવીસ આ પત્રક કાઉન્સીલમાં રજૂ કરે છે. વડી ધારાસભામાં તે પત્રક પર ચર્ચા કરવાને વાઇસરૉય દિવસ નક્કી કરે છે અને પ્રાંતિક ધારામંડળમાં ગવર્નર દિવસ નક્કી કરે છે. વડી ધારાસભામાં આ પત્રક બન્ને મંડળોમાં એકી વખતે રજૂ થાય છે. જે દિવસે તે રજૂ થાય છે તે દિવસે તેના પર વાદવિવાદ

મતો નથી પણ રજુ થયા પછી આઠ દિવસ વીત્યા બાદ એસેમ્બ્લીમાં અથવા પ્રાંતિક કાઉન્સીલમાં તેના ઉપર સર્વ સાધારણ ચર્ચા થાય છે. તે વખતે મતો ગણવામાં આવતા નથી અગર તેમાંની કોઈ એક બાબત ઉડાવી દેવામાં આવતી નથી. બીજી બેઠકમાં માત્ર પત્રકમાં રજુ કરેલી બાબતો પર ક્રમશઃ ટીકા શરૂ થાય છે. આ ચર્ચાને માટે એકથી બે અઠવાડીઆ સુધીની મુદત આપવામાં આવે છે. એક બાબતને માટે બે દિવસથી વધુ વખત ચર્ચા કરવાને મળતો નથી. એવી રીતે નિયમિત સમયમાં તે પત્રક પર ચર્ચા થયા બાદ તે વિષે સભાસદોના મત લેવાય છે. એસેમ્બ્લીના સભાસદો જ માત્ર બધું બજેટ અથવા તો તેમાંની એકાદ બાબત ઉડાવી દઇ શકે. કાઉન્સીલ ઑફ સ્ટેટને એવો અધિકાર નથી. કાઉન્સીલના સભાસદોને પણ પોતાનું બજેટ પાસ અગર નાપાસ કરવાનો અધિકાર છે. કાઉન્સીલના સભાસદોને નવો કર સૂચવવાનો અથવા અંદાજપત્રકમાં આપેલા ખર્ચમાં વધારો કરવાનો અધિકાર નથી એસે-મ્બ્લીએ અથવા પ્રાંતિક કાઉન્સીલે નાપાસ કરેલું બજેટ ગવર્નર જનરલ અથવા ગવર્નર 'પાવર ઑફ સર્ટીફીકેશન'ની રૂએ પાસ કરી શકે છે. આ બજેટમાં બે પ્રકારની બાબતો હોય છે. જે બાબતો કાઉન્સીલની સંમતિ માટે કાઉન્સીલ સામે રજુ કરવામાં આવે છે તેને 'વોટેબલ બજેટ' કહે છે અને જે રજુ કરવામાં આવતી નથી તેને 'નોન વોટેબલ' એવું નામ છે (નૉન વોટેબલ બાબતો માટે પ્રશ્ન નં. ૯ જુઓ).

અંદાજપત્રક પ્રમાણે જમાબંદીનું બીલ પણ કાઉન્સીલે પાસ કરવાનું હોય છે. આ બીલમાં નવા નાંખવાના કર અથવા જુના કરમાં ફેરબદલ કરવાની દરખાસ્તોનો સમાવેશ થાય છે. વળી નવા કર નાંખવાના માર્ગ અને સાધનો પણ તેમાં સૂચવેલા હોય છે. આ બીલ રજુ કરતાં પહેલાં તેમ કરવાની પરવાનગી કાઉન્સીલ તરફથી મળવી જોઇએ. કાઉન્સીલ પર-વાનગી આપે તો જ તેના પર ચર્ચા થાય અને પછી મત લેવાય. આ બીલ પાસ અગર નાપાસ કરવાનો અધિકાર પણ એસેમ્બ્લી તથા પ્રાંતિક ધારાસભાઓને છે.

આર્થિક ખાતાને મદદ કરવાને અને ધારામંડળોએ મંજુર કરેલી રકમો યોગ્ય રસ્તે ખર્ચાય છે કે નહી તેની તપાસ રાખવાને ધારામંડળને એક કમીટી નિમવાનો અધિકાર છે. આ કમીટીમાં ૧૨ સભાસદ હોઈ તેમાંના ⅔ કાઉન્સીલના બિનસરકારી સભાસદોએ ચુંટેલા હોય છે. આ કમીટીને બે કામો સોંપેલાં હોય છે. (૧) નવીન ઉભા થએલા ખર્ચની રીતસર માંગણી. (૨) કરકસરથી ખર્ચ કરવા માટે તથા ખર્ચ ઓછો કરવા માટે સરકારને સૂચના કરવી.

**Q. 133 What are the changes made in the Indian Constitution by the Reform Act of 1919?**

**ઉત્તર:—**(અ) બ્રીટીશ સરકારઃ-(૧) પાર્લામેન્ટે ભારતમંત્રીનો પગાર અને ઈન્ડીઆ કાઉન્સીલ અને ઇન્ડીઆ ઑફીસનો ખર્ચ આપવો. (૨) હિન્દુસ્થાનમાં નવા રાજકીય સુધારા કરવા સંબંધી વિચાર કરવાને દર દસમે વર્ષે બાદશાહી કમીશન નીમવું. (૩) ઈન્ડીઆ કાઉન્સીલમાં સભાસદોની સંખ્યા દસથી બાર સુધીની રાખવી અને ભારતમંત્રીએ તેમની નિમણુંક કરવી. (૪) હિન્દુસ્થાન તરફથી ઈંગ્લંડમાં હાઈ કમીશ્નર રાખવો. (આ) હિન્દુસ્થાન સરકારઃ-(૧) હિન્દુસ્થાન સરકારના કારોબારી મંડળમાં ત્રણ હિન્દી સભાસદ રાખવા. (૨) ગવર્નર જનરલને મદદ કરવાને બે કાયદામંડળો સ્થાપવાં; કાઉન્સીલ ઑફ સ્ટેટમાં ૩૩ લોકનિયુકત સભાસદ અને ૨૭ સરકારનિયુકત સભાસદ હોવા જોઈએ અને લેજીસ્લેટીવ એસેમ્બ્લીનાં ૧૦૪ લોકનિયુકત અને ૪૦ સરકારનિયુકત સભાસદ રાખવા જોઈએ. સ્ટેટ કાઉન્સીલની મુદત પાંચ વર્ષની અને એસેમ્બ્લીની મુદત ત્રણ વરસની રાખવી. પરંતુ ગવર્નર જનરલ આ બન્ને કાયદામંડળોનો અધ્યક્ષ થઇ શકે નહીં. (ઇ) પ્રાંતિક સરકારઃ-(૧) પ્રાંતિક સરકારનાં બે ખાતાં પાડી, એક ભાગ લોકનિયુકત દિવાનોને સોંપવો અને બાકીના ભાગનો કારભાર ગવર્નરે કરવો. (૨) દરેક પ્રાન્તમાં આવી દ્વિદલ રાજ્યપદ્ધતિ દાખલ કરવી. (૩) દિવાનો તે પ્રાન્તના કાયદા કાઉન્સીલને જવાબદાર છે. (૪) પ્રાંતિક સરકારના કારોબારી મંડળમાં બે હિન્દી સભાસદ

રાખવા જોઇએ. (૫) પ્રાંતિક કાયદા કાઉન્સીલમાં લોકનિયુક્ત સભાસદ સેંકડે ૭૦ના પ્રમાણમાં હોવા જોઇએ. (૩) દરેક પ્રાંતનું સ્વતંત્ર અંદાજ-પત્રક બનાવવું. અને કોઇપણ વિશિષ્ટ કર નાખવાનો પ્રાંતિક સરકારને અધિકાર છે. (ઘ) કાયદામંડળોઃ (૧) પ્રાંતિક અગર વરિષ્ઠ કાયદામંડળને અંદાજપત્રક મંજુર અગર નામંજુર કરવાનો અધિકાર છે. (૨) કોઈ પણ ઠરાવ (બીલ) લાવવાનો અને ઉપપ્રશ્નો પૂછી માહિતી મેળવવાનો દરેક કાયદામંડળને અધિકાર છે. (૩) પોતપોતાના મંડળનો અધ્યક્ષ ચુંટવાનો પ્રાંતિક અગર વરિષ્ઠ કાયદામંડળને અધિકાર છે.

**Q. 134. What do you understand by Local-self Government? Mention the functions and sources of income of a Municipality.**

ઉ:—રાષ્ટ્રની અખિલ પ્રજા સાથે કોઈ પણ જાતના સંબંધમાં ન આવતાં અમુક સ્થાનના રહેવાસી સાથે સંબંધ ધરાવતી બાબતોની વ્યવસ્થા જે વહીવટ લઇને કરવામાં આવે છે તેને સ્થાનિક સ્વરાજ્ય એમ કહે છે.

મ્યુનિસિપાલીટીને ઘણાં કામો કરવાનાં હોય છે. તેનું વર્ગીકરણ ત્રણ પ્રકારે થઈ શકે:—

(૧) લોક સંરક્ષણ:—નવા રસ્તા બાંધવા, જુના રસ્તાઓ દુરસ્ત કરવા અને તેના પર દીવાબત્તીની સગવડ કરવી વગેરે બાબતો મ્યુનિસિપાલીટી કરે છે. તે સિવાય સાર્વજનિક તથા મ્યુનિસિપલ ઈમારતો બાંધવી, તેમને સારી અવસ્થામાં રાખવી એ કામ પણ એ કમીટીનું જ છે. બાગ બગીચા, સંગ્રહસ્થાન, પુસ્તકાલયો વગેરેનો સમાવેશ પણ એમાં જ થાય છે.

(૨) સાર્વજનિક આરોગ્ય રક્ષણ:—લોકોની તંદુરસ્તી સાચવવા દવાખાનાં સ્થાપન કરવાં, શીતળા ટાંકવા, ગટર સુધારવી, પાણી માટે હોજ અગર તળાવ ખોદવાં તેમજ રોગની મોસમ અને બીજી માંદગીનું નિવારણ કરવાની વ્યવસ્થા કરવી, દુકાળથી પીડાતા લોકોને સહાય આપવી વગેરે કામો પણ મ્યુનિસિપાલીટીનાં છે.

(૩) શિક્ષણઃ—પ્રાથમિક શિક્ષણ આપવા નિશાળો સ્થાપી પોતાની હદમાં રહેનારા રહેવાસીઓના બાળકોને પ્રાથમિક કેળવણી આપવાની સગવડ કરવી એ કામ મ્યુનિસિપાલીટીનું છે.

આ બધાં કામો કરવાને માટે મ્યુનિસિપાલીટી જુદે જુદે રસ્તે નાણાં વસુલ કરવાનો અધિકાર અપાએલો છે. નીચેની બાબતો તેમનું વસુલ જણાવે છે. (૧) જકાત (Octroi duty). (૨) ઘર અને જમીન વેરો. (૩) ધંધો રોજગાર અને વેપાર ઉપરનો વેરો. (૪) રસ્તા પરની દસ્તુરી. (૫) ગાડી, ટાંગા, મોટર, સાયકલ વગેરે વાહનના સાધનો પર કર (૬) માર્કેટ, પુસ્તકાલયો, દવાખાના અને ઇતર ઇમારતોથી થતી ઉપજ. (૭) કમીટીએ લોકહિતને માટે કરેલા કામોથી મળતો નફો જેમકે, શાળામાં લેવાતી ફી, પાણીપટ્ટી, ગટરપટ્ટી, ભંગીપટ્ટી વગેરે. (૮) સરકાર તરફથી મળતી રકમ.

**Q. 185. Describe the administration of a District.**

ઉઃ—બ્રિટિશ હિંદુસ્તાનની રાજ્યવ્યવસ્થામાં જીલ્લો અત્યંત મહત્ત્વનું સ્થાન ગણાય છે. દરેક જીલ્લાનો ઉપરી કલેકટર હોય છે. તેને જીલ્લાનું બધું મ્હેસુલ ભેગું કરવાનો અધિકાર છે તે ઉપરાંત મેજીસ્ટ્રેટના પણ તેને અધિકાર હોય છે. કલેકટરના હોદ્દાને અનુસરીને તેને કયા કયા અધિકાર છે તે આપણે જોઇશું. જીલ્લાનું બધા પ્રકારનું મ્હેસુલ ભેગું કરવું, પોતાના જીલ્લામાંના શાહુકાર તથા ખેડુત વર્ગ વચ્ચેના ટંટાફિસાદ તોડવા, જકાત, આવકવેરો, કોર્ટસ્ટૅંપ વગેરેની વ્યવસ્થા રાખવી, જીલ્લાની ત્રિજોરી પર દેખરેખ રાખવી, ખેડુતોના જમીન સંબંધી હક રજીસ્ટર કરવા, જમીનની વહેંચણી કરવી, બક્ષિસપત્રો બનાવવા અને ખેતીને ઉત્તેજન આપી વખતોવખત ખેડુતોને તગાવી આપવી વગેરે કામો કલેક્ટરને કરવાં પડે છે. આ ઉપરાંત મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડોના કારભાર પર દેખરેખ રાખવી, દુકાળ પડે તો તે દૂર કરવાના ઉપાય યોજવા, જંગલ ખાતાની વ્યવસ્થા રાખવી, ઇત્યાદિ કામો કલેક્ટરે કરવાનાં હોય છે. જીલ્લામાં બનતા અગત્યના બનાવો વારંવાર તે પ્રાંતના અધિકારીને વિદિત કરે છે.

મેજીસ્ટ્રેટ તરીકે તેને પહેલા વર્ગના મેજીસ્ટ્રેટનો અધિકાર હોઈ ગુન્હેગારને બે વરસની સજા કરવાનો અને ૧૦૦૦ રૂપીઆ દંડ કરવાનો અધિકાર છે. તે ઉપરાંત પોતાના હાથ નીચેના મેજીસ્ટ્રેટના કામ પર દેખરેખ રાખવી, ગુન્હા અટકાવવા અને પોલીસ ખાતા પર સામાન્ય હુકમત ચલાવવી વગેરે કામો પણ તેને કરવાં પડે છે.

કલેકટર ઉપરાંત જીલ્લામાં ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ, સીવીલ સર્જન, ડેપ્યુટી ઈન્સ્પેકટર, ઈજનેર વગેરે અમલદારો હોય છે. સુપરીન્ટેન્ડેન્ટ ઑફ પોલીસ ગુન્હેગારો શોધી કાઢે છે તથા જીલ્લામાં શાંતિ રાખે છે. સીવીલ સર્જન, જીલ્લામાંના દવાખાના પર દેખરેખ રાખી લોકોના આરોગ્યની કાળજી લે છે. કેળવણીની જવાબદારી ડેપ્યુટી ઉપર હોય છે અને સાર્વજનિક હિતનાં કામો ઈજનેર કરે છે.

રાજ્યવ્યવસ્થા સુગમ થવા માટે દરેક જીલ્લાના જુદા જુદા ભાગ પાડવામાં આવ્યા છે. તેમાં તાલુકો, પેટામહાલ અને ગામડાનો સમાવેશ થાય છે. તાલુકાનો ઉપરી, અમલદાર અથવા તહસીલદાર હોય છે. પેટામહાલ મહાલકારીના તાબામાં હોય છે. પોતાના તાલુકાનું અગર પેટા મહાલનું મહેસુલ ભેગું કરવાનું કામ આ અમલદારને માથે છે. તાલુકા અથવા મહાલમાંના ફોજદારી કામોનો ફેંસલો આપવો એ કામ પણ તેનું જ છે. મામલતદાર ઘણું કરીને પહેલો અગર બીજા વર્ગનો મેજીસ્ટ્રેટ હોય છે. મહાલકારી બીજા અગર ત્રીજા વર્ગનો મેજીસ્ટ્રેટ હોય છે.

તાલુકા પછી ગામડું. ગામડામાં પટેલ, તલાટી, ચોકીદાર વગેરે મુખ્ય અધિકારી છે. ગામડાનું દાણ વસુલ કરવું, તે તાલુકાની ત્રિજોરીમાં જમા કરવું, ગામમાં વ્યવસ્થા અને શાંતિ રાખવી તથા નાના ફોજદારી ફરિયાદીઓના ફેંસલા આપવા, વગેરે કામો પટેલને કરવાં પડે છે. ગામનો હિસાબ રાખવો, સરકારનું દાણ કેટલું જમા થયું અને કેટલું બાકી છે વગેરે જોવું, ગામની જમીનનો નકશો રાખવો તે કામો તલાટીનાં છે. ગામનું સંરક્ષણ કરવાને ચોકીદાર પહેરો રાખે છે.

ઉપર કહેલા અધિકારીઓ સિવાય કેટલાક ગામોમાં ગ્રામ-પંચાયતો સ્થાપન થવા માંડી છે. આ ગ્રામ-પંચાયતોને, ગામડાઓના સાધારણ

ફોજદારી તથા દિવાનીદાવાના નિકાલ આપવા, ગામમાં દિવાબત્તીની વ્યવસ્થા રાખવી, પાણી પુરૂં પાડવું તથા લોકોનું આરોગ્ય સાચવવું ઇત્યાદિ કામો તેને સોંપેલાં હોય છે.

**Q. 136. How is the Justice administered in India ?**

ઉ:—હિંદી લોકોને ન્યાય મળવાની યોગ્ય તજવીજ કરવામાં આવેલી છે દરેક પ્રાંતમાં હાઇકોર્ટ હોય છે. પ્રાંતની હાઇકોર્ટ એજ હિંદુસ્તાનમાંની મોટામાં મોટી ન્યાયની અદાલત છે. હાઇકોર્ટોને ઇલાકાની રાજધાનીમાંના દિવાની તથા ફોજદારી દાવા ચલાવવાનો, પ્રાંતમાંની બીજી કનિષ્ટ અદાલતોએ આપેલા દિવાની તથા ફોજદારી દાવાઓના ફેંસલાઓ વિરૂદ્ધ અપીલ સાંભળવાનો અને તે અદાલતોના કામ પર દેખરેખ રાખવાનો અધિકાર છે. ફોજદારી દાવામાં હાઇકોર્ટ જયુરીના નિકાલ પ્રમાણે ફેંસલો આપે છે. હાઇકોર્ટના નિકાલ વિરૂદ્ધ ઇંગ્લંડની પ્રીવી કાઉન્સીલ અપીલ સાંભળે છે. કાઉન્સીલનો નિકાલ છેવટનો ગણાય છે. પોતાના ફેંસલા વિરૂદ્ધ અપીલ કરવાની પરવાનગી આપવી કે નહી એ હાઇકોર્ટની મુન્સફી ઉપર છે. હાઇકોર્ટ પર હુકમત ચલાવનારી મધ્યવર્તી અદાલત હિંદુસ્તાનમાં નથી. કાયદાની રૂએ ઠરેલી બધી જાતની શિક્ષાઓ આપવાનો હાઇકોર્ટને અધિકાર છે.

પ્રાંતમાં, હાઇકોર્ટોની હકુમત નીચેની કનિષ્ઠ કોર્ટો ઘણી છે. કનિષ્ઠ કોર્ટો બે પ્રકારની હોય છે (૧) દિવાની અને (૨) ફોજદારી. (૧) દિવાની કોર્ટોમાં દરેક જીલ્લામાં આવેલી જીલ્લા કોર્ટ મુખ્ય છે. આ કોર્ટનો અધિકાર જીલ્લાની બીજી કોર્ટો ઉપર ચાલે છે. નીચેની કોર્ટો વિરૂદ્ધ અપીલો જીલ્લા કોર્ટમાં આવે છે. આ જીલ્લા કોર્ટના હુકમત નીચે મુન્સફ કોર્ટો અર્થાત્ પહેલા અને બીજા વર્ગની મુન્સફ કોર્ટો હોય છે. આ કોર્ટો ઉપરાંત પ્રાંતોના મુખ્ય શહેરોમાં અને બીજા મહત્વના શહેરોમાં સ્મૉલ કૉઝીઝ કોર્ટો હોય છે. (૨) ફોજદારી કોર્ટો પૈકી દરેક જીલ્લામાંની સેશન્સ જજની કોર્ટ શ્રેષ્ઠ છે. જીલ્લામાં ફોજદારી દાવા આ કોર્ટમાં ચાલે છે. હાઇકોર્ટની માફક આ કોર્ટને ગમે તેટલી શિક્ષા ફરમાવવાનો અધિકાર છે. ફાંસીની સજા માત્ર હાઇકોર્ટોની પરવાનગીથી અપાય છે. આ કોર્ટોને જયુરીએ

આપેલો નિકાલ માન્ય કરવો પડે છે. સેશન્સ કોર્ટોને મદદ કરવાને પહેલા બીજા અને ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટ હોય છે. તે સિવાય ઇલાકાના મુખ્ય શહેરમાં એક પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ હોય છે. કેટલાક ઑનરરી મેજીસ્ટ્રેટ પણ હોય છે અને તેમાં પહેલા, બીજા અને ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટ એવા પ્રકાર હોય છે. ઉપર કહેલી અદાલતો ઉપરાંત લશ્કરની હદમાં કેન્ટોનમેન્ટ મેજીસ્ટ્રેટની કોર્ટ હોય છે. રેવેન્યુ કોર્ટો મહેસુલ વસુલ કરવા માટે સ્થપાએલી હોય છે. પટેલ પોતાના ગામમાંના સાધારણ દાવાઓ ચલાવે છે.

**Q. 137. What do you know of the Police Department?**

ઉ:—દરેક પ્રાંતમાં 'ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પોલીસ' નામનો એક વડો અધિકારી હોય છે. આ અધિકારી સનદી નોકર હોય છે. પ્રાંતના જુદા જુદા વિભાગ ઉપર એક એક 'ડેપ્યુટી ઇન્સ્પેક્ટર જનરલ' હોય છે. દરેક જીલ્લામાં એક 'સુપરીન્ટેન્ડેન્ટ ઑફ પોલીસ' હોય છે. તેને મદદ કરવાને ફોજદાર હોય છે. જીલ્લાનો બંદોબસ્ત રાખવો, શાંતિ જાળવવી, ગુન્હા અટકાવવા, ગુન્હા થાય તો ગુન્હેગારોને શોધી કાઢવા વગેરે બાબતોમાં તે કલેક્ટરને મદદ કરે છે. આ કામ ઉપરાંત પોતાના હાથ નીચેની પોલીસ પલટણને પોતાના કાબુમાં રાખી તેનો બરોબર બંદોબસ્ત રાખવાનું કામ તે જ કરે છે. જીલ્લાના જુદા જુદા વિભાગ કરી દરેક વિભાગમાં એક એક પોલીસ થાણું રાખેલું હોય છે અને આ થાણું એક ફોજદારના હાથ નીચે હોય છે. ગામડામાં વરતણીયા હોય છે જેનું કામ ગુન્હા શોધી કાઢી ગામમાં બંદોબસ્ત રાખવાનું હોય છે.

પોલીસના જુદા જુદા પ્રકાર છે (૧) રીઝર્વ ફોર્સ અથવા રાખેલી પલટણ. આ પલટણ દરેક જીલ્લામાં હોય છે. જે ભાગમાં સુલેહનો ભંગ થયો હોય અથવા હુલ્લડ થવાનો ભય હોય તે ભાગમાં આ ટુકડી મોકલવામાં આવે છે. (૨) લશ્કરી પોલીસઃ આ પોલીસ બંગાળા, આસામ, વાયવ્ય સરહદનો પ્રાંત તથા સરહદના પ્રાંતોમાં હોય છે. (૩) શહેર પોલીસઃ શહેરનો બંદોબસ્ત બરોબર રાખવાને આ લોકોનો ઉપયોગ થાય છે. (૪) ગુપ્ત

પોલીસઃ ગુન્હેગારોની ટોળી પર અથવા શંકાપાત્ર માણસો પર નજર રાખવી તથા ચોર અને બહારવટીઆઓની ટોળીની શોધખોળ કરવી વગેરે કામ આ પોલીસને કરવું પડે છે. (૫) રેલવે પોલીસઃ આ પોલીસ સ્વતંત્ર હોઈ રેલવે પોતાને ખર્ચે માલમતા સાચવવા તેનો ઉપયોગ કરે છે.

પોલીસ ખાતાની આટલી બધી વ્યવસ્થા હોવા છતાં પણ પોલીસ અભણ હોય છે. તેમને થોડુંઘણું કાયદાનું જ્ઞાન, ડ્રીલ વગેરે શીખવવા માટે હાલ કેટલાક પ્રાંતોમાં શિક્ષણ આપનારી સંસ્થાઓ સ્થાપી છે. તેમના મુખ્ય થાણા જીલ્લાના મુખ્ય શહેરમાં હોય છે. પરંતુ ગમે તેટલું શિક્ષણ પોલીસને આપો તોપણ તેમનું જંગલીપણું જતું નથી અને કેળવાએલા માણસોથી જેવું સારૂં અને વ્યવસ્થિત કામ થાય છે તેવું આ લોકોથી થતું નથી.

**Q. 138. What are the different kinds of prisons? Describe their management.**

ઉ:—હાલમાં કેદખાનાના બે પ્રકાર છે (૧) મધ્યવર્તી કેદખાનુંઃ આ કેદખાનામાં જેમને એક વરસથી વધારે સજા થઈ હોય તેમને રાખવામાં આવે છે. (૨) ડીસ્ટ્રીકટ કેદખાનુંઃ આમાં પહેલો વર્ગ, બીજો વર્ગ તથા ત્રીજો વર્ગ એમ ત્રણ પ્રકાર છે. પહેલા વર્ગની જેલમાં ૧-વરસ સુધી શિક્ષા થએલાને રાખે છે. બીજા અને ત્રીજા વર્ગની જેલમાં ૧૫ દિવસથી એક વરસ સુધી સજા થએલા કેદીને રાખવામાં આવે છે. આ કેદખાના જીલ્લાના મુખ્ય શહેરોમાં હોય છે. (૩) કનિષ્ઠ કેદખાનાંઃ આ કેદખાનામાં જેમને ૧૫ દિવસથી ઓછી સજા થએલી છે એવા કેદીઓ તથા જેમની તપાસ ચાલતી હોય એવા કેદીઓ રાખવામાં આવે છે.

દરેક કારાગૃહ ઉપર ચાર અધિકારીઓ હોય છે.(૧) સુપરિન્ટેન્ડેન્ટ કે જેને ગુન્હેગારને ફરમાવેલી સજા પ્રમાણે સજા આપવી, જેલના ખર્ચની વ્યવસ્થા રાખવી, કેદીઓને કામ આપવું અને કેદખાનાની વ્યવસ્થા બરાબર રહે છે કે નહીં તે જોવું વગેરે કામો તેને કરવાં પડે છે. (૨) સુપરીન્ટેન્ડેન્ટને મદદ કરનારો કનિષ્ટ અધિકારીઓ. (૩) જેલમાંના કેદીઓને દવા વગેરે

આપનારો ડૉક્ટર અને (૪) જેલર. ડીસ્ટ્રીક્ટ જેલ અને બીજી જેલ ઘણું કરીને સીવીલ સર્જનના તાબામાં હોય છે. બધા કેદીઓને એક જ ઠેકાણે રાખવામાં આવે છે. પણ દરેકની જુદી ઓરડી હોવી જોઈએ એવી કેટલેક ઠેકાણે વ્યવસ્થા કરેલી છે. સ્ત્રી ગુન્હેગારોને પુરુષ કેદીઓથી અલગ રાખવામાં આવે છે. તેમજ ૧૮ વર્ષની નીચેના કેદીઓને ઘરડા કેદી સાથે રાખવામાં આવતા નથી. કેદીઓને નવ કલાકથી વધારે કામ કરવું પડતું નથી. દરેક કેદી પ્રત્યે સરખું વર્તન હોતું નથી. સોંપેલું કામ તકરાર વગર કરે તો કેદીને ઘણું કરીને ઓછો ત્રાસ થાય છે.

**Q. 139. Describe the various classes of Indian States. State their relations with the Government of India.**

ઉ:—હાલ હિંદુસ્તાનમાં આશરે ૭૦૦ દેશી સંસ્થાનો છે. તેના જુદા જુદા વર્ગ પાડયા છે. (૧) જેમનો સંબંધ હિંદી સરકાર સાથે છે એવાં રાજ્યો (૨) ગવર્નર જનરલના એજંટો મારફત દેખરેખ રાખવામાં આવે છે એવાં દેશી રાજ્યો. (૩) પ્રાંતિક સરકારની દેખરેખ નીચેના સંસ્થાનો. હૈદ્રાબાદ, મ્હૈસુર, વડોદરા અને કાશ્મીર. સંસ્થાનો પહેલા વર્ગના ગણાય છે. ગ્વાલીયર, ઈંદોર, ભોપાળ, ઉદેપુર, જયપુર વગેરે સંસ્થાનો તથા બલુચીસ્તાન બીજા વર્ગના રાજ્યો છે. બાકીના પ્રાંતિક સરકારની દેખરેખ નીચે છે.

પરશત્રુથી દેશીરાજ્યોનું રક્ષણ કરવું તથા વખત આવે દેશીરાજ્યની અંતરસ્થ શાંતિ જાળવવી એ કામ હિંદુસ્તાન સરકારનું છે. સંસ્થાનિકોને કોઈ પરરાજ્ય સામે યુદ્ધ કે તહનામું કરવાનો અધિકાર નથી. કરાર કરતાં વધુ લશ્કર રાખવું, કિલ્લા બાંધવા, હથિયારો તૈયાર કરવા વગેરે બાબતોની તેમને મનાઇ કરેલી છે. બીજા દેશોની સાથે કોઈ પણ જાતનો વ્યવહાર રાખવાની તેમને પરવાનગી નથી. બે સંસ્થાનોમાં ઝગડો થાય તો તેનો નિકાલ હિંદી સરકાર આપે છે અને સંસ્થાનિકોને તે માન્ય કરવો પડે છે. સંસ્થાનોના અંતરસ્થ કારભારમાં સરકાર ભાગ્યે જ દખલ કરે છે. પણ સંસ્થાનમાં અંધાધુંધી પ્રવર્તે અગર રૈયતની સ્થિતી કફોડી થઈ હોય

તો તે પ્રસંગે હિંદી સરકાર હાથ ઘાલે છે અથવા એક રાજાને પદભ્રષ્ટ કરી બીજાને ગાદીએ બેસાડે છે અગર તે રાજ્ય ખાલસા પણ કરી શકે છે. દત્તક લેવાની પરવાનગી પ્રથમથી મેળવવી જોઈએ. સંસ્થાનો પોતાનું સંસ્થાન પોતાના પુત્રોને વ્હેંચી આપી શકતાં નથી.

ઇતર બાબતોમાં સંસ્થાનિકોને પૂર્ણ છૂટ છે. ધારા ઘડવા, નાણું પાડવા, કાયદા અમલમાં મૂકવા, કર નાંખવા વગેરે બાબતો તેઓ પોતાના અધિકારમાં કરી શકે છે. પોતાની પ્રજાને કેટલાક રાજકિય હક્ક પણ સંસ્થાનિકો આપી શકે છે. દરેક સંસ્થાનમાં અંગ્રેજ સરકારનો એજંટ અગર રેસીડેન્ટ રહે છે. તે સંસ્થાનિકને તેના કારભારમાં મદદ કરે છે. વળી હિંદી સરકાર પણ કેટલીક વખતે તેને સહાય કરે છે. પોતાના સંસ્થાનનું સંરક્ષણ કરવા માટે અથવા સામ્રાજ્યને સહાય કરવાને સંસ્થાનો સૈન્ય રાખી શકે છે. હિંદુસ્તાન સરકાર અને સંસ્થાનોનો દરજ્જો સમાન નથી.

૧૯૧૯ના સુધારાના ખરડાથી હિંદુસ્તાન સરકાર અને સંસ્થાનિક વચ્ચેનો સંબંધ દૃઢ કરવા માટે નરેન્દ્ર મંડળની (Chamber of Princes) સ્થાપના થઈ છે. એક બીજા સાથે વિચાર વિનિમય કરવાની તક આ રાજાઓને મળે છે. તેમજ અમુક સંસ્થાનિકે અમુક સુધારા કર્યા છે અને તેવા સુધારા આપણે પણ કરવા જોઇએ એવી ઇચ્છા તેમના મનમાં ઉત્પન્ન થાય છે. હિંદુસ્તાન સરકારને પણ તેમની સાથે વાતચીત કરવાની તક મળે છે. આ મંડળનો પ્રમુખ ગવર્નર જનરલ પોતે હોય છે. તેની ગેરહાજરીમાં બીજો કોઇ સંસ્થાનિક પ્રમુખપદે બિરાજે છે. આ મંડળની બેઠક વરસમાં એક વાર મળે છે. મંડળમાં ઘણે ભાગે બધા મોટા સંસ્થાનિકો સભાસદ તરીકે બેસે છે. નાના સંસ્થાનોના વર્ગ તરફથી પ્રતિનિધિ બેસે છે. આ મંડળનું કામ કરવા માટે ૭ સંસ્થાનિકોનું એક કાયમ મંડળ પણ બનાવ્યું છે.

**Q. 140. Write notes on:—**

**ઉ:—(૧) હાઇ કમીશ્નર:**—સન ૧૯૧૯ના કાયદા અનુસાર હાઇ કમીશ્નરની નિમણુક થઇ. કમીશ્નર દર પાંચ વરસે બદલાય છે. તેનો પગાર

હિંદુસ્તાનને માથે છે. તેની નિમણુક શહેનશાહ પોતે કરે છે. તેની કચેરી ઈંગ્લંડમાં હોઈ તેને મદદ કરનારા બીજા અમલદારો પણ છે.હિંદુસ્તાન સરકારનો ઈંગ્લૅંડમાંનો તે એક મારફતીઓ અથવા એજંટ છે અને તેને નીચેના કામો કરવાં પડે છેઃ (૧) રેલ્વેને અથવા બીજી કોઈ બાબતોને લગતી યંત્ર સામગ્રી હિંદુસ્તાન સરકાર અગર પ્રાંતિક સરકારની વતી તે ખરીદ કરે છે. (૨) હિંદુસ્તાનમાં જેમણે કામ કર્યું હોય તેવા નોકરોને તેમના પેન્શન પહોંચાડી દેવા. (૩) હુંડીનો વ્યવહાર યોગ્ય રીતે ચાલે છે કે નહીં તેની તપાસ રાખવી. (૪) ઇંગ્લાંડમાં રહેતા હિંદી વિદ્યાર્થીઓની સગવડ કરવી અને બને તેટલી તેમને સુગમતા મળે એવી વ્યવસ્થા કરવી.

(૨) **મોર્લીમિંટોના સુધારા:**—સન ૧૯૦૯ના સુધારાના કાયદા મુજબ હિંદુસ્તાનમાં જે સુધારા દાખલ કરવામાં આવ્યા તેને મોર્લેમિંટો રીફોર્મથી કહે છે. આ સુધારાથી (૧) વડી ધારાસભામાં અને પ્રાંતિક ધારાસભામાં સભાસદોની સંખ્યા વધારવામાં આવી અને વિશિષ્ટ સંઘ તરફથી પ્રતિનિધિ ચુંટી આપવામાં આવ્યા. (૨) બિનસરકારી સભાસદોની સંખ્યામાં વધારો થયો. વડી ધારાસભામાં સરકારી સભાસદોની બહુમતિ અને પ્રાંતિક ધારામંડળમાં બિનસરકારી સભાસદોની બહુમતિ દાખલ થઈ. (૩) અંદાજપત્રક ઉપર ચર્ચા કરવાની, નવી દરખાસ્તો મુકવાની તથા પ્રશ્ન ઉપપ્રશ્ન પુછવાની પરવાનગી સભાસદોને આપવામાં આવી. (૪) ચુંટણીનું ધોરણ અમલમાં મૂકાયું. (૫) વરિષ્ટ અને પ્રાંતિક કારોબારી મંડળમાં હિંદી સભાસદો નીમવાનું ધોરણ સ્વીકારાયું. આ સુધારામાં ઘણા દોષ હતા. તેમાંના સ્પષ્ટ દોષ એટલે જવાબદાર રાજ્યપદ્ધતિનો તેમાં લેશ માત્ર પણ અંશ ન હતો અને સભાસદોને ખરા હક્ક જરા પણ પ્રાપ્ત થયા નહીં.

(૩) **નરેંદ્ર મંડળ** (Chamber of Princes):—See Q. 139.

(૪) **ગ્રામ પંચાયત** (Village Panchayat):-See Q. 135.

(૫) **સર્ટીફીકેશન** (Power of Certification):-સન ૧૯૧૯ ના કાયદાની રૂએ ગવર્નર જનરલને તેમ જ ગવર્નરને જે મહત્ત્વનો અધિકાર મળ્યો તે સર્ટીફીકેશનનો અધિકાર છે. ધારામંડળે નાપાસ કરેલો ખરડો

ગવર્નર જનરલ અગર ગવર્નર આ નવા અધિકારના બળે પાસ કરી શકે છે. પણ આ અધિકાર વાપરતી વખતે 'અમુક બીલ નાપાસ થાય તો દેશનું હિત, શાંતિ અને સુરક્ષિતપણું સચવાશે નહી' એ વાત તેણે સિદ્ધ કરવી જોઇએ. આ અધિકારીથી ગમે તે બીલ તે પાસ કરી શકે અને તેથી ધારામંડળને મળેલા હક્ક નહી જેવા જ ઠરે છે.

(૬) હીન્દી સનદી નોકર વર્ગના (I. C. S.): હિંદુસ્તાનમાં મુલકી ખાતામાં કલેકટર, આસિસ્ટંટ કલેકટર, કમીશ્નર વગેરે અમલદાર હોય છે, આ અમલદારો 'ઇંડીયન સીવીલ સરવીસ' ની પરીક્ષા પાસ થએલા અનુભવી ગૃહસ્થો હોઇ પોતાના કામમાં બાહોશ હોય છે. ઇ. સ. ૧૮૫૩માં ડેલહૌસીએ હિંદી લોકોને આ પરીક્ષા માટે બેસવાની પરવાનગી આપી. આ પરીક્ષા માટે બેસનારો ઉમેદવાર બ્રિટિશ પ્રજાજન હોવો જોઇએ અને તે ૨૧–૨૩ વર્ષની ઉમ્મરનો હોવો જોઇએ. પરીક્ષા માટે જે ઉમેદવાર બેસે છે તેમની હરિફાઇની પરીક્ષા હાલ ઇગ્લાંડમાં અને હિંદુસ્તાનમાં એકી વખતે લેવાય છે. આ હરિફાઇની પરીક્ષામાં જે પાસ થાય તેને જ માત્ર 'ઇંડીઅન સીવીલ સર્વીસ' ની પરીક્ષામાં બેસવાની પરવાનગી આપવામાં આવે છે. આ પરીક્ષા પાસ થએલાને કલેકટરથી માંડીને મધ્યપ્રાંત જેવા નાના પ્રાંતના ગવર્નરના હોદ્દા સુધી જગા મળે છે. હાલ સીવીલ સર્વીસમાં સેંકડે ૩૩ ટકા હિંદીઓ હોઇ હવે પછી આ પ્રમાણ વધવાનું છે.

**Q. 141. What do you understand by Dyarchy? Explain how it works in the Bombay Presidency?**

ઉ:—For answer See Q. 130.

---

# ટયુડર વંશના રાજાઓ.

**Q. 1. 'The Tudor period makes the beginning of a new Era'. Explain' the remark.**

**ઉત્તર:**—આધુનિક કાળની ગણના ઈ. સ. ૧૪૮૫થી એટલે ટયુડર વંશના પહેલા રાજા (સાતમા હેન્રી)ના કારભારથી શરૂ થાય છે. મધ્ય યુગમાં સામાજિક, રાજકીય, આર્થિક, હુન્નર, કળા, શિક્ષણ અને વેપાર, ઉદ્યોગ વગેરે વિષયોમાં લોકોમાં જે જે માન્યતાઓ હતી તેનો ધીમે ધીમે લોપ થયો અને તેમાં નવયુગને અનુસરી નવા વિચારો અને સુધારા દાખલ થતા ગયા; તેમાંના કેટલાક નીચે મુજબ છે:—

(૧) **પ્રાચીન વિદ્યાનું પુનર્જીવન:**—ઇ. સ. ૧૪૫૩માં તુર્ક લોકોએ ક્રીશ્ચિયન લોકો પાસેથી કોન્સ્ટેન્ટીનોપલ શહેર જીતી લીધું; તે વખતે ત્યાંના ગ્રીક પંડિતો અને તત્વજ્ઞાનીઓ નાઠા અને યુરોપના જુદા જુદા દેશોમાં તેમણે આશ્રય લીધો અને તે તે દેશના લોકોને પોતાની વિદ્યા ભણાવી. આથી વિદ્યા અને કળાનો પ્રચાર યુરોપમાં થવા લાગ્યો. આ પ્રમાણે પ્રાચીન વિદ્યાનું પુનર્જીવન થવાથી ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રમાં નવી નવી શોધ થવા લાગી અને અંધશ્રદ્ધાનો નાશ થઈ લોકોમાં ચિકિત્સક-બુદ્ધિ જાગૃત થઈ. (૨) **છાપવાની કળા:**—છાપવાની કળાની શોધ થવાથી પ્રાચીન ગ્રંથોના જુદી જુદી ભાષાઓમાં ભાષાન્તરો થયાં અને તેથી પુસ્તકો અને તે દ્વારા જ્ઞાનનો ફેલાવો લોકોમાં ઝડપથી થવા લાગ્યો. (૩) **ધર્મસુધારણા:**—વિદ્યાનું પુનર્જીવન થવાથી અને છાપવાની કળાનો પ્રચાર થવાથી જુના ધર્મસમાજના દોષો લોકોને સ્પષ્ટ જણાવા લાગ્યા અને તેથી ધર્મસમાજમાં મોટી ક્રાન્તિ થવા પામી. પોપની ધાર્મિક સત્તા કાઢી નાંખીને રાજાઓ જ ધર્મખાતાના મુખ્ય સત્તાધીશ થઈ પડયા. વળી મધ્યયુગમાં જે રાજ્યપદ્ધતિ હતી તેમાં પણ ઘણો મોટો ફેરફાર થયો. (૪) **બંદુકના દારૂની શોધ:**—આ શોધથી યુદ્ધકળામાં મોટો ફેરફાર થયો. તોપખાનાની શક્તિ વધવાથી, તેના જોરપર રાજાઓએ સરદારોના

કિલ્લા પાડી નાંખી તેમનું જોર નરમ પાડયું. ગુલાબના આંતર કલહોમાં ઘણા સરદારો માર્યા ગયા તેથી પણ ઉમરાવમંડળની સત્તા પડી ભાંગી; અને મધ્યયુગમાં જે પ્રમાણે ઉમરાવોની સત્તા વધી પડી હતી તેને ઠેકાણે આ યુગમાં રાજસત્તા પ્રબળ થઈ. (૫) **નવી દુનીઆની શોધ:—** લોકોમાં સાહસ અને ઉત્સાહ વધવાથી નવી દુનીઆની શોધ થઈ. ઈ. સ. ૧૪૦૨માં કોલંબસે અમેરીકા ખંડ શોધી કાઢયો તેથી વેપારને ઘણું ઉત્તેજન મળ્યું. તેજ પ્રમાણે ૧૪૯૭માં વાસ્કોડીગામા કેપ ઓફ ગુડહોપ ઓળંગીને હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારે આવ્યો અને આવી રીતે હિંદુસ્તાન આવવાના જળમાર્ગની શોધ થવાથી દૂર દૂરના દેશો સાથે વેપારી સંબંધ જોડવાનો માર્ગ ખુલ્લો થયો; અમેરીકા જેવો વિશાળ અને સમૃદ્ધ દેશ જડવાથી યુરોપીઅન લોકોને નવો વસવાટ કરવાને સારી જોગવાઈ થઈ. (૬) **એક રાષ્ટ્રીયત્વની કલ્પના:—**મધ્યયુગમાં યુરોપના બધા દેશો ધર્મદ્રષ્ટિથી એક જ પોપ અને એક જ રાજાની સત્તામાં માનતા; પરંતુ હવે પ્રત્યેક દેશ પોતે એક સ્વતંત્ર રાષ્ટ્ર છે એમ માનવા લાગ્યો અને તે તે દેશના લોક પોતાના દેશનું સ્વાતંત્ર્ય કેમ ટકે અને પોતપોતાના દેશની શક્તિ અને સત્તા કેમ વધશે તેનો વિચાર કરવા લાગ્યા. ધર્મસુધારણા થવાથી પોપની ધાર્મિક સત્તા નાશ પામી અને એક જ ધર્મ માનનારા યુરોપ ખંડમાં અનેક વિભાગો પડયા; રાજાઓ રાષ્ટ્રદ્રષ્ટિથી પોતપોતાના દેશનું બળ વધારવા પ્રયત્ન કરવા લાગ્યા અને સામાન્ય લોકોમાં પણ રાષ્ટ્રીય ભાવના ફેલાવા લાગી.

**Q. 2. What were the means adopted by Henry VII to make the Royal power absolute?**

ઉ:—ઇ. સ. ૧૪૫૫–૧૪૮૫ સુધી ત્રીસ વર્ષો દરમીઆન ગુલાબના જે આંતરવિગ્રહ થયા તેમાં ઘણા આગેવાન ઉમરાવો માર્યા ગયા. દેશમાં સર્વ ઠેકાણે અવ્યવસ્થા અને અરાજકતા હતી. લોકો ઉમરાવોની લડાઈઓથી કંટાળ્યા હતા અને તેઓમાં ત્રાસ અને અસંતોષ ફેલાયો હતો. દેશમાં શાંતિ અને સુરાજ્ય સ્થાપી શકે એવા પ્રબળ રાજાની જરૂરીઆત લોકોને દેખાવા લાગી. આથી જ લોકોએ અને લોકસભાએ (પાર્લામેન્ટ)

બોસવર્થના વિજયી વીર હેન્રીને રાજા તરીકે વધાવી લીધો. હેન્રીએ પણ યોર્કવંશની રાજકુંવરી ઈલીઝાબેથ સાથે લગ્ન સંબંધ કરીને પરસ્પર વિરોધી એવા યોર્ક અને લેંકેસ્ટરના બંને રાજકુટુંબોની એકતા કરી અને એવી રીતે વિરોધનું મૂળ કાઢી નાંખીને પોતાની સત્તા વધારી. ગાદી ઉપર પોતાનો હક્ક છે એમ કહીને બંડ, ફિસાદ કરનારા ધુતારાઓનો પરાજય કરીને પોતાનું રાજ્યાસન નિર્ભય કર્યું. દેશમાં શાંતિ અને સુવ્યવસ્થા થાય એ હેતુથી તેણે ઉમરાવોનું સંઘબળ તોડી પાડવાનું ઠરાવ્યું. તેમ કરવા દ્રવ્યશક્તિ જોઈએ એ જાણીને તેણે વિપુલ ધન જે જે રીતે એકઠું કરી શકાય એવા અનેક ઉપાયો યોજ્યા. (૧) ઉમરાવો પોતાની તહેનાતમાં પુષ્કળ હથીઆરબંધ સિપાઈઓ રાખતા અને તેઓના જોર ઉપર વારંવાર દેશમાં બંડ અને તોફાન જગાવતા. આ સિપાઈઓ પોતાને આશ્રય આપનારા ઉમરાવોની બાજુએ લઢવાને બંધાયલા હતા અને ઉમરાવો પણ તેમનું રક્ષણ (Maintenance) અને પોષણ કરતા. આ સિપાઈઓ ભવ્ય અને એક સરખો ડ્રેસ (Livery) રાખતા અને પોતપોતાના માલીકનો ચાંદ લટકાવતા. જ્યારે જ્યારે તેઓ તોફાન કરવાથી પકડાતા ત્યારે ત્યારે સરદારો ન્યાયકોર્ટના ન્યાયાધિશોને ધમકી આપીને પોતપોતાના સિપાઈઓને બચાવી લેતા. આમ હોવાથી ઉમરાવોની આવી સત્તા નાબુદ કરવાને હેન્રીએ એવો કાયદો કર્યો કે દરેક સરદારે તેને ઠરાવી આપેલી સંખ્યા કરતાં વધારે સશસ્ત્ર સિપાઈ ન રાખવા તેમજ તેમને એક સરખો ડ્રેસ અને હથીઆર રાખવાની પણ મનાઈ કરવામાં આવી. આ કાયદા વિરૂદ્ધ જે ઉમરાવ વર્તન કરે તેને ભારે દંડ કરીને હેન્રીએ અખૂટ પૈસો ભેગો કર્યો. આ કાયદાનો ભંગ કરવા માટે રાજાએ પોતાના મિત્ર અર્લ ઓફ ઓકસફર્ડને પણ ૧૫૦૦૦ પૌંડનો દંડ કર્યો. (૨) સામાન્ય ન્યાય કોર્ટના અધિકારીઓ ઉમરાવોને શિક્ષા કરતા ડરતા તેથી હેન્રીએ તેમને માટે સ્ટારચેંબર નામની એક ખાસ અદાલત સ્થાપી. આ અદાલતના ન્યાયાધીશો રાજાના પ્રધાનો અને મંત્રીઓ હતા અને તેમને રાજાની ઓથ હોવાથી તથા તેમના ચુકાદા ઉપર અપીલ નહીં હોવાથી સ્ટારચેંબરના ન્યાયાધિશો મોટા મોટા ઉમરાવોને પણ શિક્ષા કરતાં ડરતા નહીં. તેમને ગમે તેટલો દંડ

કરવાની સત્તા હતી. હેન્રીએ આ અદાલત વડે ઉમરાવોની સત્તા તોડી પાડી દેશમાં શાંતિ જમાવી અને રાજ્યની તિજોરી તર કરી. આગળ જતાં જ્યારે રાજાઓ આ અદાલતનો ગેરઉપયોગ કરી લોકો પર જુલમ કરવા લાગ્યા ત્યારે એટલે ઇ. સ. ૧૬૪૦માં **લાંબી લોકસભાએ ( લોંગ પાર્લામેન્ટ )** આ અદાલતને રદ કરી. (૩) હેન્રીએ સરદારોને પોતાની જાગીરો વેચવાની પરવાનગી આપી તેથી કેટલાક કરજદાર ઉમરાવોએ પોતાની જમીનો વેચી. પૈસાદાર વેપારીઓએ આ જમીનો વેચાતી રાખી તેથી સમાજમાં વેપારીવર્ગની પ્રતિષ્ઠા વધવા લાગી. તે ઉપરાંત સરદારોની સત્તા નાબુદ કરવાને રાજાએ મધ્યમ વર્ગના અને વેપારીવર્ગના કેટલાએક બુદ્ધિવાન માણસોને મોટા અધિકારની જગ્યાઓ આપી અને આવી રીતે પોતાને વશ રહી શકે એવો નવો વર્ગ તૈયાર કર્યો, આથી પણ રાજ્યકારભારમાં ઉમ રાવોની સત્તા લગભગ નાશ પામી.

લોકસભાની સંમતિ સિવાય રાજા કોઈ પણ કર વસુલ કરી શકે નહિ એવો કાયદો હતો; તોપણ હેન્રી લોકો પાસેથી ફરજીઆત નજરાણાં, બક્ષિસો, જકાત વગેરે ઉઘરાવતો અને વખતે પૈસાદાર વેપારીઓ પાસેથી જબરજસ્તીથી ઉછીના નાણાં લેતો. ગરીબ માણસો કરકસરથી રહે છે માટે તેઓ પુષ્કળ પૈસા બચાવતા હશે એવું બ્હાનું કરી ગરીબો પાસેથી પણ રાજા પૈસા કઢાવતો અને ધનવાનો પોતાના મોજશોખનો ખર્ચ ઓછો કરી દેશના ભલા ખાતર રાજાને નજરાણાં આપી શકે એમ પૈસાદાર લોકોને જણાવવામાં આવ્યું; આ પ્રમાણે ગરીબ અને તવંગર પ્રજાજનો પાસેથી પૈસા કઢાવવાની યુક્તિ રાજાના એક ચતુર અમલદારે શોધી કાઢી. આ અમલદારનું નામ મોર્ટન હતું અને આ તેની યુક્તિને **મોર્ટનનો ચીમટો** Morton's Fork એવું નામ મળ્યું. તે ઉપરાંત ગુલાબના આંતરવિગ્રહોમાં ઘણા સરદારો નિર્વંશ થયા અને તેવાઓની જાગીરો રાજાએ જપ્ત કરી.

આ પ્રમાણે પૈસા માટે રાજાને લોકસભા બોલાવવાની જરૂર પડતી નહતી અને ન્યાય કોર્ટો ઉપર તેની સંપૂર્ણ સતા હોવાથી હેન્રીના હાથમાં

અનિયંત્રિત સત્તા આવી. તેના તેર વર્ષના રાજ્યકારભારમાં તેણે લોકસભા એક જ વખત બોલાવી. ઉમરાવોની સત્તા તોડી પાડી દેશમાં શાન્તિ અને સુવ્યવસ્થા સ્થાપવાનો હેન્રીનો હેતુ હોવાથી તેને પ્રજા તરફથી સર્વ રીતે મદદ મળી. પહેલાના વખતના ઉમરાવોના બંડ ફિસાદો અને અરાજકતા કરતાં હેન્રીનો એકતંત્રી અને કડક રાજ્યકારભાર લોકોને ઘણો પસંદ પડયો.

**Q. 3. How did Henry VIII succeed in establishing a strong and absolute royal power?**

ઉ:—સાતમા હેન્રીએ વિપુલ ધનસંચય કરી મુકેલો હોવાથી આઠમા હેન્રીને પોતાની સત્તા અનિયંત્રિત કરવાનું ઘણું સુગમ થઈ પડયું. પૈસા માટે લોકસભા ઉપર આધાર રાખવાનું તેને કારણ ન હતું. ઇ. સ. ૧૫૧૫–૧૫૨૩ સુધી તેણે લોકસભા બોલાવ્યા સિવાય જ રાજ્ય કર્યું. જરૂર પડતી ત્યારે તે ધનિક વર્ગો પાસેથી ફરજીઆત કરજનાં નાણા લેતો તેમજ રાજભિક્ષા અને નજરાણાના સ્વરૂપમાં પણ પૈસા કઢાવતાં અચકાતો નહિ. હેન્રી અત્યંત સ્વાર્થી અને લોભી હતો. પોતાની રાણી કેથેરાઇન સાથે છુટાછેડા કરવાની પરવાનગી પોપ આપતો નથી એમ જોતાં જ તેણે પોપની ધાર્મિક સત્તા નાબુદ કરી અને ઇંગ્લંડના ધર્મખાતાનો પોતે જ કુલ સત્તાધીશ થઇ બેઠો. આવી રીતે તેના હાથમાં સર્વ રાજકિય અને ધાર્મિક સત્તા આવી. રાજા એ જ ધર્મખાતાનો મુખ્ય છે અને ધર્મખાતા સંબંધી વાદગ્રસ્ત પ્રશ્નોનો નિવેડો કરવાનો અધિકાર રાજાને છે, ધર્મશિક્ષકોની નિમણુકો રાજાએ કરવી અને નવા નિમાયલા ધર્મશિક્ષકોએ પહેલા વરસની ઉપજ રાજાને જ આપવી જોઇએ વગેરે વગેરે કાયદાઓ તેણે લોકસભા પાસેથી પસાર કરાવી લીધા. આ ઉપરથી જણાઈ આવે છે કે તે વખતની લોકસભા ઉપર રાજાની ઘણી હકુમત ચાલતી.

પૈસાની તાણ પડતાં જ તેણે પૈસા કઢાવવા મઠો તરફ પોતાની કરડી નજર નાંખી. મઠોના તાબામાં ઘણી વિશાળ અને રસાળ જમીનો હતી અને ત્યાં બીજું પણ અખુટ દ્રવ્ય ભેગું થયું હતું. મઠો જપ્ત કરવાથી પોતાને વિપુલ ધન મળશે અને પોપની સત્તાને સખત ફટકો

લાગશે એવા બેવડા હેતુથી રાજાએ મઠ જપ્ત કરવાનો હુકમ છોડયો. આવી રીતે મઠોનો ઉચ્છેદ કરવાથી લોકસભાના અમીરમંડળમાં (હાઉસ ઓફ્ લોર્ડઝ) જે ધર્મગુરૂઓ સભાસદો હતા તેમનું પ્રાબલ્ય કમી થયું. જપ્ત કરેલી જમીનોનો મોટો ભાગ તેણે પોતાના અનુયાયીઓને આપ્યો. પોતાને વશ રહે એવા નવીન અમીરો બનાવ્યા અને તે દ્વારા અમીરમંડળમાં પોતાની સત્તા વધારી. અમીરમંડળમાં ધર્મશિક્ષકોની સંખ્યા અને મતાધિકાર ઓછો થવાથી તે મંડળમાં રાજાના પક્ષના નવા અમીરોનું જોર વધી પડયું. તે જ પ્રમાણે જે જે પ્રાંતમાં પોતાનો વગ અને અધિકાર વિશેષ ચાલતો હતો એવા નવા ગામોને આમસભામાં (હાઉસ ઓફ્ કોમન્સ) પ્રતિનિધિ મોકલવાનો નવો હક્ક આપીને પોતાને અનુકૂળ થઈ પડે તેવા સભાસદો ચુંટાઈ આવે તેવી વ્યવસ્થા કરી. આમસભાનો અધ્યક્ષ તો રાજાનો ખાસ માનીતો જ થઈ શકતો. આ પ્રમાણે અમીરમંડળ અને આમસભા બન્ને ઉપર તેની સત્તા ચાલુ રહેતી.

પાર્લામેન્ટની સંમતિ સિવાય કોઈપણ નવો કાયદો ઘડવાની રાજાને સત્તા નહતી; તોપણ તેણે જુદા જુદા જાહેરનામા અને વટહુકમો કાઢીને જરૂરી કાયદા કરવાની સત્તા પોતાના હાથમાં લીધી. સમગ્ર લોકસભા ઉપર તેનું આવું દબાણ હોવાથી રાજાએ કાઢેલા જાહેરનામા અને વટહુકમો, લોકોએ કાયદા પ્રમાણે જ માનવા જોઈએ એવો લોકસભાએ ઠરાવ કર્યો અને એવા કાયદા ન માનનારાઓને શિક્ષા કરવા સારૂ એક નવું મંડળ સ્થાપ્યું વળી રાજાએ લોકો પાસેથી ઉછીના લીધેલા નાણાં પાછા આપવાની જરૂર નથી એવો પણ ઠરાવ લોકસભાએ કર્યો. રાજ્યનો વારસ ઠરાવવાનો લોકસભાનો હક્ક પણ લોકસભાએ રાજાને આપી દીધો. તેથી ગાદીનો વારસ, હેન્રીએ મૃત્યુપત્રથી ઠરાવવાની નવી પદ્ધતિ પાડી. આ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે તે વખતની લોકસભા કેટલી બધી દુર્બળ અને રાજાધીન હતી. જ્યારે હેન્રી નાણામાં ભેળસેળ કરીને પુષ્કળ દ્રવ્ય એકઠું કરવા લાગ્યો ત્યારે લોકસભા તેને અટકાવી શકી નહીં. પ્રધાનો સંપૂર્ણ રીતે તેને જ જવાબદાર હોવાથી રાજા મરજી પ્રમાણે પ્રધાનો નીમતો અગર કાઢી મુકતો. આ ઉપરથી સ્પષ્ટ થાય છે

કે આઠમો હેન્રી સર્વ સત્તાધીશ હતો; તોપણ ધ્યાનમાં રાખવું જોઈએ કે હેન્રી દરેક કામ લોકસભા અને સલાહકાર મંડળ ( પ્રીવી કાઉન્સીલ ) મારફત જ કરાવી લેતો. ટુંકમાં એટલું જ કે રાજાએ ધર્મ ખાતાની તમામ સત્તા પોતાના હાથમાં લીધી. તાત્કાલિક કાયદા કરવાની સત્તા, કર વસુલ કરવાનો અધિકાર, પ્રધાન નિમવાનો તેમજ કાઢી નાંખવાનો અધિકાર, મુખ્ય ન્યાય કોર્ટ ઉપર પણ હકુમત ચલાવવાની સત્તા, વારસ ઠરાવવાનો હક્ક વગેરે અધિકારો પોતાના હાથમાં લીધા. વિશેષતઃ સમસ્ત પ્રજાજનો ઉપર તેનું અસાધારણ વજન જોતાં લોકસભા હેન્રીને કેટલી આધીન હતી તે તેણે પોતાના હાથમાં ઝમાવેલી સત્તા પરથી જણાઈ આવશે.

**Q. 4. State how royal power increased under Edward VI, Mary and Elizabeth. Why did Elizabeth yield to the Commons?**

ઉઃ—છઠ્ઠો એડવર્ડ સગીર ઉમ્મરનો હોવાથી તેના બાપના મૃત્યુપત્ર પ્રમાણે રાજ્યકારભાર ચલાવવા સારૂ એક કારભારી મંડળ નીમવામાં આવ્યું. લોકસભાએ પોતાના જુના હક્ક સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો તોપણ રાજસત્તા પ્રથમની માફક જ પ્રબળ રહી. કારભારી મંડળે, પોતાને અનુકૂળ હોય એવા નવા ગામોને લોકસભામાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપીને આમસભામાં પોતાનો પક્ષ (રાજપક્ષ) મજબૂત કર્યો. લોકસભાએ રાજાની વટહુકમ કાઢવાની સત્તા ગેરકાયદેસર ઠરાવી તોપણ બાળરાજાના કારભારી મંડળે ધર્મ અને વેપાર સંબંધી વટહુકમો કાઢીને લોકસભાના ઠરાવોની અવગણના કરી. વળી તેમણે કારાગીર મંડળો (Guilds) અને પરોપકારી સંસ્થાઓ તોડી પાડીને અને હલકુ નાણું પડાવીને પુષ્કળ ધન એકઠું કર્યું. આવી રીતે એડવર્ડના વખતમાં પણ રાજસત્તા અનિયંત્રિત અને પ્રબળ રહી શકી. ધાર્મિક બાબતોમાં પણ રાજાની સત્તા અબાધિત રહી.

**મેરીએ** ઇંગ્લેંડમાં ફરીથી રોમન કેથોલીક ધર્મ ચાલુ કર્યો અને લોકમતને ધુત્કારીને સ્પેનના રાજા ફિલિપ સાથે લગ્ન કર્યું. જાહેરનામા કાઢીને તેણે પણ કાયદા કરવાનો અધિકાર હાથમાં લીધો. રાજદ્રોહી ચોપાનિયા અને પાખંડી વિચારો ફેલાવનારી ચોપડીઓ જપ્ત કરવાના હુકમો

કર્યાં. ઘણા નવા ગામોને આમસભામાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપીને તે સભા પોતાને વશ રાખવાનો પ્રયત્ન કર્યો. આ રાણીનો કારભાર પણ એકતંત્રી જ હતો એમ કહેવું જોઇએ.

**ઇલીઝાબેથના** વખતમાં લોકસભાએ ધર્માધિપત્યનો કાયદો( એક્ટ ઓફ સુપ્રીમસી) ફરીથી એકવાર પસાર કરીને રાજા એ જ ધર્મનો વડો છે એમ ઠરાવી આપ્યું. આ રાણીએ પોતાની ધાર્મિક સત્તા ચલાવવાના હેતુથી હાઈ કમીશન કોર્ટ નામની એક ખાસ અદાલત સ્થાપી. પોતાની આજ્ઞાને વશ હતા એવા ૬૨ નવાં ગામોને પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપીને આમસભા પોતાના તાબામાં લીધી. રાજ્યનું પ્રધાન મંડળ અને સર્વશ્રેષ્ઠ “ પ્રીવી કાઉન્સીલ ” નામની ખાસ અદાલત ઉપર તેની પૂરે પૂરી સત્તા હતી અને તે સર્વ મહત્ત્વના કામો પ્રધાન મંડળ અને પ્રીવી કાઉન્સીલ મારફત કાયદેસર રીતે કરાવી લેતી. આમ સભાના અધ્યક્ષની (સ્પીકર) નિમણુંક રાણીની સિફારસથી કરવામાં આવતી. રાણી, પોતાના પ્રધાનો કાર્યકુશલ અને પ્રજાના માનીતા હોય એવા જ નિમતી, તોપણ આ પ્રધાનોને સંપૂર્ણ રીતે રાણીને જ જવાબદાર રહેવું પડતું. ૧૫૮૬ની સાલમાં રાણીએ વર્તમાન પત્રો ઉપર કડક નિયંત્રણ નાખનારો વટહુકમ કાઢ્યો ત્યારે પણ લોકસભા રાણીનો વિરોધ કરી શકી નહીં. તેની રહેણી-કરણી અને રાજ્ય ચલાવવાની પદ્ધતિ બહુ ખર્ચાળ નહીં હોવાથી પૈસા માટે લોકસભા ઉપર આધાર રાખવાની તેને જરૂર પડતી નહીં. જો કે કેટલાક પ્રસંગે તેને લોકમતને નમવું પડયું તોપણ એકંદર રીતે તેની સત્તા ઘણી પ્રબળ હતી એમ જણાઇ આવશે.

વિદ્યાનું પુનર્જીવન, ધર્મસુધારણા, નવી દુનીઆની શોધ અને વેપાર ઉદ્યોગનો વિસ્તાર વધવાથી લોકોના વિચારોમાં અજબ ક્રાન્તિ થવા પામી. લોકોમાં, વેપારી અને મધ્યમ વર્ગનું મહત્ત્વ વધવાથી આ બન્ને વર્ગના લોક રાજકારણમાં વિશેષ ધ્યાન આપવા લાગ્યા. સ્વતંત્ર અને વિચારવંત લોકોનું જોર આમસભામાં વધ્યું. દેશમાં શાન્તિ જામવાથી, સ્પેન જેવા બળવાન શત્રુનો પરાજય કરવાથી અને દેશ ઉપરનું સંકટ દૂર થવાથી ઇલીઝાબેથના વખતમાં લોકોને પ્રબળ અને એકતંત્રી રાજસત્તાની જરૂરીઆત

અગાઉ પ્રમાણે રહી નહીં. સ્વાતંત્ર્યવાદી પ્યુરીટન પંથના સભાસદ આમસભામાં વિશેષ હોવાથી તેમના સ્વતંત્ર અને સ્વાભિમાની વિચારોની અસર બીજા સભાસદો ઉપર પડવાથી હવે રાજસત્તાનો લોકપક્ષ તરફથી વિરોધ થવા લાગ્યો. આમ સભાએ રાણીને લગ્ન કરવા અને ગાદીનો વારસ ઠરાવી મુકવા વારંવાર કહીને તેને બહુ જ સતાવી ત્યારે સભાસદોને રાણી આ બાબતમાં ધમકાવવા લાગી. ત્યારે સભાસદોએ સ્પષ્ટ રીતે તેને જણાવી દીધું કે આમસભાના સભાસદોને ભાષણ સ્વાતંત્ર્યનો ખાસ હક્ક છે. સભાસદોનો આ રોકડો જવાબ અને તેમની સાવધાનતા જોઈને રાણીએ લોકમતને નમતું આપ્યું. રાણીએ પોતાના માનીતા લોકોને સાબુ, રંગ વગેરે વસ્તુઓ તૈયાર કરીને તે વેચવાનો ઈજારો આપ્યો, ત્યારે તે વસ્તુઓ ઘણી મોંઘી વેચાવા લાગી. લોકસભાએ આ બદલ રાણીને ફરીઆદ કરી. લોકમત એના વિરુદ્ધ ઘણો થતો જાય છે એ જોતાં જ રાણીએ પ્રજામતને નમતું આપ્યું અને ઈજારા આપવાની પદ્ધતિ બંધ કરી. આ પ્રમાણે ઇલીઝાબેથને કેટલીક વખતે પ્રજામતને માન આપવું પડતું.

**Q. 5. What were the characteristics common to the Tudor Monarchs? How do you account for the fact that in the Tudor period the House of Commons increased in power and importance?**

ઉ:—ટયુડર રાજાઓએ ઇંગ્લાંડમાં અનિયંત્રિત રાજસત્તા સ્થાપન કરી. લોકોને શાંતિ અને સુરાજ્યની જરૂર હોવાથી તેમણે રાજસત્તાનો વિરોધ કર્યો નહીં. જો કે રાજાઓએ પોતાની સત્તા વધારી તોપણ તેમણે પોતાની સત્તા, દેશની આબાદી, વૈભવ અને પ્રતિષ્ઠા વધારવામાં વાપરી. તેમણે પાર્લામેન્ટની સનદશીર સત્તા કબુલ રાખી અને પ્રત્યેક પ્રસંગે પાર્લામેન્ટની સમ્મતિથી રાજ્યકારભાર ચલાવ્યો. આ વંશના દરેક રાજાએ પાર્લામેન્ટ ઉપર સત્તા ચલાવવાનો પ્રયત્ન કર્યો અને પોતાને અનુકૂળ એવા નવા શહેરોને પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપીને આમસભામાં પોતાનું

વર્ચસ્વ કાયમ રાખ્યું. પાર્લામેન્ટની સંમતિથી વટહુકુમ અને જાહેરનામાં કાઢવાનો અધિકાર પોતાના હાથમાં લીધો અને પૈસાની બાબતમાં પણ તેઓ પાર્લામેન્ટથી સ્વતંત્ર રહેવા બનતો પ્રયત્ન કરતા.

તેમના વખતમાં મધ્યમવર્ગનો અને વેપારીવર્ગનો ઉદય થયો અને તેમનું રાજકિય મહત્ત્વ વધ્યું. આ લોકોને અધિકારની જગ્યાઓ આપી ધર્મગુરૂ અને ઉમરાવોની સત્તા તોડી પાડી, વળી ટ્યુડર કાળમાં ઇંગ્લાંડના નૌકાદળની સત્તા પ્રબળ થઈ અને દેશને સમુદ્ર ઉપર વરીષ્ઠ હક્ક પ્રાપ્ત થયા, સાહસી લોકોને સમુદ્રની મુસાફરી કરવા મદદ આપવામાં આવી તથા દૂરના દેશો સાથે વેપાર કરવા સ્થાપન થએલી કંપનીઓને ઉત્તેજન આપવામાં આવ્યું. આ કારણથી દેશના વેપાર અને હુન્નર ઉદ્યોગોનો વિકાસ થયો અને દેશ આબાદ થયો. પરદેશના કારીગરોને પોતાના દેશમાં વસાવીને ઈંગ્લાંડમાં નવા નવા ઉદ્યોગો શરૂ કરવામાં આવ્યા. તે જ પ્રમાણે ટ્યુડર રાજાઓએ પરરાજ્યોમાં ઇંગ્લાંડની પ્રતિષ્ઠા વધારી. ટ્યુડર રાજાઓ દૂરદર્શી અને કર્તબગાર હોવાથી તેમનો પ્રજા તરફથી કદી પણ વિરોધ થતો નહીં. તેમનું ધર્મ સંબંધી ધોરણ (બે રાજાઓનું ધોરણ ન ગણુતા) પ્રોટેસ્ટંટ પંથને અનુકૂળ હતું; જો કે આઠમા હેન્રીનું ધર્મ સંબંધી ધોરણ અનિશ્ચિત હતું તોપણ તેના વખતમાં પ્રોટેસ્ટંટ પંથની પ્રગતિ જ થઇ.

દેશમાં શાંતિ હોવાથી લોકો રાજકારણ તરફ વિશેષ લક્ષ આપવા લાગ્યા અને પોતાના હકકોનું સંરક્ષણ કરવા માટે સાવધ રહેવા પૈસાદાર, વેપારી અને મધ્યમ વર્ગના લોકો પાર્લામેંટમાં બેસવા લાગ્યા તેથી રાજાઓને તે વર્ગના લોકોનો મત ધ્યાનમાં લઈ રાજ્યકારભાર ચલાવવો પડતો. રાજાઓ સર્વ કાયદા પ્રીવી કાઉન્સીલ મારફત કરતા હોવાથી અને તે કાઉન્સીલમાં મધ્યમ વર્ગના લોકો વધારે પ્રમાણમાં આવવાથી આમસભાનું મહત્વ દિવસે દિવસે વધતું ગયું. વિદ્યાનુ પુનરુજ્જીવન થવાથી લોકોના વિચારમાં ક્રાન્તિ થઈ અને સમાજમાં જાગૃતિ આવી. (વિશેષ માહિતી સારૂ પ્રશ્ન ચોથાનો છેવટનો ભાગ જુઓ).

**Q. 6. How do you account for the despotic power which the Tudor Sovereigns were allowed to exercise? Why were they popular?**

ઉ:—ટ્યુડર રાજાઓની સત્તા અનિયંત્રિત અને એકતંત્રી હતી તોપણુ નીચે લખેલાં કારણો લીધે આ વંશના રાજાઓ લોકપ્રિય હતા અને તેમને પ્રજા તરફની પૂરેપૂરી સહાનુભુતિ હતી. (૧) ઉમરાવોના આંતરકલહના સમયમાં દેશમાં બધે ઠેકાણે અરાજકતા ફેલાઈ હતી. આ ઉમરાવોનો પરાજય કરી ટ્યૂડર રાજાઓએ દેશમાં શાંતિ અને સુવ્યવસ્થા સ્થાપી. (૨) ઉમરાવોને નમાવવા તેમણે મધ્યમ અને વેપારી વર્ગના લોકોને પોતાના પક્ષમાં લીધા અને તેમને મોટા અધિકારની અને માનદ્ જગ્યાઓ આપી. (૩) ટ્યૂડર રાજાઓનો કારભાર જો કે એકતંત્રી હતો તોપણુ દેશનું હિત તે જ પોતાનું હિત, એવી ભાવનાથી તેઓ વર્તતા; આથી રાષ્ટ્રનું એકંદર રીતે તેમણે ભલું જ કર્યું એમ કહેવાય. તેમના વખતમાં વેપાર અને ઉદ્યોગ ધંધાની પ્રગતિ થતી ગઈ અને દેશ સમૃદ્ધ થયો. (૪) લોકસભાના સર્વ હકકો ઉપર ત્રાપ ન મારીને તે સભાની મારફત જ પોતાનો રાજ્ય કારભાર ચલાવ્યો. તેમના રાજ્ય કારભારનું ધોરણુ લોકોને ગમ્યું. (૫) આ રાજાઓની પરદેશ પ્રત્યેની નીતિ એવી રહી કે જેથી પરરાજ્યોમાં ઇંગ્લંડની પ્રતિષ્ઠા વધી અને યુરોપના રાજકારણુમાં ઇંગ્લંડને ઉચ્ચ દરજ્જો પ્રાપ્ત થયો. ટ્યૂડર રાજાઓએ નવું નૌકાસૈન્ય નિર્માણુ કરીને દેશ માટે સમુદ્ર ઉપર પણુ શ્રેષ્ઠ સ્થાન મેળવી આપ્યું. (૬) તેઓએ કાયમી લશ્કરના જોર ઉપર કદી પણુ રાજ્ય ચલાવ્યું નહીં. (૭) ધર્મ, વિદ્યાનું પુનર્જીવન અને બીજા સાહસના કામો તરફ લોકોનું ધ્યાન પરોવાયેલું હોવાથી સામાન્ય લોકોએ દેશના રાજકારણુ તરફ ખાસ ધ્યાન આપ્યું નહીં.

**Q. 7. Describe the main features of the Tudor period**

ઉ:—See Q. 5.

**Q. 8. What do you understand by the Reformation? Say under what circumstances it began in England. How did it differ from the one on the continent?**

ઉ:—સોળમા સૈકાની શરૂઆતમાં ખ્રિસ્તિ ધર્મની ઘણી અવનતિ થઇ હતી. ખ્રિસ્તિ ધર્મમાં દાખલ થયેલા દોષો કાઢી નાંખી તે ધર્મની શુદ્ધ અને પવિત્ર નવેસર પુનઃરચના કરવા યુરોપમાં જે ચળવળ શરૂ થઈ તેને ધર્મસુધારણાની ચળવળ એવું નામ મળ્યું. પોપ, ખ્રિસ્તિ ધર્મનો મુખ્ય આચાર્ય મનાતો. પોપ અને બીજા ધર્મગુરૂઓ કર્તવ્ય વિમુખ અને સ્વાર્થપરાયણ થયા હતા. તેમના આ ધાર્મિક, દુરાચારી અને ભોગવિલાસી વર્તનને લીધે લોકો તેમને તિરસ્કારતા હતા. ધર્મના બ્હાને આ ધર્મગુરૂઓ લોકો પાસેથી અનેક રીતે પૈસા કઢાવતા. એવી પરિસ્થિતિમાં વિદ્યાનું પુનરૂજીવન અને છાપવાની કળા નીકળી; તેથી ક્રીશ્ચિયન ધર્મગ્રંથ બાઇબલનું અધ્યયન ઘેરઘેર થવા લાગ્યું. લોકોને બાઇબલનો ખરો તત્ત્વબોધ થવાથી વિચારવંત લોકોને ધર્મસુધારણાની જરૂરીઆત દેખાવા લાગી. પહેલાં આ ચળવળ ધર્મની સુધારણા કરવા પુરતી હતી પરંતુ પાછળથી તેનું સ્વરૂપ બદલાઈને આ ચળવળનો હેતુ પોપની ધાર્મિક સત્તા નાબુદ કરવાનો થઈ પડ્યો.

પોપના આ ધાર્મિક અને નીતિભ્રષ્ટ વર્તનને લીધે અંગ્રેજ સમાજમાં તેના વિષે સંપૂર્ણ અનાસ્થા હતી. તે ઉપરાંત ઇંગ્લંડના લોકોને ઇંગ્લંડમાં પોપની ધાર્મિક સત્તા ચાલે એ ગમતું નહીં. ધર્મખાતામાં ધર્મશિક્ષકોની નિમણુંક કરવાનો અધિકાર પોપને હતો અને તે પરદેશીઓની ધર્મગુરૂ તરીકે નિમણુંક કરતો. ધાર્મિક વિચારોમાં, છેવટનો નિવેડો આપવાની સત્તા કેવળ પોપના હાથમાં હતી. નવા નિમાયેલા ધર્મશિક્ષકોનું સાલીઆણું પોપને જ મળતું. અંગ્રેજી ધર્મસમાજનું સ્વતંત્ર અસ્તિત્વ ટકાવવા અનેક રાજાઓએ પ્રયત્ન કર્યા હતા. બીજો રીચર્ડ, પોપના હુકમ અને આજ્ઞાપત્રો ઇંગ્લંડમાં લાવનારને અને તે હુકમો માનનારાઓને કડક શિક્ષા કરતો. ધર્મગુરૂઓ પોતાનો વખત આળસ અને મોજશોખમાં ગુમાવતા અને પોતાનું ધાર્મિક કર્તવ્ય જરા પણ બજાવતા નહીં. તે ઉપરાંત

ધર્મગુરૂઓને સામાન્ય પ્રજાજનો કરતાં કેટલાએક વિશેષ હકો અને છૂટ હતી. તેમને માટે સ્વતંત્ર અદાલતો હતી અને આ ધાર્મિક અને સ્વતંત્ર અદાલતોને જ ગુન્હેગાર ધર્મશિક્ષકોનો ન્યાય કરવાની સત્તા હતી. આ અદાલતો ઉપર રાજાની જરા પણ હકુમત ચાલતી ન હોવાથી તેઓએ કરેલા ગુન્હા બદલ ભાગ્યે જ શિક્ષા થતી.

ચૌદમા સૈકામાં ઈંગ્લંડના વીકલીફ નામના ધર્મસુધારકે ધર્મગુરૂઓ વિરુદ્ધ જાહેર ચળવળ કરીને ધર્મખાતાના દોષો લોકોની નજરમાં આણ્યા અને બાઈબિલનું ભાષાન્તર કરીને લોકોમાં તેનો પ્રચાર કર્યો. રાજ્યના અધિકારીઓએ વીકલીફના અનુયાયીઓ (લોલર્ડઝ) ઉપર નિર્દયતાથી હાથ નાંખ્યો અને વીકલીફની ચળવળ તોડી પાડી. વિદ્યાનું કાળાંતરે પુનર્જીવન થવાથી મુળ ધર્મગ્રંથોનું અધ્યયન સારી પેઠે થવા લાગ્યું અને તેમાં છાપખાના નીકળવાથી બાઈબિલના ભાષાન્તરોનો પ્રચાર ઝપાટાબંધ થતો ગયો. આથી લોકોને ખરા ધર્મનું સ્વરૂપ શું છે તે જાણવાનું સાધન મળ્યું. કોલેટ, ઇરૅસ્મસ અને મુરેએ ધર્મસુધારણાનો પ્રશ્ન હાથમાં લઇ લોકોમાં જાગ્રતિ કરવાનો આરંભ કર્યો. લ્યુથરે જર્મનીમાં પોપ વિરુદ્ધ મચાવેલી મહાન ચળવળની અસર પણ ઇંગ્લંડમાં અનુકૂળ જ થઈ પડી.

શરૂઆતમાં આઠમા હેન્રીએ લ્યુથર વિરુદ્ધ એક ચોપડી લખીને પોપ અને જુના ધર્મનું સમર્થન કર્યું. પોપે પ્રસન્ન થઇને હેન્રીને તેના આ કામ માટે ધર્મસંરક્ષકની પદવી આપી પરંતુ એટલામાં એનીબુલીન નામની એક સુંદર યુવતિ ઉપર હેન્રીનું મન ગયું એટલે પોતાની પ્રથમની રાણી કેથેરાઇન સાથે થયેલું લગ્ન ફોક કરવાની તેને જરૂર પડી. તેણે આ કામમાં પોપની મદદ માંગી. પોપ, જર્મનીના શહેનશાહ પાંચમા ચાર્લસના કબ્જામાં હતો. આ શહેનશાહ, કેથેરાઈન રાણીનો ભાણેજ થતો હોવાથી કેથેરાઇનનો વિવાહ રદ કરવા પોપે પરવાનગી આપી નહીં ત્યારે હેન્રીએ ચીઢાઇ જઇને પોપનો ધાર્મિક અધિકાર ઈંગ્લંડમાંથી કાઢી નાંખવાનું ઠરાવ્યું. પોપે હેન્રીના મુખ્ય પ્રધાન વુલ્સીને પોતાનો ખાસ પ્રતિનિધિ નીમ્યો હતો. પોતાની પરવાનગી વગર વુલ્સીએ આ જગ્યા સ્વીકારી એ કારણસર તેને નોકરીમાંથી કાઢી મુકયો અને પ્રેમ્યુનાયરનો કાયદો તોડવાનો આરોપ

તેના ઉપર મુકી તેની માલમિલ્કત જપ્ત કરી. આ જોતાં બીજા ન્હાના ન્હાના ધર્મગુરૂઓની સભાએ ગભરાઇને રાજા એ જ ધર્મખાતાનો મુખ્ય છે એવી કબુલાત આપી. કેન્ટરબરીના મુખ્ય ધર્મગુરૂ (આર્ચબીશપ) થોમસ ક્રેન્મરે ધર્મગુરૂઓની સભા બોલાવી હેન્રીનું કેથેરાઇન સાથે થયેલું લગ્ન રદ ઠરાવ્યું. લોકસભાએ પણ એક કાયદો પસાર કર્યો કે ઇંગ્લંડમાં રાજા એજ ધર્મખાતાનો મુખ્ય સત્તાધીશ છે અને ધાર્મિક વિવાદોમાં પોપ તરફ અપીલ કરવી એ કૃત્ય ગેરકાયદેસર છે. અપીલ રાજા તરફથી થવી જોઇએ અને ધર્મગુરૂની નવી નિમણુંકો થયા બાદ પહેલા વરસનું ઉપજ રાજાને જ મળવું જોઇએ એવો પણ કાયદો લોકસભાએ કર્યો. આવી રીતે પોપની ધાર્મિક સત્તા ઇંગ્લંડમાંથી નીકળી ગઇ.

શરૂઆતમાં આઠમા હેન્રીના વખતમાં ઇંગ્લંડની ધર્મ સુધારણાની ચળવળ કેવળ રાજકિય સ્વરૂપની હતી. આઠમા હેન્રીનો હેતુ ધર્મ સુધારણા કરવાનો ન હતો પરંતુ ફક્ત તેની ઇચ્છા પોપની ધાર્મિક સત્તા ઇંગ્લંડમાંથી કાઢી નાંખવાનો હતો એ વાત સ્પષ્ટ ધ્યાનમાં રાખવી જોઈએ. આગળ ઉપર આ ચળવળને ધાર્મિક સ્વરૂપ અપાતું ગયું તેથી તે મિશ્ર સ્વરૂપની થઈ. યુરોપની ધાર્મિક ચળવળ આરંભથી જ કેવળ ધાર્મિક સ્વરૂપની હતી. અને ધર્મમાં દાખલ થયેલા દોષો કાઢી નાંખીને ધર્મનું સ્વરૂપ શુદ્ધ અને ઉન્નત કરવાનો તેનો હેતુ હતો.

**Q. 9. Give a sketch of the attitudes of the different Tudor Sovereigns towards the Reformation.**

ઉ:—આઠમા હેન્રીને પોતાની રાણી કેથેરાઈન સાથે થયેલું લગ્ન રદ ઠરાવી લેવું હતું પરંતુ પોપે આ બાબતમાં પરવાનગી આપી નહીં. તેથી ચીઢાઈ જઇને હેન્રીએ પોપનો ધાર્મિક અધિકાર કાઢી નાંખવાનો વિચાર કર્યો. ક્રોમવેલ અને ક્રેન્મરની સહાયતાથી તેનું આ કામ પાર પડયું. રાજા એ જ ધર્મનો મુખ્ય છે, ધાર્મિક પ્રશ્નો માટે રાજા આગળ જ અપીલ કરી શકાય, ધર્મગુરૂઓની નિમણુંક થયા પછી તેઓનું પહેલા વરસનું ઉત્પન્ન રાજાને જ મળવું જોઈએ, એવા એવા

કાયદા લોકસભાએ પસાર કર્યા. હેન્રીએ બાઈબલના ભાષાન્તરો કરાવીં, તે ભાષાન્તરની એક એક નકલ દરેક ક્રિશ્ચિયન દેવળમાં રાખવી જોઈએ એવો હુકમ કાઢયો. ઇંગ્લંડમાં આવેલા મઠવાસીઓ તરફથી રાજાને ઘણો વિરોધ થયો; કારણ પોપનો અધિકાર દેશમાંથી કાઢી નાંખવામાં આવ્યો એ તેમને ગમ્યું નહિ. હેન્રીએ પૈસા મેળવવાનો પોતાનો સ્વાર્થ પાર પાડવા અને પોપની સત્તાને સખત ફટકો આપવાના હેતુથી મઠોની જમીન અને જંગમ મિલ્કત જપ્ત કરવાનો હુકમ છોડયો. દેવળમાં અંગ્રેજી ભાષા દ્વારા પ્રાર્થના થવી જોઈએ એવું તેણે ઠરાવી આપ્યું. ધર્મમાં ખરી સુધારણા કરવાનો તેનો જરા પણ હેતુ ન હતો. તેની આ સર્વ નીતિ સ્વાર્થ સાધવા પુરતી હતી. પ્રોટેસ્ટન્ટ પંથનો પ્રચાર અટકાવવાને **છ કલમોનો કાયદો** પસાર કરાવી લીધો અને આ કાયદાનો ભંગ કરનારને કડક શિક્ષા કરવાનું ઠરાવ્યું આ તેનું ધાર્મિક ધોરણ હતું. તેણે કેથોલિક્સ અને પ્રોટેસ્ટન્ટ પંથના લોકો ઉપર જુલમ કર્યો.

**છટ્ઠો એડવર્ડ**, દરેક રીતે પ્રોટેસ્ટન્ટ પંથનો અનુયાયી હતો. તેણે આ પંથને ચીરસ્થાયી કરવા ઘણો પ્રયત્ન કર્યો. તેણે એક નવીન પ્રાર્થના પુસ્તક તૈયાર કરાવ્યું અને તે પુસ્તકને અનુસરી દરેક દેવાલયોમાં ધર્મગુરૂઓએ પ્રાર્થના કરવી જોઈએ એવો કાયદો કર્યો. ધર્મગુરૂઓને વિવાહ કરવાની છૂટ આપવામાં આવી. પ્રાર્થના અંગ્રેજી ભાષામાં જ થવી જોઈએ એવો સખ્ત નિયમ કર્યો. તેના બાપના વખતમાં પ્રોટેસ્ટન્ટ પંથ નાબુદ કરવા જે છ કલમોનો કાયદો થયો હતો તે રદ કરાવ્યો. દેવળમાં મુકવામાં આવેલી મૂર્તિઓ અને સંત સાધુઓના ચિત્રોનો નાશ કરવામાં આવ્યો. ધર્મ તત્ત્વોની બેંતાળીસ કલમો કરીને તેમને ધર્મના પાયા તરીકે માન્ય કરવામાં આવી. સ્પેન અને નેધરલેન્ડમાંથી ધાર્મિક જુલમને લીધે ઇંગ્લંડમાં આવેલા પરદેશી પ્રોટેસ્ટન્ટ લોકોને આશ્રય આપવામાં આવ્યો.

**મેરી (આઠમા હેન્રીની છોકરી)**, કેથોલીક પંથમાં માનનારી હતી. નવા નીકળેલા પ્રોટેસ્ટન્ટ પંથનો પાયો જડથી ઉખેડી નાંખી સનાતન કેથોલીક પંથનુ ફરીથી પ્રસ્થાપન કરવાનું તેનું ધોરણ હતું. સ્પેનનો રાજા

ફીલીપ્સ જે કટ્ટર કેથોલિક હતો તેની સાથે લગ્ન કરીને પોતાનો હેતુ પાર પાડવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે પોપનો ધર્મ ખાતા ઉપરનો અધિકાર માન્ય રાખ્યો અને પોપના પ્રતિનિધિનું સંપૂર્ણ માન સાથે ઇંગ્લંડમાં સ્વાગત કર્યું. એડવર્ડના વખતમાં થયેલા કાયદા રદ કરીને પ્રોટેસ્ટન્ટ લોકો ઉપર સીતમ ગુજાર્યો અને તેમાંના સેંકડોને જીવતા બાળી મુકયા.

**ઇલીઝાબેથ**ની માતા એનબુલીન (આઠમા હેન્રીની બીજી પત્ની) નું લગ્ન પોપે ગેરકાયદેસર અને અધાર્મિક ઠરાવ્યું હતું તેથી ઇલીઝાબેથ રાણીને કેથોલીક પંથ સ્વીકારવો ઇષ્ટ ન હતો કારણ તેમ કરતાં પોતે રાજ્ય ગાદીના વારસ માટે ગેરકાયદેસર ઠરતી હતી તેથી તેને પ્રોટેસ્ટન્ટ પંથનો સ્વીકાર કરવો પડયો. તેણે ફરીથી એકવાર લોકસભા પાસેથી ધર્માધિપત્યનો કાયદો પસાર કરાવી લીધો અને રાજા એ જ ધર્મનો મુખ્ય સત્તાધીશ છે એવું જાહેર કર્યું. આ કાયદો ન માનનારાઓને તેણે સખ્ત શિક્ષા કરી, એકટ ઓફ યુનીફોર્મિટીનો કાયદો પસાર કરાવી, છઠ્ઠા એડવર્ડના વખતની પ્રાર્થના ચોપડી દરેક દેવળમાં વાપરવી જોઇએ એવું ઠરાવ્યું. પ્યુરીટન પંથના લોકોને આ પુસ્તક માન્ય ન હોવાથી તેઓએ આ ચોપડી વિરુદ્ધ વિરોધ દર્શાવ્યો. ત્યારે ઇલીઝાબેથે એકટ ઓફ યુનીફોર્મિટીના કાયદાની કડક અમલ બજાવણી થવી જોઈએ એવો હુકમ કાઢયો. પોટેસ્ટન્ટ લોકોની ચળવળ તોડી પાડવા પોપના પ્રોત્સાહનથી કેથોલિક પંથના જેસુઇટ લોકોએ એક નવી ચળવળ ઉપાડી હતી. જયારે જેસુઇટ લોકો ઇંગ્લંડમાં પોતાની ચળવળ શરૂ કરવા લાગ્યા ત્યારે રાણીએ ઠરાવ્યું કે પોતાની આજ્ઞા ઈંગ્લંડમાં પાળવી અને કેથોલિક ધર્મનો સ્વીકાર કરવો એ રાજદ્રોહ છે. પસાર થયેલા કાયદા પ્રમાણે જ દેવળોમાં પ્રાર્થના થવી જોઈએ અને પ્રાર્થનાની વખતે ગેરહાજર રહેનારાઓને કડક શિક્ષા કરવામાં આવશે એવા હુકમો કર્યા. પોતે કાઢેલા હુકમો અને પસાર થયેલા કાયદાઓની સખ્ત અમલ બજાવણી થાય એ હેતુથી **હાઈકમિશન કોર્ટ નામની** ધાર્મિક અદાલત સ્થાપી. ધાર્મિક જુલમને લીધે સ્પેનમાંથી નાસી આવેલા પ્રોટેસ્ટન્ટ લોકોને રાણીએ આશ્રય આપ્યો અને નેધરલેન્ડના પ્રોટેસ્ટન્ટ લોકોને રાણીએ આશ્રય આપ્યો અને નેધરલેન્ડના પ્રોટેસ્ટન્ટ લોકોએ

સ્પેનના કેથોલિક રાજા વિરુદ્ધ જે સ્વાતંત્ર્ય યુદ્ધ મચાવ્યું હતું તેમાં રાણીએ નેધરલેન્ડના લોકોને દ્રવ્ય અને લશ્કર દ્વારા મદદ આપી. આવા તેના ધોરણથી પ્રોટેસ્ટન્ટ પંથ ઈંગ્લંડમાં સારી રીતે જામ્યો. ઇલીઝાબેથનું એકંદર ધાર્મિક ધોરણ ઉદાર અને પક્ષાપક્ષની દ્રષ્ટિથી અલગ હતું. માત્ર પ્રોટેસ્ટન્ટ પંથ તરફ તેનું ખાસ વલણ હોવાથી તેના વખતમાં રાષ્ટ્રીય પ્રોટેસ્ટન્ટ પંથનો મજબૂત પાયો નંખાયો.

**Q. 10. Why did Henry VIII suppress the monasteries? What were the effects of this suppression?**

ઉ:—આઠમા હેન્રીએ એક્ટ ઓફ સુપ્રીમસીનો કાયદો પસાર કરાવીને પોપની સત્તા નાબુદ કરી. પછી તેણે પોતાનું લક્ષ પોપની સત્તાને આશ્રય આપનારા મઠો તરફ વાળ્યું. મઠોના તાબામાં પુષ્કળ જમીન તેમજ અખુટ ધન હતું. મઠવાસીઓ પહેલાની માફક સાદાઇમાં રહેતા નહતા અને હવે તેઓ દુરાચરણી, વિલાસી અને આળસુ બન્યા હતા. અગાઉ માફક તેઓ પરોપકારના કામ કરતા નહીં. તેથી તેમના તરફ લોકોનો પૂજ્યભાવ નહતો. રાજાએ મઠોની તપાસણી કરવા એક કમીશન નીમ્યું. કમીશને કેટલાક મઠોની તપાસ કરીને રીપોર્ટ કર્યો કે મઠો અનીતિ અને દુરાચારના ધામો થઇ પડયાં છે અને દેશમાં મઠોની આવશ્યકતા નથી. પછી હેન્રીએ લોકસભામાં ઠરાવ મુકીને ૧૫૩૬માં નાના મઠો અને ૧૫૩૯માં મોટા મઠો જપ્ત કર્યાથી ઘણા આળસુ અને બેકાર ભિખારીઓનું પેટ ભરવાનું સાધન જતું રહ્યું તેથી તેમણે એક મોટું બંડ કર્યું (Pilgrimage of Grace). રાજાએ તે બંડ સંપૂર્ણ રીતે દાબી દીધું. મઠો જપ્ત કરવામાં હેન્રીનો હેતુ પૈસા મેળવવાનો અને પોપની સત્તાને અનુકૂલ એવો મઠવાસીઓનો વર્ગ નાશ કરવાનો હતો. હેન્રીએ મઠોની સંપત્તિનો થોડો ભાગ વહાણો બાંધવામાં અને નિશાળો સ્થાપવામાં વાપર્યો. તથા પોતાના પક્ષના કેટલાક લોકોને મઠોની જમીન આપીને રાજાએ નવા સરદારો બનાવ્યા અને એવી રીતે અમીરમંડળમાં પોતાનો પક્ષ નિર્માણ કર્યો. મઠો નીકળી જવાથી અમીરમંડળમાં ધર્માધિકારીઓનું જોર નરમ

પડયું અને ઐહિક અમીરોનું મતાધિક્ય થયું. આવી રીતે અમીરોની સભા પૂર્ણ અંકિત થઇ શકી. નવીન સરદારોને મઠોની જમીન આપવાથી અને તેમ કરતાં ૪૦,૦૦ લોકોનો હીતસંબંધ જોડાયાથી ઇંગ્લંડમાં ધર્મસુધારણાનો પાયો મજબૂત રીતે નંખાયો.

**Q. 11. Trace the rise of the naval power of England under the Tudors.**

ઉઃ—સમુદ્ર પર્યટન, નવી દુનિયાની શોધ અને વેપાર, આ ત્રણે કારણોને લીધે ઇંગ્લંડના નૌકાસૈન્યનો પાયો નંખાયો. સાતમા હેન્રીએ સમુદ્ર પર્યટન કરી આવવા માટે કેબટને વહાણો, દ્રવ્ય અને બીજા સાધનોની જોગવાઈ કરી આપી. નૌકાસૈન્ય, વેપાર અને વેપારી વહાણોનો પરસ્પર સંબંધ જાણીને હેન્રીએ વેપારને દરેક રીતે ઉત્તેજન આપ્યું. ફ્લેન્ડર સાથે નિરંકુશ વેપાર પદ્ધતિના સ્વરૂપનો તેણે તહ કર્યો. ઇંગ્લંડના કિનારાનું રક્ષણ થાય એ હેતુથી તેણે કેટલાએક લડાઇનાં વહાણો બંધાવ્યા અને વહાણો અને વેપારની સગવડ માટે પોર્ટસ્મથમાં એક મોટી ગોદી બાંધી.

આઠમો હેન્રી, અંગ્રેજી નૌકાસૈન્યનો ખરો પાયો નાંખનારો કહી શકાય. તેણે વુલ્લીચ આગળ એક બીજી નવી ગોદી બાંધી અને બીજી જગ્યાઓની ગોદીઓ દુરસ્ત કરાવી. સમુદ્ર કિનારા ઉપર અંતરે અંતરે કિલ્લાઓ બંધાવી ઇંગ્લંડના કિનારો નિર્ભય કર્યો. તેણે એકંદર ૫૮ વહાણો બંધાવ્યા. ટ્રિનિટી હાઉસ નામની એક સંસ્થા કાઢીને, તે સંસ્થાને નૌકાસૈન્યના અધિકારીઓની નિમણુક કરવાનું, અનુભવી ખલાસીઓ પુરા પાડવાનું, દીવાદાંડીઓ બાંધવાનું, ખલાસીઓને તેમનાં કામ માટે પરવાના અને ઇનામો આપવાનું અને સમુદ્ર પર્યટનને ઉપયોગી થઈ પડે એવા નિયમો ઘડવા વગેરે કામો સોંપ્યા. નૌકાસૈન્યનું નવું ખાતુ કાઢીને તે ખાતાને નવા વહાણો બંધાવવા અને જુના દુરસ્ત કરાવવાના કાર્યો સોંપવામાં આવ્યા. નવા મજબુત લડાયક વહાણો બાંધીને, તોપો બનાવવાના કારખાના પણ તેણે ઉભા કર્યા. વહાણો બાંધવાને સારૂ અને ટકાઉ લાકડું મળે એ હેતુથી જંગલની હદ વધારી અને જંગલોનું સંરક્ષણ થાય એવી વ્યવસ્થા કરી. જળમાર્ગનો વેપાર વધે એ હેતુથી બંદરોની જકાત કાઢી

નાંખી. દૂર દૂરનાં પ્રદેશોમાં મુસાફરી કરવાથી લોકોને પોતાની હોશીઆરી અને સાહસ બતાવી આપવા સારી તક મળી અને તેમનો આત્મવિશ્વાસ વધ્યો. ઈલીઝાબેથને સમુદ્રની રાણી કહે છે. તેના વખતમાં નવીન દેશો સાથે વેપાર કરવામાં, સમુદ્ર ઉપર પોતાની સત્તા ચલાવવામાં અને નવા સંસ્થાનો મેળવવામાં, કેથોલિક પંથી સ્પેન અને પ્રોટેસ્ટન્ટધર્મી ઇંગ્લંડ વચ્ચે સખત હરિફાઈ થઈ અને છેવટે બંને દેશો વચ્ચે આ સંબંધમાં મહાન યુદ્ધ થયું.

હૉકીન્સ, ડ્રેક, ફ્રોબીશર, ગીલબર્ટ, રેલે, વગેરે સાહસિક અને અનુભવી ખલાસીઓ અમેરીકાથી સોના રૂપાથી ભરેલા સ્પેનનાં વહાણો લુંટવા લાગ્યા અને સ્પેનનાં લોકોને બતાવી આપ્યું કે ઇંગ્લડનું નૌકાબળ પણ પ્રબળ છે. વળી પરદેશમાંથી લૂંટનો માલ લાવીને પોતાના દેશનું દ્રવ્યબળ અને નૌકાબળ વધાર્યું. ઇલીઝાબેથ રાણીએ ઘણા લડાયક વહાણો બંધાવી સ્પેન સાથે થનારા યુદ્ધ માટે અગાઉથી તૈયારી કરી મુકી. સમુદ્ર પર્યટનના વિષય ઉપર લખાયેલા પુસ્તકોના અંગ્રેજીમાં ભાષાન્તરો કરાવી લોકોનાં તેનો ખુબ પ્રચાર કર્યો. તેની કારકીર્દિમાં સ્પેન સાથેના વિરોધનું પર્યવસાન યુદ્ધમાં થયું. સ્પેન સાથે થયેલી દરીઆઈ લડાઈમાં સ્પેનના નૌકાસૈન્યનો સંપૂર્ણ પરાજય થયો અને તેમનાં લડાયક વહાણો ઘણાખરા નાશ પામ્યા અને ઇંગ્લંડને સમુદ્ર પર સ્વામીત્વનો હક્ક પ્રાપ્ત થયો. હવે સમુદ્ર ઉપર ઇંગ્લંડની બરોબરી કરી શકે એવો એક પણ દેશ રહ્યો નહીં. તેના વખતમાં ઇંગ્લંડના વહાણોની સંખ્યા ૧૯૭ હતી.

**Q. 12. It is said that the Tudor Times saw the beginnings of England's Naval Supremacy. Explain the statementt.**

ઉ:—(See Q. 11).

**Q. 13. Describe the relations between England and Spain from the accession of Mary in 1553 to the times of the defeat of the Armada in 1588.**

ઉ:—મેરી ટ્યૂડર કેથોલીક પંથની પૂર્ણ અભિમાની હતી. ન્હાનપણથી કેથોલિક લોકોની સંગતમાં તેનો વખત ગયેલો હોવાથી પ્રોટેસ્ટન્ટ પંથ પર તેના મનમાં ઉગ્ર દ્વેષ હતો. તેણે ઈંગ્લંડમાં કેથોલિક પંથની પુનઃસ્થાપના કરવાનું ધોરણ ઠરાવ્યું અને તે માટે કેથોલિક પંથના કટ્ટર અભિમાની—એવા સ્પેનના ફીલીપ રાજા સાથે પ્રજામતની વિરુદ્ધ લગ્ન સંબંધ જોડયો. આવી રીતે ઈંગ્લંડ સ્પેનનું પૂર્ણ અંકિત બન્યું અને પોપનું વર્ચસ્વ ફરીથી ઈંગ્લંડમાં દાખલ થયું. સ્પેન અને ફ્રાન્સ વચ્ચે અણબનાવ થવાથી આ બન્ને દેશોમાં જ્યારે લડાઈ શરૂ થઈ ત્યારે મેરીને સ્પેનને મદદ કરવી પડી. આ યુદ્ધમાં અંગ્રેજોના તાબાનું મહત્ત્વનું કેલે નામનું બંદર ફ્રાન્સે જીતી લીધું.

ઈલીઝાબેથ, એનબુલીનની પુત્રી હોવાથી સ્વાભાવિક રીતે તેનું વલણ પ્રોટેસ્ટન્ટ પંથ પ્રત્યે હતું. તેથી તેણે રાષ્ટ્રીય પ્રોટેસ્ટન્ટ પંથનો મજબૂત પાયો નાંખ્યો. ફીલીપ રાજાએ તેની પાસે કરેલી લગ્નની માંગણી તેણે ધુત્કારી. આવી રીતે ઈંગ્લંડ ઉપરની સ્પેનની સત્તા દૂર થઈ. સ્પેન અને ઈંગ્લંડ, આ બન્ને દેશો વચ્ચે ધર્મ અને વેપારના વિષયોમાં વિરોધ હતો. સ્પેન પૂર્ણ કેથોલિક પંથનું ત્યારે ઈંગ્લંડ પ્રોટેસ્ન્ટ પંથમાં માનતું હતું. સ્પેનના તાબાની અમેરીકામાં ઘણી વસાહતો હતી અને હિંદુસ્તાનમાં આવવા માટે નવા શોધાયલા સમુદ્ર માર્ગ ઉપર સ્પેનની જ સત્તા હતી. બીજાઓનો આ માર્ગ ઉપર અને અમેરીકન વસાહતો ઉપર કોઈપણ પ્રકારનો હક્ક નથી અને બીજા દેશોએ તેમાં માથું મારવું નહીં એવું સ્પેનીશ સરકારનું કહેવું હતું. આ નવી દુનીઆમાં અને સમુદ્રો ઉપરના વેપારમાં પોતાને પણ યોગ્ય ભાગ મળવો જોઈએ એવી ઈંગ્લંડની માગણી હતી. ઈંગ્લંડના સાહસી ખલાસીઓએ સ્પેનનો હક્ક ન માનતા સ્પેનના વેપારી વહાણોને ખુલ્લી રીતે સમુદ્ર ઉપર લુંટવાનો આરંભ કર્યો અને અમેરીકન સંસ્થાનો સાથે વેપાર પણ શરૂ કર્યો. ડ્રેક નામના અંગ્રેજી સાહસી ખલાસીએ તો સ્પેનની વસાહત ઉપર હુમલો કરી ત્યાંથી અખુટ દ્રવ્ય મેળવ્યું અને સ્પેનીશ સરકારનો ગર્વ ઉતાર્યો. આ બન્ને દેશ વચ્ચે વેર વધતું ગયું. ડ્રેક જ્યારે પોતાના સ્વદેશ પાછો ફર્યો ત્યારે

ઇલીઝાબેથે તેનું ઘણું સન્માન કર્યું અને નાઇટની માનનીય પદ્દવી આપી. સ્પેનનું રાજ્ય યુરોપમાં અત્યંત બળવાન હતું અને તેનું નૌકાસૈન્ય પણ શ્રેષ્ઠ હતું. ઇ. સ. ૧૫૮૦માં ફીલીપ રાજાએ પોર્ટુગલને પોતાના દેશ સાથે જોડી દીધો. નેધરલેન્ડ્ઝ ( બેલ્જીઅમ અને હોલેન્ડ ) ફીલીપના તાબામાં હતાં. ફીલીપના ધાર્મિક જુલમથી કંટાળીને ત્યાંના પ્રોટેસ્ટન્ટ લોકોએ ફીલીપ વિરુદ્ધ બંડ ઉઠાવ્યું સ્વાતંત્ર્ય યુદ્ધની શરૂઆત કરી અને પ્રોટેસ્ટન્ટ પંથની રાણી ઇલીઝાબેથની મદદ માંગી. ઇલીઝાબેથે આ લોકોને પહેલા ગુપ્ત રીતે અને છેવટે ઉઘાડી રીતે પૈસાની અને લશ્કરની મદદ મોકલી અને તે દેશમાંથી ધાર્મિક જુલમને લીધે નાશી આવેલા પ્રોટેસ્ટન્ટ લોકોને ઇંગ્લંડમાં આશ્રય આપ્યો. આથી ફીલીપના રોષનો પાર રહ્યો નહીં. ફીલીપે પણ જેસુઇટ લોકોની ચળવળને ઉત્તેજન આપીને ઇલીઝાબેથ વિરુદ્ધ કાવત્રું રચવા તેમને ઉશ્કેર્યા, પણ ઇલીઝાબેથની સાવધાનતાને લીધે આ કાવત્રામાંથી તે બચી શકી. ફીલીપને અંગ્રેજ પ્રજા તરફ પણ ઘણો ક્રોધ ચઢયો હતો. સ્કોટલેન્ડની રાણી મેરી કેથોલિક પંથની હતી અને તે આ વખતે ઇલીઝાબેથના કેદખાનામાં હતી. તેને ગાદી પર બેસાડી ઇલીઝાબેથને ગાદી ઉપરથી કાઢી નાંખવાના કાવત્રામાં પોપ અને ફીલીપ, બન્નેએ, મુખ્ય આગેવાની લીધી. જ્યારે ઇલીઝાબેથે આ કાવત્રામાં સામેલ થવાના ગુન્હા માટે સ્કોટલેન્ડની રાણી મેરીને ફાંસી દીધી ત્યારે તો ઇંગ્લંડ ઉપર સ્વારી કરવાનો ફીલીપનો નિશ્ચય કાયમ થયો અને તેણે થોડા જ વખતમાં લશ્કર અને નૌકાસૈન્ય ઉભું કર્યું. ડ્રેકે ઓચિંતા સ્પેનના કેડીઝ બંદરમાં દાખલ થઇને ત્યાંના વહાણો લુંટયા અને લડાયક વહાણોનો વિનાશ કરી ઇંગ્લંડના નૌકાસૈન્યના બળની ફીલીપને ખાત્રી કરી આપી. આવી રીતે ધાર્મિક વિષય સંબંધી તકરારો વધતાં વધતાં ઇલીઝાબેથના સમયમાં આ બન્ને વચ્ચે દારૂણ યુદ્ધ થયું.

**Q. 14. What were the causes that led to the Naval War between England and Spain in the reign of Elizabeth? To what do you attribute the defeat of the Armada? State the results of the war.**

ઉઃ—(આ પ્રશ્નના પહેલા ભાગના ઉત્તર માટે ૧૩મા પ્રશ્નનો બીજો પેરેગ્રાફ જુઓ.)

સ્પેનના પરાજયના કારણો:-(૧) અંગ્રેજોના વહાણો નાના અને ઝડપથી ચાલનારા હોવાથી અંગ્રેજ ખલાસીઓએ સ્પેનના વજનદાર વહાણો ઉપર ઉપરાછાપરી હુમલા કરીને તેમને ત્રાહિત્રાહિ પોકરાવ્યા (૨) અંગ્રેજ ખલાસીઓ વહાણો ચલાવવામાં અત્યંત કુશળ હતા અને પોતાનાં દેશ ઉપર આવેલું મોટું સંકટ દૂર કરવા નિઃસ્વાર્થીપણાથી અને એકસંપીથી લડયા; ત્યારે સ્પેનના ખલાસીઓ સામાન્ય સિપાઈઓ જેવા હોવાથી તેમનાથી શત્રુ સામે ટકી શકાયું નહિ. વળી તેમનામાં લશ્કરી તાલીમ પણ નામની જ હતી. (૩) અંગ્રેજોને પોતાના જ સમુદ્રમાં લઢવાનું હોવાથી અને ત્યાંની એકંદર માહિતી હોવાથી તેમને ઘણો ફાયદો થયો; સ્પેનીશ સિપાઈઓ અપરિચિત સમુદ્રમાં લડતા હોવાથી તેમને અનેક મુશીબતો વેઠવી પડી. (૪) નેધરલેન્ડમાં રોકાયલા ડયુક ઓફ પાર્માના સૈન્ય અને સ્પેનથી નીકળેલા નૌકાસૈન્ય એકત્ર થયા પછી જ ઈંગ્લંડ ઉપર ચઢાઈ લઈ જવી એવી પ્રથમની યોજના હતી. પરંતુ પામ નેધરલેન્ડમાં રોકાઈ જવાથી તે નૌકાસૈન્યને મળી શકયો નહિ. (૫) સ્પેનના ઉંચા અને ભારે વહાણોમાં અંગ્રેજોએ આગ લગાડી શકે એવી બળતી ન્હાની હોડીઓ છોડી મુકી. આથી શત્રુઓ ગભરાટમાં પડ્યાં અને તેમનાં જ વહાણો અંદર અંદર અથડાયા અને તેમને ઘણું નુકશાન થયું. (૬) આ જ વખતે તોફાની પવન ફુંકાવા લાગ્યો અને આકાશ ઘનઘોર થઈ રહ્યું અને અંગ્રેજોને ઘણો ફાયદો થયો. વાદળને લીધે સ્પેનના લડાયક વહાણોનો ઘણો વિનાશ થયો અને અંગ્રેજોને સહેલાઈથી જય મળી શકયો.

પરિણામ:—આ યુદ્ધમાં સ્પેનના પ્રચંડ નૌકાસૈન્યનો નાશ થયો અને સ્પેનની સત્તાને જબ્બર ફટકો લાગ્યો. હવે પછી સમુદ્ર ઉપર ઈંગ્લંડ એ પહેલા દરજ્જાનું રાષ્ટ્ર ગણાવા લાગ્યું અને સમુદ્ર ઉપર તેનું વર્ચસ્વ જામ્યું. આ વિજયથી ઈંગ્લંડનો હિંદુસ્તાન પર આવવાનો જળમાર્ગ ખુલ્લો થયો અને સ્પેન જેવા શત્રુનો પરાજ્ય થવાથી ઈંગ્લંડનો વેપાર વધવા

લાગ્યો. જુદા જુદા વેપારી મંડળો સ્થાપન થયાં અને અમેરીકામાં સંસ્થાનો સ્થાપવાની પણ છૂટ થઈ. ઇંગ્લંડ જેવા ન્હાના દેશે સ્પેન જેવા બળવાન શત્રુને હરાવવાથી યુરોપના બીજા રાજ્યોમાં ઇંગ્લંડની પ્રતિષ્ઠા વધી અને છાપ પડી રાષ્ટ્રીય સંકટની વખતે અંગ્રેજ લોકો અંદર અંદરના મતભેદો અને ધાર્મિક પંથો બાજુએ મુકીને સામાન્ય સંકટ દૂર કરવા એકદિલથી લઢી શકે છે, એ વાત આ યુદ્ધથી સિદ્ધ થઇ. રાષ્ટ્રીય પ્રોટેસ્ટન્ટ ધર્મની મજબૂત પાયા ઉપર સ્થાપના થઈ અને રોમન કેથોલિક ધર્મ ફરીથી સ્થાપન થવાની બીક હવે રહી નહીં.

**Q. 15. What induced Philip of Spain to think of an invasion of England? To what do you attribute the defeat of the Armada? What were the results?**

ઉ:—See Qs. 13 & 14.

**Q. 16. Describe the Sea-faring activities of the English in the reign of Elizabeth?**

ઉ:—ઇલીઝાબેથ રાણીની કારકીર્દિમાં જે જે શૂર, સાહસી અને સમુદ્રપર્યટનમાં કુશળ એવા નાવિકોએ દૂર દૂરની મુસાફરીઓ કરી ઇંગ્લંડનું બળ વધાર્યું, તેમાં ફ્રાન્સિસ ડ્રેક મુખ્ય હતો. અંગ્રેજ ખલાસીઓ અમેરીકાથી પાછા ફરતાં સોનુ, રૂપું અને બીજી કિમતી વસ્તુઓથી ભરેલા સ્પેનીશ વહાણો ઉઘાડી રીતે લુટવાં લાગ્યાં. સ્પેનીશ લોકો આ સંભાવિત લુટારૂઓને સમુદ્રના કુતરા ( Sea Dogs ) કહેતા. હોકીન્સે આફ્રીકાથી હબસી જાતિના સ્ત્રી પુરૂષોને પકડી, વહાણમાં લઈ જઈ, સ્પેનના વેસ્ટ ઇંડીઝ ટાપુઓમાં ગુલામ તરીકે જાહેર રીતે વેચ્યા. ગુલામોનો વેપાર કરનારો આ પહેલો જ અંગ્રેજ ખલાસી હતો. હોકીન્સની અમેરીકાની બીજી મુસાફરીમાં સ્પેનીશ વહાણો સાથે લડાઈ થઇ તેમાં ઘણા અંગ્રેજ વહાણો ડુબાડવામાં આવ્યાં અને ફક્ત હોકીન્સ અને ડ્રેકના બે વહાણો બચવા પામ્યા. ડ્રેકને હોકીન્સના હાથ નીચે નૌકાનયન વિદ્યાની સારી તાલીમ મળી હતી તેમજ પ્રત્યક્ષ અનુભવ પણ મળ્યો હતો. નાનપણથી જ તેના

મનમાં સ્પેનીશ લોકો તરફ વેર બંધાયું હતું. તેણે ત્રણ મોટી અને દૂરની મુસાફરી કરી. ઇ. સ. ૧૫૭૨માં તેણે અમેરીકામાં આવેલા સ્પેનના નૉમ્બ્રે ડી ડાયસ પોર્ટોબેલો નામના મુખ્ય થાણા ઉપર હુમલો કરી ત્યાંથી ખૂબ દ્રવ્ય લુટયું અને મેક્ષિકોના અખાતમાં ઘણા સ્પેનીશ વહાણો લુંટીને પુષ્કળ સંપત્તિ મેળવી. ડેરીયનની સંયોગીભૂમિ પરથી તેને પહેલી જ વાર પેસીફીક મહાસાગર દેખાયો. ૧૫૭૭માં જબરી તૈયારી સાથે તે દૂરની મુસાફરી કરવા બહાર પડયો અને દક્ષિણ અમેરીકાનો છેડો ઓળંગી પેસીફીક મહાસાગરમાં દાખલ થયો અને ત્યાં પણ તેણે કિનારાઓ ઉપર આવેલાં સ્પેનીશ વહાણો લુંટીને અપાર દ્રવ્ય મેળવ્યું. તેના પ્રસિદ્ધ વહાણનું નામ સુવર્ણમૃગ ( ગોલ્ડનહાઇન્ડ ) હતું.

આવેલા માર્ગે પાછા ફરવું એ જોખમ ભર્યું હોવાથી અને સ્પેનીશ વહાણો ડ્રેકને પકડવા તે માર્ગમાં બેઠેલા હોવાથી ડ્રેકે પોતાનો બચાવ કરવાના હેતુથી વિશાળ પેસીફીક મહાસાગર ઓળંગવાનો નિશ્ચય કર્યો અને ૭૦ દિવસ સુધી એક સરખી મુસાફરી કરીને આફ્રિકાનો દક્ષિણ કિનારો ઓળંગીને ત્રણ વરસની આખરે ઇંગ્લંડ પાછો ફર્યો. ઇલીઝાબેથ રાણીએ ઘણા સન્માનથી તેનું સ્વાગત કર્યું અને તેને નાઇટનો ઇલ્કાબ આપ્યો. તેની આ અપૂર્વ મુસાફરીમાં રાણીએ તેને બધી રીતે ગુપ્ત મદદ કરી હતી. પૃથ્વી પ્રદક્ષિણા કરનારો ડ્રેક એ પહેલો જ અંગ્રેજ ખલાસી હતો તે પ્રોટેસ્ટન્ટ પંથનો હોવાથી સ્પેનીશ વહાણો લુંટવામાં પોતાના ધર્મની સેવા બજાવે છે એવી તેની સમજ હતી. ૧૫૮૫માં રાણીના કહેવાથી જાહેર રીતે અને સરકારી મદદ લઇને તે ફરીથી સમુદ્રપર્યટન કરવા બહાર પડયો. એટલેન્ટીક મહાસાગર ઓળંગીને સેન ડોમીનીગો, પોર્ટોરીકો વગેરે સ્પેનીશ બંદરો તેણે લુટયાં અને સ્વદેશ પાછો આવ્યો. ૧૫૮૭માં સ્પેનનાં કેડીઝ બંદર ઉપર ઓચિંતો હલ્લો કરીને ઇંગ્લંડ ઉપર સ્વારી કરવા માટે તૈયાર થતાં સ્પેનીશ વહાણો તેણે લુટયાં અને સ્પેનના નૌકાસૈન્યનો પૂરેપૂરો નાશ કર્યો. ડ્રેકનું સાહસ, ધૈર્ય અને પ્રસંગાવધાન અસામાન્ય હતાં. સ્પેન સાથે થયેલા જળયુદ્ધમાં તેણે મહત્વની સેવા બજાવી. આ સાહસી ખલાસી પોતાને મનગમતું કામ કરતાં કરતાં ૧૫૯૬માં મરણ પામ્યો.

હોકીન્સ અને ડ્રેક સિવાય સમુદ્ર ઉપર લાંબી મુસાફરી કરનારા ખલાસીઓમાં ફ્રોબીશર, ગીલબર્ટ અને રેલે પ્રસિદ્ધ છે. ૧૫૭૬થી ૧૫૭૮ દરમ્યાન ફ્રોબીશરે હિંદુસ્તાન અને પૂર્વમાં આવેલા દેશો તરફ આવવા માટે વાયવ્ય દિશામાં ત્રણ મોટી સફરો કરી પણ માર્ગ ભૂલવાથી હડસનનો ઉપસાગર શોધી કાઢી શક્યો. ગ્રીનલેન્ડના કિનારે થઈને તે લેબ્રેડોર પહોંચ્યો. ગીલબર્ટ નામના ધાડસી ખલાસીએ લાંબી સફર કરી ન્યુફાઉન્ડલેન્ડના ટાપુમાં અંગ્રેજી વસાહત સ્થાપન કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો પણ તેમાં તે સફળ થયો નહિ. વસાહત સ્થાપન કરવાની આ કલ્પના રેલેને પસંદ પડી અને તેણે ૧૫૭૪માં વરજીનીઆ નામની વસાહત સ્થાપી. જોકે આ સંસ્થાન ( વસાહત )નો ઉત્કર્ષ થયો નહિ અને વસાહત કરનારાઓને ઘણી ઘણી મુસ્કેલીઓ વેઠવી પડી તો પણ ભવિષ્યમાં રેલેના પ્રયત્નનું અનુકરણ થયું અને અનેક વસાહતોના પાયો નંખાયો.

**Q. 17. How will you show that Elizabeth's reign forms one of the most brilliant periods in English History ?**

ઉ:—See Q. 18.

**Q. 18 "The reign of Elizabeth was a glorious period in English History from many points of view". Justify the statement.**

ઉ:—ઇલીઝાબેથ રાણીના વખતમાં ઈંગ્લંડની ધાર્મિક, સામાજીક અને સાહિત્ય વગેરે દરેક બાબતોમાં પ્રગતિ થઈ અને તેને સમુદ્ર ઉપર શ્રેષ્ઠ સત્તા પ્રાપ્ત થઇ-એમ આપણે કહીએ છીએ. તેના રાજ્યના આરંભકાળમાં સર્વ રીતે દેશની સ્થિતિ કફોડી થઈ હતી. પણ આ રાણીએ અત્યંત ડહાપણથી અને પોતાની કુશળ રાજનીતિથી દેશને વૈભવના શિખરે પહોંચાડયો. ધાર્મિકવાદોનો ચતુરાઇથી ફડચો કરીને દેશમાં રાષ્ટ્રીય ધર્મની સ્થાપના કરી અને ધર્મના મોટા તકરારી પ્રશ્નનો નિકાલ કર્યો. ધર્મછળથી નાથી આવેલા ફ્લેન્ડર્સના કુશળ વણકરોને પોતાના દેશમાં

કારખાના કાઢવા જોગવાઈ કરી આપી અને તેથી ઇંગ્લંડમાં રંગ, **સાબુ અને ઉન વણવાના** ઉદ્યોગો શરૂ થયા; **આથી દેશનો દેશપારનો વેપાર** વધ્યો. રાણીના પ્રોત્સાહનથી સાહસી નાવિકોએ દૂર દૂરના દેશની મુસાફરી કરીને નવી દુનિયાની શોધ કરી. સ્પેન સાથે થયેલા જળયુદ્ધમાં ઇંગ્લંડને વિજય મળવાથી સમુદ્ર પરની સત્તા તેને પ્રાપ્ત થઇ અને નૌકાસૈન્યનો પાયો નંખાયો. વળી આ વિજયથી હિન્દુસ્તાન આવવાનો માર્ગ મોકળો થવાથી ઇંગ્લંડનો વેપાર વધ્યો અને હિન્દુસ્તાન, રશિયા, તુર્કસ્તાન વગેરે દેશો સાથે વેપાર કરવા સારૂ ઇસ્ટ ઇન્ડીઆ કંપની, મસ્કોવી કંપની, લીવન્ટ કંપની વગેરે કંપનીઓ સ્થાપન થઈ. ગિલબર્ટ, રેલે વગેરે ખલાસીઓએ અમેરીકામાં સંસ્થાનો સ્થાપવાની શરૂઆત કરી. હિંદુસ્તાન સાથે વેપાર અને અમેરીકન વસાહતો—આ બન્ને કારણોને લીધે બ્રિટિશ સામ્રાજ્યનો પાયો નંખાયો. બેકાર લોકોને કામધંધો મળે અને અનાથ અને પાંગળા લોકોના પોષણની તજવીજ થાય એ હેતુથી ૧૬૦૧માં **ગરીબોનો કાયદો** ( Poor Law ) પસાર કરાવ્યો. સ્પેન ઉપર વિજય મળવાથી યુરોપના રાજ્યોમાં ઇંગ્લંડને મહત્ત્વનું સ્થાન મળ્યું; તે ઉપરાંત આ રાણીના વખતમાં વિદ્યાનું પુનર્જીવન ઝડપી થવાથી, પ્રસિદ્ધ અને પ્રતિભાશાળી કવિઓ, નાટ્યકારો અને વિજ્ઞાનીઓ બહાર પડવાથી ઇલીઝાબેથની કારકીર્દિ ઘણી જ ઝળકવા લાગી. બેકન, સીડની, માર્લો, હૂકર અને શેક્સપીઅર આ વખતના પ્રસિદ્ધ ગ્રંથકાર હતા અને તેમાં બેકન અને શેકસપીઅર તો જગવિખ્યાત થયા છે. આ વખતે પ્રસિદ્ધ થયેલું રાષ્ટ્રીય સાહિત્ય અત્યંત તેજસ્વી નીવડયું સારાંશમાં કહેવાનું કે **રાષ્ટ્રીય ધર્મની સ્થાપના, સમુદ્ર ઉપરનું સ્વામિત્વ, વેપાર અને હુન્નર ઉદ્યોગનો વિસ્તાર, વસાહતોની સ્થાપના અને તેજસ્વી સાહિત્ય રચના વગેરે બનાવોથી ઇલીઝાબેથ રાણીનો સમય ઇંગ્લંડના ઇતિહાસમાં અત્યંત વૈભવશાળી થઈ પડયો.**

**Q. 19. Describe the literary, commercial and sea-faring activities of the English in the reign of Elizabeth.**

ઉ:—See Qs. 16 and 18.

**Q. 20. "Elizabeth found England weak and divided; She left it strong and united." Explain the statement.**

ઉ:—ઇલીઝાબેથ જ્યારે ગાદીએ આવી ત્યારે દેશની સ્થિતી ઘણી વિકટ થઈ હતી. એડવર્ડ અને મેરીના વખતમાં થયેલા ધર્મ સંબંધી જુલમથી લોકો ત્રાસી ગયા હતા અને લોકોમાં કેથોલીકસ, પ્રોટેન્ટસ અને પ્યુરીટન્સ એવા ત્રણ પક્ષો પડયા હતા. કેથોલીક ધર્મનો પ્રચાર કરવાની જેસુઈટ લોકોની ચળવળ ચાલુ હતી અને તે ચળવળ રાણીના ગેરલાભમાં હતી. મેરીએ ધર્મ ખાતાની જમીન પોપને ફરીથી સુપ્રત કરવાથી અને યુદ્ધમાં પુષ્કળ ધન વપરાઈ જવાથી ત્રિજોરી ખાલી થઈ હતી પાછલા રાજાઓએ નાણુંમાં ભેળસેળ કરવાથી વેપાર બેસી ગયો હતો અને મોંઘવારી વધી હતી. ખેતરોનું ગોચરોમાં રૂપાન્તર થવાથી ખેતી ઉપર આજીવિકા ચલાવનારા લોકોમાં ભૂખમરો વધ્યો. આયર્લેંડમાં પણ હુલ્લડો ઉપરાઉપરી થવા લાગ્યાં. સ્કોટલેંડમાં કેથોલીકધર્મી મેરીના હાથમાં રાજ્યસૂત્રો આવવાથી ત્યાં ફ્રેન્ચ લોકોનું વજન વધ્યું હતું. આવી રીતે ઇંગ્લંડ કટોકટીના પ્રસંગમાં હતું. સ્કોટલેંડની રાણી મેરીએ ઇંગ્લંડની ગાદી પર પોતાનો હક્ક જાહેર કર્યો અને કેથોલીક રાજ્યોએ અને પોપે તેના હક્કને ટેકો આપ્યો. ઇંગ્લંડ ઉપર ક્યારે શત્રુની સ્વારી થશે તે કહી શકાય તેમ ન હતું. ઇલીઝાબેથ પાસે સૈન્ય, નાણું, નૌકાસૈન્ય વગેરે સર્વ સાધનોની અછત હતી અને શત્રુઓ સર્વ બાજુથી તેની વિરુદ્ધ તૈયારી કરી રહ્યા હતા. દેશની આંતરિક સ્થિતિ પણ તેટલી જ અવનત દશાએ પહોંચી હતી. આવી પરિસ્થિતિમાં રાણીએ ઘણી જ ચતુરાઇથી દૂરદર્શી રાજકારણ લાવીને સંકટોમાંથી બચવાનો માર્ગ શોધી કાઢયો અને દેશને આબાદ, સમર્થ અને સત્તાધીશ બનાવ્યો.

(વિશેષ માહિતી માટે પ્રશ્ન ૧૮મો પણ જુઓ.).

**Q. 21. Write Notes on:—**

(૧) (Renaissance)

ઉ:—ઇ. સ. ૧૪૫૩માં તુર્ક લોકોએ પૂર્વ રોમન બાદશાહીનું મુખ્ય શહેર કોન્સ્ટેન્ટીનોપલ જીતી લીધું ત્યારે ત્યાંના વિદ્વાન ગ્રીક પંડિતો પોતાના અમુલ્ય ગ્રંથો સાથે યુરોપના જુદા જુદા દેશોમાં નીકળી પડ્યા. પ્રાચીન ગ્રીક લોકોએ ગણિત, તત્ત્વજ્ઞાન, જ્યોતિષ અને બીજા શાસ્ત્રો ઉપર ઘણા વિદ્વત્તા પૂર્ણ ગ્રંથો લખ્યા હતા. હવે યુરોપની પશ્ચિમ દિશામાં આવેલા દેશોમાં ગ્રીક અને લેટીન ભાષામાં લખાયેલા પ્રાચીન ગ્રંથોનો અભ્યાસ ઉત્સાહથી થવા લાગ્યો. ઇટાલીમાં ચિત્રકળા, શિલ્પશાસ્ત્ર વગેરેનો અભ્યાસ શરૂ થતો અને તે કળાનો વિકાસ થવા લાગ્યો. છાપવાની કળા નીકળવાથી ગ્રીક અને લેટીન ભાષામાં લખાએલા પ્રાચીન ગ્રંથોનાં ભાષાન્તર જુદી જુદી ભાષામાં થયાં અને ભાષાન્તર થયેલા પુસ્તકોથી સ્વતંત્ર વિચાર કરવાની વૃત્તિ પેદા થઈ. આ પ્રવૃત્તિને વિદ્યાનું પુનર્જીવન એવું નામ પડ્યું. અત્યારસુધી ધર્મગુરૂઓ પ્રાચીન ગ્રંથો વાંચી અને સમજી શકતા પણ હવે જ્ઞાનના દ્વાર બધા માટે ખુલ્લા થયાં. આ ચળવળથી ઇંગ્લંડમાં પણ જાગૃતિ આવી અને ઓકસફર્ડના વિશ્વવિદ્યાલયમાં પ્રાચીન વિદ્યાનો અભ્યાસ ખંતથી થવા લાગ્યો. કોલેટ, ઇરેસ્મસ અને મુર ઓકસફર્ડ રીફોર્મર્સ (નવકાલીન પંડિતો) તરીકે પ્રસિદ્ધ છે. કોલેટ નામના પંડિતે મૂળ ગ્રીક ભાષામાં લખાએલા બાઇબલનો અભ્યાસ કરીને પોતાના જ્ઞાનનો લોકોને વ્યાખ્યાન દ્વારા પરિચય કરાવ્યો અને તે માટે નવી શાળાઓ પણ ઉઘાડી. ઇરેસ્મસ નામના ગ્રંથકારે બાઇબલનું ભાષાન્તર કરીને ધર્મગુરૂઓના વર્તન વિરુદ્ધ સખત ટીકાત્મક લેખો પ્રસિદ્ધ કર્યા. મૂર નામના પંડિતે 'યુટોપીઆ' નામનો ગ્રંથ લખીને આદર્શ લોકસત્તાક રાજ્યનું કાલ્પનિક ચિત્ર ખડું કર્યું.

ધર્મસુધારણા થવાનું એક મુખ્ય કારણ આ વિદ્યાનું પુનર્જીવન છે; કારણ તેને લીધે લોકોને બાઇબલના ખરા તત્ત્વજ્ઞાનની માહિતી મળી અને ધર્મગુરૂઓના ધતિંગો અને જુઠાણા તેમનાં જાણવામાં આવ્યા. વળી વિદ્યાના પુનર્જીવનને લીધે ભૌતિક શાસ્ત્રોમાં નવીન શોધો થઇ. સ્વતંત્ર વિચાર કરવાની બુદ્ધિનો જન્મ થવાથી રાજ્યપ્રકરણી વિચારોમાં પણ ક્રાન્તિ થવા પામી અંધશ્રદ્ધાનો કાળ જતો રહ્યો અને લોકોમાં ચિકિત્સક બુદ્ધિ અને સ્વતંત્ર વિચાર કરવાની વૃત્તિ ઉત્પન્ન થઇ.

(૨) Star Chamber Court:—
ઉ:—See Q. 2.
(૩) Livery & Maintenance:—
ઉ:—See Q. 2.
(૪) Benevolences:—
ઉ:—See Q. 2.
(૫) Hokins and Drake:—
ઉ:—See Q. 16.
(૬) Martin Luther.

ઉ:—આ પ્રસિદ્ધ ધર્મવીર અને ધર્મસુધારક ઇ. સ. ૧૪૫૩માં જર્મનીના એક ગામડામાં જન્મ્યો હતો. ન્હાનપણમાં તેનો એક મિત્ર વિજળી પડવાથી મરી ગયો. આ બનાવથી લ્યુથરના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો અને સાધુની દિક્ષા લઇ એક મઠમાં પ્રવેશ કર્યો. ત્યાંના આચાર અને નિયમ કડક રીતે પાળવા છતાં તેના મનને શાન્તિ મળી નહીં; તેથી તેણે તે માર્ગ છોડી દીધો અને વટેનબર્ગના વિશ્વવિદ્યાલયમાં તત્વજ્ઞાન વિષયના અધ્યાપકની નોકરી સ્વીકારી. પરમેશ્વર અને ક્રાઇસ્ટ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને બાઇબલ પ્રમાણે જો માણસ પોતાનું વર્તન રાખે તો તેને કરેલાં પાપોની માફી મળે અને મોક્ષ પ્રાપ્તિ થાય એવી લ્યુથરની માન્યતા હતી. એક વખતે તે રોમ ગયો પણ ત્યાંના ધર્મખાતાના દુરાચારો અને ભોગવિલાસો જોઇને તેનું મન ઉદ્વેગ પામ્યું. તે દરમ્યાન પોપના અનુયાયી **પાપ વિમોચનના પાસ (ઇન્ડલજન્સીસ)** વેચી પૈસા મેળવવા જર્મની આવ્યા. ધર્મખાતાને નજરાણાં આપવાથી પાપનો નાશ થાય છે એવી સામાન્ય લોકોની સમજ હતી. લ્યુથરે પોતાના ધાર્મિક મતો જાહેર કરીને પાપવિમોચનના પાસ વેચવાના કામનો નિષેધ કર્યો અને પોપને પોતાનું કામ ધર્મશાસ્ત્રને અનુસરીને છે એમ સાબીત કરવા ચેલેન્જ આપી અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરવાથી જ પાપ દૂર થઈ શકે છે એવું લ્યુથરનું દૃઢ માનવું હતું. લ્યુથરના વિરોધથી પોપ ક્રોધે ભરાયો અને લ્યુથરને ધર્મબાહ્ય ઠરાવ્યો. લ્યુથરે પોતાનો સાત્વિક પ્રકોપ દર્શાવવા પોપના આજ્ઞાપત્રો જાહેર રીતે બાળ્યા. લ્યુથર પોતાનો ધર્મબોધ

જર્મન ભાષામાં કરતો હોવાથી લોકોને તે સમજાયો અને તેમને લ્યુથરના પક્ષની ખાત્રી થઇ. લ્યુથર ઘણો લોકપ્રિય થઇ પડયો. લ્યુથરના વર્તન પ્રત્યે જર્મનીના શહેનશાહે જ્યારે તેને પોતાના વર્તનનું સમર્થન કરવા ફરમાવ્યું ત્યારે પણ તે ડગ્યો નહી. લ્યુથરના અનુયાયીઓએ પોપની આજ્ઞાનો અને તેના આજ્ઞાપત્રોનો વિરોધ કર્યો માટે લોકોમાં તેમનું નામ પ્રોટેસ્ટન્ટસ પડયું. કેટલાંક વર્ષ સુધી લ્યુથરને એક ન્હાના પ્રોટેસ્ટન્ટ પંથના ઠાકોરના રક્ષણમાં રહેવું પડયું. લ્યુથરે બાઇબલનું જર્મન ભાષાન્તર કરીને તેનો જર્મનીમાં પ્રચાર કર્યો. છેવટે તેના મહાન કાર્યને યશ મળ્યો અને જર્મનીના ઘણાખરા સંસ્થાનો તેના પંથમાં ભળવા મંડયા. આ અદ્વિતીય ધર્મવીરે, પોપ જેવા બળવાન સત્તાધીશની વિરૂદ્ધ વિરોધ અને ઝગડો ચાલુ રાખીને અંગીકૃત કાર્ય સાધ્ય કર્યું અને ઇ. સ. ૧૫૪૬માં મરણ પામ્યો.

(૭) Suppression of Monesteries.

ઉ:—See Q. 10.

(૮) જેસુઇટ્સ:—ઇગ્નેસસ લોયલા નામના એક સ્પેનીશ સરદારે પ્રોટેસ્ટન્ટ પંથનો ફેલાવો અટકાવવાને અને કેથોલીક પંથની સર્વ ઠેકાણે પુનઃ સ્થાપના કરવાના હેતુથી જેસુઇટ લોકોનો (જીસસના અનુયાયીઓનો) એક નવો પંથ ઇ. સ. ૧૫૩૪માં સ્થાપન કર્યો. આ પંથના લોકોને કડક તાલીમ આપવામાં આવી. અમે બ્રહ્મચર્યથી રહીશું, ઉપરીઓના હુકમ વગર તકરારે માનીશું અને પોપની આજ્ઞા વિરુદ્ધ કદી પણ વર્તીશું નહી એવી આ નવા પંથના લોકોને પ્રતિજ્ઞા લેવી પડતી. ધર્મ પ્રચાર કરવા ગમે તેટલાં સંકટો વેઠીને દુનીઆના કોઇપણ ભાગમાં જવાને તેઓ તૈયાર હતા. શિક્ષણ પ્રચારનું કામ હાથમાં લઇ નવી પેઢીને પોતાના કાર્યમાં જોડવાનો તેમણે સ્તુત્ય ઉપયોગ કર્યો. રાજકારણમાં ગમે ત્યાં માથું મારી રાજ્ય કારભારમાં પોતાની સત્તા સ્થાપન કરવાની શરૂઆત કરવાથી આ લોકોને યુરોપના મુખ્ય મુખ્ય દેશોમાંથી કાઢી મુકવામાં આવ્યા. પોપે પોતાના આ નવા અનુયાયીઓને ઇંગ્લંડમાંનો પ્રોટેસ્ટન્ટ ધર્મ નાબુદ કરવા મોકલ્યા. ઇલીઝાબેથને ગાદી ઉપરથી ઉઠાડવાનો તેમણે પ્રપંચ રચ્યો. તેમના પ્રયત્નોને લીધે કેથોલિકોની સંખ્યા વધવા લાગી લોકપ્રિય રાણીનો

જીવ ભયમાં છે એવું જોઇને લોકસભાએ કેથોલિક લોકો વિરુદ્ધ અનેક સખ્ત કાયદા પસાર કર્યા.

(૯) Inqusition:—( પ્રોટેસ્ટન્ટ ધર્મપંથીઓ ઉપર જુલમ વરસાવનારી ધાર્મિક અદાલત ).

ઉ:—સ્પેનનો બીજો ફીલીપ રાજા કેથોલિક પંથનો ચુસ્ત અનુયાયી હતો. પ્રોટેસ્ટન્ટ પંથ નાબુદ કરવાના હેતુથી તેણે ધર્મગુરૂઓની "ઇન્કવીઝીશન" જાતની એક ધાર્મિક અદાલત સ્થાપી. આ કોર્ટમાં નાસ્તિક એટલે કેથોલિક પંથ વિરુદ્ધ ધર્મ વિચારો દર્શાવનારા લોકોનો ન્યાય થતો અને તેમને ઉગ્ર શાસન કરવામાં આવતું. આ અદાલતમાં આરોપી અને સાક્ષીઓની તપાસ પણ ગુપ્ત રીતે થતી. ફીલીપરાજાએ આ અદાલત મારફત પોતાના વિશાળ સામ્રાજ્યમાં ઘણો જ ધાર્મિક છળ કર્યો. ફીલીપના તાબામાંના હોલેન્ડના પ્રોટેસ્ટન્ટ લોકોએ ફીલીપની ધાર્મિક અદાલતના જુલમ વિરુદ્ધ જબ્બર બંડ કર્યું અને ધર્મ અને સ્વતંત્રપણાના યુદ્ધમાં હોલંડ દેશ પૂર્ણ સ્વતંત્ર થયો.

(૧૦) ક્રેન્મર:—ક્રેન્મર કેમ્બ્રીજ વિશ્વવિદ્યાલયનો અધ્યાપક હોઇ આઠમા હેન્રીનો ધાર્મિક સલાહકાર હતો. તેણે રાજાને કેથેરાઇન રાણીનો લગ્ન સબંધ ફોક કરવા મુખ્ય મુખ્ય વિશ્વવિદ્યાલયોના પંડિતોના અભિપ્રાય મંગાવવા સલાહ આપી. પંડિતોએ આ વિવાહ રદ કરવા પોતાની અનુમતિ આપી. આથી હેન્રી ક્રેન્મર પર પ્રસન્ન થયો અને તેને કેન્ટરબરીના આચાર્યનું (આચાર્યબીશપ) પદ આપ્યું. તરત જ ક્રેન્મરે ધર્મગુરૂઓની સભા બોલાવી કેથેરાઇન સાથે થયેલું હેન્રીનું લગ્ન ધર્મબાહ્ય ઠરાવ્યું. હેન્રીને મઠ જપ્ત કરવાના કામમાં ક્રેનમરની પૂર્ણ મદદ હતી. છઠ્ઠા એડવર્ડના વખતમાં ક્રેન્મરે એકટ ઓફ યુનીફોર્મીટી અને બીજા કાયદા પસાર કરાવી લઇ ઇંગ્લંડમાં પ્રોટેસ્ટંટ પંથની સ્થાપના કરી અને ધાર્મિક જુલમથી સ્પેનમાંથી નાસી આવેલા પ્રોટેસ્ટંટોને આશ્રય આપ્યો. જ્યારે મેરી ગાદી ઉપર આવી ત્યારે તેણે પોતાની મા કેથેરાઇનનું લગ્ન ગેરકાયદેસર ઠરાવનાર ક્રેનમરને કેદમાં નાંખ્યો, રીબાવ્યો અને આખરે જીવતો બાળી નાંખવાની શિક્ષા કરી. કેથોલિક પંથ સ્વીકારે તો જીવતદાન આપવામાં આવશે એમ તેને કહેવામાં

આવ્યું. ઘડપણની મનની નબળાઇને લીધે ક્રેન્મરનું મન વિચલિત થયું અને તેણે માફીપત્ર ઉપર સહી કરી. પરંતુ રાણી પોતાને જીવતો બાળી નાંખ્યા વગર રહેવાની નથી એવું જાણવામાં આવતાં જ તેના મનમાં ફરી નૈતિક ધૈર્ય ઉત્પન્ન થયું અને છેવટની ઘડીએ પોતાને પ્રોટેસ્ટંટ પંથ જ માન્ય છે એવું જાહેર કરીને ઘણી શાન્તિથી મરવા તૈયાર થયો.

(૧૧) **નોકસ અને પ્રેસબીટિરીયન ધર્મસમાજઃ**—નોકસ સ્કોટલેન્ડની ધર્મ સુધારણાનો ખરો આગેવાન હતો. પ્રબળ રાજસત્તા વિરુદ્ધ છતાં ધર્મ સુધારણાની ચળવળ યશસ્વી રીતે તેણે પાર પાડી. ધર્મછળથી કંટાળી તેને થોડા સમય માટે સ્વીટઝરલેન્ડ નાસી જવું પડેલું. ત્યાં તે કેલ્વીન નામના ઉગ્ર પ્રોટેસ્ટંટધર્મ સુધારકનો અનુયાયી થયો. સ્વદેશ આવ્યા પછી વિદેશી (ફ્રેન્ચ) સત્તા નાબુદ કરી તેણે સ્કોટલેન્ડમાં પ્રોટેસ્ટન્ટ પંથ સ્થાપવાના હેતુથી સ્કોટીશ સરદારોનો એક પ્રબળ સંઘ નિર્માણ કર્યો. ધર્મ ખાતાના તાબામાંની જમીનો આપણને મળશે એવી આશાથી સ્કોટીશ ઉમરાવો ધર્મ સુધારણા કરવા અનુકૂળ થયા. ઇલીઝાબેથની મદદ મળવાથી આ સંઘે સ્કોટલેન્ડમાંથી ફ્રેન્ચ સત્તા કાઢીનાંખી અને ત્યાં પ્રેસ-બીટેરીઅન નામના રાષ્ટ્રીય ધર્મની સ્થાપના કરી. રાજા એ જ ધર્મનો વડો છે એ તત્ત્વ આ પંથના લોકો માનતા નથી અને ધર્મખાતાની વ્યવસ્થા લોકોના હાથમાં હોવી જોઈએ એમ આ પંથ માને છે. આ પંથમાં વિદ્વાન લોકોનું (પ્રેસબાટર્સ) એકલોક નિયુક્ત મંડળ હોય છે. ગામડાનાં તેમજ શહેરોના ધર્મ ખાતાની વ્યવસ્થા કરવા અનેક સ્વતંત્ર લોકનિયુક્ત મંડળો હોય છે અને આ સર્વ મંડળો ઉપર ધાર્મિક અધિકાર ચલાવનારૂં મધ્યવર્તી લોકનિયુક્ત મંડળ હોય છે. આ પંથની ધાર્મિક વિધિઓ સાદી હોય છે અને બાઇબલ એ જ તેમનો મુખ્ય ધર્મગ્રંથ છે ધાર્મિક અંધશ્રદ્ધા આ પંથમાં નથી અને સ્વતંત્ર વિચાર કરવાને પૂર્ણ છૂટ હોય છે.

(૧૨) High Commission Court:—

ઉ:—See Q. 9.

(૧૩) Morton's Fork :—

ઉ:—See Q. 2.

# સ્ટુઅર્ટ વંશ

**Q. 22. What was the main point of dispute between James I and his Parliament ? Describe the struggle between James I and his Parliament.**

ઉ:—પહેલો જેમ્સ ઘણો દુરાગ્રહી અને સંકૂચિત મનનો હતો. ટયૂડર રાજાઓ પ્રમાણે પોતાને પણ અનિયંત્રિત સત્તા હોવી જોઈએ એવી તેની મહત્વાકાંક્ષા હતી. રાજાના વિશેષ હકકો સંબંધી તેની કલ્પનાઓ તરહેવાર હતી. રાજા પરમેશ્વરનો અંશ હોઇ તે પરમેશ્વરનો પ્રતિનિધિ છે એવું તેનું માનવું હતુ અને રાજાને પોતાના અધિકારો વંશપરંપરાથી ઈશ્વર તરફથી મળેલા છે અને તે પોતાના કર્તવ્યો માટે ફકત ઈશ્વરને જ જવાબદાર છે, રાજાની આજ્ઞાનો ભંગ કરવો એ પરમેશ્વરની આજ્ઞા ભંગ કરવા જેવુંજ છે, એવી તેની માન્યતાઓ હતી. રાજાના અધિકારો અમર્યાદિત છે, ફકત તેણે પોતાના હકકો પૈકી થોડાએક હક્કો મહેરબાનીથી પ્રજાને સોંપ્યા છે, રાજા પ્રજાનો નોકર નથી પણ માલીક છે, રાજા કાયદાથી બંધાતો નથી અને કાયદા ઘડવા અને બદલવાનું કામ તેનું એકલાનું છે એવી નવયુગને અજુગતિ તેની વિચારપદ્ધતિ હતી. એને અંગ્રેજીમાં Divine Right of Kings કહે છે. આ માન્યતાઓ લઈને તે ગાદીએ આવતાં રાજા અને આમસભા દરમ્યાન વિરોધના પ્રસંગો આવવા લાગ્યા. ઇલીઝાબેથના વખતથી લોકોમાં સ્વતંત્ર વિચાર કરવાની વૃત્તિ આવેલી હોવાથી પ્રજા તરફથી રાજસત્તાનો વિરોધ થવા લાગ્યો.

રાજા પ્રજાનો નોકર છે તેથી પ્રજાને તે જવાબદાર છે અને લોકો તરફથી તેને તમામ અધિકારો મળેલા છે એવા લોકપક્ષના વિચારો હતા. આથી રાજા '**શ્રેષ્ઠ કે લોકસભા શ્રેષ્ઠ**' એવું આ વિરોધને સ્વરૂપ પ્રાપ્ત થયું.

(૧) (અ) ઇ. સ. ૧૬૦૪માં જેમ્સે પોતાની પહેલી લોકસભા બોલાવી ત્યારે રાજાએ ન્યાયબાહ્ય ઠરાવેલા ગુડવીન નામના ગૃહસ્થને લોકોએ

આમસભામાં પોતાના પ્રતિનિધિ તરીકે ચુંટયો. ગુડવીન ન્યાયબાહ્ય છે એવા કારણસર જેમ્સે તેની ચુંટણી રદ કરી. આ વખતે લોકસભાએ ઉગ્ર વિરોધ દર્શાવવાથી, ચુંટણીનો નિકાલ કરવાનો હક્ક કેવળ લોકસભાને જ છે એવું જેમ્સને કબૂલ રાખવું પડયું અને પ્રજાના હક્કને માન્યતા મળી. લોકસભાના પ્રતિનિધિને રાજદ્રોહના ગુન્હા સિવાય બીજા કોઇ કારણથી પકડી શકાતો નહતો. રાજાએ શરલે નામના લોકસભાના એક સભાસદને કરજને લીધે જેલમાં પૂર્યો હતો. તે વેળા પણ લોકમતને નમી જઇને રાજાને શરલેને છોડવો પડયો. (આ) કર વસુલાત:—જેમ્સને લોકસભાએ ટનેજ અને પાઉન્ડેજ નામના બે કરોનું ઉત્પન્ન કાયમનું બાંધી આપ્યું હતું. લોકસભાની સંમતિ સિવાય રાજા કોઇ પણ કર ઉઘરાવી શકે નહી એ સિદ્ધાંત તોડીને પોતાનો ખર્ચ નિભાવવા આયાત માલ ઉપર વિશેષ જકાત (ઇમ્પોઝીશન) નાંખી. બેટસ નામના વેપારીને આ વધારાની જકાત ન આપવા બદલ કેદમાં પૂરવામાં આવ્યો હતો. ન્યાયાધીશો રાજાને આધીન હોવાથી રાજાનું કૃત્ય કાયદેસર છે એવો તેમણે ચુકાદો આપ્યો. ખર્ચ ચલાવવા પૈસા મંજુર કરવાની લોકસભાએ ના પાડવાથી તેને બરખાસ્ત કરવામાં આવી અને તેણે ૧૬૧૪થી ૧૬૨૧ સુધી સાત વર્ષ પર્યંત લોકસભા બોલાવ્યા સિવાય રાજ્યકારભાર ચલાવ્યો ફરજીઆત કરજો અને નજરાણાં, ઇજારાઓ, ઇલ્કાબોનું વેચાણ વગેરે અન્યાયી માર્ગોથી તેણે લોકો પાસેથી પૈસા કઢાવ્યા. (ઇ) કાયદા કરવાનો લોકસભાનો હક્ક તેણે છીનવી લીધો અને જાહેરનામા કાઢી કાયદા કરવાની સત્તા પોતાના હાથમાં લીધી અને પોતાના હકકોનું સમર્થન ન્યાયકોર્ટો દ્વારા કરાવી લેતો. કોક નામના નિઃસ્પૃહ ન્યાયધીશે જાહેર રીતે પ્રતિપાદન કર્યું કે કાયદો રાજા કરતા શ્રેષ્ઠ છે. આ કારણથી રાજાએ ન્યાયાધીશને કેદમાં નાંખ્યો. આ જ વખતે અમીરમંડળમાં બેકન નામના મુખ્ય ન્યાયાધીશની લાંચ લેવાના ગુન્હા માટે તપાસ થતી હતી અને બેકનનો ગુન્હો સાબીત થવાથી તેને ભારે શિક્ષા કરવામાં આવી. આવી રીતે લોકસભાને રાજાના પ્રધાન અને સલાહકારોના ગેરકાયદેસર વર્તનની તપાસણી કરવાનો હક્ક મળ્યો. (૨) જેમ્સની પરરાષ્ટ્રીય રાજનીતિ લોકપ્રિય નહતી સ્પેનના કેથોલિક

રાજાની પુત્રિ સાથે પોતાના છોકરાનો લગ્ન સંબંધ જોડવાનો તેણે પ્રયત્ન કર્યો અને સ્પેનના રાજાને ખુશી કરવા સારૂ રેલેને ફાંસી દીધી. યુરોપમાં ચાલતા ધાર્મિક યુદ્ધમાં છેવટે પ્રોટેસ્ટંટ પક્ષની જ બાજુ તેને લેવી પડી. (૩) તકરારનું વિશેષ એક કારણ **જેમ્સની ધાર્મિક નીતિ હતી.** રાજાની ધાર્મિક અને રાજકિય સત્તાનું સમર્થન કરનારા એપીસ્કોપેલીઅન ધર્મસમાજને તેણે આશ્રય આપ્યો અને કેથોલીક અને પ્રોટેસ્ટંટ લોકો ઉપર જુલમ કરવા લાગ્યો. ધર્મસંબંધી જુલમથી કંટાળીને કેટલાએક પ્યુરીટન લોકોએ સ્વદેશ છોડીને અમેરિકામાં નવી વસાહતો સ્થાપન કરી. અમેરિકામાં પહેલી વસાહતો સ્થાપન કરનારા પ્યુરિટન લોકોને પીલગ્રીમ ફાધર્સ ( Pilgrim Fathers ).

**Q. 23. 'Never had a sovereign a higher notion of his dignity, never was any less qualified to sustain it.' Justify this remark about James I.**

ઉ:—રાજાના હક્ક અમર્યાદિત હોઇ તે સર્વસત્તાધીશ છે, એવી જેમ્સની માન્યતા હતી. ન્હાનપણમાં જેમ્સને ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળ્યું હતું અને તેણે ધર્મ અને રાજકારણ ઉપર સારા નિબંધો લખ્યા હતા. પોતાની કર્તબગારી વિષે તેને હદ ઉપરાંત અભિમાન હતું; તેના વિચારો અને હેતુઓ ઉચ્ચ હતા. દેશમાં શાંતિ રાખી રાષ્ટ્રની સર્વ પ્રકારની ઉન્નતિ કરવી જોઇએ એમ તેને લાગતું હતું. પરંતુ તેનામાં વ્યવહારીક ડહાપણ નહોતું ટયુડર રાજાઓ બદલાએલી પરિસ્થિતિ ધ્યાનમાં લઇ દીર્ઘ દ્રષ્ટિમય વર્તન રાખતા તેથી તેમનો નિભાવ થતો; પરંતુ જેમ્સ મિથ્યાભિમાની, દુરાગ્રહી અને અવિચારી હોવાથી પાર્લામેન્ટ અને તેની વચ્ચે વિરોધ ઉત્પન્ન થયો સમય ઓળખવાની તેનામાં અક્કલ નહોતી. લોકોના હક્ક નાકબુલ કરીને તેણે પ્રજા ઉપર ધાર્મિક બંધન નાખવાનો પ્રયત્ન કર્યો. પરંતુ લોકોમાં પોતાના હક્ક જાળવવાની વૃત્તિ ઉત્પન્ન થઇ છે તે વાત તેણે ધ્યાનમાં લીધી નહી. આ કારણથી તે દરેક પ્રસંગે તેના કામમાં નિષ્ફળ થયો. જેમ્સ, દુર્બળ મનનો, બિકણુ, કર્તવ્યહિન અને ચંચળ

સ્વભાવનો હતો. સારાસાર વિચાર કરી પ્રજા સાથે સહાનુભૂતિથી વર્તવાની કળા તે જરી પણ જાણતો નહીં. તેનામાં મનની મોટાઈ, વ્યાપકદૃષ્ટિ અને દૃઢ નિશ્ચય વગેરે ગુણોનો અભાવ હતો. સ્વભાવના, ઉપર લખેલ દોષોને લીધે તેને દરેક વખતે પ્રજા આગળ નમતુ આપવું પડયું. (વિશેષ માહિતી માટે પ્રશ્ન ૨૨મો જુઓ.)

**Q. 24. Describe the personal rule of Charles I from 1629–40.**

ઉ:—હક્કોની અરજી (પીટીશન ઓફ રાઇટસ) ઉપર સહી કરેલી છતાં ચાર્લ્સ તેની કલમો તોડી લોકસભાની સંમતિ સિવાય ટનેજ અને પાઉન્ડેજના કરો ઉઘરાવવા લાગ્યો. રાજસત્તા મર્યાદિત કરવાનો ઠરાવ લોકપક્ષના આગેવાનોએ ઘણી ચતુરાઈથી પસાર કરાવી લીધો ત્યારે ગુસ્સે થઇને રાજાએ ૧૬૨૯માં લોકસભા બરખાસ્ત કરી અને અગીઆર વર્ષ સુધી સ્વતંત્ર રાજ્યકારભાર ચલાવ્યો. પહેલાં તેણે પોતાનો વિરોધ કરનારા પિમ, ઇલીઅટ વગેરે આગેવાનોને કેદ પૂર્યા. પોતાનો ખર્ચ નિભાવવા ટનેજ, પાઉન્ડેજ, ફરજીઆત કરજ, નજરાણા વગેરે માર્ગથી તેણે પૈસો ભેગો કર્યો. આયાત માલ ઉપરની જકાત વધારી અને જીવનને આવશ્યક એવી વસ્તુઓ વેચવાના ઇજારા સર્વસામાન્ય લોકોને ન આપતા પોતાના પક્ષના મંડળોને આપીને ઘણું ધન ભેગું કર્યું. ચાળીસ પાઉંડની આવકવાળી જમીનના માલીકને નાઈટહુડની પદવી લેવાને દબાણ કરવામાં આવ્યું અને તે પદવી સ્વીકારનારા પાસેથી ઘણો પૈસો લેવામાં આવતો. તે પદવી ન સ્વીકારનારને ભારે દંડ કરવામાં આવતો. ઇંગ્લંડના જંગલની હદ વધારીને પણ તેણે પુષ્કળ ધન મેળવ્યું. અસલની પટાવતી પદ્ધતિની માફક (ફ્યુડલ સીસ્ટમ) તેણે લોકો ઉપર નવા કર નાંખ્યા. ઇ. સ. ૧૬૩૪માં પ્રજા ઉપર વહાણવેરો નાંખ્યો. આ કર પૂર્વે વિદેશી શત્રુઓથી કિનારાઓનું રક્ષણ થાય એ હેતુથી કિનારા પાસે આવેલા જીલ્લાઓમાંથી ફક્ત યુદ્ધના વખતમાં જ લેવામાં આવતો. હવે આ જુનો કર ચાર્લસ, શાન્તિના વખતમાં, લોકસભાની સંમતિ સિવાય અને દેશના તમામ ભાગોમાંથી ઉઘરાવવા લાગ્યો. આ તેની ગંભીર ભૂલ થઈ.

લોકોમાં ઉગ્ર વિરોધ અને અસંતોષ ઉત્પન્ન થયો; વળી આવી રીતે ઉઘરાવેલો પૈસો વહાણો બાંધવામાં ન વાપરતાં હોલેન્ડ વિરુદ્ધની લડાઈમાં ચાર્લ્સે વાપર્યો તેથી પ્રજા ઘણી ખળભળી ઉઠી. હેમ્પડન નામના ગૃહસ્થે વહાણવેરો ભરવાની ના પાડવાથી રાજાએ તેને કેદમાં પુર્યો.

સ્ટ્રેફોર્ડ અને લૉડ આ વખતે રાજાના દુષ્ટ સલાહકારો હતા. સ્ટ્રેફોર્ડ પહેલાં હક્કોની અરજી ઘડતી વખતે લોકપક્ષનો નાયક હતો પરંતુ પાછળથી તે રાજપક્ષમાં જોડાયો. રાજાએ તેને આયર્લેંડનો સુબો બનાવ્યો. ત્યાં તેણે કૅનૉટ પ્રાંતમાં આવેલી આયરીશ કેથોલિક ખેડુતોની જમીન જપ્ત કરીને તે જમીન ઇંગ્લંડમાંથી આવી વસેલા પ્રોટેસ્ટંટ લોકોને આપી. આયર્લેંડના ઉદ્યોગધંધાને ઉત્તેજન આપી ત્યાંનો રાજ્યકારભાર સુધાર્યો. શ્રેષ્ઠ પ્રકારનું કેળવાયલું લશ્કર ઉભું કરી તેના જોર ઉપર આયર્લેંડમાં શાન્તિ સ્થાપી. લોકમતની પરવા ન કરતાં લશ્કરી જોર ઉપર રાજ્ય કરવાની તેની પદ્ધતિનું **થરો** ( Thorough ) નામ પડયું. તેની આ કડક રાજ્યપદ્ધતિથી આયર્લેંડમાં અસંતોષ ફેલાયો.

રાજાનો ધાર્મિક અને રાજકિય સલાહકાર લૉડ હતો. રાજાએ તેને કેન્ટરબરીના વડા આચાર્યની જગ્યા આપી. ધાર્મિક વિધિ અને નિયમો કડક રીતે અમલમાં મુકયા અને તેણે પ્યુરિટન પંથના લોકો ઉપર ધાર્મિક જુલમ ચલાવીને તેમનાં મન દુભવ્યાં. હાઇકમીશન નામની ધાર્મિક અદાલત અને તારાગૃહ અદાલત દ્વારા પ્રજા ઉપર કેર વર્તાવવાથી લોકમત તેની વિરુદ્ધ થયો. સ્કોટીશ લોકો પ્રેસબીટેરીઅન પંથના હતા. તેમના દેવળોમાં તેમને અમાન્ય એવું પ્રાર્થના પુસ્તક વાંચવાની સખ્તાઇ કરવાથી અને ત્યાં આંગ્લધર્મસમાજના પોતાના પક્ષના ધર્મ-શિક્ષકોની નિમણુંક કરવાથી સ્કોટીશ લોકોએ લૉડની ધાર્મિક નીતિ વિરુદ્ધ ઉગ્ર અસંતોષ દર્શાવ્યો અને પોતાનો પ્રેસબીટેરિયન પંથ અને ધાર્મિક સ્વાતંત્ર્ય રક્ષણ કરવાની પ્રતિજ્ઞા લઇને એક રાષ્ટ્રીય ધાર્મિક સંઘ ઉભો કર્યો–( નેશનલ કોવેનન્ટ ). આ વિરોધમાંથી યુદ્ધનો દાવાનળ સળગ્યો. તેમાં ચાર્લ્સનું લશ્કર હાર્યું અને સ્કોટીશ પ્રજાને લડાઇના ખર્ચ વાસ્તે ખંડણી આપવાની કબુલત આપવી પડી. રાજાએ આયર્લેંડમાંથી સ્ટ્રેફોર્ડને

બોલાવ્યો. તેણે રાજાને લોકસભા બોલાવવાની સલાહ આપી. ૧૬૪૦માં બોલાવેલી આ લોકસભાને **લાંબી પાર્લામેન્ટ** કહે છે. આ પ્રસિદ્ધ લોકસભાએ લૉડ અને સ્ટ્રેફોર્ડને ફાંસીની શિક્ષા કરી લૉડની ધર્મ સંબંધી નીતિથી અંગ્રેજો અને સ્કોટીશ લોકો રાજા વિરુદ્ધ ઉશ્કેરાયા તેજ પ્રમાણે સ્ટ્રેફોર્ડની રાજનીતિથી આયરીશ પ્રજા પણ ખળભળી ઉઠી. રાજાના બે લગામી વર્તનથી અને તેના પ્રધાનોના જુલ્મી રાજ્ય કારભારને લીધે દેશમાં આખરે આંતરવિગ્રહ શરૂ થયો તેમાં છેવટે લોકપક્ષનો જય થયો અને ચાર્લ્સ રાજાને ફાંસીએ લટકવું પડયું.

**Q. 25. Who were the advisers of Charls I? What influence did they exercise over his policy and with what results?**

ઉ:—પહેલા ચાર્લ્સના મુખ્ય સલાહકાર અર્લ ઓફ બકીંગહૅમ આર્ચબીશપ લૉડ અને અર્લ ઓફ સ્ટ્રેફોર્ડ હતા. એ ત્રણેયે અનિયંત્રિત રાજ્યકારભાર ચલાવવા રાજાને ઉત્તેજન આપ્યું. (૨) બકીંગહૅમ, પહેલા જેમ્સ અને પહેલા ચાર્લ્સનો સલાહકાર હતો. લોકોને ઇજારા આપતી વખતે લાંચ લઇને તે લક્ષાધીશ થયો હતો. તે અત્યંત હલકા મનનો અને નીચ વૃત્તિનો હતો. કેડીઝ બંદર જીતવા તેણે નૌકાસૈન્ય મોકલ્યું હતું પણ તેમાં નિષ્ફળતા મળી. તેણે ફ્રેંચ પ્રોટેસ્ટંટોને નાણા અને લશ્કરની મદદ મોકલી પરંતુ આ કામમાં પણ નુકસાન વેઠીને તેને પાછા હઠવું પડયું. તેની મૂર્ખાઇભરેલી રાજનીતિથી યુરોપમાં ઇંગ્લંડનું વર્ચસ્વ ઓછું થયું. દેશમાં પણ જુલ્મી રાજ્યકારભાર ચલાવવાથી લોકોમાં તે ઘણો અપ્રિય થયો. અન્યાયના રસ્તે પ્રજા પાસેથી નાણા ભેગાં કરાવવામાં તેણે આગળ પડતો ભાગ લીધો. બકીંગહૅમ ઉપર કામ ચલાવવાની માંગણી પાર્લામેન્ટે કરી પરંતુ તે પ્રસંગ અટકાવવા રાજાએ પાર્લામેન્ટ બરખાસ્ત કરી. તે ફ્રાન્સ જવા નિકળતો હતો તેવામાં ફેલ્ટ નામના એક શત્રુએ તેનું ખૂન કર્યું (૧૬૨૮). (૨) લૉડ અને સ્ટ્રેફર્ડની માહિતી સારૂ ૨૪મો પ્રશ્ન જુઓ. રાજા આ ત્રણ માણસોની સલાહ પ્રમાણે વર્તતો હોવાથી રાજા અને પાર્લામેન્ટ વચ્ચેનો વિરોધ દિવસે દિવસે વધતો ગયો અને છેવટે તેનું

પરિણામ રાજા પ્રજા વચ્ચે લડાઈ સળગી. લાંબી પાર્લામેન્ટે લૉડ અને સ્ટ્રેફર્ડ ઉપર કામ ચલાવ્યું અને તેમને ફાંસીની શિક્ષા કરી. યુદ્ધમાં રાજાનો પરાજય થયો અને પછીથી તેનો પણ વધ કરવામાં આવ્યો. ઇંગ્લાંડમાં ક્રોમ્વેલની સહાયતાથી પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ સ્થાપન કરવામાં આવી અને જુલ્મી રાજસત્તાનો અંત આવ્યો.

**Q. 26. State the causes that led to the civil war between Charles I and the people.**

ઉ:—રાજા અને લોકસભા એ બેમાં કોની સત્તા શ્રેષ્ઠ છે એવી તકરાર આંતરયુદ્ધનું મુળ કારણ થઇ. કાયદા કરવાનો અને કર નાંખવાનો અધિકાર રાજાનો કે લોકસભાનો, ન્યાય કોર્ટો ઉપર કોનો અધિકાર ચાલવો જોઇએ અને અમલ બજાવણી કરનારા અમલદારો લોકસભાને કે રાજાને જવાબદાર હોવા જોઇએ—એવું આ વિરોધનું સ્વરૂપ હતું. ચાર્લ્સનો જુલ્મી અને બે-જવાબદાર રાજયકારભાર અને તેના જક્કી અને અવિશ્વાસી સ્વભાવના કારણોથી યાદવીયુદ્ધના મૂળ નંખાયા. ચાર્લ્સે લોકસભાની સંમતિ સિવાય ટનેજ અને પાઉન્ડેજ નામના બે કરોની વસુલાત શરૂ કરી અને તે કરો આપવા ના પાડનારા પાંચ જમીનદારોને કેદમાં નાંખ્યા. સ્પેન સાથે યુદ્ધ ચલાવવા માટે લોકસભાએ મંજુર કરેલાં નાણાં રાજાએ યુરોપમાં પ્રોટેસ્ટંટ વિરૂદ્ધ કેથોલિકોને મદદ કરવામાં વાપર્યા; આથી પ્રજામાં અસંતોષ થયો આ કારણને લીધે લોકોને અપ્રિય એવા રાજાના ખાસ માનીતા પ્રધાન બકીંગહેમ ઉપર કામ ચલાવવાનું લોકસભાએ ઠરાવ્યું ત્યારે રાજાએ તેમ કરતાં લોકસભાને અટકાવી. વળી લોકસભાને બરખાસ્ત કરી વધારાનું સૈન્ય રાખી લોકો પાસેથી જુલમથી કર લેવા લાગ્યો. ૧૬૨૮માં પૈસાની તંગી પડવાથી રાજાને લોકસભા બોલાવવી પડી. પોતાની માંગણીનો નિકાલ થયા સિવાય પૈસા મંજુર કરવાની આ લોકસભાએ ના પાડી અને **હક્ક સંરક્ષણની** અરજી (Petition of Rights) રાજા આગળ મુકી; નાણાંની ભીડમાં હોવાથી તે અરજી ઉપર રાજાને સહી કરવી પડી. અરજીમાં નીચે પ્રમાણે કલમો હતી. (૧) લોકસભાની સંમતિ સિવાય લોકો પર કોઇપણ કર નાખવામાં આવશે નહીં. (૨) શાન્તિના

વખતે લશ્કરી કાયદો અમલમાં મુકવામાં આવશે નહીં. (૩) લશ્કરી સિપાઇઓનો ખર્ચ ખાનગી ઇસમો ઉપર જુલમથી નાખવામાં આવશે નહીં. (૪) કોઈ પણ ઇસમને તેના ઉપર મુકાયલો આરોપ સાબીત થયા સિવાય જેલમાં પુરવામાં આવશે નહીં અને તેના ઉપર મુકાયલા આરોપની તપાસણી વગર વિલંબે કરવામાં આવશે. આ પ્રસિદ્ધ અરજીને લીધે ઈંગ્લંડના સનદશીર (કૉન્સ્ટીટ્યુશનલ) રાજ્યપદ્ધતિનો ફરીથી એકવાર પાયો નંખાયો; પરંતુ આપેલું વચન તોડીને રાજા ફરીથી લોકસભાની સંમતિ સિવાય કર ઉઘરાવવા લાગ્યો. તે વખતે પિમ, ઇલીઅટ, વગેરે લોકનાયકોએ રાજસત્તા નિયંત્રિત કરવનો ઠરાવ મહામુશીબતે પસાર કરાવ્યો ત્યારે રાજાએ લોકસભા બરખાસ્ત કરી.

સને ૧૬૨૯થી ૪૦ સુધી—અગીઆર વર્ષ લોકસભા ભેગી કર્યા સિવાય તેણે રાજ્ય ચલાવ્યું. ફરજીઆત કરજ અને નજરાણા, દંડ, ઇજારા, વહાણવેરો વગેરે ગેરકાયદેસર માર્ગો દ્વારા રાજા પૈસા ઉઘરાવવા લાગ્યો. લોકપક્ષના આગેવાનોને જેલમાં પૂર્યા. પ્યુરીટન લોકો પર ધાર્મિક નિયંત્રણો મુકીને અને કેથોલિક લોકોને કેટલીક ધાર્મિક સગવડો કરી આપીને કેન્ટરબરીના વડા ધર્મગુરૂ લૉડે પ્યુરીટન લોકોને સતાવ્યા અને તેણે સ્ટાર ચેમ્બર કોર્ટ (તારાગૃહ અદાલત) અને હઇકોર્ટ દ્વારા લોકો પર અસીમ જુલમ ગુજાર્યો. સ્ટ્રેફર્ડ ની કડક રાજ્યપદ્ધતિથી આયરીશ પ્રજા બંડ કરવા પ્રવૃત્ત થઈ હતી અને લૉડના ધાર્મિક જુલમથી સ્કૉટલેન્ડના લોકો પણ રાજા સામે યુદ્ધ કરવા ઉશ્કેરાયા હતા. આ વખતે પૈસા મેળવવા ચાર્લ્સ રાજાએ જે લોકસભા બોલાવી તેનું નામ લાંબી પાર્લામેન્ટ (Long Parliament) પડ્યું. તેણે રાજસત્તાનું નિયંત્રણ કરવા સારૂ કેટલાએક કાયદા પસાર કર્યા અને રાજાને તે કાયદાને સમતિ આપવાની જરૂર પાડી. સ્કોટીશ લોકો સાથે રાજાવિરુદ્ધ કાવત્રું રચવાના આરોપ માટે પાંચ લોકસભાના પ્રતિનિધિઓને પકડવા રાજા સશસ્ત્ર સિપાઇઓ લઈ લોકસભાગૃહમાં દાખલ થયો; પરંતુ તે સભાસદો રાજાને હાથ આવ્યા નહીં. રાજાનું આ અસાધારણ પગલું યુદ્ધનું તાત્કાળિક કારણ થઈ પડ્યું. આવા પ્રકારની પરિસ્થિતિમાં આંતરયુદ્ધની શરૂઆત થઈ.

**Q. 27. What do you know of Cromwell as a man and as a ruler?**

ઉ:—See Qs. 29 & 30.

**Q. 28. Describe the doings of the Long Parliament.**

ઉત્તરઃ—પહેલા ચાર્લ્સે પૈસાની માંગણી કરવા ૧૬૪૦માં આ પાર્લામેન્ટ બોલાવી અને તે વીસ વરસ સુધી ચાલુ રહી તેથી તેને લૉંગ પાર્લામેન્ટ કહે છે. તેણે સ્ટ્રેફર્ડ અને લૉડ જેવા રાજાના દુષ્ટ સલાહકારો ઉપર અમીરમંડળમાં કામ ચલાવી તેમને ફાંસી દીધી ત્યારપછી રાજસત્તા નિયંત્રિત કરવાના હેતુથી નીચેના કાયદા પસાર કર્યા. સ્ટાર ચેમ્બર, કાઉન્સીલ ઓફ નૉર્થ અને હાયકમિશન કોર્ટની જુલમી અદાલતો બંધ કરી. તુરંગમાં સબડતા દેશભકતોને છુટા કર્યા. વહાણવેરો, ટનેજ, અને પાઉન્ડેજ વગેરે કર ગેરકાયદેસર ઠરાવ્યા, પાર્લામેન્ટની ચુંટણી દર ત્રણ વરસે થવી જ જોઇએ અને રાજા તેવા પ્રકારની ચુંટણી કરવા હુકમ ન કરે તો મતદારોએ પોતપોતાના પ્રતિનિધિ ચુંટીને તેમને લોકસભામાં મોકલી આપવા એવો એક કાયદો ઘડવામાં આવ્યો. નવી લોકસભા ભેગી થયા પછી પચાસ દિવસની અંદર રાજા તેને તહકુબ અગર બરખાસ્ત કરી શકે નહીં અને પાર્લામેન્ટની સંમતિ સિવાય રાજાએ લોકસભા બરખાસ્ત કરવી નહીં એવો કાયદો પસાર થયો. વળી પાર્લામેન્ટની સમ્મતિ સિવાય રાજા પ્રમાણિક ન્યાયાધિશોને કામ ઉપરથી કાઢી શકે નહીં એવું પણ તેણે ઠરાવ્યું. ૧૬૪૧માં પાર્લામેન્ટે ગ્રેન્ડ રીમૉન્સ્ટ્રન્સનો ઠરાવ પસાર કર્યો. તેમાં ચાર્લ્સના જુલમી કામોનો નિર્દેશ કરવામાં આવ્યો હતો અને રાજસત્તા નિયંત્રિત કરવાના માર્ગ સૂચવ્યા હતા. રાજા સાથે થએલા યુદ્ધમાં પાર્લામેન્ટનો વિજય થયો પણ પાછળથી લોકપક્ષમાં ફૂટ પડી. ક્રોમ્વેલ અને તેના લશ્કરી અમલદારો રાજસત્તાના સંપૂર્ણ વિરોધી હતા. ક્રોમ્વેલે રાજસત્તાને અનુકૂળ એવા લોકોને સભામાંથી કાઢી મૂકયા અને અમીરમંડળ બંધ પાડયું. આમસભામાં ફક્ત ૫૩ સભાસદો રહ્યા તેથી આ પાર્લામેન્ટનું નામ રમ્પ પાર્લામેન્ટ પડયું. તેણે રાજાને દેશદ્રોહી ઠરાવી ફાંસી દીધો ૧૬૩૯.

અને ઇંગ્લાંડને પ્રજાસત્તાક રાજ્ય જાહેર કર્યું. આ રમ્પ પાર્લામેન્ટે ચાર વરસ સુધી રાજ્યકારભાર ચલાવ્યો પરંતુ તેમાનાં કેટલાક સભાસદોએ ક્રોમ્વેલનો વિરોધ કરવાથી ઇ. સ. ૧૬૫૩માં રમ્પ પાર્લામેન્ટ બરખાસ્ત કરવામાં આવી ક્રોમ્વેલનો પુત્ર રિચર્ડ નાલાયક નિવડવાથી તેણે પોતાના સર્વ અધિકાર સૈન્યના અધિકારીઓને સોંપી દીધા. લશ્કરે ૧૬૮૯માં ફરીથી રમ્પ પાર્લામેન્ટ બોલાવી પણ થોડા જ વખતમાં તે વિસર્જન થઈ. સેનાપતી મંકે ૧૬૬૦માં રમ્પ પાર્લામેન્ટ ત્રીજી વાર ભેગી કરી અને તેણે નવી ચુંટણી કરવાનો ઠરાવ પસાર કર્યો અને પોતાની મેળે વિસર્જન થઈ.

**Q. 29. How did Cromwell put an end to the Rump Parliament? Describe his attempts to establish a constitutional Government in England.**

ઉ:—ચાર્લ્સને ફાંસી આપ્યા પછી બધી સત્તા રમ્પ પાર્લામેન્ટના હાથમાં આવી. રમ્પ પાર્લામેન્ટ લાંબી પાર્લામેન્ટનો એક ન્હાનો વિભાગ હતો. રમ્પ લોકસભાએ અમીરમંડળ કાઢી નાંખીને રાજ્ય કારભાર ચલાવવા ૪૦ સભાસદોનું એક મંડળ નીમ્યું અને આ મંડળને સર્વ અધિકાર સોંપીને ઇંગ્લંડને પ્રજાસત્તાક રાજ્ય તરીકે જાહેર કર્યું. આ વખતે લશ્કર ઉપર ક્રોમવેલની સંપૂર્ણ સત્તા હતી. તેણે આખા દેશમાં સુવ્યવસ્થા કરીને રમ્પ પાર્લામેન્ટ બરખાસ્ત કરી. લોકસભાની નવી ચુંટણી કરવાનું ઠરાવ્યું. નવી ચુંટણીમાં લશ્કરના અધિકારીઓની સત્તા વધીને પોતાની સત્તા ઓછી થશે એ બીકથી રમ્પ પાર્લામેન્ટના કેટલાએક સ્વાર્થી સભાસદોએ ક્રોમવેલને વિરોધ કર્યો. નવી ચુંટણી થાય તોપણ પોતાને નવી લોકસભામાં સભાસદની જગ્યા હકકથી મળવી જોઈએ એવો ઠરાવ રમ્પ સભાએ લોકસભામાં મુકો. આ વાત જાણતાં જ ક્રોમવેલ સભાગૃહમાં દાખલ થયો અને રમ્પ સભાના સભાસદોને કાઢી મુકીને રાજ્યની સર્વ સત્તા પોતાના હાથમાં લીધી. તેણે લોકસભાની નવી ચુંટણી કરી. પણ આ નવી 'બેરબોન' લોકસભા રાજ્ય કારભારની સુધારણા કરવા નાલાયક ઠરવાથી ફરીથી ક્રોમવેલ ઇ. સ. ૧૬૫૪માં સર્વ સત્તાધીશ થયો.

પછી ક્રોમવેલ અને તેના અનુયાયીઓએ ' ઈન્સ્ટ્રુમેન્ટ ઓફ ગવર્નમેન્ટ ' ( Instrument of Govt .) નામની એક નવી રાજ્યઘટના તૈયાર કરી. આ ઘટનાનુસાર ક્રોમવેલ સંયુક્ત રાજ્યનો સંરક્ષક નીમાયો અને મુખ્ય સેનાપતિના તમામ અધિકારો તેને આપવામાં આવ્યા. સંરક્ષક અને તેના સલાહકાર મંડળની નીમણુંક તેમના મરણ પર્યંતની રાખવામાં આવી. અમીરમંડળ કાઢી નાંખી ફક્ત આમસભા ચાલુ રાખવામાં આવી અને તેની બેઠક દર વરસે થાય અને દર ત્રણ વરસે નવી ચુંટણી થવી જોઇએ એવું ઠરાવવામાં આવ્યું. આમસભા અથવા લોકસભા બોલાવ્યા પછી પાંચ મહીના પર્યંત પ્રોટેક્ટર (સંરક્ષક) તેને રદ કરી શકે નહી અને લોકસભાની સંમતિ સિવાય કોઈ પણ નવો કર સંરક્ષક નાંખી શકે નહીં એવા બે નિયંત્રણો સંરક્ષક ઉપર મુકવામાં આવ્યા. જુના પણ પડી ભાંગેલા શહેરોનો પ્રતિનિધિ મોકલવાનો હક્ક કાઢી નાંખીને તે હક્ક નવા અને આબાદ શહેરોને આપવામાં આવ્યો.

વળી આ ઘટનાને અનુસરી સ્કોટલેન્ડ અને આયર્લેન્ડના સભાસદોને પણ સંયુક્ત લોકસભામાં બેસાડવાનું ઠરાવવામાં આવ્યું. આ ઘટનાપત્રમાં લોકસભાનો કાયદા ઘડવાનો અધિકાર મર્યાદિત રાખવામાં આવ્યો. ઈ. સ. ૧૬૫૪માં આવા પ્રકારની પહેલી લોકસભા ભેગી થઈ ત્યારે તેમાંના કેટલાક સભાસદોએ ઠરાવ મુકયો કે એક માણસના હાથમાં સર્વ સત્તા રાખવી એ અનિષ્ટ છે અને નવી ઘડાયલી રાજ્યઘટના ગેરકાયદેસર છે ત્યારે ૧૬૫૫માં ક્રોમવેલે આ લોકસભા બરખાસ્ત કરી. પછી તેણે દેશના દશ ભાગ પાડીને પ્રત્યેક ભાગમાં લશ્કરી અધિકારી નીમ્યા. આ લશ્કરી સુબેદારોના જુલમથી આખા દેશમાં અસંતોષ ફેલાયો. ઇ. સ. ૧૬૫૬માં ક્રોમવેલે ફરીથી નવી ચુંટણી કરી. નવી ચુંટાયલી લોકસભાએ બીજી એક રાજ્યઘટના ઘડી કાઢી તેનું નામ ' અમ્બલ પીટીશન અને એડવાઇસ ' પડયું. વળી આ લોકસભાએ ક્રોમવેલને રાજાની પદવી સ્વીકારવા વિનંતિ કરી પણ તે તેણે માન્ય રાખી નહીં. રાજાનું પદ સ્વીકારવાથી પોતાના હક્ક મર્યાદિત થશે અને સૈન્ય પોતાના ઉપર થશે એવો તેને ભય હતો. આ બીજી ઘટનાનુસાર હાઉસ ઓફ લોર્ડઝનું મંડળ

ફરીથી ઉભું કરવામાં આવ્યું. નવા ઉમરાવો નીમવાની સત્તા અને પોતાનો વારસ નીમવાનો અધિકાર એવા બે અધિકારો ક્રોમવેલને મળ્યા. રાજાની પદવી સિવાય રાજાના સર્વ અધિકાર તેને મળ્યા. આ નવી બોલાવેલી લોકસભાએ નવા નિર્માણ કરેલા અમીરોના અધિકારો વિષે વાદવિવાદ ચલાવ્યો અને ક્રોમવેલ વિરુદ્ધ પણ ટીકા કરી તેથી ક્રોમવેલે ઇ. સ ૧૬૫૮માં આ સભાને રજા આપી. આવી રીતે સનદશીર રાજ્યપદ્ધતિ સ્થાપવાના તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ થવાથી છેવટે તેને અનિયંત્રિત રીતે રાજ્ય કારભાર ચલાવવો પડયો.

**Q. 30. Sketch briefly the career and work of Cromwell.**

ઉ:—ક્રોમવેલ હટીંગ્ટન નામના પરગણાનો રહેવાસી હતો. ૧૬૨૮માં જ્યારે હકોની અરજીનો ઠરાવ પસાર કરવામાં આવ્યો ત્યારે તે આમ-સભાનો સભાસદ હતો. તારાગૃહ અદાલત અને રાજાના બીન જવાબદાર વર્તન ઉપર તે કડક ટીકા કરતો. જ્યારે આંતરયુદ્ધની શરૂઆત થઈ ત્યારે તેણે પ્રજાપક્ષ સામે લડવા સૈન્યની એક ટુકડી ઉભી કરી. તે યુદ્ધની શરૂઆતમાં પ્રજાપક્ષના સૈન્યની હાર થવાનું કારણ તેમના સિપાઈઓને લશ્કરી શિક્ષણ મળ્યું નથી એવું તેના ધ્યાનમાં આવતાં જ તેણે પોતાના ખાસ લશ્કરમાં સ્વતંત્ર, ઉત્સાહી, અને ધર્મ અને સ્વતંત્રતા માટે પ્રાણ આપવા તૈયાર થાય એવા યુવાનો દાખલ કર્યા અને પોતાના સૈન્યમાં દાખલ કરવામાં ધર્મપંથોની કોઈ પણ હરકત રાખી નહીં. ફક્ત સિપાઈઓએ ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખીને લોકસભા માટે સ્વાર્થત્યાગપૂર્વક લડવું જોઈએ એવો નિયમ કર્યો. તેણે લશ્કરી તાલીમ આપી તૈયાર કરેલા સૈન્યની કોઈ પણ યુદ્ધમાં હાર થઈ નથી; તેના આ નવા અજીત્ય સૈન્યને પોલાદી પલટણ (આયર્ન સાઈડસ) એવું ઉપનામ આપ્યું. જે જે આમસભાના સભાસદો આ લશ્કરમાં અધિકારની જગ્યાઓ લઈ પડયા હતા તેમને કાઢી નાંખીને લશ્કરમાં અનુભવી અને કુશળ સેનાનાયકો નીમ્યા. આ લશ્કરની મદદથી બે મોટી લડાઈઓ જીતી રાજપક્ષનું લશ્કર હરાવ્યું અને રાજાની બાજુ નબળી કરી. પછી ક્રોમવેલે લોકસભામાંથી

વિરોધી સભાસદોને કાઢી મુકીને તેને પોતાને વશ કરી લીધી. ત્યારબાદ ચાર્લ્સ રાજાને દેશદ્રોહી ઠરાવી ફાંસી દેવામાં આવ્યો. રમ્પ નામની લોકસભાએ (લાંબી પાર્લામેન્ટનો એક અવશિષ્ટ ભાગ) જાહેર કર્યું કે હવે પછી ઇંગ્લંડ પ્રજાસત્તાક રાજ્ય ગણાશે. ચાર્લ્સ પહેલાના મોટા છોકરાને ગાદીએ બેસાડવા સ્કોટલેન્ડ ને આયર્લેન્ડમાં કેટલાંક બંડ થયા. ક્રોમવેલે આ બંડો પોતાના ખાસ લશ્કરની મદદથી દબાવી દીધા અને તે બન્ને દેશોમાં શાંતિ સ્થાપી રમ્પ પાર્લામેન્ટ અને તેને અણબનાવ થવાથી તેણે તે પાર્લામેન્ટ બરખાસ્ત કરી અને કુલ સત્તા પોતાના હાથમાં લીધી. હોલેન્ડ અને સ્પેનનો પરાજય કરીને તેણે યુરોપમાં ઇંગ્લંડની પ્રતિષ્ઠા અને દરજ્જાને વધાર્યો. નૌકાનયનનો કાયદો (નેવીગેશન એક્ટ) પસાર કરાવી દેશના વેપારને ઉત્તેજન આપીને પોતાનું નૌકાસૈન્ય વધાર્યું. સનદશીર રાજ્યઘટના સ્થાપન કરવાના તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયાથી છેવટે તેને અનિયંત્રિત રાજ્યકારભાર ચલાવવો પડ્યો.

ખેતી અને વેપારને ઉત્તેજન આપીને તેણે દેશમાં શાંતિ સ્થાપી અને શિક્ષણને ઉત્તેજન આપ્યું. તેના ધાર્મિક પ્યુરીટન વિચારોને લીધે લોકોને ઘણું વેઠવું પડ્યું. તેણે બીજા ધર્મના લોકોને સમદૃષ્ટિથી ગણી ધાર્મિક સગવડો આપી અને પોતપોતાના પંથ પ્રમાણે ખાનગી પ્રાર્થના કરવાની છૂટ આપી. ન્યાયકોર્ટોની સુધારણા કરીને ગરીબ ખેડુતોની અનેક અડચણો દૂર કરી. એક ખાસ વટ હુકમ કાઢીને તેણે સ્કોટલેન્ડ અને ઇંગ્લંડને જોડી દીધા. તે ૧૬૫૮માં મરણ પામ્યો.

**Q. 31. Show how Cromwell rose into power. Analyse his system of Government.**

ઉ:—See Q. 29 & 30.

**Q 32. State the causes of Charles II's popularity at the beginning of his reign. Why did he become unpopular after a few days ?**

ઉ:—ક્રોમવેલના લશ્કરી અમલથી તમામ પ્રજા ત્રાસી ગઈ હતી. પ્યુરીટન લોકોના હાથમાં સર્વ સત્તા આવવાથી તેમની સાદી અને કડક રહેણીના

નિયમો સર્વ લોકોને વગર છુટકે પાળવા પડતા. લોકોના મનરંજનના સર્વ સાધનો કાયદાથી બંધ કરવામાં આવ્યા હતા. નાટક, નાચ, રોશનાઇ વગેરે વગેરે પ્રકારો અટકાવવામાં આવ્યા હતા. ક્રોમવેલનો પુત્ર રીચર્ડ રાજ્ય ચલાવવા નાલાયક માલમ પડવાથી સર્વ સત્તા લશ્કરના અમલદારોના હાથમાં આવી અને આખા દેશમાં અંધાધુંધી વ્યાપી અને રાજસત્તા ફરીથી સ્થાપવા અનુકૂળ વાતાવરણ થવા લાગ્યું. આ સમયે ચાર્લ્સે (પહેલા ચાર્લ્સનો મોટો છોકરો) બ્રેડાથી એક જાહેરનામું પ્રસિદ્ધ કરાવ્યું તેમાં પોતે બંડમાં ભાગ લેનારાઓને માફી આપશે, સૈન્યનો પગાર ચુકવવામાં આવશે, જપ્ત કરેલી જમીનો હક્કદાર માલીકોને પાછી આપવામાં આવશે, લોકોને પોતાના ધર્મ-પંથ પ્રમાણે વર્તવાની છૂટ આપવામાં આવશે અને સ્વતંત્ર લોકસભા બોલાવવામાં આવશે, એવા એવા તેણે વચનો આપવાથી પ્રજાએ તેને ગાદી ઉપર બેસવા માનપૂર્વક બોલાવી, ઘણા ઠાઠથી તેનુ સ્વાગત કર્યું ચાર્લ્સ ગાદીએ આવ્યાથી દેશમાં સ્થિરસ્થાવરતા થશે અને રાજ્યકારભાર સુવ્યવસ્થિત થશે એવી લોકોની આશા હતી. બીજો ચાર્લ્સ રંગીલો અને વિલાસી હોવાથી તેના વખતમાં નાચ અને નાટકો વધી પડ્યાં અને સામાન્ય લોકોને આવા મનરંજનના સાધનો સુલભ થવાથી શરૂઆતમાં બીજો ચાર્લ્સ લોકપ્રિય થઇ પડયો. ચાર્લ્સની છેવટની કારકિર્દી લોકોને નીચે લખેલાં કારણોથી અપ્રિય થઇ પડીઃ પોર્ટુગલના રાજાની કેથોલીક ધર્મની રાજકન્યા સાથે તેણે કરેલો લગ્ન સંબંધ પ્રજાને ગમ્યો નહીં. બેન અને બીજા પ્રજાપક્ષના નાયકોને ફાંસી દીધાથી પ્રજામત દિવસે દિવસે તેના વિરુદ્ધ થતો ગયો. વળી તેણે ડનકર્કનુ બંદર ફ્રાન્સને વેચીને મળેલો પૈસો મોજશોખમાં ઉડાવી દીધો. કેથોલિક ધર્મ ફરીથી સ્થાપવાનો અને લોકસભાની સત્તાનો નાશ કરીને અનિયંત્રિત રાજ્યકારભાર ચલાવવા માટે તેણે ચૌદમા લુઇ પાસેથી લાંચ લઇને ગુપ્ત તહનામું કર્યું. આખરે તો તે, લોકસભાએ હોલાંડ સાથે કરેલી સંધી તોડીને, ઉઘાડી રીતે લુઇને મળ્યો. આ ત્રણ ચાર કારણોથી પ્રજા ઘણી છંછેડાઈ તે ઉપરાંત લોકો પાસેથી દેવા લીધેલા નાણાં પાછા આપવાની ના પાડીને પ્રજામાં ઉગ્ર અસંતોષ ઉત્પન્ન કર્યો. લોકસભાને ડરાવવા અને તેની સત્તા નાબુદ કરવા તેણે નવહજાર સિપાઈઓનું કાયમી

સૈન્ય રાખ્યું. આવા અનેક કારણોથી તે ઘણો જ અપ્રિય થઇ પડયો. પરંતુ તે દૂરદર્શી અને પ્રસંગાવધાની હોવાથી કેટલીક વખતે પ્રજામતને નમતું આપતો. આથી પોતાના મરણુપર્યંત તે રાજ્યગાદી ઉપર ટકી શકયો.

**Q. 88. Describe the aims and policy of Charles II and point out from what points of view his reign is important?**

ઉ:—પોતાનાં મોજશોખ અને વિલાસ માટે પાર્લામેન્ટની સંમતિ સિવાય પુષ્કળ દ્રવ્ય મેળવી, તેના જોર ઉપર અનિયંત્રિત રાજ્ય કારભાર ચલાવવો એવો બીજા ચાર્લ્સનો મુખ્ય હેતુ હતો. જો કે બહારથી તે પોતાને પ્રસ્થાપિત ધર્મનો અનુયાયી કહેવડાવતો તો પણ તેનો ખરો હેતુ દેશમાં કેથોલીક ધર્મનો પ્રચાર કરવાનો હતો. સ્વતંત્ર વૃત્તિના પ્રોટેસ્ટંટ અને પ્યુરીટન લોકો તરફથી તેને વિરોધ થવાનો સંભવ હોવાથી ચાર્લ્સ કેથોલિક લોકોનો પક્ષપતિ હતો. તેણે પાર્લામેન્ટ સાથે કદી પણ ખુલ્લી રીતે વિરોધ કર્યો નહીં અને વખત પ્રમાણે વર્તન રાખતો, કેટલીક વખતે પોતાનું ધાર્યું કરતો અને કેટલીક વખતે પ્રજામતને નમતું આપતો. પોતાની ગાદી ટકાવવી એવો તેનો મુખ્ય ઉદ્દેશ હતો અને ફરીથી દેશવટો ભોગવવાનો પ્રસંગ ન આવે તે બદલ સાવધ રહેતો.

રાજ્યઘટનાની દૃષ્ટિએ ચાર્લ્સ બીજાનો સમય ઘણો મહત્ત્વનો છે. ઇંગ્લંડમાં રાજા, આમસભા અને અમીરમંડળ—ત્રણે ઘટકો આવશ્યક અને ઇષ્ટ છે એવું લોકોને સ્પષ્ટ જણાયું. હેબીયસ કોરપસ એકટ પસાર થવાથી લોકોના નૈસર્ગિક વ્યક્તિસ્વાતંત્ર્યનું રક્ષણ થયું અને જુલ્મી રાજસત્તા નરમ પડી. આ કાયદો ચાલુ રાજ્યપદ્ધતિનો મહત્ત્વનો ભાગ છે. રાજાના પ્રધાનો પાર્લામેન્ટને જવાબદાર છે અને રાજાનું મારીપત્ર હોય તોપણ પાર્લામેન્ટ તેમના ઉપર કામ ચલાવી શકે છે એવો મહત્ત્વનો સિદ્ધાંત સ્થાપન થયો. હાલની ઇંગ્લંડની રાજ્યઘટના પક્ષોના બળાબળ ઉપર સ્થપાએલી છે અને આ પક્ષોનો જન્મ વારસાઈ હક્ક Exclusion Bill રદ કરવાનો ઠરાવ થયો ત્યારે થયો. વ્હીગ્ઝ અને ટોરીઝ નામના બે સ્વતંત્ર પક્ષો નિર્માણ થવાથી પાર્લામેન્ટ વિશેષ હક્ક મેળવવા સમર્થ થઈ.

જે કામ માટે પાર્લામેન્ટે નાણા મંજુર કર્યાં હોય તે જ કામમાં તે નાણા ખર્ચાવાં જોઇએ એવો રિવાજ પડયો. રાજાના ખાનગી ખર્ચ માટે ૧૨ લાખ પૌંડની રકમ ઠરાવવામાં આવી. પરરાષ્ટ્રીય નીતિની બાબતમાં ઇંગ્લંડ ચાર્લ્સને લીધે ફ્રાન્સનું અંકિત બન્યું. અમેરીકામાં વસાહતો સ્થાપન થતી હતી. ૧૬૬૦માં નેવીગેશનનો કયદો પસાર થવાથી સ્પષ્ટ રીતે જણાઇ આવ્યું કે વસાહતો કેવળ ઇંગ્લંડના હિત ખાતર વસાવવામાં આવી છે. આ કારણુથી ભવિષ્યમાં યુદ્ધનો પ્રસંગ ઉત્પન્ન થયો.

**Q. 34. Describe the struggle for Supremacy between Charles II and his Parliaments.**

ઉ:—બીજા ચાર્લ્સની પહેલી લોકસભા સંપૂર્ણ રાજનિષ્ઠ હતી. તે વખતે સમુદ્ર ઉપરની સત્તા અને વેપાર કરવાના ખાસ હકો મેળવવાની હરીફાઇમાં ઇંગ્લંડ અને હોલેન્ડ દેશો વચ્ચે લડાઈ શરૂ થઈ હતી. લોકસભાએ લડાઈ અર્થે મંજુર કરેલા નાણા મોજશોખમાં રાજાએ ઉડાવ્યા અને ફરી પૈસા આપવા લોકસભા પાસે માંગણી કરી. અગાઉ મંજુર કરેલા નાણાંનો હિસાબ જોયા સિવાય વધુ નાણાં મંજુર કરવાની લોકસભાએ ના પાડી ત્યારે રીસાઇ જઇને ચાર્લ્સે લોકસભા તહકુબ કરી. ઇંગ્લીશ ખાડીમાં અંગ્રેજોનો પરાજય થવાથી ડચલોકો સાથે સંધી કરવી પડી. કલેરેન્ડન નામના પ્રધાને પૈસા મેળવવા ડનકર્કનું બંદર ફ્રાન્સને વેચ્યું અને પ્યુરીટન પંથીઓ વિરુદ્ધ સખત ધાર્મિક કાયદાઓ પસાર કર્યા—( કલેરેન્ડન કોડ ). આવા અનેક કારણોથી અને ડચયુદ્ધમાં પરાજય થવાથી મુખ્ય પ્રધાન કલેરેન્ડન પર કામ ચલાવવાનું ઠરાવ્યું કલેરેન્ડન ફ્રાન્સમાં નાસી ગયો. ત્યારપછી લોકસભાની અવગણના કરીને ચાર્લ્સે રાજ્ય ચલાવ્યું. તેણે કરોબારી મંડળમાંથી પોતાના ખાસ પક્ષના અને વિશ્વાસુ ઇસમોનું એક સલાહકાર મંડળ બનાવ્યું. તેને "કેબલ" મંડળ કહે છે. તે શબ્દ મંત્રીઓના નામના પહેલા અક્ષરોના શબ્દોથી બનેલો છે. કેબલ શબ્દ ઉપરથી કેબીનેટ અગર પ્રધાન મંડળ એવો શબ્દ નીકળ્યો. આ પ્રધાનમંડળે ફ્રાન્સ વિરુદ્ધ ઇંગ્લેંડ, હોલેન્ડ અને સ્વીડન, આ ત્રણુ રાજ્યનો એકસંધ સ્થાપન કર્યો. ચૌદમા લુઈએ ચાર્લ્સ સાથે ડોવરનો ગુપ્ત તહ કરી તેને આ સંધમાંથી

ફોડયો. ચાર્લ્સ પોતે કેથોલિક પંથનો અનુયાયી છે એવું જાહેર કરવું, ડચ લોકો વિરુદ્ધ લુઈને મદદ કરવી અને તેના બદલામાં લુઇએ ચાર્લ્સને દરસાલ ત્રણ લાખ પાઉન્ડ આપવા અને ખાલી પ્રસંગમાં પ્રજાવિરુદ્ધ ચાર્લ્સને ફ્રેન્ચ સૈન્યની મદદ આપવી, એવી આ ગુપ્ત તહનામાની કલમો હતી. ચાર્લ્સનો હેતુ પૈસા મેળવીને તેના જોર ઉપર લોકસભાની સત્તા નાબુદ કરવાની હતી. વેપારીઓ અને જમીનદારો પાસેથી લીધેલા કરજનાં નાણાં પાછાં આપવાની તેણે ના પાડી. આથી દેશમાં અસંતોષ ફેલાયો. ધર્મ સ્વાતંત્ર્યનું જાહેરનામું (ડેકલેરેશન ઓફ ઈન્ડલજન્સ) પ્રસિદ્ધ કરાવીને રાજાએ કેથોલિક અને બીજા નોનકન્ફર્મિસ્ટો વિરુદ્ધ ધાર્મિક નિબંધો નાંખવામાં આવ્યા હતા તે તેણે રદ કર્યા અને લોકસભાની સત્તા ધુત્કારી. એટલું જ નહી પણ તે હવે ઉઘાડી રીતે લુઈના પક્ષમાં સામેલ થયો અને હોલેન્ડ વિરુદ્ધ યુદ્ધ જાહેર કરીને તેણે હોલેન્ડ સાથે કરેલો તહ તોડયો. જ્યારે ચાર્લ્સે પૈસા માટે ફરી લોકસભા બોલાવી ત્યારે તેને ધર્મ સ્વાતંત્ર્યનું જાહેરનામું રદ કરવું પડયું અને ટેસ્ટ એકટ ઉપર પોતાની સહી કરવી પડી. આ કાયદાથી સર્વ મુલ્કી અને લશ્કરી અધિકારીઓને પોતે પ્રસ્થાપિત (એપીસ્કોપેલીઅન) રાજ્યધર્મમાં માને છે અને પ્રભુભોજન વગેરે તે પંથની વિધિઓ તેને માન્ય છે એવું જાહેર રીતે માન્ય કરવું પડયું. આ કાયદાને લીધે કેથોલીકપંથી ચાર્લ્સના ન્હાના ભાઈ ડયુક ઓફ યોર્કને પોતાની લશ્કરી જગ્યાનું રાજીનામું આપવું પડયું અને આજ કારણથી કેબલ પ્રધાનમંડળ પડી ભાંગ્યું. પ્રજાને સંતોષવા માટે ચાર્લ્સે હોલંડ સાથે સંધિ કરી અને પોતાની છોકરીનું લગ્ન હોલેન્ડના પ્રોટેસ્ટંટ ધર્મી રાજપુત્ર વીલીયમ સાથે કર્યું. પરંતુ રાજાએ લુઈ સાથે ગુપ્ત તહનામું કરીને અને હોલેન્ડ વિરુદ્ધ મદદ આપવાનું વચન આપીને લુઇ પાસેથી ઘણું દ્રવ્ય મેળવ્યું. તે જ પ્રમાણે તેણે લોકસભા તહકુબ રાખી. જ્યારે આ ગુપ્ત તહનામાની વાત બહાર આવી ત્યારે મુખ્ય પ્રધાન ડૅનબી આ કામમાં સામેલ છે એવું જાણવામાં આવ્યું ત્યારે લોક-સભાએ ડૅનબીની ઉપર કામ ચલાવ્યું. આથી પ્રધાન લોકસભાને સંપૂર્ણ જવાબદાર છે અને રાજા તેને માફી આપે તોપણ લોકસભા

પ્રધાન ઉપર કામ ચલાવી શકે એવો મહત્ત્વનો સિદ્ધાંત સ્થાપિત થયો. નવી ભરાયલી લોકસભાએ હેબીઅસ કોરપસ એક્ટ પસાર કરાવીને દરેક પ્રજાજનને વ્યક્તિગત સ્વાતંત્ર્ય અપાવ્યું અને રાજસત્તા ઓછી કરી. પછી લોકસભાએ ડયુક ઓફ યોર્ક કેથોલિક ધર્મનો હોવાથી ચાર્લ્સના મરણ બાદ ગાદી ઉપર આવી શકે નહીં એવો ઠરાવ (એક્ષકલુઝન બીલ) પસાર કર્યો. રાજાએ આ ઠરાવને સંમતિ આપી નહીં અને લોકસભાને બરખાસ્ત કરી (૧૬૮૧). પોતાની વિરુદ્ધ થયેલા રાયહાઉસ નામના કાવત્રામાં સીડને, રસેલ વગેરે વ્હીગ (લોકપક્ષી) આગેવાનો સામેલ છે એવો તેમના પર આરોપ મૂકી તેમને ફાંસી દીધી.

પોતાના રાજ્યકારભારના છેવટના ચાર વર્ષમાં તેણે કેવળ સ્વતંત્રતાથી અને મનમાં આવે તેવી રીતે રાજ્ય ચલાવ્યું. ટેસ્ટ એક્ટનો કાયદો બાજુએ મૂકી ડયુક ઓફ યોર્કને એડમીરલની જગ્યા આપી લોકપક્ષી બહુમતવાળી સુધરાઈઓ રદ કરી. હોલેન્ડના વીલીયમને મદદ નહીં કરવાનું વચન આપીને ફ્રાન્સના લુઇ પાસેથી પુષ્કળ પૈસા મેળવ્યા અને તે વડે નવ હજાર સિપાઈઓનું લશ્કર ખડું રાખ્યું. રાજાને તેના સર્વ હક્કો અથવા અધિકારો ઈશ્વર તરફથી મળેલા છે અને રાજા વિરુદ્ધ વર્તન કરવું ગેરકાયદેસર છે એવો ઉપદેશ ધર્મગુરૂઓ પોતપોતાના દેવળમાં કરવા લાગ્યા. પોતે કેથોલિક પંથ માને છે એવું રાજાએ મરણ વખતે જાહેર કર્યું. ટેસ્ટ એક્ટ, હેબીઅસ કોર્પસ એક્ટ પસાર થતી વખતે અને મુખ્ય પ્રધાન ડેનબી ઉપર કામ ચાલતી વખતે જો કે રાજાને નમવું પડયું તોપણ એકંદર રીતે તે રાજસત્તા અનિયંત્રિત કરવાના કામમાં સફળ થયો એ વાત નકકી છે.

**Q. 35. What circumstances led to the glorious (bloodless) revolution of 1688?**

ઉ:—ઈંગ્લંડમાં કેથોલિક ધર્મની પુનઃસ્થાપના કરીને રાજસત્તા અનિયંત્રિત કરવાનો બીજા જેમ્સનો હેતુ હતો. ગાદી પર બેસતી વખતે તેણે પ્રજાને વચન આપ્યું હતું કે હું દેશના કાયદાને માન આપીશ અને પ્રજાના

દરેક ધર્મનું રક્ષણ કરીશ. તેના કારભારની શરૂઆતથી જ તે ટેસ્ટ એકટ અને હેબીઅસ કાર્પસ એકટ વિરુદ્ધ વર્તવા લાગ્યો અને પોતાના રાજમહેલમાં તો કેથોલિક ધર્મની વિધિઓ ઉઘાડી રીતે શરૂ કરી. રાજ્ય મેળવવા મન્મથે ( ચાર્લ્સ બીજાનો, તેની રાખેલી સ્ત્રીથી થયેલો છોકરો ) કરેલું બંડ તેણે સમાવી દીધું અને તે બંડમાં સામેલ થનારાઓની કતલ કરી. જેમ્સના આ નિર્દય કૃત્યથી પ્રજાનો પ્રેમ તે ગુમાવી બેઠો. આ બંડના બ્હાને તેણે પોતાનું કાયમી લશ્કર વધર્યું અને તેમાં કેથોલિક અમલદારોની નીમણુક કરી પોતાનું લશ્કર અને ૧૪મા લુઇએ દર સાલ પૈસા આપવા આપેલું વચન, એ બે વાત ઉપર વિશ્વાસ રાખીને તે લોકસભાની પરવા રાખતો નહીં. જ્યારે ટેસ્ટ એકટનો ભંગ કરવા માટે લોકસભાએ રાજાનો જવાબ માગ્યો ત્યારે તેણે લોકસભાને બરખાસ્ત કરી. કાયદાથી શિક્ષા થયેલા માણસોને માફી આપવાનું અને કાયદો થોડો વખત તહકુબ કરવાનો અધિકાર તેણે પોતાના હાથમાં લીધો. જ્યારે તેના સૈન્યના એક કેથોલિક ધર્મી અધિકારી (હેલ્સ) ઉપર કોઈ એક ગુન્હા માટે કામ ચાલ્યું અને શિક્ષા થઈ ત્યારે રાજાએ માફી આપવાનો અધિકાર વાપરી તેને બચાવ્યો. ન્યાયાધિશોએ પણ રાજાનો આ હકક કબૂલ રાખ્યો. લાંબી લોકસભાએ બંધ કરેલી જુલમી ધાર્મિક હાઇકમીશન કોર્ટ તેણે ફરીવાર સ્થાપન કરી. પોતાના સલાહકાર મંડળમાં તેણે કેથોલીકો નીમ્યા. દેશમાં થનારા હુલ્લડો અટકાવવા માટે તેણે લંડન પાસે જ ૧૩,૦૦૦ લશ્કરની છાવણી રાખી. ૧૬૮૭માં ધર્મસ્વાતંત્ર્યનું જાહેરનામું પ્રસિદ્ધ કરાવી કેથોલિકસ અને બીજા પંથના અનુયાયીઓને પોતપોતાના પંથ પ્રમાણે પ્રાર્થના કરવાની છૂટ આપી અને ટેસ્ટ એકટ પ્રમાણે પ્રતિજ્ઞા લીધા સિવાય સરકારી જગ્યા સ્વીકારવા પરવાનગી આપી અને આવી રીતે લોકસભાની સત્તા લગભગ તોડી પાડી. વિશ્વવિદ્યાલયોમાં પણ કેથેલીક શિક્ષકોની નિમણુક કરી અને વિરોધ કરનારાઓને બરતરફ કર્યા. જેમ્સે પોપના વકીલનું ઇંગ્લંડમાં જાહેર રીતે સ્વાગત કર્યું તેથી પ્રજા તેના ઉપર ઘણી રોષે ભરાઈ.

જેમ્સના મરણ બાદ પોતાના દુઃખના દિવસો દૂર થશે એવી લોકોની આશા જેમ્સને છોકરો થવાથી નષ્ટ પામી. ધર્મસ્વાતંત્ર્યનું જાહેરનામું પ્રત્યેક

દેવળોમાં વાંચવા ધર્મ શિક્ષકોને હુકમ કરવામાં આવ્યો. રાજાનું ફરમાન વાંચવા પોતાના ઉપર સખ્તાઇ ન થવી જોઇએ એવી સાત ધર્મ ગુરુઓએ રાજા તરફ વિનંતિપૂર્વક અરજી કરી. આ અરજી રાજદ્રોહી ઠરાવીને રાજાએ તેમના ઉપર કામ ચલાવ્યું. આવી રીતે અરજી કરવાનો લોકોનો સનદશીર હકક છીનવી લેવાથી લોકપક્ષ ઘણો ક્ષુબ્ધ થયો. સાતે આરોપી નિર્દોષ છે એવો પંચોએ એકમતે નિકાલ આપ્યો. આ નિકાલ સાંભળી લોકોએ અને લશ્કરે પોતાનો હર્ષ જાહેર કર્યો. આથી રાજા ગભરાયો. દેશના સર્વ પક્ષના અને મતના લોકોએ હોલેંડના વિલીયમ ઓફ્ ઓરેંજને ઇંગ્લંડની ગાદી સ્વીકારવા આમંત્રણ કર્યું. લોકમત પોતાને સંપૂર્ણ અનુકૂળ છે એ જોઇ વિલિયમે જાહેર કર્યું કે હું સ્વતંત્ર પાર્લામેન્ટ ભરવાનો પ્રજાનો હકક અને તેમના ધર્મનું રક્ષણ કરવા થોડા જ દિવસોમાં આવી પહોંચીશ જેમ્સના પક્ષના માણસો પણ વિલિયમને મળી ગયા. આવું જોતાં જ કાંઇપણ વિરુદ્ધ ચળવળ કર્યા સિવાય જેમ્સ ફ્રાંસમાં નાસી ગયો. આ ઉપરથી જણાઇ આવશે કે જેમ્સના પ્રતિગામી રાજ-ધોરણને લીધે જ રાજ્યક્રાન્તિ લોહીનું એકપણ ટીપું પાડયા સિવાય થઇ શકી. રાષ્ટ્રીય ધર્મ ઉપર મહાન સંકટ આવવાથી સર્વ પ્રજા જેમ્સ વિરુદ્ધ એક થઇ.

**Q. 36. Mention the unconstitutional measures of James II and show how they led to the revolution of 1688. What were its effects?**

ઉ:—( ૩૫ મા પ્રશ્નમાં લખેલી બાબતો જુઓ ) રાજા શ્રેષ્ઠ કે લોકસભા શ્રેષ્ઠ એ સંબંધમાં સો વરસ સુધી ચાલેલા ઝગડાનો અંત આવ્યો અને દેશમાં રાજસત્તા કરતાં લોકસત્તા શ્રેષ્ઠ છે એવો નિકાલ આવ્યો. રાજાને ઇશ્વર પાસેથી પોતાના અધિકાર અને હક્ક પ્રાપ્ત થયા નથી પણ લોકોએ તેને તે તે હકો સોંપેલા છે એવો સિદ્ધાંત પ્રસ્થાપિત થયો. રાજાની પદવી લોકોએ નિર્માણ કરી છે, કાયદો રાજા કરતાં પણ શ્રેષ્ઠ છે અને રાજાએ પણ કાયદા પાળવા જોઇએ એ વાત સાબીત થઇ. આ ક્રાંતિને લીધે રાજ્યકારભાર લોકસભાને

જવાબદાર એવા મંત્રીઓની સંમતિથી ચાલવા લાગ્યો અને સનદશીર પણ મર્યાદિત રાજસત્તાનો પાયો નંખાયો (કોન્સ્ટીટયુશનલ લીમીટેડ મોનાર્કી).

**Q. 37. How did the Revolution of 1688 affect the Supremacy of the Crown, the administration of justice and the control of Parliament over public expenditure?**

ઉ:—See Q. 39.

**Q. 38. Show how far James II's religious policy was the cause of the Revolution of 1688.**

ઉ:—See Q. 35.

**Q. 39. How was the English Constitution settled after the Revolution of 1688?**

ઉ:—૧૬૮૮ની ક્રાન્તિથી રાજા શ્રેષ્ઠ, કે લોકસભા શ્રેષ્ઠ એવા સો વરસ સુધી ચાલેલા ઝગડાનો નિકાલ લાવીને લોકસભાની સત્તા સર્વ શ્રેષ્ઠ છે એવું ઠર્યું અને અનિયંત્રિત રાજ્યસત્તાનો અંત આવ્યો. ત્રીજા વિલીઅમને લોકસભાના કાયદા પ્રમાણે રાજ્યપદ મળ્યું અને રાજાપદ લોક નિયુક્ત છે અને રાજાના હક્ક ઈશ્વરદત્ત નથી એવું તત્ત્વ સ્થાપિત થયું. વળી કાયદો રાજા કરતાં શ્રેષ્ઠ છે એ સિદ્ધાંત પણ સ્થાપિત થયો. ઇ. સ. ૧૬૮૮ પછી બીલ ઑફ રાઈટ્સના કાયદાનો સાર રાજ્યઘટના તરીકે ઠરાવવામાં આવ્યો અને તેમ થવાથી હાલની સનદશીર રાજ્યપદ્ધતિનો પાયો નંખાયો. આગળ ઉપર તેમાં થોડા થોડા ફેરફારો થતા ગયા. રાજસત્તાનું નિયંમન કરનારા આ કાયદાની મુખ્ય કલમો નીચે મુજબ હતી: (૧) લોકસભાની સંમતિ સિવાય રાજાએ કાંઈપણ નવો કર પ્રજા પાસે લેવો નહીં. (૨) કાયદો થોડા સમય માટે તહકુબ કરવાનો અને કાયદાની શિક્ષામાંથી કોઈ પણ વ્યક્તિને માફી આપી બચાવી લેવાનો અધિકાર રાજાએ વાપરવો એ ગેરકાયદેસર કૃત્ય છે. (૩) લોકસભાની સંમતિ સિવાય શાંતિના વખતે રાજાએ કાયમી લશ્કર રાખવું નહીં. (૪) પોતાની ફરીઆદો રાજા પ્રત્યે વિનંતિપૂર્વક જણાવવાનો પ્રજાને કાયદેસર હક્ક છે. (૫) લોકસભાના

પ્રતિનિધિઓની ચુંટણી વખતે રાજાએ તેમાં દખલગીરી કરવી નહીં કારણ તે સર્વ હક્ક મતદારોનો છે. (૬) લોકસભાની બેઠક વારંવાર બોલાવવી અને તેમાં સભાસદોને ભાષણ સ્વાતંત્ર્યનો અમૂલ્ય હક્ક હોવો જોઇએ. (૭) કોઈપણ કેથોલિક ગૃહસ્થ ઈંગ્લંડની ગાદી પર આવી શકે નહીં. થોડા વર્ષ પછી ઓજ્ઞે એક કાયદો કરીને ઈંગ્લંડની રાજ્યઘટના ફરીથી મુકરર કરવામાં આવી જેમાં નીચે પ્રમાણે મુખ્ય કલમો હતી. (૧) રાજાના ખાનગી ખર્ચનું નિયમન કરવા લોકસભાએ એક કાયદો પસાર કરીને એક રકમ તેના ખાનગી ખર્ચ વાસ્તે ઠરાવી આપી અને રાજ્યકારભાર ચલાવવા પુરતા નાણાં એક વરસના મંજુર કર્યાં. આ પદ્ધતિ આગળ ઉપર કાયમની થઇ પડી. સરકારી ખર્ચ મંજુર કરાવવા લોકસભાની સંમતિ આવશ્યક રાખવાથી રાજાને લોકસભાની બેઠક દર સાલ બોલાવવાની ફરજ પડી અને એવી રીતે લોકસભાની સત્તા રાજ્યની ત્રિજોરી ઉપર સ્થાપિત થઇ. **મ્યુટીની** એક્ટ પસાર કરાવીને લોકસભાએ સૈન્ય ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો અને આવી રીતે રાજાના હાથમાંથી જુલમ કરવાનું સાધન લઈ લીધું.

આ કાયદા પ્રમાણે કાયમી લશ્કર ઉપર હકુમત ચલાવવાનો અને તે લશ્કરનું નિયંત્રણ કરવાનો અધિકાર રાજાને ફક્ત એક વરસ માટે આપવામાં આવ્યો. લશ્કરનો ખર્ચ મંજુર કરવા લોકસભાની જરૂર હોવાથી લોકસભાની બેઠક દર સાલ ભરવા રાજાને ફરજ પડી. લોકસભા સંપૂર્ણ રીતે પ્રજામત દર્શાવી શકે એ હેતુથી દર ત્રણ વરસે નવી ચુંટણી થવી જોઇએ એવું ઠરાવવામાં આવ્યું (૧૬૯૪). ૧૭૦૧માં એક્ટ ઓફ સેટ-લમેન્ટ નામનો ઇંગ્લંડની રાજ્યઘટનાનો મહત્ત્વનો કાયદો પસાર થયો. તેની કલમો નીચે મુજબ હતી: (૧) એન રાણીના મરણ પછી હેનોવરના પ્રોટેસ્ટન્ટ વંશને રાજ્યપદ આપવું અને તે રાજા પ્રોટેસ્ટન્ટ ધર્મનો જ હોવો જોઇએ. (૨) પ્રધાનોના ગેરકાયદેસર કૃત્યોની તપાસ થઈ તેમને શિક્ષા કરવામાં આવે ત્યારે રાજાઓ પોતાનો ખાસ અધિકાર વાપરી શિક્ષાની માફી આપી શકે નહીં. (૩) ન્યાયાધીશોની નિમણુંક તેમના મરણ પર્યંતની હોવી જોઇએ અને લોકસભાના બન્ને મંડળો, કોઈ પણ ન્યાયાધીશને બરતર-

રદ્દ કરવાનો ઠરાવ કરે તો જ તેને નોકરીમાંથી દૂર કરી શકાય એવું કાયદાથી ઠરાવવામાં આવ્યું.

ત્રીજા વિલિયમે શરૂઆતમાં વ્હીગ અને ટોરી પક્ષના લોકોનું સંયુક્ત મંત્રિમંડળ બનાવ્યું; પરંતુ ભિન્ન વિચારોને લીધે પ્રધાનમંડળમાં અંદર અંદર ફાટફૂટ પડી તેથી રાજ્યકારભારમાં એકતંત્રપણું રહ્યું નહીં; ત્યારે સન્ડરલેન્ડ નામના પ્રધાનની સલાહ પ્રમાણે વિલીઅમે આમસભામાં બહુમતિ ધરાવનારા વ્હીગ પક્ષના લોકોનું પ્રધાનમંડળ બનાવ્યું (૧૬૯૬). ત્યારથી આમસભામાં બહુમતિ ધરાવનારા પક્ષનું પ્રધાનમંડળ (કેબીનેટ) બનાવીને રાજ્યકારભાર ચલાવવાની પદ્ધતિ દાખલ થઈ. આ પદ્ધતિને પ્રતિનિધિક અથવા કેબીનેટ પદ્ધતિ કહે છે.

**Q. 40. What led to the union between England and Scotland ? State its effects.**

ઉ:—પહેલા જેમ્સના વખતથી ઇંગ્લંડ અને સ્કોટલેંડ દેશનો એક જ રાજા થયો પરંતુ બન્ને દેશની લોકસભાઓ જુદી જુદી હતી. ધાર્મિક અને વેપાર સંબંધી હરકતોને લીધે આ બન્ને દેશો જોડી દેવાને પૂર્વે જે પ્રયત્નો થયા હતા તે તે વખતે નિષ્ફળ ગયા હતા; કારણ સ્કોટલેન્ડના લોકો પ્રેસબીટેરિયન પંથના હતા ત્યારે ઇંગ્લીશ લોકો એપીસ્કોપેલિયન પંથી હતા. નૌકાનયનનો કાયદો ફ્રાન્સની માફક સ્કોટલેન્ડને પણ લાગુ હતો અને સ્કોટલેન્ડના લોકોને ઇંગ્લંડ અને તેના સંસ્થાનો સાથે વેપાર કરવાની પૂરી સ્વતંત્રતા ન હતી. સ્કોટીશ લોકોએ એક વેપારી-મંડળ સ્થાપીને અમેરીકામાં ડેરીઅનની સંયોગીભૂમિ પાસે સ્વતંત્ર વસાહત સ્થાપવાનો મોટો પ્રયત્ન કર્યો તેમાં તેમને ઇંગ્લીશ વસાહત કરનારાઓ તરફથી જરા પણ મદદ મળી નહીં. છેવટે ઇસ્ટ ઇન્ડીઆ કંપની, સ્પેનીશ વસાહત કરનારાઓનો વિરોધ અને બીજી નૈસર્ગિક પ્રતિકૂળ પરિસ્થિતિને લીધે સ્કોટલેન્ડના લોકોનો ઉપલો પ્રયત્ન નિષ્ફળ નીવડયો અને તેમના ઘણા વસાહત કરનારાઓ અમેરીકામાં મરણ પામ્યા. ઇંગ્લીશ સરકારની સ્વાર્થી રાજનીતિને લીધે આવો અનર્થ થવા પામ્યે એવી સ્કોટીશ લોકોની માન્યતા થઈ. ત્યારે ૧૭૧૪માં સ્કોટીશ લોકસભાએ "એકટ ઓફ સીક્યુરીટી

નો કાયદો પસાર કરીને જાહેર કર્યું કે પોતાના દેશ ઉપર નંખાયલા વેપાર, ધર્મ અને રાજકિય બંધનો દૂર થયા સિવાય 'પોતે' એન રાણી પછી ઇંગ્લંડની ગાદી પર આવનારા રાજાને માન્ય કરશે નહીં અને સ્વતંત્ર રાજાની નીમણુંક કરશે અને પોતાના દેશનું રક્ષણ કરવા જુદું લશ્કર રાખશે. અંગ્રેજ સરકારે ગભરાઈ જઇને આ પ્રશ્નનો નિકાલ સલાહસંપીથી કરી લેવાના હેતુથી બન્ને દેશના આગેવાનોનું એક કમીશન નીમ્યું. આ કમીશને સ્કોટીશ લોકોની સર્વ માંગણીઓ કબુલ રાખી અને બન્ને દેશ જોડી દેવાની યુક્તિ કરી. ત્યારબાદ બન્ને દેશની લોકસભામાં એક્ટ ઓફ યુનીઅનનો ઠરાવ ૧૭૦૭માં પાસ થયો. આ કાયદાથી આ બન્ને દેશોને રાજકીય રીતે જોડી દઇ બન્ને દેશને ગ્રેટબ્રિટન એવું નવું નામ આપવામાં આવ્યું અને એક સંયુક્ત (યુનીઅન જેક) વાવટો ઠરાવવામાં આવ્યો. વેપાર સંબંધી બાબતોમાં બન્ને દેશના લોકોને સરખા હક્કો આપવામાં આવ્યા; ફક્ત સ્કોટલેન્ડના રાષ્ટ્રીય ધર્મ અને કાયદા કાયમ રાખવામાં આવ્યા, બન્ને દેશોની સંયુક્ત લોકસભા ભેગી કરવામાં આવી તેમાં અમીરમંડળમાં સ્કોટલેન્ડ વતી ૧૬ અમીરો અને આમસભામાં ૪૫ પ્રતિનિધિયો રાખવામાં આવ્યા. આ એકીકરણથી ઇંગ્લંડને સ્કોટલેન્ડ તરફથી કોઈ પણ ભય હવે રહ્યો નહીં. વેપાર સંબંધી બંધનો દૂર થવાથી સ્કોટલેન્ડના વેપારની વૃદ્ધિ થઈ અને ત્યાં ઉદ્યોગ ધંધો વધવાથી મોટા મોટા શહેરો અને બંદરો અસ્તિત્વમાં આવ્યા. ધર્મ અને કાયદાની બાબતમાં દરેક દેશને સ્વતંત્રતા હોવાથી અસંતોષનું મૂળ રહ્યું નહીં અને ગ્રેટબ્રિટનનું એક સુવ્યવસ્થિત અને એકસંપી રાષ્ટ્ર નિર્માણ થયું.

**Q. 41. What do you understand by Parliamentari Government? show how William III was the first sovereign to work it successfully?**

ઉ:—પાર્લામેન્ટરી ગવર્નમેન્ટ એટલે જ કેબીનેટ ગવર્નમેન્ટ. આ રાજ્યપદ્ધતિમાં પ્રધાનમંડળ (Executive) હંમેશા કાયદામંડળને જવાબદાર રહે છે. કાયદામંડળના સભાસદોને પ્રધાનમંડળનું ધોરણ નાપસંદ પડે તો તે પ્રધાનમંડળને અધિકાર ઉપરથી દૂર કરી શકે છે. લોકસભામાં જે

પક્ષની બહુમતિ હોય તે પક્ષનું પ્રધાનમંડળ હોય છે અને કાયદા મંડળના સર્વ સભાસદો લોકનિયુક્ત હોય છે.

ત્રીજા વિલીઅમના વખતમાં વ્હિગ્ઝ અને ટોરીઝ નામના લોકસભાના બે પક્ષો હતા. પહેલાં રાજાએ પ્રધાનમંડળમાં બન્ને પક્ષના આગેવાનોની નીમણુંક કરી; પરંતુ વારંવાર મતભેદ થવાથી રાજ્યકારભારને હરકત પહોંચતી. રાજાના યુદ્ધવિષયક પરરાષ્ટ્રીય ધોરણ વિરુદ્ધ ટોરી પક્ષ હોવાથી વિલીઅમે સન્ડરલેંડ નામના પ્રધાનની સલાહથી લોકસભામાં બહુમતિ ધરાવનાર અને યુદ્ધવિષયક ધોરણને અનુકૂળ એવા વ્હિગપક્ષનું પ્રધાનમંડળ બનાવ્યું (૧૬૯૭). તેમ કરવાથી પ્રધાનમંડળમાં એકતંત્રપણું જળવાયું. બીજે જ વરસે નવી થયેલી ચુંટણીમાં ટોરી લોકોની બહુમતિ થવાથી રાજાને ટોરીપક્ષનું પ્રધાનમંડળ બનાવવું પડયું. આવી રીતે વધુમતિ ધરાવનાર પક્ષનું પ્રધાનમંડળ બનાવવાની પદ્ધતિ ચાલુ થઈ. પ્રધાનમંડળ રાજાને જવાબદાર ન રહેતાં તે પાર્લામેન્ટને જ જવાબદાર રહેવું જોઈએ એવું પણ ઠરાવવામાં આવ્યું. દરેક પ્રધાનની વ્યક્તિગત જવાબદારી ન ગણાતાં સમગ્ર પ્રધાનમંડળની જવાબદારી ગણવામાં આવવા લાગી. આવી રીતે વિલીઅમે કેબીનેટ પદ્ધતિનો પાયો નાંખ્યો.

**Q. 42. Show that William III was a great Statesman. Account for his unpopularity and also for the increase in the strength and power of Parliament in his reign.**

ઉ:—ત્રીજા વિલીઅમે ઘણા ડહાપણથી રાજ્યકારભાર ચલાવી દેશની આંતરિક સ્થિતિ સુધારી રાજ્યકારભારમાં વ્યવસ્થા આણી અને પરરાજ્યોમાં ઇંગ્લંડનો દરજ્જો વધાર્યો; આ માટે તે મોટો મુત્સદી કહી શકાય. રાજકીય હક્ક મેળવવા પ્રજામાં થયેલી જાગૃતિ સમજીને તેણે લોકસભાના મત પ્રમાણે રાજને ચલાવી કેટલાએક દેશોપયોગી કાયદા પસાર કરાવ્યા. ધાર્મિક સ્વાતંત્ર્યનો કાયદો પસાર કરાવીને ધર્મવિષયક તકરારનો અંત આણ્યો. તે જ પ્રમાણે મુદ્રણ સ્વાતંત્ર્ય, રાષ્ટ્રીયકરજની યોજના અને બૅંક ઓફ ઇંગ્લંડની સ્થાપના કરી. આ ઉપરથી તેનું મુત્સદીપણું સાબિત

થાય છે. આમસભામાં બહુમતિ ધરાવનારા પક્ષનું પ્રધાનમંડળ બનાવવાથી અને તે પક્ષના લોકોની પ્રધાનમંડળમાં નિમણૂંક કરવાથી રાજ્યકારભારમાં એકતંત્રપણું આવશે એવા વિચારથી તેણે હાલની કેબીનેટ રાજ્યપદ્ધતિ અમલમાં મૂકી અને તેમ કરી રાજ્યકારભાર સ્થિર કર્યો. સ્પેન અને ફ્રાન્સ, બન્ને દેશનું રાજકીય જોડાણ થવાથી ફ્રાન્સની સત્તા વધી. યુરોપના બળમહત્વ (બેલેન્સ ઑફ પાવર)નો નાશ થશે અને તેથી હોલેન્ડ અને ઇંગ્લંડ ઉપર મહાન આફત આવવાનો ભય આપશે તે હેતુથી તેણે ફ્રાન્સ, ઓસ્ટ્રીઆ અને બેવેરીઆ સાથે સંધિ કરી યુરોપનું બળમહત્વ જાળવવાનો મહાન પ્રયત્ન કર્યો. આ પહેલો પ્રયત્ન નિષ્ફળ જવાથી તેણે ફ્રાન્સ વિરુદ્ધ ઇંગ્લંડ, હોલેન્ડ અને ઓસ્ટ્રીઆનો એક સંઘ સ્થાપ્યો. આવી રીતે યુરોપીઅન રાજકારણમાં હાથ ઘાલીને તેણે ધૈર્યથી અને પોતાની મુત્સદ્દી બુદ્ધિથી ઇંગ્લંડની પ્રતિષ્ઠા વધારી. વિલીઅમ પરદેશી હોવાથી અને ડચ સલાહકારોના કહેવા મુજબ વર્તતો હોવાથી તે છેવટે અંગ્રેજ પ્રજાને અપ્રિય થઈ પડયો. રાણી મેરીના મરણ પછી લોકોનો તેના પ્રત્યેનો પ્રેમ ઘટી ગયો. તે જ પ્રમાણે તેની રાષ્ટ્રીય અને યુદ્ધ-વિષયક નીતિ પ્રજાને ગમી નહીં. હોલેન્ડના રક્ષણ વાસ્તે પરરાષ્ટ્રીય યુદ્ધોમાં ભાગ લઈને વિલીઅમ ઇંગ્લંડ ઉપર ખર્ચનો બોજો નાંખતો જાય છે, એવા વિચારથી અંગ્રેજ લોકો તેના પર રોષે ભરાયા.

(પ્રશ્નના છેવટના ભાગના જવાબ માટે ૩૯મો પ્રશ્ન જુઓ)

**Q. 43. Describe in general the important legislative enactments in the 17th Century which were passed to ensure personal liberty and the rights of the people**

ઉ:—સત્તરમા સૈકામાં રાજ્ય શ્રેષ્ઠ કે પાર્લામેન્ટ શ્રેષ્ઠ એવા પ્રકારનો ઝગડો શરૂ થયો હતો તેમાં આખરે લોકસભાની જીત થઈ. લોકોનો હક્ક સ્થાપન કરનારા અને વ્યક્તિસ્વાતંત્ર્યનું રક્ષણ કરનારા નીચેના કાયદા પાર્લામેન્ટે પસાર કર્યા અને તે કાયદાઓને કબુલ રાખવાની રાજાને ફરજ પાડવામાં આવી. આ કાયદાઓથી ઇંગ્લંડમાં લનદશીર રાજ્યપદ્ધતિનો પાયો

નંખાયો. મુખ્ય કાયદાઓ (૧) Petition of Rights (પ્રશ્ન ૧૬ જુઓ) (૨) Grand Remonstrance (પ્રશ્ન ૪૫ જુઓ) (૩) Habeas Corpus act (પ્રશ્ન ૪૫ જુઓ) (૪) Bill of Rights (પ્રશ્ન ૩૮મો જુઓ) (૫) Act of Settlement (પ્રશ્ન ૩૮મો જુઓ). પસાર થતા.

**Q. 44. Enumerate and describe the points of quarrel between the Stuarts and these Parliaments.**

ઉ:—સ્ટુઅર્ટ રાજાઓ અને તેમની લોકસભાઓ વચ્ચે નીચેના કારણોથી મતભેદ થયો અને તેને પરિણામે યુદ્ધ ઉદ્‌ભવ્યું. (૧) રાજાના ખાસ હક્ક ( Prerogative ). (૨) પાર્લામેન્ટના હક્ક ( Privilege ). (૩) પરદેશની રાજનીતિ (૪) ધર્મસંબંધી ધોરણ. (૧) રાજા ઇશ્વરનો અંશ છે તેથી તેની સત્તા પણ અનિયંત્રિત છે, રાજાનો વિરોધ કરવો એ ઇશ્વરનો વિરોધ કરવા જેવું છે; લોકોને જે થોડાઘણા અધિકાર મળેલા છે તે કેવળ રાજાએ મહેરબાનીથી આપેલા છે માટે પાર્લામેન્ટ હંમેશાં રાજાને અંકિત છે એવા પ્રકારના સ્ટુઅર્ટ રાજાઓના રાજસત્તા સંબંધી વિચારો હતા. ( Divine Right Theory ). (૨) પાર્લામેન્ટનું એવું માનવું હતું કે લોકોએ રાજાને નિમેલો હોવાથી રાજાએ પાર્લામેન્ટની આજ્ઞામાં રહેવું જોઇએ. વળી લોકોએ સ્ટુઅર્ટ રાજાઓના વખતમાં કેટલાએક વિશેષ હક્ક પ્રાપ્ત કરી લીધા. હતા. (૧) રાજદ્રોહના આરોપ સિવાય પાર્લામેન્ટના સભાસદને કેદ કરી શકાય નહીં. પાર્લામેન્ટના સભાસદો ગમે તેવું ભાષણ કરવાને સ્વતંત્ર છે. (૩) ચુંટણીની તકરારોનો નિકાલ પાર્લામેન્ટ કરી શકે. (૪) રાજાનો મંત્રી પાર્લામેન્ટને જવાબદાર છે અને તેમના ઉપર કામ ચલાવવાનો અધિકાર પાર્લામેન્ટને છે. (૫) નવીન કરોને પાર્લામેન્ટ પોતાની સંમતિ આપી શકે. (૬) નવા કાયદા કરવાનો અધિકાર પાર્લામેન્ટને મળ્યો (૭) ન્યાયકોર્ટો ઉપર પાર્લામેન્ટને સત્તા મળી. સ્ટુઅર્ટ રાજાઓએ પાર્લામેન્ટના ઉપલા સર્વ હક્કો છીનવી લેવા સતત્ પ્રયત્ન કર્યા પરંતુ આખરે તેમને પાર્લામેન્ટ આગળ નમવું પડ્યું. પરરાષ્ટ્રીય નીતિની બાબતમાં રાજા અને લોકસભા

વચ્ચે ઝગડો થયો. પહેલા બે સ્ટુઅર્ટ રાજાઓએ પોતાની પ્રજા અને પાર્લામેન્ટની ઇચ્છા વિરૂદ્ધ સ્પેન, ફ્રાન્સ વગેરે કેથોલીક રાજ્યો સાથે મિત્રાચારીનો સંબંધ રાખ્યો. વિશેષતઃ બીજો ચાર્લ્સ અને બીજો જેમ્સ ફ્રેન્ચ રાજાના કેવળ ગોઠીઆ બની હોલંડ વિરૂદ્ધ ફ્રાન્સને મદદ કરતા. પાર્લામેન્ટને તેમની એ નીતિ પસંદ પડી નહીં અને બન્ને વચ્ચે વારંવાર વિરોધ ચાલુ રહેતો. (૪) સ્ટુઅર્ટ રાજાઓએ પ્રોટેસ્ટન્ટ ધર્મને બાજુએ મૂકી કેથોલિક ધર્મને આશ્રય આપ્યો અને પ્રોટેસ્ટન્ટ અને પ્યુરિટન વગેરે ઉપર ઘણો જુલમ કર્યો. આ કારણથી પણ રાજાઓ અને પાર્લામેન્ટ વચ્ચે તકરારો થતી. (સ્ટુઅર્ટ રાજાઓના વખતમાં આ સંબંધના ઉદાહરણો આપી યોગ્ય ઠેકાણે લખો.)

**Q. 45. Write Notes on:—**

(૧) Divine Right of kings:—

ઉ:—See Q. 22.

(૨) Ship money:—

ઉ:—See Q. 24.

(૩) Straford:—

ઉ:—See Q. 24.

(૪) Laud:—

ઉ:—See Q. 24.

(૫) Petition of Rights:—

ઉ:—See Q. 26.

(૬) Instrument of Govt.:—

ઉ:—See Q. 29.

(૭) Test Act:—

ઉ:—See Q. 34.

(૮) Cable–Ministry:—

ઉ:—See Q. 34.

(૯) Trial of Seven Bishops:—

ઉ:—See Q. 35.

(૧૦) Bill of Rights:—

ઉ:—See Q. 39.

(૧૧) Mutiny Bill:—

ઉ:—See Q. 39.

(૧૨) Act of Settlement:—

ઉ:—See Q 39.

(૧૩) Long Parliament:—

ઉ:—See Q. 28.

(૧૪) Puritans:—

ઉ:—પ્રોટેસ્ટંટ પંથના ઉગ્ર અનુયાયીઓને પ્યુરીટન્સ કહે છે. આ લોકોને બાઈબલ ગ્રંથ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા છે અને તેજ ગ્રંથને તેઓ પ્રમાણ માને છે. બાઈબલ ગ્રંથના ઉપદેશ પ્રમાણે આચરણ રાખવાથી મોક્ષપ્રાપ્તિ થાય છે એવી તેમની માન્યતા છે. તેઓ મૂર્તિ પૂજાના કટ્ટા વિરોધિઓ હોઈ પોતાના દેવળોમાં સાધુ પુરૂષોના ચિત્રો પણ રાખતા નથી. જુના ધાર્મિક આચારો પ્રત્યે તેમને ઘણો અનાદર છે અને ધર્મ વિધિના બાહ્ય ચિન્હો પ્રત્યે તેમને સખ્ત અણગમો છે. બેપ્ટીસમા આપતી વખતે ક્રોસનું ચિન્હ કરવું તથા વધુવરોની વીંટીઓની પરસ્પર અદલાબદલ કરવી વગેરે વિધિઓને તેઓ જરા પણ માનતા નથી. ગાયન વાદન, ભોગવિલાસના સાધનો અને ઐહિક સુખોપભોગ તેઓ ત્યાજ્ય ગણે છે અને ઇંદ્રિયનિગ્રહ કરવા તરફ તેઓ પૂરેપૂરૂં લક્ષ આપે છે. પ્રચલિત પ્રાર્થના પુસ્તક દોષમય હોવાથી તે સુધારવું જોઇએ એવો તેમનો સ્પષ્ટ મત છે. આ કારણથી તે પુસ્તક પ્રમાણે આ લોકો પ્રાર્થના કરતા નથી. સર્વ માણસ જાત પ્રત્યે સમાનતાથી અને બંધુત્વ રીતે વર્તવામાં તેઓ ગૌરવ માને છે. રાજસત્તા કરતાં લોકસભાની સત્તા સર્વોપરી છે એવી તેમની પ્રમાણિક માન્યતા છે. આ લોકો સ્વતંત્ર વૃત્તિના, ઉદ્યોગી અને ધર્મનિષ્ઠ હોઇ ૧૬૪૦ના આંતરવિગ્રહમાં રાજસત્તા વિરુદ્ધ લડવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો.

(૧૫) Impeachment and Bill of Attendant:—

ઉ:—રાજાના પ્રધાનો અને સલાહકારોએ કરેલા અન્યાયી કૃત્યો માટે અને રાજાને દેશહિત વિરોધક ખોટી સલાહ આપવા માટે આમસભા તરફથી અમીરમંડળ આગળ તેવા પ્રધાન અને સલાહકારોની ઉપર કામ ચલાવવામાં આવતું તેને ઇમ્પીચમેન્ટ કહે છે. તેમાં આમસભા ફરીઆદી હોઇ અમીરમંડળને ન્યાય આપવાનું કામ કરવું પડતું. સાક્ષી પુરાવા વગેરે બાબતો કાયદા પ્રમાણે થતાં. આવી રીતે કામ ચલાવવાનો અને પ્રધાનોના બાનજવાબદાર ધોરણ સારૂ તેમને જવાબદાર ગણવાનો પ્રજાનો ખાસ હકક હતો. બેકન, સ્ટ્રેફોર્ડ, ડેનબી અને વોરન હેસ્ટીંગ્સ ઉપર આવી જ રીતે ઉપર લખેલા પ્રજાના ખાસ હક્ક અનુસાર કામ ચલાવવામા આવ્યું હતું. પ્રધાનોએ રાજાને આપેલી સલાહ દેશહિત વિરોધક હોય તોપણ તે રાજ-દ્રોહ નહીં હોવાથી કેટલીક વખત પ્રધાનો શિક્ષામાંથી બચી જતા. આવા પ્રધાનોને બાજા એક કાયદાથી લોકસભા શિક્ષા કરી શકતી. આ કાયદેસર માર્ગને બીલ ઓફ એટેન્ડન્ટ કહે છે.

(૧૬) Grand Remonstrance:—

ઉ:—પિમ, હેમ્પડન વગેરે આગેવાનોએ પહેલા ચાર્લ્સના ધાર્મિક અને રાજકિય જુલ્મી કૃત્યો સંબંધી જે સ્પષ્ટ અને તકરારી અરજી રાજાને મોકલી આપી તેનું નામ ગ્રેન્ડ રીમોન્સ્ટ્રન્સ પડયું. તેમાં આયર્લેન્ડનું બંડ રાજાના ઉત્તાજનથી થયેલું છે અને સ્કોટલેન્ડમાં કેથોલિક ધર્મ સ્થાપન કરવાની તેને ખાસ ઇચ્છા છે એવા રાજા ઉપર આરોપો મૂકાયા હતા. રાજસત્તા મર્યાદિત કરવા માટે લોકસભાએ કરેલા કાયદાનો નિર્દેષ કરી રાજા આગળ પ્રજાની બે માંગણીઓ મુકી હતી. (૧) રાજાએ લોકસભાની સંમતિથી પોતાના પ્રધાનોની નિમણુંક કરવી. (૨) સર્વ ધાર્મિક પ્રશ્નોનો નિકાલ કરવાનો અધિકાર લોકસભાએ નિમેલી ધર્મસભાને આપવો. જ્યારે ગ્રેન્ડ રીમોન્સ્ટ્રન્સનો ઠરાવ લોકસભામાં મુકાયો ત્યારે ધાર્મિક પ્રશ્નો ઉપર મોટો વિવાદ થઇ આમસભામાં બે પક્ષ પડયા. થોડી જ બહુમતિથી આ બીલ પસાર થયું અને તે છપાવીને તેની હજારો નકલો દેશમાં

વહેંચવામાં આવી. આવી રીતે લોકપક્ષમાં ફાટફૂટ થઇ અને કેટલાએક લોકો રાજપક્ષમાં ભળ્યા.

(૧૭) (Habeas Corpus Act.):—

ઉ:—૧૨૧૫ની સાલના મેગના ચાર્ટાના (મહાન કરાર) વખતથી ઇંગ્લીશ કાયદા પ્રમાણે દરેક કેદીનો કોર્ટ આગળ ન્યાય થવો જોઇએ એવી ન્યાયાધિશને વિનંતિ કરવાનો પ્રજાનો હક્ક હતો અને દરેક કેદીને પોતાની આગળ રજુ કરવા જેલના અધિકારીને હુકમ કરવાની જવાબદારી ન્યાયાધીશ પર હતી. પ્રજાનો આ હક્ક કચડી નાંખીને સ્ટુઅર્ટ રાજાઓએ પોતાંના વિરોધીઓને દીર્ઘકાળ સુધી જેલમાં સબડાવ્યા હતા. ૧૬૭૯માં બીજા ચાર્લ્સના વખતમાં શેફ્ટસબરીએ રાજાની સત્તા મર્યાદિત કરવા સારૂ અને વ્યક્તિસ્વાતંત્ર્યના હક્કનું રક્ષણ કરવા માટે લોકસભામાં હેબીયસ કોરપસનો કાયદો પસાર કરાવ્યો. રાજદ્રોહના ગુન્હા સિવાયના બીજા કોઇપણ પ્રકારની પોતાની તપાસ ન્યાયકોર્ટમાં થવી જોઇએ એવી માંગણી કેદી કરે તો ન્યાયાધીશે તુરંગના અધિકારીને હુકમ કરી તે કેદીને ૨૦ દીવસની અંદર ન્યાય આપવાની વ્યવસ્થા ન્યાયાધીશે કરવી જ જોઇએ એવું કાયદાથી ઠરાવવામાં આવ્યું. હેબીયસ કોરપસના કાયદા પ્રમાણે કામ ચાલ્યા બાદ કોઇપણ કેદીને છોડી મુકવામાં આવે તો તેને પોતાના આગલા ગુન્હા માટે ફરીથી પકડી શકાય નહીં એવો નિયમ આ કાયદાનુસાર કરવામાં આવ્યો અને કોઇપણ કેદીને વિદેશમાં કેદ પકડવો નહી એવી પણ વ્યવસ્થા આ કાયદાએ કરી. આ કાયદાની ગણુના મેગનાચારટા, પીટીશન ઓફ રાઇટસ અને બીલ ઓફ રાઇટસના જેવી જ કરવામાં આવે છે અને આ ચારેય કાયદા ઇંગ્લીશ રાજ્યઘટનાના પાયારૂપ છે.

(૧૮) Navigation Act:—

ઉ:—હોલન્ડે વેપાર અને ઉદ્યોગ ધંધાની બાબતોમાં ઘણી જ પ્રગતિ કરી હતી અને તેનું નૌકાબળ શ્રેષ્ઠ દરજ્જાનું હતું. યુરોપ અને પૂર્વ તરફના દેશોના વેપારી માલની આવકજાવક ડચ વહાણો દ્વારા થતી તે જ પ્રમાણે ડચ લોકોનો અમેરીકન વસાહતો સાથે પણ મોટા પ્રમાણમાં વેપાર ચાલતો. આ કારણથી ડચ લોકોનો વેપાર કમી કરવા અને તેનું

વર્ચસ્વ નાબુદ કરવા ક્રોમવેલે નેવીગેશન એકટ અથવા નૌકાનયનનો કાયદો કર્યો. ઇંગ્લીશ બંદરમાં આવનારો પરદેશી માલ ઈંગ્લીશ વહાણોનાં અગર જે દેશમાંથી તે માલ આવતો હોય તે દેશના વહાણોમાં તે માલ ઈંગ્લંડમાં લાવવો જોઇએ એવું કાયદાથી ઠરાવવામાં આવ્યું અને પરરાજ્યોના વહાણો દ્વારા આવનારા માલનો પ્રતિબંધ કરવામાં આવ્યો. આ કાયદાથી ઈંગ્લંડનો વેપાર અને તેનું નૌકાબળ વધ્યું પરંતુ તેને લીધે ઈંગ્લંડ અને હોલંડ વચ્ચે દરિયાઈ યુદ્ધો થયાં. ૧૬૬૦માં ઇંગ્લંડે આ કાયદો પોતાની વસાહતોને પણ લાગુ કર્યો. વસાહતોમાં પણ ઈંગ્લીશ અથવા વસાહતોના વહાણોમાં માલ લઈ જવો અગર લાવવો જોઇએ એવો ઠરાવ કરવામાં આવ્યો. ફક્ત જે દેશમાંથી તૈયાર માલ આવતો હોય તે દેશના વહાણો દ્વારા માલ લાવવાને છૂટ હતી. વસાહતો ઉપર આ કાયદો લાદવાથી આગળ ઉપર ઈંગ્લંડ અને વસાહતો વચ્ચે યુદ્ધનો પ્રસંગ ઉદ્‌ભવ્યો.

---

# હેનોવર વંશના રાજાઓ

**Q. 46. Sketch the Career of Walpole with special reference to his financial and constitutional services.**

ઉ:—વૉલપોલ નૉરફોક પરગણામાં એક જમીનદારનો છોકરો હતો. તે સ્પષ્ટ વક્તા તેમજ ઉમદા સ્વભાવનો હતો. આગેવાન થવાને જે જે ગુણોની જરૂરિયાત હોય છે તે સર્વ ગુણો તેનામાં હતા. તે ઘણો જ વ્યવહાર કુશળ હોઇ પોતાની અક્કલ હુશિયારીથી મોટી પદવીએ પહોંચ્યો. પીઅરેજ બીલનો વિરોધ કરીને તેણે તે બીલ આમસભામાં ઉડાવી દીધું અને આમસભાનું શ્રેષ્ઠત્વ કાયમ રાખ્યું (૧૭૧૯). દક્ષિણ માહાસાગરમાં વેપાર કરતી મંડળીએ દેવાળું કાઢવાથી (સાઉથ સી બબલ) હજારો ગરીબ કુટુંબોની પાયમાલી થઇ અને સર્વ ઠેકાણે હાહાકાર થઈ રહ્યો. આ વખતે નાણાં સંબંધી ઉત્તમ જ્ઞાન ધરાવનારા વૉલપોલે આગેવાની લઇને પ્રજા પર આવેલા આ સંકટનું ચતુરાઇથી અને ધૈર્યથી નિવારણ કરીને તેમનાં થોડા ઘણા પૈસા પાછા આપ્યા. આથી તે ઘણો જ લોકપ્રિય થઇ પડ્યો અને ૧૭૨૧માં તેને મુખ્ય પ્રધાનનું કામ સોંપવામાં આવ્યું. દેશમાં તેમજ દેશબહાર સુલેહ તથા શાન્તિ જાળવીને વેપાર ઉદ્યોગની પ્રગતિ કરવી એવું તેનું સૂત્ર હતું અને હેનોવર કુટુંબ મજબૂત થવાને અને લોકોની સાંપત્તિક સ્થિતિ આબાદ થવાને શાન્તિની જરૂરીઆત છે એવું તેનું ધારવું હતું. તેણે ડીસેન્ટર્સ અને કેથોલિક લોકો પરનો ધાર્મિક અંકુશ ઓછો કરીને તેમનો વિરોધ કમી કર્યો અને આયર્લૅંડમાં નવીન ચાલુ કરેલા નાણાં લોકમત વિરુદ્ધ છે એમ જોતાં જ તેણે તે પાછા ખેંચી લીધાં. લોકસભામાંના સભાસદોને લાંચ આપી અને તેમને ઓહ્દાની જગ્યાઓ આપીને પોતાની અક્કલ હુશિયારીથી તેણે આમસભામાં પોતાની બહુમતિ કાયમ રાખી. વેપારી વર્ગની તેમજ વ્હીગ જમીનદારોની તેને મદદ હતી.

વૉલપોલ એ ખુલ્લા વેપારનો ઉગ્ર પુરસ્કર્ત્તા હતો. ખુલ્લા વેપારથી જ દેશનો વેપાર વધશે એવો તેનો મત હતો. તેથી તેણે આયાતના

કાચા માલ ઉપરની તેમજ નિકાસના માલ પરની જકાત રદ કરી દેશનું કરજ પતાવી દેવા માટે તેણે દરેક ખાતામાં કાપકુપ કરી અને એક કાયમનો ભંડાર ( Sinking fund ) નિર્માણ કર્યો. વાર્ષિક ખર્ચમાંથી કેટલીક રકમ દર વરસે શિલક રાખીને તેને વ્યાજે આપવાની અને ઓછા દરે નવું કરજ કાઢીને ખર્ચ ચલાવવાની આ યોજના હતી પરદેશમાંથી દેશમાં આવતા દારૂ અને તંબાકુ ઉપરની લેવાતી બંદરી જકાત બંધ કરીને તે, માલ રાખનારા વેપારીઓ પાસેથી જ તે લેવી એવા પ્રકારનું બીલ તે લાવ્યો ( એકસાઈઝ સ્કીમ ). એમાં તેનો હેતુ દાણચોરીથી ચાલતા વેપારની અટકાયત કરવાનો હતો. વેપાર ખુલ્લો થવાને કારણે નિકાસનો વેપાર વધીને જકાત રદ કરવાથી થનારૂં નુકશાન આ રસ્તે લઈ (એકસાઈઝ) ભરી લેવાશે એવું તેનું ધારવું હતું. સરકારી અધિકારીઓને માલ તપાસવાનો અધિકાર મળેલો હતો. આથી આપણા ખાનગી કારભારમાં સરકાર હાથ ઘાલશે એવો પોકાર ઉઠયો; ત્યારે લોકમત તે બીલના વિરુદ્ધ છે એમ જાણીને તેણે તે પાછું ખેંચી લીધું. તેણે વસાહતો ઉપર નૌકાનયન કાયદાથી નંખાયલા બંધનો રદ કરીને તેમને ખુલ્લા વેપાર કરવાની પરવાનગી આપી. આથી વસાહતોની આબાદી થઈને ઈંગ્લંડને પણ ફાયદો જ થયો.

પહેલો અને બીજો જૉર્જ રાજા પરદેશીઓ હોવાથી તેઓ અંગ્રેજી રાજકારણ તરફ બે-પરવા હતા. અંગ્રેજી ભાષામાંના વાદવિવાદો ન સમજી શકવાથી તેમણે કેબીનેટ સભામાં હાજર રહેવાનું છોડી દીધું; આથી કેબીનેટમાં એકતંત્રપણું રાખવાનું અને અધ્યક્ષનું કામ મુખ્ય આગેવાન પાસે આવ્યું. વોલપોલ એ ખરેખરા અર્થમાં પહેલો મુખ્ય પ્રધાન હતો.

કેબીનેટમાંના પ્રધાનો એક જ પક્ષમાંના હોવા જોઈએ અને કેબીનેટનું ધોરણ એકમુખી હોય ને સભાસદો મુખ્ય પ્રધાનને જ જવાબદાર હોવા જોઈએ એવું તેણે નિશ્ચિત ઠરાવ્યું. વોલપોલ સત્તાનો લોભી હોવાથી પોતાના વિરોધીઓને કેબીનેટમાંથી કાઢી નાંખવાનો અધિકાર તેણે પોતાના હાથમાં લીધો. તેણે મુખ્ય પ્રધાનનો દરજ્જો તેમજ યોગ્યતા વધારી. પોતાની પરરાષ્ટ્રીય નીતિ તરફ લોકોની સહાનુભૂતિ નથી એવું જોતાં

તેણે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું અને બહુમતવાળા પક્ષનું જ પ્રધાનમંડળ જ હોવું જોઈએ એવું તત્ત્વ સ્થાપન કર્યું.

**Q. 47. Describe the foreign policy of Walpole.**

ઉ:—વોલપોલની પરરાષ્ટ્રીય નીતિ શાંતિ અને સુલેહની હતી. વેપાર અને ઉદ્યોગ ધંધાની પ્રગતિ થવા શાંતિની જરૂરીઆત હોવાથી બને ત્યાંસુધી યુદ્ધનો પ્રસંગ ચતુરાઇથી દૂર કરીને વાલપોલ વાદગ્રસ્ત પ્રશ્નોનો નિકાલ શાંતિથી જ કરતો. ફ્રાન્સની સાથે મૈત્રી જાળવવી એ જ તેની પરરાષ્ટ્રીય નીતિની કુંચી હતી. ઑસ્ટ્રીયાના બાદશાહે ઇંગ્લંડનો વેપાર તોડવાના ઇરાદાથી ઑસ્ટેન્ડ ઇસ્ટ ઇન્ડીઆ કંપની સ્થાપન કરી હતી. તેટલામાં તેણે સ્પેન સાથે ઇંગ્લંડ વિરુદ્ધ તહ કર્યો. પ્રિટેન્ડરને (બીજા જેમ્સનો છોકરો) ઇંગ્લંડની ગાદી મેળવી આપવાની અને ઇંગ્લંડ પાસેથી જીબ્રાલ્ટર સ્પેનને પાછું અપાવવાનું આ તહથી ઠર્યું. ત્યારે વોલપોલે હેનોવર કુટુંબને ધોકકો ન લાગે તે માટે પ્રિટેન્ડરને હંમેશ અનુકૂળ રહેનારા એજ ફ્રાન્સ સાથે મૈત્રી કરી અને હોલેન્ડ અને પ્રશીઆને પણ તેમાં સામેલ કર્યા. (League of Hanover 1725). પ્રશીઆ આ સંઘમાંથી છુટીને ઑસ્ટ્રીયાને મળ્યું. ત્યારે વોલપોલે સ્પેનના મંત્રીઓને લાંચ આપીને સ્પેનની સાથે મૈત્રિનો કરાર કર્યો (૧૭૨૯). આ કરારથી ફિલિપના (સ્પેન) છોકરાને ઇટાલીમાંનાં પાર્મા અને પાયસેઝાના મળવા જોઈએ એમ ઠરાવ્યું.

પાર્માના ડયૂકના મરણ પછી (૧૭૩૧) ઑસ્ટ્રીઆએ તે દેશ જીત્યો. વોલપોલે પોતાની ચતુરાઇથી સ્પેનનું મન વાળીને યુદ્ધનો પ્રસંગ દૂર કર્યો. ઑસ્ટ્રીઆના બાદશાહની છોકરીનો—મેરીઆથેરીસા—ગાદી પરનો વારસો માન્ય રાખીને તેણે ઑસ્ટ્રીઆ પાસેથી પાર્મા વગેરે સ્પેનને અપાવ્યાં. આ વખતે પોલંડની ગાદી સંબંધી તકરાર શરૂ થવાથી ફ્રાન્સ અને સ્પેને ઑસ્ટ્રિઆ વિરૂદ્ધ યુદ્ધ જાહેર કર્યું (૧૭૩૩). ફ્રાન્સ અને સ્પેનના બુર્બોન કુટુંબના રાજાઓએ ઇંગ્લંડનો વેપાર તોડીને તેની વસાહતો હસ્તગત કરવાના હેતુથી એક ગુપ્ત કૌટુમ્બિક કરાર કર્યો હતો (Family

Compact ). તોપણુ વોલપાલે યુદ્ધમાં ભાગ ન લેતાં તટસ્થપણું જ સ્વીકાર્યું. ફ્રાન્સ સાથે મૈત્રિ રાખવી એ હેનોવર કુટુંબની સ્થિરતાને અને ઇંગ્લંડના વેપારની વૃદ્ધિને જરૂરિ છે અને યુટ્રેકટના કરારથી મળેલી વેપારની છૂટ તથા સ્પેનની સાથે વૈર કરવું એ ફાયદાકારક નથી, એવી સમજુતીથી તે યુદ્ધમાં તટસ્થ જ રહ્યો. આ તેની નીતિ ડહાપણુની હતી. યુટ્રેકટના કરારથી સ્પેનના વસાહતોને એક વહાણુ જેટલો જ માલ પહોંચાડવાની છૂટ ઇંગ્લંડને મળેલી હતી. અંગ્રેજી વેપારીઓએ આ કરાર તોડીને ચોરીથી વેપાર ચલાવ્યો ત્યારે સ્પેને ઇંગ્લીશ વહાણોની તપાસ કરવાનું આરંભ કર્યું અને કેપ્ટન જેન્કીન્સને શિક્ષા કરવા કાન કાપ્યો. આથી અંગ્રેજ લોકમત બહુ જ ખળભળી ઉઠયો અને આ રાષ્ટ્રીય અપમાનનું વૈર લેવા અંગ્રેજોએ યુદ્ધની માંગણી કરી. લોકમત ઘણો જ ખળભળેલો જોઇને તેને સ્પેન વિરૂદ્ધ યુદ્ધ જાહેર કરવું પડયું. વોલપોલની બેપરવાઈથી આ યુદ્ધમાં ઇંગ્લંડનો પરાજય થયો એવો તેના વિરૂદ્ધ પોકાર ઉઠયો. નવી ચુંટણીમાં પોતાની નીતિની બહુમતિ નથી એવું જોઇને વોલપોલે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું.

**Q. 48. what in your opinion were the strong and weak points of walpole's administration ?**

ઉ:—વોલ્પોલે પોતાની આર્થિક અને રાજકીય નીતિથી ઇંગ્લાંડની મોટી સેવા બજાવી. દેશની આબાદી, વહેપાર અને ઉદ્યોગધંધા ઉપર આધાર રાખે છે એવું જાણીને તેણે ખુલ્લા વહેપારની પદ્ધતિ અમલમાં મૂકી. પરદેશથી આવનારા કાચા માલ ઉપરની જકાત ઓછી કરી તેથી ઇંગ્લાંડમાં તૈયાર માલ પુષ્કળ અને સસ્તો થયો અને તેની નિકાસ ઝડપથી વધી. તેજ પ્રમાણે વસાહતો સંબંધી જુનું સ્વાર્થી ધોરણુ છોડી દઇને નેવીગેશન કાયદો રદ્દ કર્યો. વસાહતોને ખુલ્લો વહેપાર કરવાની છૂટ આપવાથી વસાહતોની સ્થિતી સુધરી અને અપ્રત્યક્ષ રીતે ઇંગ્લાંડને પણુ ફાયદો થયો. રાષ્ટ્રીય દેવું પતાવવા તેણે સીકીંગ ફંડની યોજના અમલમાં મૂકી. તેણે કેબીનેટ રાજ્યપદ્ધતિનો વિકાસ કર્યો અને મુખ્ય પ્રધાનનો દરજ્જો વધાર્યો. ( વિશેષ માહિતી માટે પ્રશ્ન ૪૬નો છેવટનો ભાગ જુઓ. )

વોલ્પોલ સત્તાનો લોભી હોવાથી કેટલીક વખતે તેણે પોતાના તત્ત્વોનો ત્યાગ કર્યો. લોકમત વિરૂદ્ધ છે એમ જોતાં જ અંતર્ગત જકાતનો ઠરાવ (Excise Bill) પડતો મુકયો. ડીસેંટર્સ અને કેથોલીકસ ઉપર જે જે બંધનો હતા તે કમી કર્યાં અને આયર્લંડમાં નવું શરૂ કરેલું નાણું બંધ પાડયું. પોતાના હાથમાં અમર્યાદ સત્તા ટકાવવા તે ખુલ્લી રીતે લાંચ રૂશ્વત આપતો અને તેના વખતમાં લાંચ લેવી અને આપવી નિંદ્ય ગણાતું નહોતું. પરરાજ્યો સાથે શાંતિનું ધોરણ બનતાં સુધી રાખતો કારણ તેમ કરવાથી વેપાર અને ઉદ્યોગધંધાનો ઉત્કર્ષ થઈ દેશની આબાદી વધશે એવું તેનું માનવું હતું. જેકોબીટોનો બંદોબસ્ત કરવા અને હેનોવરીઅન વંશ ટકાવવા તેણે ફ્રાન્સ સાથે મૈત્રિનો સંબંધ રાખ્યો. જો કે તેની શાંતિની નીતિ ડહાપણ ભરેલી હતી તોપણ તેથી પર-રાજ્યોમાં ઇંગ્લંડની પ્રતિષ્ઠાને ફટકો લાગ્યો. છેવટે લોકમતને માન આપી તેને સ્પેન સાથે યુદ્ધ જાહેર કરવું પડયું. પરંતુ તેમાં હાર થઈ. પાર્લામેન્ટમાં વિરોધી પક્ષની બહુમતિ થવાથી તેણે પોતાના પદનું રાજીનામું આપ્યું.

**Q. 49. Account for the Supremacy of the whigs in the reign of the first two Georges.**

ઉ:—પહેલા જૉર્જને વ્હીગ લોકોની મદદથી ઇંગ્લંડનું રાજપદ મળવાથી તેણે ઇંગ્લંડમાં આવતાં જ બધો રાજકારભાર વ્હીગ પક્ષને સોંપ્યો. વ્હીગપક્ષને સર્વ પ્રજાનો ટેકો હોવાથી વ્હીગ પક્ષના હાથમાં ઘણા વર્ષો સુધી સર્વ રાજસત્તા ચાલુ રહી અને તેમણે ૧૭૧૪–૧૭૬૦ સુધી રાજ્ય-કારભાર આસરે પચ્ચાસ વર્ષ સુધી ચલાવ્યો. તેના કારણ નીચે પ્રમાણે છે:—

(૧) પહેલા બન્ને જૉર્જ રાજા રાજ્યકારભાર વિષે વિશેષ કાળજી ધરાવતા નહીં તેથી તેમણે વ્હીગ લોકોના કારભારમાં માથું માર્યું નહીં. (૨) આ વખતની પાર્લામેન્ટમાં વ્હીગ પક્ષની બહુમતિ હતી. અમીરમંડળમાં પણ તેમની બહુમતિ હતી અને લાંચ પદવીઓ વગેરે આપીને તેમણે આમસભામાં પણ પોતાના પક્ષની બહુમતિ ટકાવી. (૩) નવી ચુંટણી કરવાનું કામ તેમના હાથમાં હતું કારણ ઘણાખરા શહેરો તેમના પક્ષના હતા અને બીજા શહેરોમાં પણ પોતાની બધી લાગવગ ખર્ચીને સ્વપક્ષના

ઉમેદવારોની ચુંટણી કરાવી શકતા. ન્હાના પરગણામાં તો વ્હીગ પક્ષના ઉમેદવારો સ્હેલાઇથી ચુંટાઇ આવતા. (૪) અંગ્રેજોને પ્રોટેસ્ટંટ પંથ માટે વિશેષ અભિમાન હતું અને હેનૉવેરીઅન રાજવંશ કાયમ રહે તો જ પ્રોટેસ્ટંટ પંથ ટકી શકશે એવું તેમને લાગતું હતું. આ વાત ધ્યાનમાં રાખીને વ્હીગ પ્રધાનમંડળે રાજ્યકારભાર ચલાવ્યો. (૫) તે સિવાય કૅથોલીક અને ડીસેંટર્સ ઉપરના બંધનો થોડાઘણા દૂર કરીને તે પંથના લોકોની સહાનુભૂતિ વ્હીગ પક્ષે મેળવી. (૬) વ્હીગ લોકોએ પરરાજ્યો સાથે શાંતિનું ધોરણ સ્વીકાર્યું અને તેમની સાથે વેપારની બાબતમાં અનુકૂળ તહનામા કરીને દેશની સાંપતિક સ્થિતિ સુધારી અને પ્રજાનો વિશ્વાસ મેળવ્યો. (૭) ૧૬૮૮ની રાજ્યક્રાન્તિ થયા બાદ પાર્લામેન્ટના હાથમાં સર્વ સત્તા આવવાથી વ્હીગ પક્ષે રાનદશીર રાજ્યપદ્ધતિનો પાયો મજબૂત કર્યો. (૮) વિશેષતઃ વ્હીગ પ્રધાનો હોશિયાર, કર્તબગાર અને સ્વાભિમાની હતા અને તે વખતમાં ટોરી પક્ષના આગેવાનો વિશેષ કર્તબગાર ન હોવાથી વ્હીગ લોકોના હાથમાં સર્વ સત્તા ટકી શકી.

ઉપલા કારણોને લીધે વ્હીગ પક્ષના હાથમાં દેશનો સર્વ રાજ્યકારભાર ચાલુ રહ્યો અને તેમણે સામ્રાજ્યનો વિસ્તાર અને વેપાર વધારી પર-રાજ્યોમાં ઇંગ્લંડની પ્રતિષ્ઠા વધારી. વોલ્પોલ, મહાનપીટ, ન્યુકૅસલ વગેરે વ્હીગ પ્રધાનોએ દેશની અપૂર્વ સેવા બજાવેલી છે.

**Q. 50. What led to the war of Austrian Succession? Why did England join it? State its effects.**

ઉ:—ઑસ્ટ્રિઆના બાદશાહ છઠ્ઠા ચાર્લ્સને મેરાયાથેરીસા નામની એકની એક છોકરી હતી. સૅલિક કાયદા પ્રમાણે કોઇપણ સ્ત્રી ગાદીનો વારસ થઇ શકે નહીં તેથી પોતાની પાછળ ઑસ્ટ્રિઆની ગાદી પોતાની પુત્રી મેરીઆથેરીસાને જ મળે એવી તેણે યોજના કરી અને આ વારસપત્રમાં યુરોપમાંના આગેવાન રાષ્ટ્રોની સંમતિ લીધી (Pragmatic Sanction). ઑસ્ટ્રિઆનો બાદશાહ ૧૭૪૦માં મરણ પામ્યો. તેના મરણ પછી બધા રાજ્યો ઑસ્ટ્રિઆની વિરુદ્ધ થયા. બેવેરીઆના ડ્યૂકે,

છોકરીઓનો હક્ક ચાલતો હોય તો, પોતે ચાર્લ્સના મોટા ભાઈની પુત્રીનો પતિ હોવાથી પોતાનો હક્ક ગાદી પર વધારે છે એવું જાહેર કર્યું. પ્રશિયાના મહત્ત્વાકાંક્ષિ ફ્રેડરીકે ઑસ્ટ્રિઆનું વર્ચસ્વ જર્મનીમાં ઓછું કરીને પ્રશિયાનું વર્ચસ્વ વધારવાની પોતાના બાપની નીતિ સ્વીકારીને ઑસ્ટ્રિયાના સિલીશીઆ પ્રાંતપર હલ્લો કરી તે કબજે કર્યો. આવી રીતે લડાઈની શરૂઆત થઈ. ફ્રાંસ, સ્પેન, સાર્ડીનિઆ વગેરે રાજ્યો પ્રશિયા સાથે જોડાયા. ઑસ્ટ્રિયા, ફ્રાંસનો પરંપરાનો વૈરી હતો તેથી ઑસ્ટ્રિયામાં (હેપ્સબર્ગ કુટુંબનું) જર્મનીમાંનું વર્ચસ્વ ઓછું કરીને જર્મનીનું જોર કમી કરવાનો ફ્રાંસનો હેતુ હતો. ઑસ્ટ્રિયન નેધરલેન્ડ્ઝ (બેલજીઅમ) જીતીને ઇંગ્લંડને ડરાવવાનો ફ્રાંસનો હેતુ હતો. ઑસ્ટ્રિઆનો ઇટલીમાંનો મુલક પડાવવાની સ્પેન અને સાર્ડીનીઆની ઇચ્છા હતી. માત્ર ઈંગ્લંડે અને હોલંડે પોતે આપેલું વચન પાળીને ઑસ્ટ્રિઆનો પક્ષ સ્વીકાર્યો; પરંતુ આમાં બીજા મજબૂત કારણો પણ હતાં. ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે આ વખતે વેપારી વર્ચસ્વ અને સંસ્થાનોની માલિકી બાબતમાં ચડસાચડસી હતી અને આ ઝગડો હિંદુસ્તાન અને અમેરીકામાં પણ ચાલુ હતો. તેવામાં ફ્રાંસ અને સ્પેને ઇંગ્લંડનો વેપાર અને સંસ્થાનો હસ્તગત કરવાના હેતુથી ગુપ્ત કરાર કર્યો (Family Compact). ફ્રાંસ અને પ્રશિયા એક થવાથી યુરોપમાંના બલસમત્વનો (Balance of power) નાશ થઈ યુરોપની શાંતિને ધક્કો લાગવાનો સંભવ હતો. ઑસ્ટ્રિયાનો નાશ થઈ ફ્રાંસનું જર્મનીમાંનું મહત્ત્વ અને વર્ચસ્વ વધશે અને જર્મનીમાંનો હેનોવર પ્રાંત પોતાના હાથમાંથી જશે એવી ઈંગ્લંડને મોટી બીક હતી. તેથી હેનોવરના રક્ષણાર્થે અને પોતાનું સમુદ્ર પરનું વર્ચસ્વ કાયમ રાખીને, વેપાર અને સંસ્થાનોના રક્ષણાર્થે ઇંગ્લંડે આ યુદ્ધમાં ભાગ લીધો. એલાશેપેલનો કરાર ફક્ત નામનો જ કરાર હતો. જે કારણો માટે યુદ્ધની શરૂઆત થઈ હતી તેનો સમાધાનીકારક નિકાલ ન આવવાથી આગલા યુદ્ધના બીજ રોપાયાં. ઇંગ્લંડના આગ્રહથી ઑસ્ટ્રિયાને, સિલિશીઆ પ્રાંત પ્રશિયાને આપવો પડ્યાથી ઑસ્ટ્રિઆ અને ઇંગ્લંડ વચ્ચેનો સ્નેહ નાશ પામ્યો. સિલિશીઆનો પ્રશ્ન અને ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચેનો

વેપાર અને સંસ્થાનો માટે ચાલતા ઝગડાનો, આ યુદ્ધથી સમાધાનકારક નિકાલ ન આવવાથી આગળ ઉપર સપ્તવાર્ષિક વિગ્રહની શરૂઆત થઈ.

**Q. 51. Give an account of the causes of the Seven Years' Wars and State its effects.**

ઉ:—એલાશેપલના કરારથી (૧૭૪૮) ઑસ્ટ્રિઅન વારસાની લડાઈનું છેવટ આવ્યું પરંતુ જે કારણો માટે તે યુદ્ધ ઉદ્‌ભવ્યું હતું તેનો નિકાલ આવ્યો નહીં. પ્રશિયાને સિલિશીઆ પ્રાંત કાયમનો મળ્યો એ વાત મેરાયાથેરીસાને બીલકુલ ગમી નહિ અને વખત આવે ત્યારે તે પ્રાંત પાછો લેવાનો તેનો નિશ્ચય હતો. ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે વેપાર અને સંસ્થાનો માટે ચાલેલી ચડસાચડસી વધતા પ્રમાણમાં જ હતી. ઑસ્ટ્રિઆ અને પ્રશિયા વચ્ચે જર્મનીમાં કોનું વર્ચસ્વ હોવું જોઇએ તે માટેની ચડસાચડસી એ સપ્તવાર્ષિક યુદ્ધનું એક મુખ્ય કારણ હતું. ઑસ્ટ્રિઆ જર્મનીમાં બલવત્તર હોઈ સર્વ સંસ્થાનોનું નેતૃત્વ તેની પાસે હતું. ઑસ્ટ્રિયાનું અને જર્મનીનું વર્ચસ્વ ઓછું કરીને પોતાના નેતૃત્વ નીચે બધા જર્મન સંસ્થાનોનું એક જોરાવર મંડળ સ્થાપન કરવાની પ્રશિયાના ફ્રેડરીકની મહાન મહત્ત્વાકાંક્ષા હતી. આવી ઇચ્છાથી ઉચ્ચ કેળવાએલું સૈન્ય તૈયાર કરીને ફ્રેડરીકે ઑસ્ટ્રિયન વારસા સંબંધના યુદ્ધમાં સિલીશીઆ પ્રાંત પચાવી પાડયો હતો. આ સિલીશીઆ પ્રાંત પાછો લઇને પ્રશિઆનો નાશ કરવાનો મેરાયાથેરેસાનો ઉદ્દેશ હતો. પ્રશિયાએ બધી બાજુએ પોતાના રાજ્યનો ફેલાવો કર્યો હતો. પ્રશિયાના આ વધતા બલની ફ્રાન્સને ઇર્ષા થતી હતી. ઇંગ્લંડની શરમને લીધે પોતાને સિલિશીઆ પ્રાંત પ્રશિયાને આપવો પડયો તે માટે મેરાયા ઇંગ્લંડ વિરુદ્ધ તડફડતી હતી; તેથી તેણે ફ્રાન્સ સાથેનું પરંપરાનું વૈર ભૂલી જઇને અને ફ્રાન્સ સાથે મૈત્રિનો કરાર કરીને પ્રશિયા વિરુદ્ધ એક મંડળ સ્થાપન કર્યું. રશિયા, સ્વીડન, સેક્સની અને પોલંડ, એ દેશો પણ પ્રશિઆના વધતા બળની બ્હીકથી એ મંડળમાં દાખલ થયા. આવી રીતે પ્રશિયા સામે આ બળવાન સંઘ સ્થાપિત થયેલો જોઇને ઇંગ્લંડે યુરોપમાં બલસમત્વ (Balance of Power) રાખવા માટે પ્રશિયા સાથેનું વૈર ભૂલી જઇને તેની સાથે મૈત્રિનો કરાર કર્યો. (૧૭૫૬).

આવી રીતે યુરોપમાં બે પક્ષો નિર્માણ થયા. શત્રુ બનેલા ઓસ્ટ્રિઆ અને ફ્રાંસ મિત્ર બન્યા અને મિત્ર બનેલા ઓસ્ટ્રિઆ અને ઇંગ્લંડ શત્રુ બન્યા. ઈંગ્લંડની, ફ્રાંસ સાથેના વેપાર, સંસ્થાનો અને સમુદ્રની માલિકી માટેની ચડસાચડસી હોવાથી ફ્રાંસ વિરુદ્ધ પ્રશિયાનો પક્ષ ઇંગ્લંડને સ્વીકારવો પડયો. ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે વેપાર અને સંસ્થાનો માટે હિંદુસ્તાન અને અમેરીકામાં ચાલેલી સ્પર્ધા એ યુદ્ધનું બીજું મુખ્ય કારણ હતું.

**પરિણામ:**—(૧) ફ્રાંસ અને ઇંગ્લંડ વચ્ચેના સ્પર્ધાનો નિકાલ આવ્યો અને ઇંગ્લંડનું રાજ્ય સમુદ્ર પર ઉચ્ચ દરજ્જાનું ઠર્યું અને અમેરીકામાંના સંસ્થાનોનું સામ્રાજ્ય ઇંગ્લંડને મળ્યું. ફ્રાંસનું,અમેરીકામાંથી અને હિંદુસ્તાનમાંથી ઉચ્ચાટણ થવાથી ફ્રાંસની સામ્રાજ્ય સ્થાપન કરવાની આશા નાશ પામી. (૨) હિંદુસ્તાનમાં બ્રિટિશ સામ્રાજ્યનો પાયો નંખાયો. (૩) ઇંગ્લંડે પ્રશિયાને મદદ કરવાનું કબાથી કટોકટીની વખતે પ્રશિયા સંકટમાં આવ્યું અને તેથી તે પણ ઇંગ્લંડનો શત્રુ બન્યો અને ઇંગ્લંડનું યુરોપમાં કોઈપણ મિત્રરાજ્ય રહ્યું નહીં. (૪) ઓસ્ટ્રિયાનું, જર્મનિમાંનું વર્ચસ્વ ઓછું થઇને ઑસ્ટ્રિયા અને પ્રશિયા સમબલ અને સમાન દરજ્જાના ઠર્યા. (૫) ફ્રાંસની સાંપત્તિક સ્થિતિ કમી થવાથી રૈયત પરનો કરજનો બોજો વધવા લાગ્યો આથી રાજ્યક્રાન્તિને અનુકૂળ એવું વાતાવરણ ઉભું થયું.

**Q. 52. Describe the part played by Elder Pitt (Lord Chatham) in the seven years' war.**

ઉ:—સપ્તવાર્ષિક યુદ્ધની શરૂઆત થયા પછી પ્રથમ પ્રશિયા અને ઇંગ્લંડની સર્વ ઠેકાણે થઈ. ફ્રાંસે, સમુદ્ર પર ઇંગ્લંડનો પરાજય કરીને મીનોકાબેટ જીત્યો. ડયૂક ઓફ કંબરલેન્ડની જર્મનીમાં હાર થઈ અને ક્લોસ્ટરસેવનનો અપમાનકારક કરાર તેને કબૂલ કરવો પડયો ને હેનોવર-પ્રાંત શત્રુને તાબે કરવો પડયો. અમેરીકામાં પણ ઇંગ્લંડની ફજેતી થઈ. હિંદુસ્તાનમાં સિરાજઉદૌલાએ, અંગ્રેજોના કલકત્તા અને બીજા વેપારના થાણાઓ કબજે કર્યાં. આવી નિરાશામય સ્થિતિમાં પીટ અને ન્યુકેસલનું મિશ્ર પ્રધાનમંડળ અધિકારમાં આવ્યું. પિટે પરરાજ્યો સાથેનો સંબંધ અને યુદ્ધની વ્યવસ્થા હાથમાં લીધી. ' હું જ આ સંકટમાંથી ઇંગ્લંડનો

બચાવ કરી શકીશ ' એવા ઉદ્‌ગારો આ લોકપ્રિય આગેવાને (Great Commoner) કાઢ્યા.

પિટે સૈન્યમાં નવી ભરતી કરીને તેને યુરોપમાં ફ્રેડરીકની મદદે મોકલ્યું અને ઇંગ્લંડના રક્ષણાર્થે શહેરીઓનું સૈન્ય તૈયાર કરીને શૂર હાયલેન્ડર્સ લોકોની પલટણો બનાવી નાલાયક લોકોને અધિકારપદેથી કાઢી નાંખીને તે જગ્યાઓએ તરૂણ અને કાર્યદક્ષ અધિકારી નીમ્યા. કંબરલેંડ જેવા નાલાયક સેનાપતિને પાછો બોલાવીને સૈન્યનું અધિપતિપણું તેણે પ્રશિયાના કાર્યકુશળ સેનાપતિને સોંપ્યું. પ્રશિયા પાસે ઉચ્ચ દરજ્જાનું સૈન્ય તૈયાર હતું તેથી યુરોપમાં ફ્રાંસની સાથે લડવાનું કામ તેને સોંપીને વાર્ષિક સાત લાખ પૌંડની મદદ કરવાનું પિટે તેને વચન આપ્યું. એથી ફ્રેડરીકને ઉત્તેજન મળ્યું અને તેણે મોટા મોટા વિજયો મેળવ્યા અને હેનોવર પ્રાંત પણ મેળવ્યો. બીજી બાજુએ ફ્રાન્સને, યુરોપમાં રોકીને પિટે પોતાનું બધું ધ્યાન અમેરીકા, હિંદુસ્તાન અને સમુદ્ર તરફ દોરવ્યું. હિંદુસ્તાન અને અમેરીકામાંનું યુદ્ધ મહત્ત્વનું છે એની તેને ખબર હતી. સમુદ્ર પર તેણે ફ્રેન્ચોનો પરાજય કરીને ફ્રેન્ચ નૌકાસૈન્યનો પૂરેપૂરો નાશ કર્યો અને તેમની અમેરીકામાં જનારી મદદ બંધ પાડી પોતાનું નૌકાસૈન્ય તૈયાર રાખ્યું. અમેરીકન સંસ્થાનિકોની પલટણો બનાવીને તેમના પર તેમના જ અધિકારીઓ નીમ્યા અને તેમનો વિશ્વાસ અને પ્રીતિ સંપાદન કર્યાં. તેણે અમેરીકામાં પોતાનું સૈન્ય, પૈસા અને યુદ્ધસામગ્રી મોકલીને સૈન્યનું સેનાપતિપણું ચાલાક અને કાર્યદક્ષ અધિકારી વૂલ્ફને સોંપ્યું. વુલ્ફે ફ્રેન્ચોનો કેનેડા પ્રાંત જીતીને તેમનું ત્યાંથી ઉચાટણ કરાવ્યું. બીજી બાજુએ હિંદુસ્તાનમાં અંગ્રેજોએ કલકત્તા શહેર પાછું લીધું અને વૉંડીવાશ આગળ ફ્રેન્ચોનો પૂરેપૂરો પરાજય કર્યો. આ પરાજયથી ફ્રેન્ચોને હિંદુસ્તાનમાંથી પગ કાઢવો પડયો. આવી રીતે પિટે પોતાની લડાયક અને પ્રબળ પરરાષ્ટ્રીય નીતિથી ઇંગ્લંડ પર આવેલા સંકટનું નિવારણ કરીને ઇંગ્લંડને અપાર યશ મેળવી આપ્યો.

**Q. 53 Show that the seven years' Wars decided a long rivalry between France and England In India and in America and that it was a turning point in the history of the Worlds.**

ઉ:—ઈંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે વેપારનો વિસ્તાર અને વસાહતોની સ્થાપના બાબતમાં હરિફાઇ ચાલતી હતી. બન્ને દેશોએ હિંદુસ્તાનમાં કોઠીઓ કાઢીને ત્યાં કેટલાએક થાણા સ્થાપન કર્યાં હતાં. હિંદુસ્તાનના દેશી રાજાઓને મદદ કરી રાજકિય વર્ચસ્વ મેળવવા બન્ને દેશો અવિશ્રાંત ખટપટ કરી રહ્યા હતા અને ત્યાં પોતાનું સામ્રાજ્ય સ્થાપવાનો તેમનો ઇરાદો હતો. અમેરીકામાં પણ તેમની વસાહતો હતી અને તે વસાહતો ઉપર પોતાનું સામ્રાજ્ય જમાવવા બન્ને પ્રજા વચ્ચે વીરોધ ચાલુ હતો ઉત્તર અમેરીકાના પૂર્વ કિનારા તરફ અંગ્રેજોની વસાહતો હતી અને અંદરના ભાગમાં પશ્ચિમની બાજુએ ફ્રેન્ચ વસાહતો હતી. બન્ને વસાહતો વચ્ચે ઝગડો શરૂ થયો હતો અને તેમને પોતપોતાની માતૃભૂમિની મદદ મળતી.

અંગ્રેજોએ ફ્રેન્ચોનો મહત્ત્વનો પ્રાંત કેનેડા જીતીને ઉત્તર અમેરિકામાંથી ફ્રેન્ચ લોકોને કાઢી મૂકયા. તે જ પ્રમાણે અંગ્રેજોએ હિંદુસ્તાનમાં કલકત્તા શહેર જીતી લઈને વૉંડોવોશ આગળ ફ્રેન્ચોનો સમ્પૂર્ણ પરાજય કર્યો. આ પ્રમાણે ફ્રેન્ચ લોકોના સામ્રાજ્ય સ્થાપન કરવાના મનોરથો પડી ભાગ્યા.

આ વખતના સપ્તવાર્ષિક યુદ્ધમાં ફ્રેન્ચ લોકો હાર્યા ન હોત તો દુનિયાનો ઇતિહાસ બદલાઈ જાત. અમેરીકાના સંયુક્ત સંસ્થાનો ઇતિહાસ આ જ વખતથી શરૂ થાય છે એમ કહેવું જોઇએ. ફ્રાન્સની વસાહતો સ્થાપવાની મહત્ત્વાકાંક્ષા નાશ પામી અને બ્રિટિશ સામ્રાજ્યના ઉત્કર્ષની શરૂઆત થઈ. આ સર્વ કારણોને લીધે સપ્તવાર્ષિક યુદ્ધ એક મહત્ત્વનું ક્રાંતિકારક યુદ્ધ ગણાય છે. (વિશેષ માહિતી સારૂ પ્રશ્ન ૫૧મો જુઓ).

**Q. 54. Who were the Jacobites? Describe their attempts to restore the Stuarts to the throne of England. Why did they fail?**

ઉ:—ત્રીજો વીલીઅમ ગાદી પર આવ્યા પછી રાજનિષ્ઠાના સોગન લેવાની જેમણે ના પાડી તેમને નૉન–જ્યૂરર્સ (Non Jurors) કહેવામાં આવે છે. આ નૉન–જ્યુરર્સો કેથોલિક્સ અને બીજા જેમ્સના અનુયાયીઓને જેકોબાઈટ કહે છે. જેકબ્સ, એ લેટીન શબ્દનો અર્થ જેમ્સ,

એ જ ગાદીનો ખરો વારસ છે એમ તેઓ કહેતા. જેમ્સ અને સ્ટુઅર્ટ કુટુંબ માટે તેઓ અભિમાન ધરાવતા અને સ્ટુઅર્ટ કુટુંબની પાછી સ્થાપના કરવા માટે તેઓ પ્રયત્ન કરતા.

ઈંગ્લંડમાં પહેલા જોર્જ અને કુટુંબ માટે સાધારણપણે અપ્રિતિ હતી અને ત્યાં જેમ્સના ઘણાં અનુયાયીઓ હતા. સ્કૉટલંડમાંના પુષ્કળ હાયલેન્ડર્સો જેમ્સને ચહાનારા હતા અને એક્ટ ઑફ યુનીયનથી ઉત્પન્ન થએલો અસંતોષ કાયમ જ હતો. આવી સ્થિતિમાં ૧૭૧૫માં જેમ્સના છોકરાને ગાદી મેળવી આપવા માટે ઇંગ્લંડ અને સ્કૉટલંડમાં તોફાનો થયાં. સ્કૉટલંડમાં તોફાનીઓનો આગેવાન અર્લ ઑફ માર હતો. ઈંગ્લંડમાં ડરવેન્ટવોટરનો પ્રેસ્ટન આગળ સરકારી સૈન્યે પરાજય કર્યો અને આર્ગાઈલે, અર્લ ઑફ મારને સ્કૉટલંડમાંથી ઘણી વખત હરાવ્યો અને હાંકી મૂક્યો. આ જ વખતે જેમ્સ પોતે સ્કૉટલંડમાં આવીને દાખલ થયો. યુદ્ધની તૈયારી ન કરતાં રાજ્યાભિષેક કરવાની તૈયારીમાં તેણે પુષ્કળ દિવસ ગુમાવ્યા. આર્ગાઈલ પોતાના પર ચઢી આવે છે એવું જાણતાં જ તે અર્લ ઑફ માર સાથે ફ્રાંસ તરફ નાસી ગયો. જેકોબાઇટ્સને ફ્રાંસ તરફથી મદદ મળી નહીં. તેમના લશ્કરમાં યોગ્ય લશ્કરી શિક્ષણ અને અનુભવી આગેવાન પણ ન હતો. જેમ્સ, બળવો શરૂ થયો ત્યારે હાજર ન હતો. ઇંગ્લંડ અને સ્કૉટલંડમાંના બળવાખોરો એકદમ સરકાર વિરૂદ્ધ ઉઠયા નહીં. આવા અનેક કારણોથી જેકોબાઇટ લોકોનો પ્રયત્ન નિષ્ફળ ગયો. બળવામાં સામેલ હતા તેમને કડક શિક્ષાઓ મળી અને પાર્લામેન્ટે આ બળવાનો લાભ લઈને સપ્તવાર્ષિક કાયદો પસાર કર્યો.

જેકોબાઇટ્સ લોકોએ બીજો પ્રયત્ન ઈંગ્લંડ, ઑસ્ટ્રિયન વારસા સંબંધના યુદ્ધમાં રોકાયલું હતું (૧૭૪૫) ત્યારે કર્યો. આ વખતે ઈંગ્લંડનો ફૉંટેનૉય આગળ પરાજય થયો હતો. ઈંગ્લંડમાં આંતર તોફાનો ઉત્પન્ન કરીને ઇંગ્લંડને સતાવવાના ઉદ્દેશથી ફ્રાંસે આ બળવો જગાવ્યો. ચાર્લ્સ એડવર્ડ ( જેમ્સ બીજાનો પૌત્ર ) પોતે સ્કૉટલેંડમાં આવીને દાખલ થયો અને તેને ઘણા હાયલેન્ડર્સો આવી મળ્યા. સ્કૉટલેંડ દેશ પોતાના તાબામાં આવ્યા પછી તેણે ઈંગ્લંડ પર ચઢાઈ કરી; પરંતુ ઇંગ્લીશો પાસેથી તેને

મદદ મળી નહીં. બીજી બાજુએ અંગ્રેજોએ યુરોપમાંનું લશ્કર પાછું લાવીને નવા સૈન્યની ભરતી કરી. અનુયાયીઓના કહેવાથી તે પાછો ફર્યો ત્યારે હાયલેન્ડઝમાં ક્લોડનમુર આગળ ઇંગ્લીશ સેનાપતિ કબરલેંડ તેને મળ્યો અને તેનો પૂરો પરાજય કર્યો. ચાર્લ્સ એડવર્ડ ફ્રાન્સ તરફ નાસી ગયો. ચાર્લ્સ એડવર્ડે સ્કૉટલેંડ દેશ જીત્યા પછી એક મહીનો ફોકટ ગુમાવ્યો અને તે ઇંગ્લંડ પર એકદમ ચઢી આવ્યો નહીં. ઇંગ્લંડને આથી લશ્કર ભેગું કરવાની તક મળી. ઇંગ્લંડ પર ચઢાઈ કર્યા પછી લંડન શહેર પર એકદમ હલ્લો કર્યો હોત તો તેને વિજય મળ્યો હોત; પરંતુ તેમ ન કરતાં તે પાછો ફર્યો. સ્ટુઅર્ટ કુટુંબ તરફનો ઇંગ્લીશ લોકોનો આદર ઓછો થવાથી તેમની તેને મદદ મળી નહીં. પોતાનો જીવ તથા માલમત્તા જોખમમાં નાંખવા તેઓ તૈયાર ન હતા. રોમન કૅથૉલિક ધર્મનો જો તેણે ત્યાગ કર્યો હોત તો તેને લોકોની મદદ મળી હોત. કંબરલેંડે જેકોબાઈટ લોકોનો નાશ કર્યો અને હાયલેંડર્સને નિઃશસ્ત્ર બનાવ્યા. જેકોબાઈટ પક્ષ તરફથી ઇંગ્લંડને લાગનારી બ્હીક આથી કાયમની નાશ પામી.

**Q. 55. Relate the circumstances that led to a formidable coalition in 1755 against Frederick the Great of Prussia, and state why England joined Prussia.**

ઉ:—પ્રશ્ન ૬૧મો જુઓ.

**Q. 56. What were the views of George III about Royalty? Describe his attempts to restore the authority of the crown.**

ઉ:—ત્રીજો જોર્જ જન્મથી અને શિક્ષણથી પૂરો અંગ્રેજ હોઇ ઇંગ્લંડ માટે મોટી મગરૂરી ધરાવતો. તેનો અભ્યાસ, તેની માતાની અને લૉર્ડ બ્યૂટની દેખરેખ નીચે થયો હતો. (George, be a king) "જોર્જ તું ખરેખરો રાજા થજે. નામનો જ રાજા રહેનો નહીં". એવો તેની માનો તેને ઉપદેશ હતો. ટૉરી ગૃહસ્થ બોલીંગબ્રોકની Patriot kingsની ચોપડીમાંનો રાજાનો દરજ્જો અને તેના અધિકારો એ વિષેના

વિચારો તેને બરોબર લાગવાથી તે પ્રમાણે એકતંત્રી રાજસત્તા સ્થાપન કરવાનો તેણે નિશ્ચય કર્યો. પહેલા બન્ને જોર્જ પરદેશી અને રાજકારણ તરફ બે-પરવાઈ હોવાથી બધી સત્તા વ્હિગ પ્રધાનોના હાથમાં ગઈ અને તેઓ નામના જ રાજા રહ્યા હતા. ગયા ૫૦ વરસોમાં સર્વ સત્તા વ્હિગ લોકોનાં જ હાથમાં હતી અને તેમણે સભાસદોને લાંચ, પદવીઓ અને અધિકારની જગ્યાઓ આપીને આમસભામાં પોતાની બહુમતિ રાખી હતી. ઘણાં ગામડાંઓ ( Boroughs ) તેઓની માલિકીના હોવાથી ચુંટાઈ આવનારા સભાસદો તેમના આશ્રયી જ હતા ત્યારે વ્હિગ લોકોનું આ વર્ચસ્વ કમી કરીને આમસભા પોતાની સત્તામાં રાખવાનો તેણે વિચાર કર્યો. રાજાના દરજ્જા અને આબરૂ માટે ટોરી લોકોને માન હતું અને જેકોબાઈટ લોકોનો પરાજય થવાથી આ લોકોની સ્ટુઅર્ટ કુટુંબ તરફની સહાનુભૂતિ નાશ પામી હતી. ત્યારે રાજાએ વ્હિગ લોકોની સત્તા ઓછી કરવા સારૂ આ લોકોને હાથમાં લીધા અને લાંચ, પદવીઓ અને અધિકારની જગ્યાઓ વગેરે ઉપાયો કરી લોકસભાના સભાસદોને પોતાને હાથ કરવા વ્હિગ લોકોની માફક જ આમસભામાં એક પક્ષ નિર્માણ કર્યો (Kings friends). જોર્જનો હેતુ કેબીનેટ પદ્ધતિ ભાંગીને પ્રધાન પોતાની ઇચ્છા પ્રમાણે નીમવાનો હતો. પ્રધાન આમસભાને જવાબદાર ન રહેતાં પોતાને જવાબદાર રહે એવી તેની ઇચ્છા હતી.

વ્હિગ પક્ષમાં ફાટફુટ પડીને તે નબળો રહ્યો હતો. આનો ફાયદો લઈને રાજાએ પોતાનો દાવ સાંધ્યો અને વ્હિગ લોકોનાં વર્ચસ્વનો નાશ કર્યો. સ્પેન સાથે યુદ્ધ જાહેર કરવાની બાબતમાં પોતાના સોબતીઓ જોડે મતફેર થવાથી અને રાજાની તેમને મદદ હોવાથી, પિટને (ચેથમ) રાજીનામું આપવું પડયું. રાજાએ બ્યૂટને મુખ્ય પ્રધાન નિમ્યો. બ્યૂટ પોતાની નીતિ વડે અપ્રિય થયો અને તેણે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું. મન પસંદ પ્રધાન ન મળવાથી ગ્રેનવી નામના વ્હિગ આગેવાનને રાજાએ મુખ્ય પ્રધાન નીમ્યો. રીજન્સી બીલ સંબંધની તેની નીતિ રાજાને પસંદ ન પડવાથી રાજાએ તેને નોકરી પરથી કમી કર્યો. રોકીંગહમ, ગ્રૅફ્ટન વગેરે પ્રધાનમંડળો પોતાને આડે આવે છે એવું જોતાં જ રાજાએ તે કાઢયાં અને

૧૭૭૦માં નૉર્થને પ્રધાન નીમ્યો. આ ફક્ત રાજાને મનપસંદ હતો. પછીના બાર વરસોમાં રાજાએ પોતાના મત પ્રમાણે કારભાર ચલાવ્યો. વિલ્કસને અટકાવીને અને તેની ચુંટણી રદ ઠરાવીને રાજાએ પાર્લામેન્ટના અને લોકોના હકકો પર તરાપ મારી; પરંતુ વ્હિગ લોકોએ જબર વિરોધ કરવાથી અને તેમને લોકોની મદદ મળવાથી રાજાને નમતું આપીને લોકોના હકકો કબુલ કરવા પડ્યા. નનામા વોરંટો ગેરકાયદેસર ઠર્યાં. મતદારોને, ગમે તે પ્રતિનિધિ ચુંટી કાઢવાનો હક્ક સ્થાપિત થયો અને વર્તમાનપત્રોમાં પાર્લામેન્ટમાંના વાદવિવાદો પ્રસિદ્ધ કરવાની પરવાનગી મળી. પોતાની હઠને લીધે તેણે ઉત્પન્ન કરેલા અમેરીકન યુદ્ધમાં ઇંગ્લંડનો પરાજય થયો અને તેથી તે પ્રજાને ઘણોજ અપ્રિય થયો. વિરુદ્ધ પક્ષે તો "રાજાનો મોભો વધ્યો છે, વધે છે અને તે કમી કરવો જોઈએ" એવો ઠરાવ આમસભામાં પસાર કરાવી લીધો. આ પરથી રાજા અને પ્રજાપક્ષ, બન્નેના બળાબળની આપણને કલ્પને આવશે. આ બાર વર્ષમાં કેબીનેટમાંના પ્રધાનોને તેણે પોતાના હુકમ પ્રમાણે ચલાવ્યા. દેશ પર અનેક આફ્તો આવી પડવાથી અને પોતાનું ધોરણ ચૂકવાથી નોર્થે રાજીનામું આપ્યું ત્યારે રાજાએ ફરીથી રૉકીંગહેમને પ્રધાન નીમ્યો. તેના મરણથી શેલબૉર્ન પ્રધાન થયો. તેના પછી પોતાની બાજુ સંભાળી લેવાને માટે વ્હીગ, ફૉક્ષ અને ટૉરી નૉર્થનું મિશ્ર પ્રધાનમંડળ બનાવવું પડયું. પરંતુ ફૉક્ષનું ઇંડીઆ બીલ તેને પસંદ ન હોવાથી અમીરોની સભામાં પોતાનું વજન પાડીને અને સભાસદોને ધમકી આપીને તેણે તે બીલ તેમની પાસે પસાર કરાવ્યું નહીં તેથી ફૉક્સે રાજીનામું આપ્યું. અને તરુણ પિટ ( ચેથમનો છોકરો ) પ્રધાન બન્યો. પિટે માત્ર તેના હાથમાનું રમકડું ન બનતાં રાજ્યકારભાર ચલાવ્યો.

**Q. 57. What do you know of Wilkes? State the constitutional importance of his case.**

ઉ:—વિલ્કસ લોકસભાનો સભાસદ હોઇને ' નોર્થ બ્રીટન ' વર્તમાન પત્રનો અધિપતિ હતો. તેણે પોતાના પત્રમાં રાજાના ભાષણ પર સખત ટીકા કરવાથી ગ્રેનવીલે તે પત્રના લેખક, પ્રકાશક અને મુદ્રક

વગેરેને પકડવા માટે નનામા વોરંટો (General Warrant) કાઢયા અને વિલ્કસ વગેરેને કેદમાં રાખ્યા. વિલ્કસ એ લોકસભાનો સભાસદ હોવાથી તેને પકડી શકાય નહીં એવો કોર્ટે ફેંસલો આપવાથી તે છૂટયો. તેવી જ રીતે નનામા વોરંટો ગેરકાયદેસર છે એમ ઠરાવ્યું. ત્યારે વિલ્કસે સરકાર પર ફરિયાદ કરીને નુકશાની ભરી લીધી. ફરીથી તેને રાજદ્રોહી લેખ લખવા માટે કોર્ટ આગળ લાવવામાં આવ્યો ત્યારે તે ફ્રાંસમાં નાસી ગયો (૧૭૬૪). આથી કોર્ટે તેને ન્યાયબાહ્ય ઠરાવ્યો. ૧૭૬૮માં તે પાછો આવ્યો અને નવી ચુંટણીમાં મિડલસેકસ પરગણા તરફથી ચુંટાઈ આવ્યો પરંતુ લોકસભાએ તેની ચુંટણી રદ ઠરાવી. રાજાએ પહેલાના ગુન્હા માટે તેને ફરીથી કેદમાં નાંખ્યો ત્યારે દેશમાં હુલ્લડ તોફાનો થવા લાગ્યાં. મતદારોએ ફરીથી તેને જ ત્રણ વખત બહુમતિથી ચુંટી કાઢયો હોવા છતાં લોકસભાએ તેને માન્ય રાખ્યો નહીં અને ઓછા મતવાળા લટ્રેલ ઉમેદવારને ચુંટાઈ આવેલો જાહેર કર્યો. આવી રીતે લોકસભાએ મતદારોનો પ્રતિનિધિ ચુંટવાનો હક્ક ઝુંટવી લીધો. ૧૭૭૦માં વિલ્કસ છૂટી આવ્યો ત્યારે લોકોએ તેનું ઠાઠમાઠથી સ્વાગત કર્યું અને તેને લંડન શહેરના મેયર તરીકે ચુંટયો. લોકસભાના વાદવિવાદો પ્રસિદ્ધ થવા ન જોઇએ એવો કાયદો હોવા છતાં કેટલાંક વર્તમાનપત્રોએ તે પ્રસિદ્ધ કરી તેના પર ટીકા કરી ત્યારે આમસભાના અધ્યક્ષે–સ્પીકરે–આઠ છાપખાનાવાળાઓને પકડીને જેલમાં નાંખ્યા. એ જણાની તપાસ વિલ્કસ આગળ થઈ અને તેઓને નિર્દોષ ગણી છોડી મુકવામાં આવ્યા. મેજીસ્ટ્રેટની સહી વગરના વોરંટ લાવવા માટે માર્શીન અધિકારીએ સ્પીકરના જાસુસને જેલમાં રવાના કર્યો ત્યારે ચીડાઇને લોકસભાએ આ મેયર વગેરે અધિકારીઓને જેલમાં નાંખ્યા. તેઓ મુક્ત થયા ત્યારે લોકોએ જયનાદ કરી મોટી તૈયારીથી તેમને માન સાથે ફેરવ્યા અને પોતાનો સરકાર તરફનો વિરોધ જાહેર કર્યો. ૧૭૭૪ની ચુંટણીમાં વિલ્કસ ફરીથી ચુંટાઈ આવ્યો ત્યારે તેની ચુંટણી લોકસભાએ કબુલ રાખી. આવી રીતે નનામા વોરંટો ગેરકાયદેસર ઠર્યાં. પ્રતિનિધિ ચુંટવાનો મતદાર મંડળનો જ હક્ક છે અને તેમાં લોકસભાએ ફેરફાર કરવો નહીં એવું નક્કી થયું. લોકસભાના સભાસદને પકડી શકાય નહીં એવો

ફરીથી કોર્ટે ચુકાદો આપ્યો અને લોકસભામાંના વાદવિવાદો પ્રસિદ્ધ કરવાની પરવાનગી મળી. વિલ્કસના બનાવથી, લોકસભાની સુધારણા કરવી અગત્યની છે એવો લોકમત બનવા લાગ્યો. પ્રચંડ જાહેર સભાઓ ભરાઇને, લોકમત જાહેર થવા લાગ્યો અને નવી રાજકિય સંસ્થાઓનો જન્મ થયો. રાજકારણ તરફ લોકોની દ્રષ્ટિ વધારે વળવા લાગી.

**Q. 58. What is a Coalition Ministry ? Mention some important Calitions. What were the objects with which they were formed and how far did they succeed ?**

ઉ:—રાજ્ય પર જ્યારે એકાદ મોટું સંકટ આવી પડે છે અથવા પરચક્રની બ્હીક હોય છે ત્યારે તે સંકટ દૂર કરવાને પોતાના મતફેરો ભૂલી જઇને વિરોધી પક્ષોના આગેવાન માણસો એકઠા થઇને જે પ્રધાનમંડળ સ્થાપન કરે છે તેને મિશ્ર પ્રધાનમંડળ (Coalition ministry) કહે છે. આવા પ્રકારનું મિશ્ર પ્રધાનમંડળ પોતાના સમોવડીઆનો પરાજય કરીને એકત્ર હેતુ સાધવા માટે કોઈ કોઈ વખત સ્થાપન કરાય છે. પિટ-ન્યુકૅશલ, ફૉક્સ-નોર્થ, સર્વ પક્ષનું પ્રધાનમંડળ (૧૮૦૭) અને એબરડીનનું પ્રધાનમંડળ (૧૮૫૨), એ મૂખ્ય મિશ્ર પ્રધાનમંડળો હતા. પિટ-ન્યુકૅશલનું સપ્તવાર્ષિક યુદ્ધ વખતે સ્થાપન થએલું મિશ્ર પ્રધાનમંડળ, જગજાહેર છે. ઇંગ્લંડનો યુરોપ, અમેરીકા, સમુદ્ર અને હિંદુસ્તાન, એ સર્વ જગ્યાઓએ પરાજ્ય થઈ દેશ પર કટોકટીનો પ્રસંગ આવ્યો હતો ત્યારે મતભેદોને બાજુએ મૂકી પિટ અને ન્યુકૅશલે મિશ્ર પ્રધાનમંડળ સ્થાપન કર્યું. ન્યુકૅશલે લોકસભામાં બહુમતિ રાખીને લડાઈમાં પૈસા પહોંચાડવાનું અને દેશમાં શાંતિ રાખવાનું કામ સ્વીકાર્યું. પિટે પરરાષ્ટ્રીય રાજનીતિ અને લડાઈની વ્યવસ્થા કરવાનું કામ હાથ લીધું. આ પ્રધાનમંડળ ૭ વર્ષ ટક્યું. પિટે પોતાની પ્રબળ અને લડાયક નીતિથી અને વિશ્રાંત મુત્સદીગીરીથી આવેલા સંકટો દૂર કરીને યુદ્ધમાં અપૂર્વ વિજય મેળવ્યો.

આ પછીનું મહત્વનું મિશ્ર પ્રધાનમંડળ એટલે ફૉક્સ અને નોર્થનું હતું (૧૭૮૩). ફૉક્સ વ્હિગ હતો, નૉર્થ પક્કો ટોરી હતો. શેલબર્ન

પ્રધાને વર્સેલ્સનો અપ્રિય અને અપમાનકારક કરાર કરીને અમેરીકન લડાઈ બંધ પાડી હતી તેથી તેના કટ્ટા વેરીઓ ફૉક્સ અને નૉર્થ, શેલબર્નને અધિકાર ભ્રષ્ટ કરવાના હેતુથી એકત્ર થયા. રાજ્ય કારભારમાં સુધારો કરવાનો પોતાનો હેતુ તેણે જાહેર કર્યો હતો. આ પ્રધાનમંડળ રાજા અને પ્રજા. બન્નેને. સરખું જ અપ્રિય હતું. ફૉક્સ, રાજાનો શત્રુ હોઈ નૉર્થ પર રાજાની વિશેષ આંખ હતી. ફૉક્સનું ઇંડીઆ બીલ રાજાએ પોતાનું વજન પાડીને અમીરસભામાં ઉડાવી દીધું અને આ મિશ્ર પ્રધાનમંડળ ભાંગી પડયું.

આ મિશ્ર પ્રધાનમંડળ ૧૮૦૬માં ફૉક્સ અને ગ્રેન વિહલની આગેવાની નીચે નેપોલીઅનનો પરાજય કરીને પરદેશીઓના ચક્રમાંથી ઈંગ્લંડનું રક્ષણ કરવાના હેતુથી સ્થાપન થયું હતું. ઑસ્ટરલીટ્ઝની લડાઈ પછી પિટ્ મરણ પામ્યો હતો અને નેપોલીઅનની ઈંગ્લંડ પર ક્યારે ચઢાઈ થશે તે કહી શકાય તેમ ન હતું. તેવામાં જેના આગળ નેપોલીઅને પ્રશિયાનો પૂરેપૂરો પરાજ્ય કર્યો હતો. આવી સ્થિતિમાં આ સર્વ પક્ષમાં પ્રધાનમંડળે ( Ministry of all Talents ), નેપોલીઅને ઈંગ્લંડનો વેપાર બંધ પાડવાના હેતુથી કાઢેલા બર્લીનના ફરમાન ( બર્લીન ડીક્રીઝ )ના જવાબમાં મંત્રીમંડળના હુકમો (ઓર્ડર્સ ઈન કાઉન્સિલ) કાઢયા. નેપોલીઅનના જ વેપારનો બહિષ્કાર કરવાનો આ મંડળનો હેતુ ઘણે ભાગે સફળ જ થયો. આ મિશ્ર પ્રધાનમંડળની પરરાજ્યો સાથેની નીતિ નિષ્ફળ જવાથી અને તેમણે કૅથૉલિકોને છૂટ આપવા માટે આણેલું બીલ રાજાને પસંદ ન પડવાથી તે પ્રધાનમંડળ ભાંગી પડયું. ક્રામીઅન યુદ્ધના વખતે (૧૮૫૪) એબર્ડીનની આગેવાની નીચે સ્થાપન થયેલા પિલાઈટિસ અને લીબરલના મિશ્ર મંડળની ક્રીમીઅન યુદ્ધ સંબંધની નીતિ લોકોને પસંદ ન પડવાથી તે પ્રધાનમંડળ ભાંગી પડયું.

**Q. 59 What was the nature of rivalry between England and France in the 18th Century What was the ultimate result?**

ઉ:—૧૮મા સૈકામાં ઇ. સ. ૧૬૮૮થી તે ૧૮૧૫ સુધી આ બન્ને દેશ વચ્ચેનો ઝગડો ચાલુ રહ્યો. આ સમયમાં છ સાત મોટી

લડાઈઓ થઈ અને તેમાં ઇંગ્લંડ અને ફ્રાન્સ, વિરુદ્ધ પક્ષમાં રહી લડ્યાં. આ બન્ને રાષ્ટ્રો વચ્ચે ચાલુ રહેલા વિરોધનું મુખ્ય કારણ, બન્ને દેશોની સામ્રાજ્ય વધારવાની ઇચ્છા હતી અને તેથી આ બન્ને દેશો પોતાનું વેપારી વર્ચસ્વ સ્થાપવાને, વસાહતો વધારવાને અને સમુદ્ર ઉપર સર્વોપરી સત્તા મેળવવાને સૈકા સુધી લઢતા હતા. આ બન્ને દેશોની હિંદુસ્તાનમાં ઘણી કોઠીઓ હતી અને કેટલાંએક થાણાઓ હતા. હિંદુસ્તાનના રાજા, નવાબોને મદદ કરીને પોતાનું રાજકિય વર્ચસ્વ સ્થાપવા બન્ને રાષ્ટ્રો ભગીરથ પ્રયત્નો કરી રહ્યા હતા અને તેમ કરી પોતપોતાના દેશનો વેપાર અને હિંદુસ્તાનના રાજકારણમાં હાથ ઘાલવાનો તેમનો ખાસ ઇરાદો હતો. અમેરીકામાં પણ આ બન્ને દેશોના તાબાના સંસ્થાનો હતાં અને તે વિશાળ પ્રદેશમાં સર્વોપરી સત્તા મેળવવા બન્ને દેશો પ્રયત્નો કરી રહ્યા હતા. ઉત્તર અમેરીકામાં પૂર્વ કિનારા તરફ અંગ્રેજોની વસાહતો હતી અને પશ્ચિમની બાજુએ ફ્રેન્ચોની વસાહતો હતી. બન્ને દેશના વસાહત કરનારાઓ વચ્ચે વિરોધ શરૂ થયો અને તેમને પોતપોતાના માતૃદેશ તરફથી મદદ મળવા લાગી. સ્પેનીશ વારસા સંબંધના યુદ્ધમાં બન્ને દેશ વચ્ચેનો વિરોધ સ્પષ્ટ રીતે જણાઈ આવ્યો નહીં આ યુદ્ધમાં સ્પેન અને ફ્રાન્સનો પરાજય થયો. ભૂમધ્ય સમુદ્રમાં આવેલું જીબ્રાલ્ટરનું નાકુ ઇંગ્લંડને મળ્યું અને દક્ષિણ અમેરીકા સાથે વેપાર કરવાને સ્પેન દેશે કેટલીએક છૂટછાટ આપી પરંતુ આગળ ઉપર આ ઝગડો વધીને, જેન્કીન્સ યુદ્ધ અને ઓસ્ટ્રિયન વારસા સંબંધી યુદ્ધોમાં પરિણમ્યો. અને તેમાં ફ્રાન્સ અને ઇંગ્લંડ વિરૂદ્ધ પક્ષમાં હતા અને તે બન્ને દેશનો યુદ્ધમાં પડવાનો ખાસ ઇરાદો વેપારી વર્ચસ્વ મેળવવાનો અને વસાહતોની માલિકી મેળવવાનો હતો. ઓસ્ટ્રિયન વારસાઈ યુદ્ધ, અમેરીકા, હિંદુસ્તાન અને યુરોપ એ બધે ઠેકાણે ચાલુ થયું.

આ યુદ્ધનું છેવટ આવ્યું તો પણ બન્ને દેશ વચ્ચેનો વિરોધ શમ્યો નહીં અને તેથી સપ્તવાર્ષિક યુદ્ધમાં બન્ને દેશની પ્રજા જે જે ઠેકાણે જઈ વસી હતી તે તે ઠેકાણે અરસ્પરસ લડવા લાગી. અમેરીકા, હિંદુસ્તાન, યુરોપ અને સમુદ્ર ઉપર મહત્ત્વની લડાઇઓ થઇ અને છેવટે ફ્રાન્સનો સંપુર્ણ પરાજય થયો. ફ્રેન્ચ લોકોનો કેનેડા પ્રાંત ઇંગ્લંડને મળ્યો

અને હિંદુસ્તાનમાંથી ફ્રેન્ચોની સત્તા નાબુદ થઇ અને હિંદુસ્તાનમાં સામ્રાજ્ય સ્થાપવાની ફ્રેન્ચોની આશા પડી ભાંગી. ઇંગ્લંડને સમુદ્ર ઉપર સર્વોપરી સત્તા મળી. આમ રાજ્યનું વેર લેવા માટે ફ્રાન્સે **અમેરીકાના સ્વાતંત્ર્ય યુદ્ધમાં** ઇંગ્લંડ વિરૂદ્ધ અમેરીકન વસાહતોને મદદ આપી અને હિંદુસ્તાનના દેશી રજવાડાઓમાં પણ કેટલીક ચળવળ કરી જોઇ. અમેરીકન વસાહતો ઇંગ્લંડથી સ્વતંત્ર થઇ અને ફ્રાંસનો હેતુ થોડા ઘણા પ્રમાણમાં પાર પડ્યો. **ફ્રેન્ચ રાજ્યક્રાન્તિને** લીધે ઉત્પન્ન થયેલા યુદ્ધમાં નેપોલિયને ઇજીપ્ત અને હિંદુસ્તાન તરફ જે જે લડાયક તૈયારીઓ કરી તેનો હેતુ ઇંગ્લંડના વેપારનો અંત લાવવાનો હતો. કારણ તે જાણતો હતો કે વેપાર અને ઉચ્ચ દરજાના નૌકાબળથી ઇંગ્લંડની સત્તા જામી હતી; પણ નાઇલની લડાઇમાં ફ્રેન્ચ નૌકાસૈન્યનો નાશ થવાથી નેપોલિયનનો હેતુ પાર પડ્યો નહીં. સમુદ્ર પર ઇંગ્લંડનો પરાજ્ય કરવો પોતાની શક્તિની બહાર છે એવું જાણીને તેણે ઇંગ્લંડનો વેપાર તોડી પાડવાના હેતુથી બર્લીન ડીક્રીઝનું ફરમાન કાઢ્યું; પરંતુ ઇંગ્લંડનું નૌકાબળ ઘણું બળવાન હોવાથી તેનો આ હેતુ પાર પડ્યો નહીં અને ઇંગ્લંડે ફ્રાંસ વિરુદ્ધ બીજું એક ફરમાન કાઢીને (ઓર્ડર્સ ઇન કાઉન્સિલ) ફ્રાંસનો વેપાર બેસાડી દીધો. આવી રીતે ફ્રાંસનો છેવટનો પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો. ઇંગ્લંડને હિંદુસ્તાનનું સામ્રાજ્ય પ્રાપ્ત થયું, પરદેશના વેપારમાં ખાસ હકકો મળ્યા અને ઇંગ્લંડ સમુદ્ર પર સર્વોપરી સત્તા ધરાવતું થયું. આવી રીતે સેંકડો વર્ષ ચાલુ રહેલા ઝગડાનું પરીણામ આવ્યું.

**Q. 60. Describe the events that led to the independence of the Englisn colonies in America. What was the attitude of the leading English Statesmen of the time towards the question?**

ઉ:—( for the first part see Q. 61 ).

અમેરિકાના સંયુક્ત સંસ્થાનો પ્રત્યે અંગ્રેજ સરકારે દંડની નીતિનો સ્વીકાર કર્યો હતો તોપણ કેટલાએક અંગ્રેજી મુત્સદીઓ સંસ્થાનોની બાજુ

લઈ પાર્લામેન્ટમાં સરકારની નીતિનો નિષેધ કરતા. મહાન પીટ અને બર્ક મુખ્યત્વે કરીને સંસ્થાનોનો પક્ષ લેતા. મહાન પીટ હંમેશા કહેતો કે 'અમેરીકન વસાહતોનું કહેવું ન્યાયી છે અને તેમની સમ્મતિ સિવાય બ્રિટીશ પાર્લામેન્ટને તેમની પાસેથી કર લેવાનો અધિકાર નથી (No Taxation without Representation). 'વસાહતો અંતર્ગત રાજ્યકારભારમાં સંપૂર્ણ સ્વતંત્ર છે અને અન્યાયી કરોનો વિરોધ ન કરે તો પોતે ગુલામગીરીમાં રહેવા યોગ્ય છે' એવું દુનિયાને સ્પષ્ટ રીતે જાહેર કરવા જેવું છે. 'હું તે વસાહતોનો રહેવાસી હોત તો સ્વતંત્રતા મેળવવા છેવટ સુધી લડયો હોત; જકાત ઉઘરાવી થોડો પૈસો મેળવવામાં અંગ્રેજો પોતાનું સામ્રાજ્ય અને વેપાર ગુમાવી બેસશે' એવું મહાન પીટે પાર્લામેન્ટમાં ભાષણ કર્યું પરંતુ તેનો કંઈ ઉપયોગ થયો નહીં. પીટ પ્રમાણે ફૉક્સે પણ ત્રીજા જોર્જની અમેરિકા સંબંધી રાજનિતિનો નિષેધ કર્યો. તે જ પ્રમાણે બર્કે, સ્ટેમ્પ એક્ટ અને નૉર્થની જુલમી રાજનીતિનો ઉગ્ર વિરોધ કર્યો. વસાહતો સાથે સમજુતી કરીને આ પ્રશ્નનો નિકાલ કરવો જોઈએ એવો બર્કનો અભિપ્રાય હતો. વસાહતો પાસેથી કર ઉઘરાવવાનો પાર્લામેન્ટને હક્ક છે પરંતુ વસાહતો પોતાના સ્વાતંત્ર્યનું રક્ષણ કરવા લઢવાનો નિશ્ચય કરે તો તેવી પરિસ્થિતિમાં અંગ્રેજ સરકારે નમતું આપવામાં જ ડહાપણ છે એવું બર્ક કહેતો. પીટ અને બર્કના વિચારો તરફ પાર્લામેન્ટે ધ્યાન આપ્યું નહીં અને છેવટે અમેરિકન સંસ્થાનો ઇંગ્લાંડથી જુદા પડ્યાં.

**Q. 61. Narrate very briefly the circumstances that led to the quarrel between England and her colonies in America.**

ઉ:—ત્રીજા જોર્જની કારકીર્દિમાં અત્યંત મહત્ત્વની બાબત ઇંગ્લંડને પોતાની અમેરિકન વસાહતો સાથે કરવું પડેલું યુદ્ધ છે. પહેલા જેમ્સના વખતમાં અંગ્રેજ લોકોએ અમેરિકામાં વસાહતો સ્થાપવાની શરૂઆત કરી અને તે વખતે ઇ. સ. ૧૭૭૫ સુધી તેમણે એકંદર ૧૩ વસાહતો સ્થાપી. આ સર્વ વસાહતો ઇંગ્લંડના તાબામાં હતી અને ઇંગ્લંડે વસાહતો ઉપર વેપારને ઉદ્યોગ ધંધા સંબંધી કેટલાંએક નિર્બંધો નાંખ્યા

હતાં. આમ વસાહતોને પોતાનો રાજકીય કારભાર કરવાની પૂરેપૂરી છૂટ હતી. ઇંગ્લંડની વસાહત સંબંધી રાજનીતિને લીધે અમેરિકન વસાહતો અને ઇંગ્લંડ વચ્ચે તકરાર ઉત્પન્ન થઇ. વસાહતોએ માતૃભૂમિના કલ્યાણ માટે, માતૃભૂમિના વેપારીઓ અને કારખાનાવાળાઓનો જ માલ વસાહત કરનારાઓએ લેવો જોઇએ એવા પ્રકારની આ રાજનીતિ હતી અને આ નીતિને અનુસરીને ઇંગ્લંડે વસાહતોના વેપાર ઉપર કેટલાએક આ ત્રાસદાયક નિર્બંધો નાંખ્યા હતા (નેવીગેશન લોઝ). વસાહતોમાં આવનારો અને વસાહતોમાંથી બહાર જનારો માલ ઇંગ્લંડના વહાણો દ્વારા જવો આવવો જોઈએ અને કોઈપણ દેશનો માલ વસાહતોમાં લાવતા પહેલા ઇંગ્લંડમાં થઇને જવો જોઇએ અને આવી રીતે ઇંગ્લંડને થોડી ઘણી જકાત મળવી જોઇએ. નવી વસાહતોએ અમેરિકામાં પેદા થયેલો તંબાકુ, કપાસ વગેરે માલ ઇંગ્લંડને જ વેચવો જોઇએ અને આવા અનેક અંકુશ હોવાથી વસાહતોને જરૂરીઆત પદાર્થો મેળવવા માટે ઇંગ્લંડ ઉપર અવલંબી રહેવું પડતું. આ નિર્બંધોની અમલ બજાવણી શરૂઆતમાં કડક પ્રકારની નહિં હોવાથી વસાહતોને ખાસ અડચણ પડતી નહીં પરંતું સપ્તવાર્ષિક યુદ્ધ પછી આ નિર્બંધો કડક રીતે અમલમાં લાવવામાં આવ્યા તેથી વસાહતોની મુશ્કિલતો વધી એને તે જ વખતે ફ્રેન્ચોનો ભય નાબુદ થવાથી વસાહતોએ ઇંગ્લંડના સ્વાર્થી ધોરણ વિરુદ્ધ ચળવળ શરૂ કરી. તે જ વખતે એટલે ૧૭૬૫માં મુખ્ય પ્રધાન ગ્રેનવિલે **સ્ટેંપએક્ટનો કાયદો** પસાર કરી વસાહતોને વેચાણખત, બક્ષિસપત્ર વગેરે ખતો ઉપર સરકારી ટીકીટ લગાડવાની ફરજ પાડી. અમેરિકન વસાહતો ઉપર કર નાંખવાનો અધિકાર બ્રિટીશ પાર્લામેન્ટને છે એવું તત્ત્વ સ્થાપિત થતું હોવાથી વસાહત કરનારાઓએ વિરોધ કર્યો અને **જ્યાંસુધી બ્રિટીશ પાર્લામેન્ટમાં વસાહતોના પ્રતિનિધિ લેવામાં આવતા નથી ત્યાંસુધી ઇંગ્લંડને વસાહતો ઉપર કર નાંખવાનો અધિકાર નથી એવું જાહેર કર્યું.** સ્ટેંપએકટ રદ કરવા વસાહતોએ ઉગ્ર ચળવળ આરંભી અને બ્રિટીશ માલનો બહિષ્કાર કર્યો. વસાહતોમાં તોફાન અને દગા શરૂ થયા અને સ્ટેંપ એકટ પ્રમાણે કોઇએ વર્તવું નહિ એવું ઠરાવવામાં આવ્યું.

આ વિરોધ દૂર કરવા સારૂ મુખ્ય પ્રધાન રોકીંગહૅમે સ્ટૅંપઍક્ટનો કાયદો રદ કર્યો પરંતુ વસાહતો ઉપર કર નાંખવાનો અધિકાર ઇંગ્લંડને છે એવું સ્પષ્ટ રીતે જાહેર કર્યું. ત્યારબાદ ગ્રેફ્ટન પ્રધાનમંડળના ટાઉનશેન્ડ નામના પ્રધાને વસાહતમાં આવનારા કાચ, કાગળ, ચહા વગેરે પદાર્થો પર ફરીથી જકાત બેસાડી અને તેથી શાન્ત થયેલું વાતાવરણ ફરીથી ખળભળી ઉઠયું. બ્રિટીશ માલનો બહિષ્કાર અને ઇંગ્લીશ રાજનીતિ વિરુદ્ધ ચળવળ ફરીથી થવા લાગી. મેસેચ્યુસેટ્સ નામની વસાહતના લોકોએ બ્રિટીશ માલનો સંપૂર્ણ બહિષ્કાર કર્યો અને ઇંગ્લંડના વેપારને ઘણું નુકશાન કર્યું. છેવટે સૈન્યના જોર ઉપર આ ચળવળ થોડા વખત માટે દાબી દેવામાં આવી. ઇ. સ. ૧૭૭૦માં લૉર્ડ નૉર્થ ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન થયો. એણે ચહા સિવાય બાકીના સર્વ પદાર્થો ઉપરની જકાત કાઢી નાંખી તોપણ વસાહતવાળાઓનું સમાધાન થયું નહીં અને તેમણે ઇંગ્લીશ ચહાનો બહિષ્કાર ચાલુ રાખ્યો અને તેમ કરી જકાત નાંખવાનો અધિકાર ઇંગ્લંડને નથી; આ એક જ વાત તેમને જાહેર કરવાની હતી ઇસ્ટ ઇંડિયા કંપનીને નુકશાન ન થાય તે વાસ્તે મુખ્ય પ્રધાન નૉર્થે અમેરિકામાં બારોબાર ચહા લઈ જવાની પરવાનગી આપી. આથી વસાહતની પ્રજા વધારે ઉશ્કેરાઇ અને તેમણે બોસ્ટન બંદરમાં ઉતારેલી ચહા સમુદ્રમાં ડુબાડી દીધી. અંગ્રેજ સરકારે ચ્હીડવાઈ જઇને બોસ્ટન બંદરનો વેપાર બંધ પાડયો અને આ ચળવળમાં મુખ્ય ભાગ લેનારી મેસેચ્યુસેટ્સ વસાહતની સનદ રદ કરી અને તે વસાહતની લોકસભામાં સરકારી સભાસદો નીમવાનો ઠરાવ કર્યો. આ ઠરાવોની અમલ બજાવણી કરવા માટે ઇંગ્લંડે પોતાનું લશ્કર મોકલી આપ્યું. આવી રીતે આ વસાહતનું સ્વાતંત્ર્ય નષ્ટ પામવાનો પ્રસંગ આવ્યાથી બીજી બધી વસાહતોએ એકસંપ કરી ૧૭૭૪માં ફીલાડેલ્ફીયા નામના શહેરમાં પહેલી અમેરીકન રાષ્ટ્રીય સભા ભેગી કરી. આ સભામાં ઇંગ્લંડે પસાર કરેલા કાયદાનો નિષેધ કરવામાં આવ્યો અને ઇંગ્લંડને વસાહતો ઉપર કર નાંખવાનો કાયદેસર અધિકાર નથી એવું સ્પષ્ટ રીતે જાહેર કરવામાં આવ્યું. આ વખતે કાંઈ પણ સમાધાની કરવાના હેતુથી અમેરિકાનો વકીલ બેંજામીન ફ્રેંકલીન ઇંગ્લંડ ગયો ત્યાં તેનું અપમાન

કરવામાં આવ્યું. આ ખબર જ્યારે અમેરિકન વસાહતોને પહોંચી ત્યારે તેમણે ઇંગ્લંડ સાથે યુદ્ધ જાહેર કર્યું (૧૭૭૫). આ યુદ્ધ ઘણાં વર્ષો સુધી ચાલ્યું અને તેમાં આખરે ઇંગ્લંડનો પરાજય થયો અને અમેરિકન વસાહતો સ્વતંત્ર બન્યાં.

**Q. 62. Describe the main events of the American wars of Indepenence.**

ઉ:—સને ૧૭૭૫માં ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે લડાઈની શરૂઆત થઈ. પહેલા ઇંગ્લંડે અમેરિકનોની કંકૉર્ડ પાસેની દારૂગોળો રાખવાની જગ્યા પર હલ્લો કરીને તેને કબજે કરી. પરંતુ અમેરિકનો તેમને વોશીંગટન આગળ મળ્યા અને અંગ્રેજોનો પરાજય કર્યો. જોર્જ વોશીંગ્ટન જે સપ્તવાર્ષિક યુદ્ધમાં પ્રસિદ્ધિમાં આવ્યો હતો તેને અમેરિકાએ પોતાનો સેનાપતિ નીમ્યો. તેણે શરૂઆતમાં બોસ્ટન બંદર પર હુમલો કર્યો પરંતુ જનરલ ગેજે તેનો બંકરહીલ આગળ પરાજય કર્યો પરંતુ ફરીથી તેણે બોસ્ટન લેવાનો પ્રયત્ન કર્યો અને અંગ્રેજોને તે બંદર છોડીને હૅલીફૅક્સ જવું પડયું. પછી તેણે ન્યુયોર્ક પણ લીધું. છેવટે બધી વસાહતોએ ફીલાડેલ્ફીઆમાં ફરીથી પોતાની કૉંગ્રેસ ભરી પોતાની સ્વતંત્રતા જાહેર કરી (૧૭૭૬) અને અમેરિકાની વસાહતોનું એક પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન કર્યું. તેજ વર્ષે (૧૭૭૬) હૌનાના અંગ્રેજ સેનાપતિએ બ્રુકલીન આગળ અને બીજે વરસે બ્રેંડીવાઈન આગળ અમેરિકનોનો પરાજય કર્યો—અને તેમની રાજધાનીનું શહેર–ફીલાડેલ્ફીઆ–હાથ કર્યું. આજ વખતે બરગાઈન કેનેડાથી હૌની મદદે આવતા રસ્તામાં અમેરિકન સેનાપતિ જનરલ ગેટસ સાથે ભેટો થયો. ત્યારે સેરાટૅાગા આગળ અમેરિકનોને શરણ થવા સિવાય બરગોઇનને બીજો માર્ગ રહ્યો નહીં. આથી યુદ્ધનો રંગ બદલાયો (૧૭૭૭).

સેરાટૅાગા આગળ આવી રીતે અમેરિકનોને વિજય મળેલો જોઈને યુરોપમાં ફ્રાન્સને અતિ આનંદ થયો અને સાપ્તવાર્ષિક યુદ્ધમાં થયેલા પરાજયનું વેર વાળવા આ તક ઉત્તમ છે એમ સમજીને તેણે અમેરિકાને મળવાનું ઠરાવ્યું. છેવટે ફ્રાન્સે અમેરિકાનું સ્વાતંત્ર્ય સ્વીકાર્યું અને પોતાની પૂર્ણ સ્વતંત્રતા મેળવ્યા સિવાય તેઓ યુદ્ધ બંધ કરશે નહીં એવું અમેરીકનો

પાસે કબુલ કરાવીને ફ્રાન્સે તેને મદદ કરવાનું ઠરાવ્યું. સ્પેન પણ અમેરિકાને મળ્યું. આવી રીતે એકંદર બીના બનવાથી સાણસામાં સપડાવા જેવી માત્ર ઇંગ્લંડની સ્થિતિ થઈ અને સ્વતંત્રતા સિવાયની સર્વ પ્રકારની છૂટ છાટો આપવા ઇંગ્લંડ તૈયાર થયું; પરંતુ ૧૭૮૦નું વરસ ઇંગ્લંડને ભારે થઈ પડયું. હૉલેંડ અને ડેનમાર્કે અમેરિકાની સ્વતંત્રતા સ્વીકારીને ઇંગ્લંડ વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યું અને રશિયા, અને પ્રશિયા, સ્વીડને સશસ્ત્ર પણ તટસ્થ (Armed neutrality) સંઘ સ્થાપન કર્યો. અને અમે ગમે ત્યારે ઇંગ્લંડ વિરુદ્ધ યુદ્ધ કરીશું એવું જાહેર કર્યું. આ જ વખતે આયર્લૅન્ડના લોકોએ પોતાને સ્વતંત્ર કરવાનો વિચાર કર્યો. આયર્લૅન્ડનાં લોકોએ સ્વયંસેવકોની ટુકડીઓ તૈયાર કરી અને જુદી જુદી ચળવળોની શરૂઆત કરી તેથી બ્રિટીશ લોકસભાને ઘણા રાજકીય નિર્બંધો કમી કરવા પડયા. પોતાને યશ મળે છે એવું જોઇને આયર્લૅન્ડના આગેવાન ગ્રેટને પોતાના દેશના હક્કોનું એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું અને તે આઇરિશ લોકસભામાં પસાર કરાવી લીધું. છેવટે પોતાની ઉપરના સંકટનું અવલોકન કરીને બ્રિટીશ લોકસભાએ કેટલાક કાયદાઓ રદ કરીને આયરિશ પાર્લામેન્ટને સ્વતંત્રતા આપી. આયર્લૅન્ડ પ્રમાણે હિંદુસ્તાનમાં પણ અંગ્રેજી રાજ્ય પર સંકટ આવ્યું. મરાઠા અને નિઝામની મદદ લઇને હૈદરઅલ્લી અંગ્રેજો પર ચઢી આવ્યો અને તેણે મદ્રાસ સુધીનો અંગ્રેજોનો મુલક ઉજ્જડ કરી નાંખ્યો. છેવટે વૉરન હૅસ્ટીંગ્સે પોતાની રાજનીતિથી અંગ્રેજી રાજ્યને તે કટોકટીના પ્રસંગમાંથી બચાવ્યું.

આવી રીતે ઇંગ્લંડ સપડાયલું હોવાથી અમેરિકામાંના પોતાના સેનાપતિને કોઈ પણ પ્રકારની મદદ કરવાનું બને તેમ ન હતું. તેવામાં ફ્રાન્સે બ્રિટીશ સેનાપતિ લૉર્ડ કૉર્નવૉલીસની સમુદ્ર પરની અને વૉશીંગ્ટને જમીન પરની હિલચાલ અટકાવીને તેને ગભરાવી નાંખ્યો. ત્યારે તે યૉર્કટાઉન આગળ અમેરિકનોને શરણ ગયો અને તેથી ઇંગ્લંડનો પરાજય થઈ અમેરિકા સ્વતંત્ર બન્યું. નૌકાયુદ્ધમાં ફક્ત અંગ્રેજોને સર્વત્ર વિજય મળતો હતો. એલીયટે જીબ્રાલ્ટરનું ઉત્તમ રીતે સંરક્ષણ કર્યું. જનરલ રૉડને ફ્રેન્ચોએ લીધેલા ઇસ્ટ ઇન્ડીઝ બેટોમાંનાં સર્વ ટાપુઓ પાછા જીતી

લીધાં અને ફ્રેન્ચોની નૌકાનો ઠેકઠેકાણે પરાજય કર્યો. છેવટે સર્વ યુરોપીઅન રાજ્યોએ ઇંગ્લંડ જોડે તહ કરીને યુદ્ધનો અંત આણ્યો (૧૭૮૩).

**Q. 63. Show how England was passing through a critical stage in 1780 ?**

ઉ:—(જવાબ માટે પાછલા પ્રશ્નનો બીજો પેરો જુઓ.)

**Q. 64. Describe the effects of the American War and state why America was successful ?**

ઉ:—પરિણામ: (૧) વસાહતો સંબંધની પહેલાની નીતિ (Old Colonial policy) રદ થઈ. (૨) અમેરીકનોને યુદ્ધમાં જય મળ્યો એ જોઇને તે યુદ્ધ પછી પાછા આવેલા ફ્રેન્ચ લોકોએ પોતાના દેશમાં જાગૃતિ ઉત્પન્ન કરી. ત્યાંના લોકોને રાજ્યક્રાન્તિ કરવાને ઉત્તેજન આપ્યું. (૩) અમેરીકા સ્વતંત્ર થવાથી અંગ્રેજી રાજ્યસત્તાને જબ્બર ફટકો લાગ્યો અને પ્રધાનમંડળના હાથમાં અધિકાર આવવાથી લોકસભાની સુધારણા થવી જોઇએ એવું લોકોને લાગ્યું. (૪) અમેરીકાની સાથે ચાલતો ઇંગ્લંડનો વેપાર ઓછો થયો અને અમેરીકા તથા ઇંગ્લંડ વચ્ચે શત્રુત્વ ઉત્પન્ન થયું. (૫) અમેરીકાનું એક નવું સ્વતંત્ર પ્રજાસત્તાક રાષ્ટ્ર નિર્માણ થવાથી લોકતત્વોનો વિજય થયો. (૬) ઇંગ્લંડ જેવા સુધરેલા રાજ્યનો અમેરીકા જેવું દુર્બળ રાજ્ય સમય આવે પરાજય કરી શકે છે એ વાતની લોકોને જાણ થઈ. (૭) બ્રિટનના નૌકાબળની પ્રતિષ્ઠા વિસ્તાર પામી. (૮) બ્રિટીશ સામ્રાજ્યનો વિસ્તાર થોડો ઘણો અટક્યો.

**અમેરીકાના વિજયના કારણો:**—(૧) ઇંગ્લંડમાંના લોકોને અમેરીકામાંના પોતાના સેનાપતિને યુદ્ધમાં ઉપયોગી એવા સાધનોની યોગ્ય વખતે મદદ આપતા ફાવ્યું નહીં. (૨) એકલા ઇંગ્લંડને ફ્રાંસ, સ્પેન, હૉલંડ, ડૅનમાર્ક, અમેરીકા વગેરે રાષ્ટ્રો સાથે લઢાઇમાં ઉતરવું પડયું. (૩) અમેરીકામાંના અંગ્રેજોના સેનાપતિ તદ્દન નાલાયક હતા. ત્રીજો જોર્જ અને તેના પ્રધાનોએ બધું કામ આ સેનાપતિઓને ન સોંપતાં તેમની હિલચાલમાં હાથ ઘાલ્યો. (૪) દર વર્ષે અમેરીકનોને જેમ જેમ અનુભવ થતો ગયો

તેમ તેમ તેઓ લડાઈનું કામ ઉત્તમ રીતે કરવા લાગ્યા. (૫) ફ્રાંસે અમેરીકામાં નૌકાસૈન્ય તથા પૈસા મોકલીને મદદ કરવાથી જ ઇંગ્લંડનો પરાજય થયો. (૬) લડાઈ ને વખતે ઇંગ્લંડનું ધ્યાન વહાણોની હિલચાલ તરફ વિશેષ હોવાને કારણે અમેરીકાને જમીન પર જય મેળવવો સ્હેલ થઈ પડયો. (૭) જોર્જ વૉશીંગ્ટને ધીમેથી, અડગતાથી અને પોતાની લશ્કરી કુશળતાથી અમેરીકાને યશ મેળવી આપ્યો. ઇંગ્લંડમાંના લોકોને લડાઈની ખરી પરિસ્થિતિ સમજવાથી તેમને યુદ્ધ બંધ કરવું જોઇએ એમ લાગ્યું તેથી તેમનું યુદ્ધ તરફનું ધ્યાન ઓછું થયું. આ બધા કારણોને લીધે અમેરીકાને યુદ્ધમા જય મળ્યો.

**Q. 65. Describe the Home-policy of younger Pitt before and after the French Revolution.**

**ઉ:—સને** ૧૭૮૩માં ફૉકસ અને નૉર્થનું વ્હીગ પ્રધાનમંડળ ભાંગી પડ્યા પછી તરૂણ પિટ મુખ્ય પ્રધાન થયો. તેની પહેલી ઉત્તમ કામગીરીમાં તેણે હિંદુસ્તાન સંબંધનું એક બીલ લોકસભામાં પસાર કરાવી લીધું. આ બીલથી એક નવું **નિયામકમંડળ** નિર્માણ કરવામાં આવ્યું અને વેપાર સંબંધની બાબતમાં ઈ. ઈ. કંપનીને પૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવી. સને ૧૭૮૫માં તેણે લોકસભાની સુધારણા સંબંધનું એક બીલ લોકસભા આગળ મૂક્યું પરંતુ તે પસાર થયું નહીં. ગુલામગીરી બંધ કરવા માટે ચાલેલી ચળવળને તેણે ઉત્તેજન આપ્યું. ૧૭૮૫માં હેસ્ટીંગ્સ પર કામ ચાલ્યું પરંતુ છેવટે તેને છોડી મૂકવામાં આવ્યો.

**પિટના આર્થિક સુધારાઓ ઘણા પ્રસિદ્ધ છે.** ઍડમસ્મિથના "વેલ્થ ઑફ નેસન્સ" નામના પુસ્તકનો તેણે પુર્ણપણે અભ્યાસ કર્યો હતો. ખુલ્લો વેપાર તેને કબુલ હતો. તે પ્રમાણે તેણે ચહા, સ્પિરિટ, તંબાકુ વગેરે જીવનને અત્યંત જરૂરની ચીજો પરનો કર કાઢી નાંખ્યો. એના પરિણામથી વેપારમાં થતી ચોરીઓ બંધ થઈ.

ઉપરની વસ્તુઓની કિંમત કમી થવાથી ગરીબ પ્રજાને ફાયદો થયો અને સરકારનું જકાતમાંથી થનારૂં ઉત્પન્ન વેપાર વધવાથી વધ્યું અને પિટ બીજી વસ્તુઓ પરનો કર કમી કરી શક્યો. તેણે વેપારી મંડળની

(Board of Trade) પુનર્રચના કરી અને કર વસુલ કરવાની પદ્ધતિમાં સુધારણા કરીને અંતર્ગત્ વેપાર પર કર નાંખવાની એવી નવીન પદ્ધતિ તેણે શરૂ કરી. સરકારનો ખર્ચ ઘણો થાય છે એમ કહી તેણે કરકસરની નીતિ હાથ લીધી. રાષ્ટ્રીય કરજનો બોજો ઇંગ્લંડ પર ઘણો જ થયો હતો તેથી રાષ્ટ્રીય કરજ પતાવવા માટે એક નવું ફંડ (Sinking Fund) તેણે સ્થાપન કર્યું આ ફંડમાં દર વરસે દશ લાખ પૌંડ શિલક રાખીને તેના વ્યાજમાંથી રાષ્ટ્રીય કરજ પતાવવું એવું તેણે ઠરાવ્યું. આ તેના કાર્યથી સરકાર પરનો લોકોનો વિશ્વાસ બેવડો થયો અને વેપારને સ્થિરતા મળી. આગળ ઉપર તેને દેશમાં સોના નાણાંની અછત દેખાવા લાગવાથી તેણે ચલણી નોટોની પદ્ધતિ શરૂ કરી અને પૈસાને ઠેકાણે નોટો આપવાનો હુકમ તેણે લંડન બૅંકને કર્યો. સને ૧૭૮૫માં તેણે આયર્લૅંડ સાથે ખુલ્લા વેપારના તત્વ પર એક તહ કર્યો.

પિટના વિશેષ સ્મરણિય કાર્યો:—(૧) રીજન્સી બીલના વખતની તેની કામગીરી. (૨) આયર્લૅંડ અને ઇંગ્લંડનું એકીકરણ. સને ૧૭૯૫માં ત્રીજો જ્યોર્જ ગાંડો થયો ત્યારે તેના છોકરાને રીજન્ટ નીમવા માટે ફૉકસે ચળવળ કરી. ફૉકસનું કહેવું એવું હતું કે "રાજપુત્રને રાજપદ (રીજેન્સી) મળવું એ તેનો જન્મસિદ્ધ હક્ક છે" પરંતુ એ વાત પિટે કબુલ રાખી નહીં. તેણે "રાજપુત્રને અગર બીજા કોઇને પણ રીજન્ટ નીમવાનો હક્ક લોકસભાનો છે" એવું જાહેર કર્યું. આથી રાજપદનો આધાર ચુંટણી પર છે એવું તત્વ સ્થાપન થયું.

(૨) પિટે આયરીશ અને બ્રિટિશ લોકસભાનું એકીકરણ કર્યું. (૧૮૦૦). (પ્રશ્ન ૭૩મો જુઓ.)

ફ્રાંસમાં રાજ્યક્રાન્તિ થઈ તે પહેલાં જ ખુલ્લા વેપાર સંબંધનો એક તહ તેણે ફ્રાંસ સાથે કર્યો હતો (૧૭૮૬). આથી રાજ્યક્રાન્તિ પછી બન્ને દેશોમાં સુલેહશાંતિ રહેશે એવું તેને લાગ્યું. રાજ્યક્રાન્તિને અનુકૂળ તેનો અંદરખાને મત હતો પરંતુ તેણે તે બહાર પડવા દીધો નહીં. ફ્રેન્ચ રાજ્યક્રાન્તિનું ખરાબ પરિણામ જ્યારે ઇંગ્લંડમાં પણ તેને દેખાવા લાગ્યું

ત્યારે તેણે નીચેના કાયદાઓ પસાર કર્યા: સને ૧૭૯૩માં એલીયન એક્ટ પસાર કરીને પરદેશી લોકો પર દેખરેખ રાખવાનો અગર વખત આવ્યે તેમને હાંકી કાઢવાનો અધિકાર સરકારને આપ્યો. તે જ વરસે તેણે રાજદ્રોહી પત્રવ્યવહાર સંબંધનું એક બીલ પસાર કર્યું. સને ૧૭૯૪માં તેણે હૅબીયસ કોરપસ એક્ટ તહકુબ રાખ્યો. ૧૭૯૫માં સભાબંધીનો કાયદો પસાર કર્યો અને તે જ વખતે લોકસભાના સુધારા વિષેનું એક બીલ આવેલું છતાં તેણે તેનો વિરોધ કર્યો. આવી રીતે ઇંગ્લંડમાં જુલ્મી રાજ્ય શરૂ કરીને પિટે રાજ્યક્રાન્તિમાંથી પોતાના દેશનો બચાવ કર્યો.

**Q. 66 Describe the Industrial Revolution and state its effects upon England.**

ઉ:—ઔદ્યોગિક ક્રાન્તિનો કાળ ૧૮મા સૈકાનો ઉત્તરાર્ધ હતો. આ કાળમાં ઉદ્યોગ ધંધાની અતિશય વૃદ્ધિ થઇ. પહેલા ઇંગ્લંડ ખેતીપ્રધાન સ્હેજસ્હાજ દેશ હતો. અને ઉનનું કાપડ, સુતરાઉ કાપડ તૈયાર કરવાના છુટા છવાયા ઘરગથ્થુ ધંધાઓ દેખાતા હતા; પરંતુ આ કાળમાં ઇંગ્લંડનું સામ્રાજ્ય વધ્યું અને તેથી ઇંગ્લંડે ઘણા નવીન બજારો કબજે કર્યા. નવા દેશોમાંથી જે માણે સોનું, ચાંદી અને બીજો વેપારી માલ આવવા લાગ્યો તે પ્રમાણે તે દેશમાંથી ઇંગ્લંડના માલની જોસભેર માંગણી થવા લાગી ત્યારે પોતાના દેશનો માલ વધારે ખપવાની મહત્ત્વાકાંક્ષાથી ઇંગ્લંડના વેપારીઓએ ઘણી નવીન શોધો કરીને પોતાના ઉદ્યોગધંધામાં ક્રાન્તિ કરી. પહેલાંનો ખેતીપ્રધાન દેશ હવે ઉદ્યોગ ધંધા માટે પ્રસિદ્ધ થયો અને તે દેશમાં લક્ષ્મીએ વાસો કર્યો. આ કારણે જ ઇંગ્લંડને અમેરીકાના યુદ્ધ વખતે અને આગળ ઉપર નેપોલીઅન જોડે થયેલા યુદ્ધમાં જોરથી લડતા ફાવ્યું.

**વણતરકળામાંની શોધ:**—સને ૧૭૬૧માં "ફ્લાઇંગ શટલ"નો ઉપયોગ થવા લાગ્યો. સને ૧૭૬૭માં હર્ગ્રીવઝે સુતર કાંતવાનું એક યંત્ર શોધી કાઢ્યું; તેથી કરીને પહેલાના કરતા આઠગણું સુતર નીકળવા લાગ્યું. પછી ૧૭૭૦માં આર્કરાઇટે પાણીની મદદથી ચાલનારૂં સુતર કાંતવાનું એક યંત્ર શોધી કાઢ્યું. સને ૧૭૭૯ ક્રોમ્પ્ટને ઉપરના બન્ને યંત્રોને એકઠા

ફરી એક નવીન યંત્ર શોધી કાઢ્યું. તેની મદદથી એકી વખતે પુષ્કળ દોરા નીકળવા લાગ્યા. તે પછી કાર્ટ રાઇટે ૧૭૮૫માં વરાળ શક્તિથી ચાલનારી શાળ શોધી કાઢી. આ નવીન યંત્રથી, સુતર વણવાથી, તે ઠેઠ કાપડ તૈયાર થાય ત્યાંસુધી કાપડ વણાવા લાગ્યું.

આ પ્રમાણે વણુતર કળામાં શોધ થતી હતી ત્યારે જેમ્સ વૅટને સને ૧૭૬૯માં સ્ટીમ એન્જીન શોધી કાઢ્યું. આ નવીન યંત્રનો કારખાના-ઓમાં પુષ્કળ ઉપયોગ થવા લાગ્યો. નવીન યંત્રોની ઘણી માંગણીઓ થવા લાગી અને એ યંત્રો લોખંડના બનાવતા હોવાથી લોખંડની માંગણી પણ ઘણી થવા લાગી. તે જ સુમારમાં કોલસાની ખાણોની શોધ થઇ અને એ કોલસા લોખંડનો રસ કરવામાં ઘણા ઉપયોગી છે એવી પણ શોધ થઈ. આથી કોલસા, ખાણોમાંથી કાઢવાનો ધંધો શરૂ થયો અને દેશમાં યંત્રો બનાવવાના કારખાનાઓ મોટા પ્રમાણમાં નીકળવા લાગ્યાં. થોડા વખતમાં લૅંકેસ્ટર વણુતર કામમાં, યૉર્કશાયર ઉનના કપડા માટે પ્રખ્યાત થયું અને ઉત્તર ઇંગ્લંડ લોખંડ માટે તથા કોલસા માટે અને મધ્ય ઇંગ્લંડ યાંત્રિક કારખાનાઓ માટે પ્રસિદ્ધ થયું.

સરકારે પણ માલ લાવવા લઈ જવા માટે ઉપયોગી નવા માર્ગો અને સડકો કરી. તેજ પ્રમાણે અનેક નહેરો ઠેક ઠેકાણે ખોદાવી અને માલ લાવવા લઈ જવામાં તેમનો ઘણો ઉપયોગ થવા લાગ્યો. ઔદ્યોગિક ક્રાન્તિની સાથે ખેતીનો ધંધો પણ વધવા લાગ્યો પરંતુ ધાન્ય, વધતી જતી વસ્તીને પુરૂં પડે તેટલું ન હતું.

**પરિણામ:**—ઔદ્યોગિક ક્રાન્તિ એક રીતે ઇંગ્લંડને ફાયદાકારક નીવડી અને બીજી બાજુથી તે નુકસાનકારક લાગી. ક્રાન્તિથી ઇંગ્લંડમાં કારખાના-વાળાઓનો એક શ્રીમંત વર્ગ ઉત્પન્ન થયો. વેપાર વધવાથી તે રાષ્ટ્ર પૈસાદાર બન્યું. દેશમાં કારખાનાની સંખ્યા વધવાથી કામદાર વર્ગની વૃદ્ધિ થઈ. જુદા જુદા નવા ધંધાઓની ઉન્નતિ અને વૃદ્ધિ થવાથી વેપાર વધ્યો. પહેલાનાં ગામડાઓની જગ્યાએ નવા મોટા શહેરો સ્થપાયાં અને શહેરોના ગામડાંઓ બન્યા. તેજ પ્રમાણે ઉદ્યોગ ધંધાનું ક્ષેત્ર દક્ષિણ

ભાગમાંથી નીકળી ઉત્તર ભાગમાં જવાથી ત્યાં પણ પાર્લામેન્ટના સુધારાની ચળવળ જોસભેર ચાલુ થઈ. નાશ પામેલા ગામડાઓનો પ્રતિનિધિ મોકલવાનો અધિકાર પાછો લઈ તે નવા શહેરોને આપવો આવું લોકોને લાગ્યું. ઇંગ્લંડમાંના ધરગથ્થુ ધંધાઓ તદન બેસી ગયાં અને તે ધંધાઓ ઉપર જીવન ચલાવનારાઓ ભીખ માગવા લાગ્યા. આથી બેકારીનો પ્રશ્ન ઉત્પન્ન થયો. ઇંગ્લંડની લોકસંખ્યા ઘણી જ વધવા લાગી. સ્વતંત્ર ખેડુત વર્ગ નામશેષ થઈને મજુર બન્યો. મધ્યવર્ગના લોકોનું રાજકીય અને સામાજીક મહત્ત્વ વધ્યું.

**Q. 97. Describe the foreign policy of younger Pitt and say how far he was successful as a War Minister ?**

ઉ:—ફ્રાન્સમાં રાજ્ય ક્રાન્તિ થતા પહેલાં પિટે તે દેશ સાથે ખુલ્લા વેપારના તત્ત્વ પર એક મૈત્રિનો કરાર કર્યો હતો (૧૭૮૬) અને તે પ્રમાણે બન્ને રાષ્ટ્રોએ પોતાની જકાત ઓછી કરવાનું ઠરાવ્યું હતું. વળી ૧૭૮૮માં પિટે હોલંડ સાથે એક સ્વતંત્ર તહ કરીને હોલંડનું, પરચક્રમાંથી સંરક્ષણ કરવાનું તેણે કબુલ કર્યું. સપ્તવાર્ષિક યુદ્ધ પછી ઇંગ્લંડ એકલું રહ્યું હતું. તેથી કોઈ પણ મિત્રરાષ્ટ્ર મેળવવાના હેતુથી અને રશિયાના પૂર્વ તરફની મહત્ત્વાકાંક્ષાને અટકાવવાના હેતુથી પિટે સને ૧૭૮૮માં ઇંગ્લંડ, હોલંડ, પ્રશિયાનું એક મિત્રમંડળ બનાવીને યુરોપમાં બલસમત્વ ( Balance of Power ) રાખવાનો યત્ન કર્યો.

સને ૧૭૮૦માં ફ્રાન્સમાં રાજ્યક્રાન્તિ થઈ અને ફ્રાન્સની બીજા રાજ્યો પર સ્વારીઓ થવા લાગી. સને ૧૭૯૩માં ફ્રાંસે હોલંડ પર હલ્લો કર્યો. ત્યારે વચન આપ્યા પ્રમાણે પોતાની મરજી વિરુદ્ધ પિટને ફ્રાન્સ સાથે યુદ્ધ કરવું પડયું તેવી જ રીતે ક્રાંતિકારક ફ્રાન્સ વસાહતો ઉપર હલ્લો કર્યા સિવાય રહેશે નહીં એવું પણ તેને લાગ્યું. તેથી ફ્રાન્સ સામે યુદ્ધ જાહેર કર્યા પછી સને ૧૭૯૩માં પિટે પોતાનું પ્રથમ મંડળ સ્થાપન કર્યું. આ મંડળમાં ઇંગ્લંડ, ઑસ્ટ્રિયા, પ્રશિયા, સ્પેન, હોલેંડ અને સાર્ડીનીઆ વગેરે રાષ્ટ્રો સામેલ હતા. આ સંઘ સ્થાપન

કરવામાં પિટના મુખ્ય હેતુ યુરોપમાં બલસમત્વ રાખવાનો હતો. તે જ પ્રમાણે મંડળમાંના રાજાઓને પૈસાની મદદ કરીને તેમને ફ્રાન્સ સામે જોસભેર યુદ્ધ કરવાની પોતાના બાપની નીતિ તેણે અખત્યાર કરી; પરંતુ એ મંડળ વધારે વખત ટકયું નહીં. મંડળમાં સામેલ થએલા ઑસ્ટ્રિઆ જેવા બલવાન રાષ્ટ્રનો નેપોલિયને ૧૭૯૭માં કેપોફોર્મીઓ આગળ પૂર્ણ પરાજય કર્યો અને તે રાષ્ટ્રને તેણે ફોડયું. પછી ફ્રાન્સે, હોલેંડ, સાર્ડીનીઆ, પ્રશિયા અને સ્પેન જીતીને તેને પણ સંઘમાંથી છૂટા પાડ્યા. છેવટે રહ્યું ફક્ત ઇંગ્લંડ. તે રાજ્યે ફક્ત પોતાના નૌકાબળના જોર પર ફ્રાન્સને દાદ દીધી નહીં.

સને ૧૬૯૯માં નેપોલિયન યુરોપમાં નથી એવું જાણી પિટે, ઇંગ્લંડ, રશિયા, ઑસ્ટ્રિયા, અને તુર્કસ્તાનના દેશોને બીજો સંઘ સ્થાપન કર્યો. આ સંઘે શરૂઆતમાં ફ્રાન્સનો પરાજય કરીને ઉત્તમ કામ કર્યું; પરંતુ પછી જ્યારે નેપોલિયન યુરોપમાં આવ્યો ત્યારે તેણે ઑસ્ટ્રિયા અને પ્રશિયાનો પરાજય કર્યો. ૧૮૦૦માં હૅાઇનિલીડનની લડાઈ પછી એ કરાર ભાંગી પડયો. તે પછી પિટે ફ્રાન્સ સાથે ૧૮૦૨માં આમીન્સ આગળ એક તહ કર્યો પણ તે કોઇએ પાળ્યો નહીં અને યુદ્ધની ફરીથી શરૂઆત થઈ.

પિટ ફરીથી મુખ્યપ્રધાન થયો ત્યારે તેણે ૧૮૦૫માં ત્રીજો સંઘ સ્થાપન કર્યો. આ સંઘમાં ઇંગ્લંડ, રશિયા અને ઓસ્ટ્રિયા સામેલ થયા હતા. આ વખતે ઓસ્ટ્રિયા અને પ્રશિયાના રાષ્ટ્રોને ફ્રાંસ સામે જમીન પર લડાઈ કરવા માટે પુષ્કળ ખંડણી આપવાનું પિટે કબુલ કર્યું હતું. સને ૧૮૦૫માં નેપોલિયને ઓસ્ટ્રિયાનો અને રશિયાનો ઑસ્ટરલીટ્ઝ આગળ પરાજય કરવાની બાતમી પિટને મળતાં જ તેના પગ ભાંગી પડયા. નેપોલિયનના આ વિજયથી પિટનો ત્રીજો સંઘ પણ પડી ભાંગ્યો. અને તેના આઘાતથી થોડા દિવસમાં પિટ મરણ પામ્યો. (૧૮૦૬).

**યુદ્ધમંત્રી તરીકેની પિટની કામગીરી** ઓછા દરજ્જાની છે. ફ્રેન્ચરાજ્યક્રાન્તિનો ખરો અર્થ તે સમજી શકયો નહીં. શરૂઆતમાં યુદ્ધ એ ચાર મહિના ટકશે એવું તેને લાગ્યું આગળ ઉપરના અનિષ્ટની તેને કલ્પના પૂર્ણપણે ન હોવાથી યુદ્ધની તૈયારી કરતાં ફાવ્યું નહીં. પોતાના પિતા

પ્રમાણે પોતે જન્મસિદ્ધ યુદ્ધમંત્રી ન હોવાથી અને તેનો સ્વભાવ મૂળથી જ શાંતિપ્રિય હોવાથી તેને યુદ્ધમંત્રી તરીકે જે યશ આવવો જોઈએ તે આવ્યો નહીં. યુદ્ધખાતામાં તેણે નીમેલા માણસો નાલાયક નીવડયા. એ છતાં પણ તેને વધારે યશ મળી શકયો હોત; પરંતુ તેણે શરૂઆતથી તે છેવટ સુધી યુદ્ધ સંબંધમાં એક જ નીતિ હાથ ધરી નહીં. તેને અપ્રિય એવા કામમાં તેને આશરે ૧૦ વર્ષો કાઢવા પડયા; આથી તેને પુષ્કળ અપયશ મળ્યો. નેપોલીઅન જેવા જગવિખ્યાત યુદ્ધ વિશારદની સાથે તેને લડવાનું હતું એ વાત ધ્યાનમાં રાખી પોતાની કામગીરી બજાવતા ધૈર્ય, અડગપણું, દૃઢનિશ્ચય વગેરે પોતાના ગુણોથી તેણે પોતાના રાષ્ટ્રમાં જે ચેતન અને જે આત્મવિશ્વાસ ઉત્પન્ન કર્યાં તે અપૂર્વ હતાં. યુદ્ધમંત્રી તરીકે તેની આ એક જ કામગીરી અમૂલ્ય થઈ પડી અને આથી જ ઇંગ્લંડને પોતાનો તેમજ યુરોપનો બચાવ કરવાને ઉત્તેજન મળ્યું.

**Q. 68. Compare the two Pitts as war and peace Ministers? Point out the common features of their characters.**

ઉ:—મહાન્ પીટ, સપ્તવાર્ષિક યુદ્ધમાં યુદ્ધમંત્રી તરીકે કરેલા કામથી, વિશેષ પ્રખ્યાત થયો છે. (પ્રશ્ન ૫૨મો જુઓ) તરૂણ પીટ શાંતિના વખતે તેણે કરેલા અનેક સુધારાઓ માટે વિશેષ પ્રસિદ્ધિ પામ્યો છે (પ્રશ્ન ૬૫મો જુઓ) મહાન્ પિટે યુદ્ધ વિષયક ઉગ્ર ધોરણ સ્વીકારીને ઇંગ્લાંડનો અનેક સંકટોમાંથી બચાવ કરી, બ્રિટીશ સામ્રાજ્યની સ્થાપના કરી; બીજાએ અંતર્ગત્ કારભારમાં પ્રબળ રાજનીતિ ચલાવીને દેશની આર્થિક અને રાજકીય સુધારણા કરી રાજ્યકારભાર વ્યવસ્થિત કર્યો. મહાન્ પીટની પરરાષ્ટ્રીય નીતિ ઉગ્ર સ્વરૂપની હતી ત્યારે પીટની પરરાષ્ટ્રીય નીતિ શાંતિ અને સમાધાન કરવા તરફ દોરાતી. મહાન્ પીટે શાંતિ વખતે દેશની કાંઈપણ સેવા બજાવી નથી એમ કહીએ તો ચાલે. અમેરીકન વસાહતો પ્રત્યે તેનું ધોરણ ઉદાર અને સહાનુભૂતિવાળું હતું. જે પ્રમાણે મહાન્ પીટની યુદ્ધ વિષયક કામગીરી શ્રેષ્ઠ દરજ્જાની થઈ તે જ પ્રમાણે

તરૂણુ પીટની શાંતિના વખતની કામગીરી શ્રેષ્ઠ દરજ્જાની ગણાય છે. તેને નેપોલિયન જેવા પ્રબળ શત્રુ સાથે લડવાનું હોવાથી તેને તે કામમાં જોઇએ તેવો યશ મળી શકયો નહીં. (પ્રશ્ન ૬૭મો જુઓ.)

બન્ને નિઃસ્વાર્થી અને પ્રમાણિક હતા અને બન્નેમાં પ્રજાનો સંપૂર્ણ વિશ્વાસ હતો. પોતાના હાથમાં સર્વ સત્તા ટકાવવા તેમણે લાંચ રૂશ્વત આપવાનો માર્ગ કદી પણ સ્વિકાર્યો નથી. બન્ને કર્તબગાર ઉદાર અને પ્રજાના માનીતા હતા. બન્ને દેશાભિમાની હોઇ તેમને પોતાના દેશમાં અને તેની શક્તિમાં પૂરેપૂરો વિશ્વાસ હતો. બન્ને જણુ ઉત્તમ વક્તા હતા અને પોતાના ભાષણુથી શ્રોતાઓ ઉપર પોતાની છાપ પાડી શકતા.

**Q. 69. Describe the causes of the French Revolution and state its effects on England.**

ઉ:—સને ૧૭૮૯માં ફ્રાંસમાં રાજ્યક્રાન્તિનો જે ધડાકો થયો તેના તાત્કાળિક કારણો ગમે તે હોય તોપણ તેના આગલા પાછલા કારણોને પરસ્પર સંબંધ હતો. ફ્રાંસમાંની રાજસત્તા ૧૪મા લુઈ પછી તદ્દન કમજોર થઇ હતી. રાજા હંમેશાં પોતાની અને મોજશોખમાં મશગુલ હોવાથી તેનાથી પોતાના કર્તવ્યો બજાવાતા ન હતા. રાજાના ખર્ચાળુ સ્વભાવને લીધે અને યુદ્ધમાં અતિશય પૈસાનો ખર્ચ થવાથી સરકાર દેવાળીઆ બની. તેમાં સરકારે પ્રજા પરનો કર વધાર્યો તેથી લોકોમાં અસંતોષ ફેલાયો અને રાજા પરનો અને સરકાર પરનો તેમનો વિશ્વાસ ઉઠી ગયો.

ફ્રાન્સમાં તહેનાતિ સૈન્યની પદ્ધતિ ચાલુ હોવાથી જ્યાં ત્યાં તહેનાતિ સૈન્ય રાખનારા અમીર ઉમરાવો દેખાતા હતા. આ અમીર ઉમરાવોને વિશેષ છૂટછાટો અને વધુ હકકો હતા અને તેમનાથી રાજ્ય કારભારનું તેમજ સમાજ વ્યવસ્થાનું કામ થતું ન હોવા છતાં તેઓ કર આપતા નહિ. તેમને જ રાજ્યમાં બહુ માનની જગ્યાઓ મળતી હતી. એ સરદારો પોતાના આશ્રિતો પાસે પોતાનાં ઘરનાં (દળવા, ખાંડવાના વગેરે) અને ખેતરમાંના કામો મફત કરાવી લેતા અને તેમના પર જાતજાતના જુલમો કરતા. ગરીબ પ્રજાને નીચોવી નાંખી તેમના ઉત્પનનો ઘણોખરો

ભાગ આ સરકારો જાતજાતના કરોના સ્વરૂપમાં કઢાવતા. આ બધા કારણોને લીધે રૈયત તદ્દન કંટાળી ગઈ હતી.

સરદારો પ્રમાણે ધર્મગુરૂઓ પણ રૈયતને કનડતા હતા. આ ધર્મગુરૂઓ ચર્ચની વ્યવસ્થા માટે ધાર્મિક કરો રૈયત પર નાંખતા. આ ધર્મગુરૂઓ પણ કરમુક્ત હતા. તેમનું વિલાસી જીવન લોકોને બિલકુલ પસંદ ન હતું. તેમના ખરાબ વર્તન માટે લોકોમાં તેમના વિષે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો.

એકંદર રીતે જોતાં ગરીબ રૈયતને સર્વ પ્રકારનો જુલમ સહન કરવો પડતો. બધી જાતના કરો આપી તેમને પોતાનું ગુજરાન પોતાની પ્રાપ્તિના ૧/૫ ભાગમાંથી જ કરવું પડતું ફક્ત મધ્યમ વર્ગ જ સારી સ્થિતિમાં હતો અને વેપારમાં મેળવેલા પૈસા તે વર્ગ સધન હતો.

આવી સ્થિતિમાં વૉલ્ટર, રુસો, ડિડેરૉટ વગેરે લેખકોએ અને તત્ત્વવેત્તાઓએ પોતાના લેખોથી દેશમાં અપૂર્વ જાગ્રતિ ઉત્પન્ન કરી. વૉલ્ટરે ધર્માધિકારીઓના દુરાચરણો પર અને વિલાસી જીવન પર, લોકોના ગાંડા અને મૂર્ખ જેવા આચાર વિચારો પર અને ખોટી સમજ પર, પોતાના કડક લેખો વડે વિચારક્રાંતિ ઉત્પન્ન કરી રૂસોએ પોતાના લેખોથી લોકોના સામાજીક અને રાજકીય આચારવિચારોમાં ક્રાંતિ કરી.

આ બધી વાતો લોકોને સમજાઈ ત્યારે લોકોમાં ખૂબ જાગ્રતિ આવી. અમેરીકાએ સ્વતંત્રતા મેળવવીને ઉપજાવેલો તાજો દાખલો સર્વની આંખ આગળ જ હતો; આપણે પણ એક વખત પ્રયત્ન કરીને આપણો છુટકારો કરી લેવો અને આપણા સંકટો દૂર કરવા એવા નવીન વિચાર ફ્રેન્ચ લોકોના મનમાં આવવા લાગ્યા. તેવામાં ૧૭૮૮ના દુકાળે પુષ્કળ ફ્રેન્ચ લોકોને યમસદન મોકલી દીધા. સરકારની આર્થિક સ્થિતિ તદ્દન બગડેલી હોવાથી આ સંકટમાંથી પ્રજાનું સંરક્ષણ તેનાથી કરી શકાયું નહીં તેથી આટલા દિવસ પ્રજવળતો અસંતોષનો અગ્નિ એકદમ ભભૂકી ઉઠયો અને તેનો દાવાનળ આખા ફ્રાંસમાં ફેલાયો. (૧૭૮૯)

(પ્રશ્નના બીજા ભાગના ઉત્તર માટે ૭૦મો પ્રશ્ન જુઓ.)

**Q. 70. Describe the attitude assumed by parties in England towards the French Revolution.**

ઉ:—ફ્રાંસમાં રાજ્યક્રાન્તિ થઇ એવું સાંભળી વ્હીગ લોકોને અતિ આનંદ થયો. જુલ્મી રાજાઓના તડાકામાંથી છૂટવાથી ફ્રેન્ચ લોકો ખરી સ્વતંત્રતાનો હવે ઉપયોગ કરી શકશે એવું તેમને લાગ્યું. એવી રીતે ફ્રાંસમાં પણ ઇંગ્લંડ પ્રમાણે લોકનિયત્રિત રાજ્યપદ્ધતિ શરૂ થવાથી ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચેનું હાડવેર નાશ પામી તે દેશો વચ્ચે સુલેહ રહેશે એવું તેઓને લાગ્યું. તેમના આગેવાન ફૉક્સે તો ફ્રાંસમાંની રાજ્યક્રાન્તિની સ્તુતિ કરી અને દુનિયાના ઇતિહાસમાં આ એક અપૂર્વ વાત બની એવું તે કહેવા લાગ્યો. ફૉક્સના વ્હીગ અનુયાયીઓએ ફ્રેન્ચ રાજ્યક્રાન્તિથી ઉત્પન્ન થએલા સમાનતા, સ્વાતંત્ર્ય, અને વિશ્વબંધુત્વોના તત્વોના પ્રચાર કરવા માટે કેટલીક કલબો સ્થાપી. પરંતુ ફૉક્સ પ્રમાણે બર્ક, ફ્રેન્ચ રાજ્યક્રાન્તિથી આનંદિત થયો નહીં. તેણે ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ એ એક અત્યંત અનિષ્ટ વાત બની છે એવું લોકોને જાહેર કર્યું. તેણે "ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ સંબંધના વિચારો" નામનું પુસ્તક પ્રસિદ્ધ કરીને રાજ્યક્રાન્તિ વિરુદ્ધ પોતાનો મત જાહેર કર્યો.

ટોરીપક્ષનો આગેવાન અને ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન પિટ હતો. તેણે માત્ર પોતાનો મત લોકોને સ્પષ્ટતાથી જણાવ્યો નહીં. ટુંકામાં તેને ફ્રેન્ચ રાજ્યક્રાન્તિનો અર્થ ન સમજાવાથી તેને તટસ્થ જ રહેવું પડયું. શરૂઆતમાં જો કે તેની ફ્રેંચ રાજ્યક્રાંતિ સંબંધમાં અંદરખાને સહાનુભુતિ હતી તોપણ પાછળથી તેના વિચારો બર્કના જેવા થયા અને તેણે તે રાજ્યક્રાંતિની પુનરાવૃત્તિ ઇંગ્લંડમાં ન થાય તે માટે જુલ્મીપણાની શરૂઆત કરી.

ઇંગ્લંડમાં આવી પરિસ્થિતિ હોવાથી અંગ્રેજોનું લક્ષ ફ્રાન્સ તરફ લાગી રહ્યું હતું: તેથી ક્રાંતિકારક લોકોએ ફ્રાન્સમાં કરેલા અનન્વિત પ્રકારો, તેઓએ કરેલી નિરપરાધી લોકોની કતલ અને છેવટે તેઓએ રાજા અને રાણીનું અમાનુષિપણે કરેલું ખૂન વગેરે બાબતોથી વ્હીગ લોકોનો પહેલાંનો રાજ્યક્રાંતિ તરફનો અનુકૂળ મત બદલાવા લાગ્યો. સુપ્રસિદ્ધ કવિ વર્ડ્ઝવર્થે પેરિસમાં જઈ ત્યાંની પરિસ્થિતિ નિહાળ્યા પછી પોતે ક્રાંતિ વિરુદ્ધ છે એમ દર્શાવ્યું. છેલ્લે છેલ્લે તો અંગ્રેજ લોકોની મનઃ પ્રવૃત્તિ ફ્રેન્ચ રાજ્યક્રાંતિની

એટલી બધી વિરુદ્ધ થઈ કે ડૉ. પ્રીસ્ટલેએ બૅસ્ટિલ તુરંગ ફોડવા સંબંધમાં પોતાના ઇષ્ટમિત્રોને આપેલી મીજબાનીથી બાર્મિંગહેમના લોકોએ તેનું ઘર જમીનદોસ્ત કર્યું. આટલે દરજ્જે વાત પહોંચી તોપણ ફૉક્સે અને તેના મુઠીભર અનુયાયીઓએ પોતાનો મત બદલ્યો નહીં તેથી તેઓ લોકોને અપ્રિય થયા અને લોકોએ પિટને સંપૂર્ણ ટેકો આપ્યો.

**Q. 71. How did the French Revolution affect the home and foreign policy of Pitt.**

ઉ:—( પિટના અંતર્ગત કારભાર પર ફ્રેન્ચ રાજ્યક્રાન્તિથી થએલા પરિણામ માટે પ્રશ્ન નંબર ૬૫ના છેવટના પેરામાં જુઓ. )

પરરાષ્ટ્રીય બાબતમાં તે વૉલપોલનો અનુયાયી હતો એમ કહેવામાં કંઈ પણ હરકત નથી. બને ત્યાંસુધી શાંતિ અને ખુલ્લા વેપારના તત્વ પર જુદા જુદા યુરોપીઅન રાષ્ટ્રોના સંઘ બનાવવા, એવો તેનો સ્પષ્ટ મત હતો અને પોતાના મત પ્રમાણે ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ પહેલા ફ્રાંસ, આયર્લેંડ, હોલેન્ડ, પ્રશિયા વગેરે દેશોનો એક મિત્રસંઘ તેણે બનાવ્યો હતો; પરંતુ ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ પછી તેને અપ્રિય એવી અશાંતિની અને લડાઇની નીતિનું અવલંબન કરવાની જરૂર પડવાથી ફ્રાંસ સાથે મરતાં સુધી લડવું પડયું; પરંતુ હાથ ધરેલા આ કામમાં તેને યશ પ્રાપ્ત થયો નહીં તેનું મુખ્ય કારણ તે જન્મસિદ્ધ યુદ્ધમંત્રિ ન હતો એ જ હતું.

(વધારે માહિતી માટે પ્રશ્ન નંબર ૬૭નો છેવટનો પેરો જુઓ.)

**Q. 72. Give the causes of the Peninsular War and explain how it contributed to the overthrow of Napaleon?**

ઉ:—નેપોલીઅને બર્લીનમાંથી પોતાનું પ્રખ્યાત બર્લીનફરમાન (બર્લીન ડીક્રીઝ) કાઢયું; પરંતુ તે ફરમાન માટે પોર્ટુગલે પોતાની નાખુશી દર્શાવી. વેપાર સારૂ પોતાના બંદરો અંગ્રેજો માટે બંધ કરવાની અને અંગ્રેજ વેપારીઓનો માલ જપ્ત કરવાની પોર્ટુગલના રાજાએ સાફ ના પાડી. આથી નેપોલીઅનને અત્યંત ક્રોધ ચઢયો. તેણે સ્પેનના રાજા સાથે એક ગુપ્ત કરાર કરી બન્નેએ મળી પોર્ટુગલ પર સ્વારી કરવી અને

પોર્ટુગલનું રાજ્ય વહેંચી લેવું એવું ઠરાવ્યું. તે પ્રમાણે છેવટે ફ્રેન્ચોએ પોર્ટુગલ પર સ્વારી કરી પોર્ટુગલના રાજાને બ્રાઝીલમાંથી નસાડી મૂક્યો.

આટલે સુધી સ્પેન અને ફ્રાંસ વચ્ચે એકસંપી રહી તોપણ પોર્ટુગલ પ્રમાણે સ્પેન પણ આપણા છત્ર નીચે હોવું જોઇએ એવું નેપોલીઅનને લાગ્યું. આથી તેણે સ્પેનના રાજપુત્રને તેના બાપ વિરુદ્ધ ઉશ્કેર્યો અને પોતાનું સૈન્ય સ્પેનમાં મોકલી આપ્યું. આથી મેડ્રીડ શહેરમાં બળવાઓ થવા લાગ્યા. છેવટે રાજાએ રાજ્યગાદીનો ત્યાગ કર્યો અને તે પોતાના પુત્રને સાથે લઈ નેપોલીઅન પાસે ગયો. નેપોલીઅને, તે બન્નેને પોતાના હક્કો છોડી દેવા ફરજ પાડી અને પોતાના ભાઈ જોસેફને સ્પેનની ગાદી પર બેસાડયો. નેપોલીઅનના આ કૃત્યથી સ્પેનીશ લોકો ચીઢાઈ ગયા અને નેપોલીઅનની ધુંસરી કાઢી નાંખવાના પ્રયત્નો કર્યા અને જયાં ત્યાં બળવા તોફાનોની શરૂઆત કરી.

નેપોલીઅને, આવી રીતે સ્પેનીશ લોકોના રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય ઉપર તરાપ મારવાથી તે લોકો તેની ઉપર ખીજવાઈ ગયા અને ઈંગ્લંડની મદદ લઈ તેઓએ નેપોલીઅનનો પૂરેપૂરો પરાજય કર્યો. આ યુદ્ધને સ્વાતંત્ર્ય યુદ્ધ એવું નામ આપવામાં આવે છે. અત્યારસુધી નેપોલીઅનને યુરોપમાંના જુદા જુદા રાજાઓ સાથે અને રાજપુત્રો સાથે લડવું પડયું હતું; પરંતુ હવે તેને રાષ્ટ્રો સાથે લડવું પડયું. સ્પેનીશ લોકોમાં રાષ્ટ્રીયત્વની ભાવના જાગૃત થવાથી અને સ્વતંત્રતા માટે ગમે તે કરવા તૈયાર થવાથી તેઓ નેપોલીઅનનો પરાજય કરી શક્યા. લશ્કરી મદદ ન હોવા છતાં અને સ્પેનીશ સરકાર અત્યંત દુર્બળ અને કમજોર હોવા છતાં સ્પેનના લોકોએ નેપોલીઅનનો પરાજય કરી દુનિયાને દેખાડી આપ્યું કે રાષ્ટ્રીય ભાવનાથી કોઈપણ રાષ્ટ્ર એક વખત હઠે ચઢયું કે પછી તેની આગળ કોઇનો પણ નિભાવ થવો શકય નથી. આ યુદ્ધમાં નેપોલીઅનના પરાજય થવાની જે એક વખત શરૂઆત થઇ તે ૧૮૧૫ સુધી ટકી. યુરોપમાં નેપોલીઅન વિરુદ્ધ જે ચળવળ શરૂ થઇ તેનું મૂળ આ યુદ્ધમાં જ હોવાથી એ મહત્ત્વનું યુદ્ધ ગણાય છે.

**Q. 73. What were the grievances of the Irish people? Describe the circumstances that led to the union between England and Ireland.**

ઉ:—ઇંગ્લંડ અને આયર્લેંડનો સંબંધ જીત અને હાર જેવો ઘણા લાંબા કાળથી હતો અને આયરીશ લોકોને અંગ્રેજ લોકોનો અમલ અત્યંત ત્રાસદાયી લાગ્યો હતો. આયર્લેંડ દેશ કબજે કર્યા પછી ઘણા અંગ્રેજ પ્રોટેસ્ટંટ લોકો ત્યાં રહેવા લાગ્યા. તેઓએ ઘણા રાજકીય હક્કો પોતાની પાસે રાખ્યા હતા. આયરીશ લોકો રોમન કેથોલિક હોવાથી તેઓને આ ઇંગ્લીશ પ્રોટેસ્ટંટ લોકો માટે મનમાં અતિશય તિરસ્કાર આવતો; એટલું જ નહીં પણ આ પ્રોટેસ્ટંટ લોકો આયરીશ રોમન કેથોલિક લોકોનો અતિશય છળ કરતા હતા. આયર્લેંડમાંની ઘણી જમીન આ પ્રોટેસ્ટંટ લોકોના તાબામાં હતી. એ સિવાય એ લોકો પોતાના પ્રોટેસ્ટંટ ચર્ચ માટે આયરીશ લોકો પાસેથી વિવિધ પ્રકારના ત્રાસદાયક કરો વસૂલ કરતા. આવી રીતે ગરીબ અને દરિદ્રી આયરીશ પ્રજા કંટાળી ગએલી; તે ઉપરાંત તેમના ન્હાનકડા વેપાર પર પણ વખતોવખત અંગ્રેજ સરકારની ગદાનો પ્રહાર થતો.

આટલું સહન કરીને પણ આયરીશ લોકો શાન્ત રહ્યા હોત પણ તેઓને કોઇપણ પ્રકારના રાજકીય હકકો મળેલા ન હોવાથી તેઓએ તોફાનની શરૂઆત કરી. આયરીશ લોકોને કાયદા કરવાનો કાંઇપણ અધિકાર નહતો. તેમની આયરીશ પાર્લામેન્ટમાં તેમનો એક પણ સભાસદ નહતો તેથી કરીને તેમના વિરૂદ્ધ કેટલાક કડક કાયદાઓ તે લોકસભાએ પસાર કર્યા. તેઓને મત આપવાનો અધિકાર પણ નહનો. લશ્કરમાં તેમજ વિશ્વવિદ્યાલયોમાં તેઓને દાખલ કરવામાં આવતા નહીં. તેઓથી જમીન ખરીદી શકાતી નહીં તેમજ હથિયાર પણ તેઓથી રાખી શકાતા નહિ. આયરીશ પાર્લામેન્ટ પણ સ્વતંત્ર નહતી. તે એક નામની જ લોકસભા હતી એમ કહેવામાં હરકત નથી. કારણ તેના હાથમાં બિલકુલ સત્તા નહતી. બધા કાયદાઓ ઇંગ્લીશ લોકસભા પસાર કરતી અને તેજ કાયદાઓ આયર્લેંડમાં લાગુ પડતા. રાજકીય બાબત પ્રમાણે જ આર્થિક બાબતમાં પણ આયર્લેંડની સ્થિતિ નામોશી ભરેલી હતી. આવી પરિસ્થિતિમાં

આયરીશ લોક હતા તેવામાં અમેરીકન યુદ્ધ શરૂ થયું. ઈંગ્લંડને આયર્લૅંડની મદદ જોઈતી હતી. આ વખતે ફ્રેંચ લોકોનો હુમલો પાછો હઠાવવાના હેતુથી આયર્લૅંડના લોકોએ સ્વયંસેવકોની ટુકડીઓ તૈયાર કરી. ઈંગ્લંડને પણ એવા સૈન્યની જરૂર હોવાથી તેણે કંઈ પણ હરકત લીધી નહીં. પરંતુ ઈંગ્લંડ અડચણમાં છે એવું જોઈ આયર્લૅંડના આગેવાન ગ્રેટને જોસ-ભેર ચળવળ શરૂ કરીને પોતાના દેશના વેપાર પરના અને ઉદ્યોગ ધંધા પરના પુષ્કળ નિર્બંધો દૂર કરવા અને પૉયનીગ્સનો કાયદો કાઢી નાંખી આયરીશ પાર્લામેન્ટ સ્વતંત્ર કરવાને બ્રીટનની લોકસભાને ફરજ પાડી. ફ્રેંચ રાજ્યક્રાન્તિના વખતે આયર્લૅંડમાં બળવાઓ શરૂ થયા. આયરીશ લોકોએ 'યુનાઈટેડ આયરીશમેન' નામનું એક મંડળ સ્થાપન કર્યું અને દેશમાં અદ્ભૂત ચળવળ શરૂ કરી. આવા વખતે પિટે પોતાનું વજન પાડી આયરીશ કેથોલિકોને મત આપવાના અધિકારનો કાયદો આયરીશ પાર્લામેન્ટ પાસે પસાર કરાવ્યો. આયર્લૅંડમાં ઘણા અરાજક મંડળો સ્થાપન થયાં અને તેથી ૧૭૯૬માં એક મોટો બળવો થયો. તે બળવો તરત જ બેસાડી દેવામાં આવ્યો. પાછો ૧૭૯૮માં બીજો બળવો થયો અને તે પણ બેસાડી દેવામાં આવ્યો. છેવટે ઈંગ્લંડ અને આયર્લૅંડનું જોડાણ થાય તો જ બન્ને દેશોનું વૈર નાશ પામે એવું લાગવાથી પિટે કેટલાક આયરીશ પ્રોટેસ્ટંટ સભાસદોને લાંચ આપીને અને તેઓને અમીર ઉમરાવોની પદવીઓ આપવાનું બ્હાનું દેખાડીને સને ૧૮૦૦માં આયરીશ લોકસભાનું જોડાણ કર્યું.

આ જોડાણના કાયદાની રૂએ આયરીશ પાર્લામેન્ટ રદ કરવામાં આવી અને આયર્લૅંડના ૩૨ સભાસદો અમીરમંડળમાં અને ૧૦૦ સભાસદો (હાઉસ ઓફ્ કોમન્સ) આમસભામાં લેવાનું ઠરાવીને બન્ને દેશોનો વેપાર, ખુલ્લા વેપારના તત્વો પર ઠરાવવામાં આવ્યો. પરંતુ આમ કરવાથી રોમન કેથોલીકો પરના રાજકીય નિર્બંધો કાઢી નાંખવામાં આવશે એવું પિટે વચન આપ્યું હતું તે જોર્જની હઠને લીધે પૂર્ણ કરી શકાયું નહીં. આથી આયર્લૅંડમાં ફરીથી પ્રોટેસ્ટંટ લોકોનું વર્ચસ્વ વધી પડયું અને થયેલું જોડાણ રદ કરવા બદલ તે દેશમાં ફરીથી ચળવળ શરૂ થઈ.

**Q. 74. Give an account of the effects on England of the Napoleonic Wars.**

ઉ:—લડાઈ બંધ થતાં જ દરેક ઔદ્યોગિક બાબતમાં એક પ્રકારની કષ્ટદાયક સ્થિતિ દેખાવા લાગી. લડાઈ ચાલુ હતી ત્યારે ઈંગ્લંડના ઉદ્યોગ ધંધાઓ ધમધોકાર ચાલુ હતા. તે વખતે ઇંગ્લંડના માલના ઘરાકો પુષ્કળ આવતા; પરંતુ યુદ્ધ બંધ થતાં જ બીજા રાષ્ટ્રોએ પોતપોતાના ધંધાઓ શરૂ કર્યા અને તેથી ઈંગ્લંડના માલનો ખપ ઓછો થયો. આથી કારખાના-વાળાઓને ઘણું નુકસાન થયું. દેશમાં નોટોનો સુકાળ થવાથી માલની કિંમતમાં હંમેશા ફેરફાર થતો અને તેથી કરીને વેપારની પણ અનિશ્ચિ-તતા થઈ. લડાઇનો ખર્ચ પુરો ન પાડવાથી સરકારે કરજ કાઢયું અને તેથી કરીને દેશના કરજનો આંકડો વધ્યો. ધંધાઓમાં યંત્રનો ઉપયોગ પુષ્કળ થવાથી જુના ધંધાવાળાઓ ભાંગી પડ્યા અને તેઓ તોફાનો કરવા લાગ્યા. લડાઈ બંધ થતાં જ સરકારે પુષ્કળ સૈનિકો અને ખલાસીઓને નોકરી પરથી રજા આપી. આથી તેઓ પણ બેકાર સ્થિતિમાં દેશમાં ફરવા લાગ્યા.

લડાઇના વખતમાં ઈંગ્લંડની ખેતી સારી સ્થિતિમાં હતી પરંતુ લડાઈ બંધ થતાં જ પરદેશનું ધાન્ય ઈંગ્લંડમાં આવવા લાગ્યું. તે ધાન્ય સોઘું હોવાથી ઈંગ્લીશ ખેડુતોને નુકશાન થવા લાગ્યું ત્યારે સરકારે ૧૮૧૫માં ધાન્યનો કાયદો (Corn Law) પસાર કર્યો. આ કાયદાની રૂએ ઈંગ્લંડના ઘઉંનો ભાવ એક ક્વાર્ટરના ૮૦ શીલીંગ થાય ત્યાંસુધી પરદેશના ઘઉંની ઇંગ્લંડમાંની આયાત બંધ કરવામાં આવી. આ કાયદાથી ઈંગ્લંડના ખેડુતોને ફાયદો ન થતાં સુકાળના વખતમાં તેમજ દુષ્કાળના વખતમાં તેમને નુકશાન જ થયું. સુકાળના વખતમાં ખેડુતો પાસે ધાન્ય પુષ્કળ હોવાથી તેની કિંમત થોડી આવતી અને દુષ્કાળના વખતમાં ધાન્ય થોડું હોવાથી તેની કીંમત વધી અને પરદેશના ઘઉં દેશમાં આવવાથી ખેડુતોને નુકશાન થવા લાગ્યું. આથી પુષ્કળ ખેડુતો પાયમાલ થયા અને તે વર્ગમાં બેકારી ઉત્પન્ન થઈ.

આ પ્રમાણે ખેડુત વર્ગ, મજુર વર્ગ, કારખાનાવાળા અને નોકરી પરથી કમી થયેલા લોકોમાં અસંતોષ ફેલાયો અને તેથી કરીને દેશમાં સર્વત્ર બળવાઓ શરૂ થયા. સ્પા. ફીલ્ડના લોકોએ બળવો કરીને સોનીઓની દુકાનો લુંટી અને ડર્બીશાયરના લોકોએ તોફાન કર્યું મેન્ચેસ્ટરના લોકોએ પોતાની હકીકત રીજન્ટને કહેવાના હેતુથી એક મોટું સરઘસ કાઢયું પણ તે અટકાવવામાં આવ્યું. કેટલાક લોકોએ તો રીજન્ટ, પાર્લામેન્ટ ઉઘાડવા જતો હતો ત્યારે તેના પર હુમલો કરવાનું પણ છોડયું નહીં.

આવી રીતે દેશમાં બળવાઓ થતાં તેનો એક જ રામબાણ ઉપાય હતો અને તે લોકસભાની સુધારણા કરવાનો છે એમ લોકોને લાગ્યું. તે પ્રમાણે તે સવાલ બર્ડેટ અને કૉબેટે હાથમાં લઇ ઘણા જ પ્રયત્ન કરી જોયા. તેણે લેખો લખી, સભાઓ ભરી અને લોકસભા આગળ બીલ લાવી લોકોમાં જાગૃતિ ઉત્પન્ન કરી. તેનું પરિણામ એવું આવ્યું કે મૅન્ચેસ્ટરમાં એવા પ્રકારની ભરાયેલી એક સભાને સરકારે સૈન્યની મદદથી વિખેરી નાંખી પરંતુ આથી લોકસભાની સુધારણાનો સવાલ બંધ પડયો નહીં.

સરકારે પણ આ વખતે જુલ્મીપણાનું વર્તન રાખીને પ્રથમનો હૅબીયસ કોરપસ એક્ટ તહકુબ રાખ્યો અને જુદા જુદા છ કડક કાયદાઓ પસાર કરી લોકોનો અસંતોષ વધાર્યો. તે કાયદાની રૂએ લોકોએ હથીઆર રાખવા, લશ્કરી તાલિમ આપવી, સભાઓ ભરવી, વર્તમાનપત્રોમાં રાજદ્રોહી લેખો છાપવા, ગેરકાયદેસર મંડળો સ્થાપવાં, રાજદ્રોહી હસ્ત પત્રકો અને ચોપાનીઆઓ છાપવા વગેરે બાબતોની પૂર્ણ મનાઈ કરી આ જ વખતે સીડમથે એક સરક્યુલર કાઢી રાજદ્રોહી અને સંશયિત માણસોને પકડવાનો અધિકાર સ્થાનિક અમલદારોને આપ્યો. આવી એકંદર પરિસ્થિતિ હતી તેવામાં ત્રીજો જોર્જ મરણ પામ્યો.

**Q. 75. What were the political, social and economic grievances of the English people from 1815—1820 ?**

ઉ:—(See Q. 74.)

**Q. 76. Write a note on Canning's foreign policy.**

ઉ:—ઇંગ્લંડના પરરાષ્ટ્રીય પ્રધાનોમાં જોર્જ કેનીંગનું નામ પહેલે નંબરે આવે છે. વૉટર્લુની લડાઈ પછી યુરોપીઅન રાષ્ટ્રોએ જે એક સંઘ (પવિત્ર સંઘ) સ્થાપન કર્યો હતો, તેના સભાસદ થવાનું એણે ન સ્વીકાર્યું અને તેનો તેણે નિષેધ પણ કર્યો. આથી ફ્રેંચ રાજ્યક્રાન્તિથી ઉત્પન્ન થયેલાં સ્વાતંત્ર્ય, સમતા, વિશ્વબંધુત્વ અને પછીથી થયેલાં તત્વોને દાબી દઈને અનિયંત્રિત રાજસત્તા સ્થાપન કરવામાં તે વિરુદ્ધ હતો એ વાત સિદ્ધ થઈ. પરરાષ્ટ્રીય નીતિની બાબતમાં તેનું અલિપ્ત રહેવાનું ધોરણ ( Non-intervention policy ) સ્પષ્ટપણે દેખાઇ આવે છે. એક રાષ્ટ્રે બીજા રાષ્ટ્રના અંતઃસ્થ રાજકારણમાં માંથું મારવું એ વાત તેને પસંદ ન હતી. પોતાની સ્વતંત્રતા મેળવવાને જો કોઇ રાષ્ટ્ર પ્રયત્ન કરે તો તે રાષ્ટ્રને મદદ કરવાને તે એક પગે તૈયાર હતો. વસાહતો સંબંધમાં તેણે પ્રેસિડંટ મન્રોના તત્ત્વોનું અવલંબન કર્યું હતું. તે પરથી વિચારતા "અમેરિકાના રાજ્યકારભારમાં અમેરિકાએ ગમે તે ઉધુંચત્તું કર્યું, પરંતુ બીજા રાષ્ટ્રોએ તેમ કરવાનું કારણ નથી" એ તત્ત્વ તેને પૂર્ણપણે માન્ય હતું એમ દેખાય છે. તેના જેવી જોસદાર અને ધૈર્યની પરરાષ્ટ્રીય નીતિ તે વખતમાં બીજા કોઇએ પણ સ્વીકારેલી દેખાતી નથી.

આ સર્વ વિવેચન પરથી આપણને દેખાઇ આવશે કે કૅનીંગ પરરાષ્ટ્રીય નીતિની બાબતમાં ઘણો ઉદાર હતો; પરંતુ પોતાના તત્ત્વ પ્રમાણે તે વર્ત્યો કે નહીં તે જોવું પણ જરૂરનું છે. પ્રથમ તેણે પોર્તુગલમાંની સનદશીર ચળવળ ભાંગવાના કામમાં સ્પેનના રાજાએ તૈયારી દેખાડી હતી. ત્યારે તેણે પોર્તુગલને મદદ કરવાનું ઠરાવીને, પોર્તુગલ પરનું અરિષ્ટ દૂર કર્યું. તે જ પ્રમાણે ગ્રીક રાષ્ટ્રે તુર્કસ્તાન પાસેથી પોતાનું સ્વાતંત્ર્ય મેળવવાનો પ્રયત્ન કર્યો ત્યારે કૅનીંગે ગ્રીસ પ્રત્યે સહાનુભૂતિ દેખાડી મદદ આપવાનું વચન આપ્યું. છેવટે ગ્રીસને તુર્કસ્તાન વિરુદ્ધ મદદ કરીને કેનીંગે ગ્રીસને સ્વતંત્રતા મેળવી આપી. અમેરીકામાં પણ સ્પેનીશ વસાહતોએ માતૃભૂમિ સાથેનો પોતાનો સંબંધ તોડીને પોતાની સ્વતંત્રતા જાહેર કરી ત્યારે કૅનીંગે પોતાની સંમતિ આપી. આવી રીતે કૅનીંગે જોસદાર, ધીરજવાળા અને ઉદાર રાજધોરણનું અવલંબન કરીને પોતાની કિર્તિ વધારી.

**Q. 77. What circumstances necessitated the passing of the Reform Act of 1832? Describe the difficulties in its ways.**

ઉ:—પાર્લામેન્ટની ઘટના કેવી હોવી જોઇએ, મત આપવાનો હક્ક કોને હોવો જોઇએ અને પ્રતિનિધિ મોકલવાનો હક્ક કોને કેટલો હોવો જોઇએ, એ બાબતમાં પહેલા એડવર્ડના વખતમાં જે જે નિયમો હતા તેમાં ૧૮મા સૈકા સુધી કંઇપણ ફેરફાર કરવામાં આવ્યો ન હતો. સત્તરમા સૈકાના ઉત્તરાર્ધમાં થયેલી ઔદ્યોગિક ક્રાન્તિ સુધી લોકસભાની સુધારણા સંબંધમાં લોકોમાં વિશેષ ચળવળ દેખાઈ નહીં; પરંતુ ઔદ્યોગિક ક્રાન્તિને લીધે બધી પરિસ્થિતિ પલટાઇ ગઇ અને લોકસભાની સુધારણા કરવી અત્યંત જરૂરની છે એમ સર્વને લાગ્યું. પહેલા જે શહેરને લોકસભામાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક હતો તે શહેરો ગામડાંઓ થયા હતા. આવા શહેરો ( અર્થાત્ ગામડાંઓ ) મોટા ઉમરાવોના હાથમાં હોવાથી એ ગામડાઓનો પ્રતિનિધિ મોકલવાનો અધિકાર રાખવાથી ઉમરાવોનું જ પ્રાબલ્ય લોકસભામાં રહેશે અને તેથી કરીને ઔદ્યોગિક ક્રાન્તિથી આબાદ થયેલા શહેરોના લોકોના હિતનું સંરક્ષણ થશે નહીં એવું લોકોને લાગ્યું. તેમાં નાશ પામેલા શહેરોનો લોકસભામાનાં સભાસદ મોકલવાના અધિકારનો દુરૂ-ઉપયોગ થઇને તે જગ્યાઓની હરાજી થવા લાગી. ત્યારે નાશ પામેલા ગામડાંઓનો અને પરગણાઓનો પ્રતિનિધિ મોકલવાનો અધિકાર ખેંચી લઇને તે ઔદ્યોગિક ક્રાન્તિથી આબાદ થયેલ મૅંચેસ્ટર, લીડ્સ, બર્મીંગહૅમ વગેરે શહેરોને અને યૉર્કશાયર, લૅંકેશાયર વગેરે પરગણાંઓને આપવામાં આવવો જોઇએ એમ સર્વને લાગવા માંડયું.

પ્રતિનિધિ મોકલવાનો અધિકાર કોને હોવો જોઇએ એ પ્રશ્ન જે પ્રમાણે આગળ આવ્યો તે પ્રમાણે મત આપવાનો અધિકાર પણ કોને હોવો જોઇએ એ વિષે પણ લોકોમાં જાગૃતિ ઉત્પન્ન થઈ. પૂર્વની પદ્ધતિને અનુસરીને જોતા એવા પ્રકારનો હક્ક બહુ જ થોડાઓને હતો એ સ્પષ્ટપણે દેખાઇ આવે છે. તેથી મતદારસંઘ વિસ્તૃત કરીને આ વખતે આગળ આવેલા મધ્યમ વર્ગના લોકોને મત આપવાનો અધિકાર આપવો ઘણો

જરૂરનો હતો. આવા અધિકાર આપવાથી જમીનદાર અને શ્રીમંત વર્ગનું વર્ચસ્વ કમી કરવા જેવું હતું. આથી ઔદ્યોગિક ક્રાન્તિથી આગળ આવેલા મધ્યમવર્ગે આ બાબતમાં ચળવળ કરવાની શરૂઆત કરી.

આવા પ્રકારની પરિસ્થિતિ હોવાથી ચુંટણીના વખતે લાંચનો ચાલુ રિવાજ બંધ કરવો, નવા આબાદ થયેલા શહેરોને અને પરગણાંઓને (પહેલાના નષ્ટ પામેલા શહેરોને અને પછાત પડેલા પરગણાંઓનો પ્રતિનિધિ મોકલવાનો અધિકાર ખેંચી લઇને) પ્રતિનિધિ મોકલવાનો અધિકાર આપીને અને મતદારોનું મંડળ વિસ્તૃત કરીને મધ્યમ વર્ગના લોકોને પણ મતાધિકાર ( Franchise ) આપવો જરૂરનો છે એમ કેટલાક ઉદાર મતવાદી સુધારકોને લાગ્યું. તે પ્રમાણે બન્ને પિટ, બર્ડેટ અને કૉબેટ વગેરેએ કરેલા પ્રયત્નો નિષ્ફળ ગયા પછી સને ૧૮૩૧ (માર્ચ)માં લોર્ડ જોર્જ રસેલે તે સંબંધનું હાઉસ ઓફ કોમન્સમાં બીલ આણ્યું પરંતુ તે પસાર થયું નહીં. ત્યારે તે લોકસભા બરખાસ્ત કરીને નવીન ચુંટણી પછી ભરાયલી લોકસભા આગળ તે જ ઠરાવ ફરીથી મૂકવામાં આવ્યો તેમાં તે પસાર થયો (૧૮૩૧ ઓકટોબર); પરંતુ અમીરોની સભામાં તે ઠરાવ પસાર થયો નહીં તેથી દેશમાં ભયંકર અસંતોષ ઉત્પન્ન થયો. અમીરોના આ વર્તનથી નિષેધક સભાઓ ભરાઇ, બળવાઓ થયા. આથી કોમન્સ સભાએ તે બીલ ફરીથી ૧૮૩૨માં પસાર કર્યું. અમીરોની પાસે તે બીલ જ્યારે ગયું ત્યારે તે બીલ તેમણે સુધારીને પસાર કર્યું. સુધારો કર્યા સિવાય તે બીલ પસાર કરવા અમીરોની સભાએ ના કહી તેથી તે બીલ પસાર કરવાને માટે પુરતા અમીરો નિર્માણ કરવાની સલાહ મુખ્ય પ્રધાન ગ્રેએ રાજાને આપી; પરંતુ રાજાએ તે વાત માન્ય ન રાખવાથી તેણે રાજીનામું આપ્યું તે પછી વેલીંગ્ટને પ્રધાનમંડળ બનાવવાનો પ્રયત્ન કરી જોયો પરંતુ તે નિષ્ફળ ગયો. ગ્રે ફરીથી મુખ્ય પ્રધાન થયો અને તે જ બીલ તેણે ફરીથી અમીરોની સભામાં મોકલ્યું. મત આપવાની વખતે વેલીંગ્ટન અને તેના અનુયાયીઓએ મત ન આપવાથી તે બીલ પસાર થયું (૧૮૩૨).

**Q. 78. Write a note on the Reform Bill of 1832 and describe its effects.**

ઉ:—સને ૧૮૩૨માં પસાર થયેલા બીલથી પહેલાના પ્રતિનિધિ મોકલવાના હકમાં અને મત આપવાની પદ્ધતિમાં ફેરફાર થયો. હવે નવીન કાયદાની રૂએ (૧) પહેલાના ૫૬ પરગણાંઓનો દરેકને બે પ્રતિનિધિ મોકલવાનો અને ૩૧ શહેરોનો એક એક પ્રતિનિધિ મોકલવાનો અધિકાર લઈ લેવામાં આવ્યો. આવી રીતે ખાલી પડેલી ૧૪૩ જગ્યાઓમાંથી ૬૫ જગ્યાઓ મોટા પરગણાંઓને આપવામાં આવી. બાકીના શહેરોને દરેકને બે સભાસદો મોકલવાના અને ૨૭ નાના શહેરોને એક સભાસદ મોકલવાનો અધિકાર મળ્યો. બાકી રહેલી ૧૩ જગ્યાઓમાંની ૮ બેઠક સ્કોટલૅંડને અને ૫ બેઠક આયર્લેન્ડને આપવામાં આવી. (૨) મત આપવાની બાબતોમાં પણ આવી રીતે ફરક કરવામાં આવ્યો. ૫૦ પૌંડ વાર્ષિક મહેસુલ ભરનારા ખેડુતોને, પરગણામાં જે જમીનોના માલીકોનું ઉત્પન્ન સાલનું ૪૦ શીલીંગ હતું તેમને, શહેરમાં વાર્ષિક ૧૦ પૌંડ ભાડું મળે એવા ઘરના માલિક હોય તેમને, જુના વખતથી વહીવટ કરનારા હોય તેમને તથા જેને ૧૦ પૌંડ મહેસુલ ભરવું પડે છે તેવા લોકોને મત આપવાનો અધિકાર મળ્યો. (૩) આ પહેલા કોમન્સ સભાના સાભાસદોની સંખ્યા ૧૬૫ હતી તે હવે ૬૫૮ થઈ.

આ બીલનું પરિણામ એવું આવ્યું કે જુના જમીનદારોનું પાર્લામેન્ટ પરનું વર્ચસ્વ ઓછું થયું અને મધ્યમ વર્ગને મત આપવાનો અધિકાર પ્રાપ્ત થવાથી તે વર્ગના વિચારોની છાપ લોકસભા પર પડવા લાગી. ખેડુતો અને કારખાનાવાળા મધ્યમ વર્ગના લોકોને મત આપવાનો અધિકાર મળવાથી મતદારમંડળ વિસ્તૃત થયો. અનિયંત્રિત રાજ્યપદ્ધતિનો અંત આવ્યો અને લોકશાહીના તત્ત્વનો વિજય થવાથી રાજાનું મહત્ત્વ નાશ પામી મુખ્ય પ્રધાનને વિશેષ મહત્ત્વ પ્રાપ્ત થયું.

**Q. 79. Describe some of the measures of the Reformed Parliament of 1832.**

ઉ:—પ્રશ્ન ૬૯મો જુઓ.

**Q. 80. Give an account of the important political and Social reforms in England, during the reign of William IV.**

(રાજકીય સુધારાઓ માટે પ્રશ્ન ૭૮મો જુઓ.)

ઉ:—સને ૧૮૩૨ના નવા સુધારાની રૂએ નવીન પાર્લામેન્ટ ભરાઇ (૧૮૩૩). તે લોકસભાએ કેટલાંક ઉત્તમ કામો કર્યાં. તેમાંનું પહેલું કાર્ય ગુલામોની મુક્તિનું હતું. સને ૧૮૦૭ના કાયદાની રૂએ ગુલામોનો વેપાર બંધ થયો હતો પરંતુ ગુલામગીરી બંધ થઇ ન હતી. સને ૧૮૩૩ના નવા કાયદાથી ગુલામોને મુક્ત કરવામાં આવ્યા. ફક્ત તે ગુલામો એકદમ સ્વતંત્ર ન થતા તેમણે ૫–૭ વર્ષો તેમના માલીકો પાસે નોકરી કરવી એવું ઠર્યું. તે જ પ્રમાણે ગુલામોના માલીકોને પણ ખોટ ભરી આપવા માટે એક કરોડ પૌંડ આપવામાં આવ્યા. આજ લોકસભાએ શિક્ષણ બાબતનો કાયદો પસાર કરીને પ્રાથમિક શિક્ષણ આપનારી ખાનગી નિશાળોને અને ધર્મખાતાએ ચલાવેલી નિશાળોને મદદ કરવા માટે દર સાલ ૨૦,૦૦૦ પૌંડ મંજુર કર્યા સને ૧૮૩૩માં લોકસભાએ ફેક્ટરી એક્ટ પસાર કર્યો. આથી કરીને ૯ વર્ષ નીચેના છોકરાઓને કારખાનાઓમાં લેવા નહીં એવું ઠરાવવામાં આવ્યું. સને ૧૮૩૪માં ગરીબોના કાયદામાં (Poor Law) સુધારો કરવામાં આવ્યો અને કોઇપણ સુદૃઢ ભિખારીને કોઇએ પણ દાન, ધર્મ કરવું નહીં, એવું ઠરાવવામાં આવ્યું. આ કાયદાથી ઘણો જ ફાયદો થયો. દાનધર્મ સુદૃઢ માણસોને નહીં પણ મુંગા, આંધળાં, પાંગળાઓને કરવું એવું તત્ત્વ સ્થાપન થયું. સને ૧૮૩૫માં મ્યુનિસિપલ રીફોર્મ એક્ટ પસાર કરવામાં આવ્યો. મ્યુનિસિપલ કરભરણાના સર્વ નાગરિકોને મત આપવાનો અધિકાર મળ્યો અને મ્યુનિસિપાલીટીની દર ત્રણ વરસે ચુંટણી થવી જોઇએ એવું ઠરાવવામાં આવ્યું. માત્ર સ્ત્રીઓને અધિકાર મળ્યો નહીં. આ કાયદાથી લોકોને સ્થાનિક–સ્વરાજ્ય સંબંધમાં શિક્ષણ લેવાને સહેલું થયું.

**Q. 81. What were the causes of the Crimean War? Why did England join it?**

ઉ:—પૂર્વમાં રશિયાનું જોર દિવસે દિવસે એક સરખું વધતું જતું હતું. પોતાના તાબામાં ભૂમધ્ય સમુદ્રમાંનું એકાદ પણ બંદર હોવું જોઇએ, કાળો સમુદ્ર બધો આપણા તાબામાં હોવો જોઇએ અને તુર્કસ્તાનની રાજધાની કૉન્સ્ટેન્ટીનોપલ પોતાના હાથમાં આવે એવી રશિયાની

મહત્ત્વાકાંક્ષા હતી. રશિયાની આ બધી ઇચ્છા પાર પડવાથી તુર્કસ્તાનના સામ્રાજ્યનો નાશ થવાનો હતો અને તેવો નાશ કરવા રશિયા લાગ જોઈ રહ્યું હતું. ૧૮૪૩માં રશિયાએ પત્ર વ્યવહાર કરીને ઇંગ્લંડને જણાવ્યું કે જો ઇંગ્લંડ મદદ આવે તો તુર્ક સામ્રાજ્યને જીતી તે સર્વ પ્રદેશ બન્ને દેશોએ પચાવી પાડવા; પરંતુ તેમ કરવાથી રશિયાની સત્તા વધી પડશે એમ ધારી ઇંગ્લંડે રશિયાની સુચના ના કબુલ કરી. ત્યારબાદ રશિયા પોતાની ઇચ્છા પાર પડે એવી સંધિની રાહ જોઈ બેઠું હતું.

કેટલાક સમય પછી રશિયાને પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે યોગ્ય તક મળી. તુર્કસ્તાનના સામ્રાજ્યમાં પેલેસ્ટાઈન પ્રાન્તમાં ખ્રિસ્તી લોકોનાં તિર્થક્ષેત્રો હતાં, ગ્રાક ચર્ચ અને લેટીન ચર્ચને ખ્રિસ્તીપંથી લોકોમાં ધર્મક્ષેત્રો પોતાના તાબામાં લેવા માટે ઝગડો ઉત્પન્ન થયો. રશિયા ગ્રીકચર્ચ પંથનું હોવાથી ઉપલા ધર્મક્ષેત્રો ગ્રીકચર્ચપંથના લોકોના તાબામાં હોવાં જોઇએ એમ રશિયાનું કહેવું હતું અને તુર્કસ્તાનના રાજ્યમાં ખ્રિસ્તી લોકોના સંરક્ષણની જવાબદારી પોતાના ઉપર છે એવી રશિયાની સમજ હતી; પરંતુ ઇંગ્લંડ અને ફ્રાન્સની સલાહ માનીને તુર્કસ્તાનના સુલતાને ક્રિશ્ચિયન ધર્મક્ષેત્રો લેટીન ચર્ચના લોકોને સોંપ્યા. આથી રશિયાનો ઝાર ગુસ્સે થયો અને તેણે તુર્કસ્તાન વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યું. આ યુદ્ધને ક્રિમીયન યુદ્ધ કહે છે. ઇંગ્લંડે કેવળ રશિયાની મહત્ત્વાકાંક્ષા અટકાવવાના હેતુથી જ આ યુદ્ધમાં રશિયા વિરુદ્ધ તુર્કસ્તાનને મદદ કરી કારણ તેવી મદદ નહીં કરવાથી રશિયાની સત્તા પૂર્વ દેશોમાં પ્રબળ થશે, તુર્કસ્તાનના સામ્રાજ્યનો અંત થવાથી ભુમધ્ય સમુદ્રમાં રશિયા પગપેસારો કરશે અને તેમ થવાથી ઇંગ્લંડનો હિંદુસ્તાન સાથેનો વેપાર પડી ભાંગશે અને વખતે હિંદુસ્તાનના રાજ્યકારભારમાં રશિયા માથું મારશે એવો અંગ્રેજ લોકોને ભય હતો. આ કારણોથી તુર્કસ્તાનનું રાજ્ય ટકાવી રાખવાને રશિયા વિરુદ્ધ અંગ્રેજોએ આ યુદ્ધમાં ભાગ લીધો અને ફ્રાન્સને પણ પોતાના પક્ષમાં લઈ ૧૮૫૪માં ઇંગ્લંડ, ફ્રાન્સ અને તુર્કસ્તાન દેશોએ રશિયા વિરુદ્ધ લઢાઈ જાહેર કરી.

**Q. 82. What were the political and economic grievances of the people of England from the end of the Napolionic wars to the middle of the 19th century? How were they settled?**

ઉઃ—૧૯મા સૈકાના પહેલા ભાગમાં ઇંગ્લંડમાં જે જે રાજકીય અને આર્થિક ચળવળો ચાલતી હતી તેમાં નીચેની મુખ્ય છેઃ (૧) રાજકીય ભાગ (અ) લોકસભા સુધારાણા સંબંધી ચળવળ (આ) ચાર્ટીસ લોકોની ચળવળ અને (૨) આર્થિક ખુલ્લા વેપાર સંબંધી ચળવળ અને ધાન્યના કાયદા વિરુદ્ધ થયેલી ચળવળ.

રાજકીય ચળવળઃ—યંત્રોની શોધને લીધે ઔદ્યોગિક ક્રાંતિ થઈ ત્યારથી લોકસભામાં સુધારણા કરવાની ચળવળ લોકોમાં શરૂ થઇ હતી અને નેપોલીઅન સાથે થયેલા યુદ્ધને લીધે આ ચળવળે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું (વિશેષ માહિતી માટે ૫૪ અને ૫૫ પ્રશ્ન જુઓ) છેવટે ૧૮૩૨માં લોકસભાએ કાયદો પસાર કરીને મધ્યમ વર્ગના લોકોને મત આપવાનો અધિકાર આપ્યો અને તેથી તે વર્ગના પ્રતિનિધિ લોકસભામાં બેસવા લાગ્યા પરંતુ હજુ સુધી કારીગર અને મજુરવર્ગના લોકોને કોઇ પણ પ્રકારના રાજકીય હક્ક મળ્યા નહોતા તેથી આ વર્ગના લોકો અસંતોષી હતા. પોતાને પણ રાજકીય હક્ક મળવા જોઇએ તે માટે તેમણે ચળવળ શરૂ કરી–૧૮૩૮. આ ચળવળને ચાર્ટીસ લોકોની ચળવળ કહે છે. આ ચળવળના આગેવાનોની નીચે લખેલી માંગણીઓ હતી. (૧) લોકસભાની ચુંટણી દરસાલ થવી જોઇએ. (૨) ઉમરમાં આવેલા દરેક પુરુષને મત આપવાનો અધિકાર હોવો જોઇએ. (૩) મતદારોએ બેલેટ પદ્ધતિથી મત આપવા જોઈએ. (૪) લોકસભાના પ્રતિનિધિઓને પગાર આપવો. (૫) મતદારસંઘ સરખા પ્રમાણમાં હોવા જોઈએ. (૬) લોકસભાના પ્રતિનિધિનું અમુક વાર્ષિક ઉત્પન્ન હોવું જોઈએ એવા બંધનની જરૂર નથી. આ ચળવળના આગેવાનોએ વ્યાખ્યાનો આપીને, હસ્તપત્રકો અને વર્તમાનપત્રો વહેંચીને, ઇંગ્લંડમાં ખૂબ ચળવળ કરી. ઇ. સ. ૧૮૪૮માં ફરીથી પોતાની ચળવળ જોરથી ઉપાડીને પોતાની માંગણી સંબંધી અરજી લોકસભાને

રજુ કરવા એક મોટું સરઘસ કાઢયું. હુલ્લડ અને તોફાન અટકાવવાને સરકારે સઘળી તૈયારી કરી રાખી હતી. છેવટે ચાર્ટીસ્ટોની અરજી લોકસભા આગળ મુકવામાં આવી પરંતુ અરજીમાં કેટલીક સહીઓ ખોટા નામની છે એવું તપાસ કરતાં જાણવામાં આવ્યું ત્યારે લોકોમાં ચાર્ટીસ્ટિ લોકો માટે તિરસ્કાર ઉત્પન્ન થયો. ૧૮૪૮માં સરકારે આ ચળવળ બંધ પાડી.

**આર્થિક ચળવળો:—**આર્થિક વિષય સંબંધી મુખ્ય ચળવળ એટલે ખુલ્લો વેપાર કે સંરક્ષિત વેપાર એ સંબંધી ચળવળ છે. સંરક્ષિત વેપાર પદ્ધતિના હિમાયતીઓનું કહેવું હતું કે પરદેશી માલ ઉપર ભારે જકાત નાંખીને દેશના ઉદ્યોગ ધંધાનું રક્ષણ કરવું અને તેને ઉત્તેજન આપવું. ખુલ્લા વેપારપદ્ધતિના લોકો કહેતા કે ફક્ત રાજ્યને જકાતનું ઉત્પન્ન આવે એ દૃષ્ટિથી જ પરદેશી માલ ઉપર જકાત નાંખવાનો છે અને દેશના માલને ખાસ ઉત્તેજન આપવાની કાંઈ જરૂર નથી. તરૂણ પિટે ઇંગ્લંડમાં ખુલ્લા વેપારની પદ્ધતિ શરૂ કરી હતી; પરંતુ નેપોલીઅન સાથે થયેલા મહાન યુદ્ધને લીધે, ઇંગ્લંડના ખેડુતોને, પરદેશી અનાજ દેશમાં આવવાથી ઘણી ખોટ આવવા લાગી તેથી સરકારને ધાન્યનો કાયદો પસાર કરવો પડયો પરંતુ હસ્કીન નામના પ્રધાને ફરીથી પીટના ખુલ્લા વેપારનું તત્વ અમલમાં મૂકયું અને નૌકાનયન સંબંધી કાયદામાં સુધારો કર્યો. રેસીપ્રોસીટી ઓફ ડયુટીસ બીલ પસાર કરાવ્યું. તે જ પ્રમાણે પરદેશી ધાન્ય ઉપર જકાત લેવામાં સ્લાઈડીંગ સ્કેલનું ધોરણ દાખલ કર્યું. સ્લાઈડીંગ સ્કેલ એટલે અનાજનો ભાવ ચઢયો હોય ત્યારે ઓછી જકાત લેવી અને અનાજનો ભાવ બેસી ગયો હોય ત્યારે પરદેશી અનાજ ઉપર ભારે જકાત લેવી. આવી રીતે ધાન્યનો કાયદો સરખો કરવામાં આવ્યો. હસ્કીનના વખતમાં તેણે પરદેશના કાચા માલ ઉપરની જકાત ઘણી ખરી કાઢી નાંખી, ફક્ત પાકા માલ ઉપર ભારે જકાત લેવાનું ઠરાવ્યું. હસ્કીનના આ સુધારાથી ખુલ્લા વેપારની પદ્ધતિ દેશમાં કાયમની દાખલ થઈ અને તેથી કારખાનાવાળા લોકોને ઘણો ફાયદો થયો પરંતુ તે વખતે ધાન્યનો કાયદો રદ નહીં થવાથી દેશના ગરીબ વર્ગમાં ઘણો અસંતોષ ઉત્પન્ન થયો.

ઇ. સ. ૧૮૩૭માં એન્ટીકૉર્નલૉ લીગ સ્થાપન થયું. રીચર્ડ કૉબ્ડન અને જૉન બ્રાઈટ ઉપલા મંડળના આગેવાન હતા. ધાન્યનો કાયદો રદ કરવા તેમણે ઘણી સભા ભેગી કરી લેખો લખ્યા, હસ્તપત્રકો વહેંચ્યા અને લોકસભામાં તે સંબંધી ઠરાવો મૂકીને દેશમાં ભારે ચળવળ કરી મૂકી અને લોકોમાં ઘણી જાગૃતિ ઉત્પન્ન કરી. ઇ. સ. ૧૮૪૫માં આયર્લેંડમાં ભયંકર દુષ્કાળ પડયો તેથી આ ચળવળને ઘણી મદદ થઇ અને સરકાર પણ ધાન્યનો કાયદો રદ કરવા તૈયાર થઇ. છેવટે ૧૮૪૬માં પિલે ધાન્યનો કાયદો રદ કરવા સંબંધી ઠરાવ પસાર કરાવી લીધો. પરંતુ પરદેશી અનાજ ઉપરની સર્વ જકાત નહીં કાઢતાં એક ક્વાર્ટર અનાજ ઉપર એક શીલીંગ પ્રમાણે જકાત રાખવામાં આવી. ૧૯મા સૈકાના પહેલા ભાગમાં દેશમાં ખુલ્લા વેપારનું તત્ત્વ દાખલ કરવું કે સંરક્ષિત વેપારનું તત્ત્વ રાખવું એ સંબંધી જે ઝઘડો ચાલતો હતો તેનો નિકાલ લાવીને ખુલ્લા વેપારની પદ્ધતિ અમલમાં મુકાઇ. ધાન્યનો કાયદો રદ થવાથી ખેતીનો ઉત્કર્ષ થયો. એવી રીતે એન્ટી કૉર્ન લૉ લીગના મંડળે કરેલા પ્રયત્નો સફળ થયા. ઇ. સ. ૧૮૪૯માં નૌકાનયનનો કાયદો સંપૂર્ણ રીતે રદ કરવામાં આવ્યો. ઇ સ. ૧૮૬૯માં પરદેશી અનાજ ઉપરની એક શિલીંગની જકાત પણ કાઢી નાંખવામાં આવી. આવી રીતે ઇંગ્લંડમાં ખુલ્લા વેપારના તત્ત્વનો વિજય થયો.

**Q. 83. Sketch the career of Robert Peel and review his administration.**

ઉ:—રૉબર્ટ પીલનો જન્મ ઇ. સ. ૧૭૮૮માં થયો. તે એક શ્રીમંત કારખાનાવાળાનો પુત્ર હતો અને ૧૮૦૯માં પાર્લામેન્ટનો સભાસદ થયો. પોતાની હુશીઆરી અને ઉદ્યોગી સ્વભાવને લીધે તે મંત્રિમંડળમાં માન અને અધિકારીની જગ્યા મેળવી શક્યો. ઇ. સ. ૧૮૧૯માં તેણે ઇંગ્લાંડની બેંકને નોટોને બદલે લોકોને રોકડ નાણું આપવાનો હુકમ કર્યો. ૧૮૨૨માં ગૃહમંત્રી હતો ત્યારે તેણે ફોજદારી ગુન્હા સંબંધી કાયદામાં સુધારો કરી કેટલાક ગુન્હા માટે અગાઉ થએલી ફાંસીની શિક્ષા રદ કરી. જો કે તે પુરાણ મતવાદી, (conservative) હતો તોપણ આવશ્યક સુધારા કરવા તત્પર હતો. તેણે ૧૮૨૯માં કેથૉલીક ઇમેનીસીપેશન બીલને પોતાનો ટેકો આપ્યો.

૧૮૪૪માં તેણે ટોરી પક્ષની સંઘટના કરી તે પક્ષનું નામ કૉન્ઝરવેટીવ રાખ્યું. પોતે સુધારા કરવા તૈયાર છે પરંતુ દરેક સુધારા વિચારપૂર્વક અને સ્થિતિ જોઇને કરવા જોઇએ એવું તે કહેતો. ૧૮૪૧માં થએલી ચુંટણીમાં કૉન્ઝરવેટીવ પક્ષની બહુમતિ થવાથી તે મુખ્ય પ્રધાન થયો. તેના પાંચ વર્ષના રાજ્ય કારભારમાં તેણે રાજ્યપદ્ધતિના કેટલાક દોષો દૂર કર્યા અને નાણાં સંબંધી કેટલાએક સુધારા કરી લોકકલ્યાણ સાધ્યું. દરેક ખાતા ઉપર કડક નજર રાખીને રાજ્યના તમામ ખાતા વ્યવસ્થિત બનાવ્યા અને મુખ્ય પ્રધાનનો દરજ્જો વધાર્યો.

આર્થીક ધોરણઃ—દેશના હિત ખાતર અને ઉદ્યોગધંધાને ઉત્તેજન આપવા માટે પીલે ખુલ્લા વેપારનું તત્ત્વ સ્વીકાર્યું અને અનાજ અને ખાંડ સિવાયના દરેક પદાર્થો ઉપરની જકાત કાઢી નાંખી અને રાજ્યના કુલ વસુલમાં ખોટ ન આવે તે માટે આયપતવેરો વધાર્યો. ૧૮૪૪માં બૅંક એકટ પસાર કરીને બૅંકોનો ચલણી નોટો કાઢવાનો અધિકાર મર્યાદિત કર્યો. તેમ થવાથી દેશના ચલણની સ્થિરતા પ્રાપ્ત થવાથી વેપાર ચલાવવામાં મદદ થઈ. એન્ટી કૉર્ન લૉ લીગની ચળવળ અને આયર્લેંડનો મોટો દુષ્કાળ, આ બે કારણોથી તેને ખુલ્લા વેપારની પદ્ધતિ ખુલ્લી રીતે સ્વીકારવી પડી. ૧૮૪૬માં તેણે ધાન્યનો કાયદો રદ કર્યો આ કારણથી તેના પક્ષમાં ફૂટ પડી અને તેના કેટલાએક અનુયાયીઓ લીબરલ પક્ષમાં જોડાયા. આયર્લંડની 'રીપીલ ચળવળ' જો કે તેણે લશ્કરી મદદથી દાબી દીધી તોપણ તેણે આયરીશ લોકોના હીતના ઘણા કામ કર્યાં. મેનુથની કૅથૉલીક કોલેજને મોટી સરકારી મદદ આપી અને જુદા જુદાં ધર્મપંથના અનુયાયીઓને શિક્ષણ મેળવવાની સગવડ થાય તે હેતુથી તેણે આયર્લેંડમાં ત્રણ નવા વિશ્વવિદ્યાલયો સ્થાપન કર્યાં. આયરીશ ખેડુતોનું દુઃખ દૂર કરવા તેણે બનતા પ્રયત્ન કર્યા.

તેની પરરાષ્ટ્રીય નીતિ શાંતિની હતી. અફઘાનિસ્તાનમાં રહેલું અંગ્રેજી સૈન્ય તેણે પાછું બોલાવી લીધું અને તે દેશના અંતસ્થ કારભારમાં માથું નહીં મારવાનું ડહાપણ ભરેલું ધોરણ સ્વીકાર્યું. ચીન સાથે ચાલતું યુદ્ધ અટકાવ્યું અને હૉંગકૉંગ બંદર મેળવ્યું. બીજા દેશોના બંદરોમાં

વેપાર કરવાની કેટલીક સગવડો સંપાદન કરી તુર્કસ્તાન અને ઇજીપ્ટ વગેરે પ્રકરણને લીધે ફ્રાંસ અને ઇંગ્લંડ વચ્ચે અણબનાવ ચાલતો હતો તે તેણે ઘણી ચતુરાઇથી દૂર કરી ફ્રાંસ સાથે મિત્રાચારીનો સંબંધ રાખ્યો. તે જ પ્રમાણે કેનેડા અને યુનાઇટેડ સ્ટેટ્સ વચ્ચે સરહદ સંબંધી તકરાર ઉભી થઈ હતી તે પણ તેણે પોતાની કુશળ રાજનીતિથી દૂર કરી ઇ. સ. ૧૮૫૦માં તે મરણ પામ્યો.

**Q. 85. Describe the English foreign policy under the influence of Lord Palmerston.**

ઉ:—ઇ. સ. ૧૮૩૦થી ૧૮૬૫ સુધી (વચલા થોડાક વર્ષો બાદ કરીને) ઇંગ્લંડનું પરરાષ્ટ્રીય રાજકારણ ચાલાક, સાહસી અને કર્તબગાર મુત્સદ્દી લૉર્ડ પામરસ્ટનની સલાહ પ્રમાણે ચાલતું હતું. કેનિંગનું બાકી રહેલું કામ તેણે પાર પાડયું અને કેનિંગની પરરાષ્ટ્રીય રાજકિર્તીનું અવલંબન કરીને પામરસ્ટને યુરોપમાં ઇંગ્લંડની સત્તા અને પ્રતિષ્ઠા વધાર્યાં. કેટલાક વખતે તે પોતાનું પરરાષ્ટ્રીય રાજકારણ પ્રધાનમંડળના પોતાના સહકારીઓને પણ જણાવતો નહીં અને કેટલીક વખતે રાણી વિકટોરીઆને પણ પોતાના રાજકારણીય પ્રયત્નો ન જણાવતાં પોતાનું ધારેલું કામ કરી લેતો. આમ કરવાથી રાણી અગર સહકારી પ્રધાનો પોતાના ઉપર ગુસ્સે થાય તેની તે પરવા કરતો નહીં. પરરાજ્યોમાં ઇંગ્લંડનો દરજ્જો વધારવા તરફ તે હંમેશ નજર રાખતો. આ કારણથી જ ઘણા લોકો તેને ખાસ ચાહતા. તેના પરરાષ્ટ્રીય રાજકારણના ત્રણ મુખ્ય સુત્રો હતાં. (૧) ઇંગ્લંડનો વૈભવ વધારવો અને બીજા રાષ્ટ્રો ઉપર ઇંગ્લાંડની છાપ પાડવી. (૨) રાષ્ટ્રીયત્વની જાગ્રતિને ઉત્તેજન આપવું અને સર્વ યુરોપમાં તેનો પ્રચાર થવા દેવો. (૩) રશીઆની પૂર્વ દેશો જીતી લેવાની મહત્વાકાક્ષા અટકાવવી અને તુર્કસ્તાનનું રાજ્ય જીવતું રાખીને રશીઆને દાબમાં રાખવું.

ઇ. સ. ૧૮૩૦માં બેલ્જીઅમે સ્વતંત્ર થવાનો નિશ્ચય કર્યો. ફ્રાન્સ દેશે તેને મદદ આપવાની હા પાડી; પરંતુ બેલજીઅમમાં ફ્રાન્સનું રાજકીય વર્ચસ્વ અટકાવવા માટે પામરસ્ટને બેલજીઅમનું સ્વાતંત્ર્ય કબુલ રાખ્યું અને હૉલંડ પાસેથી બેલજીઅમનું સ્વાતંત્ર્ય માન્ય હોવાનું કબુલ કરાવી લીધું.

સ્પેન અને પોર્ટુગલ દેશોમાં સનદશીર રાજ્યપદ્ધતિ સ્થાપન કરવા સંબંધી લોકોમાં ચળવળ ચાલતી હતી. પામરસ્ટને આ ચળવળને ઉત્તેજન આપ્યું. ઇ. સ. ૧૮૩૩માં તુર્કસ્તાનના ઇજીપ્ટ પ્રાંતના સુબા મહમદઅલીએ, તુર્કસ્તાન સરકાર વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યું અને ફ્રાન્સની મદદ લઇને તુર્કસ્તાનના લશ્કરને હરાવ્યું. ત્યારે બીજા યુરોપના રાજ્યોની મદદ લઇને પામરસ્ટને મહમદઅલીને હરાવ્યો. ઇ. સ. ૧૮૫૧માં ફ્રાન્સ લોકસત્તાક રાજ્યના અધ્યક્ષ લુઈ નેપોલીઅને રાજપદ ધારણ કર્યું અને ફ્રાન્સનો રાજા થયો. પામરસ્ટને નેપોલીઅનના આ કૃત્યને ખાનગી અને ગુપ્ત રીતે સંમતિ આપી હતી પણ તે વાત ઉઘાડી પડવાથી રાણીએ પામરસ્ટનને રાજીનામું આપવાની ફરજ પાડી. જ્યારે ક્રીમીઅન યુદ્ધ શરૂ થયું ત્યારે પામરસ્ટન ફરીથી મુખ્ય પ્રધાન થયો. તેણે તે યુદ્ધ યશસ્વી રીતે ચલાવીને રશિયાની પૂર્વ દેશ જીતવાની મહત્વાકાંક્ષા અટકાવી. ઇ. સ. ૧૮૪૮માં યુરોપના અનેક દેશોમાં જે જે રાજ્યક્રાન્તિ થઈ તેમાં તે તે દેશની પ્રજાને પામરસ્ટને પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી. ચીનમાં ઈંગ્લીશ વાવટાનું અપમાન થવાથી પામરસ્ટને ચીન વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યું અને તે દેશને હરાવીને ઘણાં વેપારી હકકો અને લઢાઇનો ખર્ચ લીધો. એક બે પ્રસંગમાં તેનું રાજકારણ સફળ થયું નહીં અને તેથી ઈંગ્લંડની અપકિર્તી થઈ. સ્લેશવીગ અને હાલ્સ્ટેન પ્રાંત ઉપર ડેનમાર્કનો હક્ક છે એવું તેણે જાહેર કર્યું હતું; પરંતુ જર્મનિએ જ્યારે ડેનમાર્ક વિરુદ્ધ યુદ્ધ શરૂ કર્યું ત્યારે પામરસ્ટન ડેનમાર્કને મદદ કરી શકયો નહીં. પોલંડના પ્રસંગમાં પણ તે પોલંડને મદદ કરી શકયો નહીં અને તેથી પામરસ્ટની અપકિર્તી થઇ. તે ૧૮૬૫માં મરણ પામ્યો.

**Q. 86. What were the principal achievements of Gladstone's first administration ?**

ઉ:—ઇ. સ. ૧૮૬૮થી ૭૪ સુધી ગ્લેડસ્ટન ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન હતો. પોતાની ૬ વરસની કારકિર્દીમાં તેણે એટલા બધા સુધારા કર્યા કે તેને લોકશાહીના પુરસ્કર્તા કહે છે. તેણે કરેલા સુધારાથી રાજ્યકારભારમાં લોકોની સત્તા દિવસે દિવસે વધતી ગઇ.

**ગ્લેડસ્ટનની આયર્લેંડ સંબંધી નીતિ:**—આયર્લેંડમાં કેથોલીક લોકોની સંખ્યા પુષ્કળ હતી; પરંતુ ઇગ્લંડની સરકારે આયર્લેંડમાં ધર્મખાતું સ્થાપન કર્યું અને તેમાં પ્રોટેસ્ટંટ લોકોની નિમણુંક કરી. આ ધર્મખાતું ચલાવવાનો ખર્ચ કેથોલીક લોકો પાસેથી કર ઉઘરાવીને કરવામાં આવતો. આ કારણથી આયરીશ લોકોના મન અત્યંત નારાજ હતા. આ સ્થિતિ ધ્યાનમાં લઇને ઈ. સ. ૧૮૬૯માં ગ્લેડસ્ટને એક કાયદો પસાર કરીને સરકારી ધર્મખાતું કાઢી નાંખ્યું અને સરકારે પ્રોટેસ્ટંટ ચર્ચને સરકારી મદદ કરવી નહીં એવું ઠરાવવામાં આવ્યું.

**આયરીશ જમીનનો કાયદો ૧૮૭૦:**—આયર્લેંડની ઘણીખરી જમીન ઇગ્લીશ પ્રોટેસ્ટંટ લોકોના કબજામાં હતી અને આયરીશ રોમન કેથોલીક લોકો પ્રોટેસ્ટંટ જમીનદારોને દાણ આપીને તેમની જમીન ખેડતા. ખેડુતોને ભારે દાણ આપવી પડતી અને જમીન ખેડવાનો તમામ ખર્ચ તેમને જ કરવો પડતો. જમીનદારો તેમની પાસેથી અનેક રીતે પૈસા ઉઘરાવતા અને જુલમ કરતા. આ કારણથી ઘણાખરા ખેડુતો દુઃખી અવસ્થામાં હતાં. ખેડુતોની આ સ્થિતિ સુધારવા સારૂ ઇ. સ. ૧૮૭૦માં ગ્લેડસ્ટને એક કાયદો પસાર કરાવ્યો. તેમાં નીચે લખેલી ત્રણ કલમો હતી: (૧) જમીનદાર પોતાના ખેડુતને કાઢી નાંખે ત્યારે તે જમીન અને ખેતી સુધારવા અર્થે ખેડુતે જે જે ખર્ચ કર્યો હોય તે જમીનદારે ખેડુતને પાછો આપવો જોઇએ. (૨) ખેડુત પોતાના માલીકને ઠરેલી દાણ યોગ્ય વખતે આપતો હોય તેમ છતાં જો જમીનદાર પોતાના અસલ ખેડુતને કાઢી નાંખે તો જમીનદારે ખેડુતને તેની નુકશાની ભરી આપવી જોઇએ. (૩) લાયક ખેડુતોને, સરકારમાંથી પૈસા આપીને જમીનદારો પાસેથી જમીન વેચાતી લેવાની પરવાનગી આપવી જોઇએ.

**શિક્ષણ સંબંધી સુધારા:**—ઇ. સ. ૧૮૭૦માં ફરજીઆત પ્રાથમિક શિક્ષણનો કાયદો પસાર કરવામાં આવ્યો અને તેથી દરેક પરગણામાં સ્કુલ-બોર્ડ સ્થાપવામાં આવી. શિક્ષણનો ખર્ચ ચલાવવાને જોઇતો પૈસો તથા કર ઉઘરાવીને ભેગો કરવાનો અધિકાર સ્કુલ બોર્ડને આપવામાં આવ્યો; તેજ પ્રમાણે પોતપોતાના પરગણામાં નિશાળ ઉઘાડીને ફરજીઆત પ્રાથમિક

શિક્ષણ આપવાનો અધિકાર સ્કુલબોર્ડને મળ્યો. ઇ. સ. ૧૮૭૧માં ઑક્સફર્ડ અને કેંબ્રિજના વિશ્વવિદ્યાલયોમાં શિક્ષણ લેનારા વિદ્યાર્થીઓ ઉપરના ધાર્મિક નિર્બંધો કાઢી નાંખવામાં આવ્યા તેથી રોમન કેથોલીક લોકોને ઉચ્ચ શિક્ષણ લેવાની છૂટ થઇ. ૧૮૫૨માં ફરજીઆત શિક્ષણનો કાયદો સ્કોટલંડને પણ લાગુ કરવામાં આવ્યો.

**સૈન્ય સંબંધી સુધારા:**—૧૮૫૧–૫૨માં ગ્લેડસ્ટનના પ્રધાનમંડળમાંના કાર્ડવેલ નામના પ્રધાને સૈન્યખાતામાં કેટલાક સુધારા કર્યા. દરેક સિપાઇએ જીવનપર્યંત નોકરી ન કરતાં ફક્ત છ વરસ સુધી નોકરી કરવી અને ત્યારબાદ રીઝર્વ સૈનિક તરીકે જરૂર પડે તો બીજા પાંચ વર્ષ નોકરી કરવી એવું ઠરાવવામાં આવ્યું. લાંચ આપીને સૈન્યમાં અધિકારની જગ્યા મેળવવાની પદ્ધતિ બંધ પાડવામાં આવી. સર્વ લશ્કર ઉપર રાજાની સત્તા છે એવો કાયદો પસાર કરવામાં આવ્યો.

**બીજા સુધારાઓ:**—૧૮૭૨માં લોકસભાના પ્રતિનિધિ ચુંટવામાં ગુપ્તમતદાનની પદ્ધતિ ( Ballot system ) શરૂ કરવામાં આવી. ૧૮૭૩માં ઇંગ્લંડમાં વરિષ્ટ ન્યાયકોર્ટ સ્થાપવાનો કાયદો પસાર થયો. તેથી ન્યાય જલદીથી મળી શકે એવી વ્યવસ્થા થઈ. ૧૮૭૧માં મજુરમંડળો કાયદેસર ઠરાવવામાં આવ્યા અને મજુરમંડળોની ગણના થવા લાગી.

ગ્લેડસ્ટને લોકહિતની દ્રષ્ટિથી ઘણા સારા સુધારા કર્યા પરંતુ, **યુરોપીયન રાજકારણ** તરફ તેણે પુરતું ધ્યાન આપ્યું નહીં. ૧૮૭૦માં ફ્રેંકો–જર્મન યુદ્ધમાં ફ્રાન્સનો પરાજય થયો. તે તરફ તેણે ધ્યાન આપ્યું નહીં. રશિયા, તુર્કસ્તાન વિરુદ્ધ અનેક ગુપ્ત કારસ્તાનો રચતું હતું અને કાળાસમુદ્ર ઉપર પોતાનું સ્વામિત્વ ચલાવવા પ્રયત્ન કરતું હતું તોપણ ગ્લેડસ્ટને રશિયન રાજકારણ તોડી પાડવા કોઈ પણ પ્રયત્ન કર્યો નહીં. તેની પરરાષ્ટ્રીય નીતિથી યુરોપખંડમાં ઈંગ્લંડની પ્રતિષ્ઠાને હાની પહોંચી. અલ્હાબાદ પ્રકરણમાં ઇંગ્લંડની ઘણી જ અપ્રતિષ્ઠા થઈ. તેણે કરેલા સુધારા વિરુદ્ધ જે લોકો હતા તેમણે આ સર્વ બાબતોનો હાથમાં લઈને લોકસભામાં તેની વિરુદ્ધ ઠરાવ પસાર કર્યો અને તેમાં તેનો પરાજય થયો ૧૮૭૪.

નવી થયેલી ચુંટણીમાં તેના પક્ષની બહુમતિ નહીં હોવાથી ગ્લેડસ્ટનને પ્રધાનપદનું રાજીનામું આપવું પડયું.

**Q. 87. Form an estimate of Disraeli's second administration ( 1874-1880 ).**

ઉ:—ઇ. સ. ૧૮૭૪માં ગ્લેડસ્ટનના પ્રધાનમંડળનો પરાજય થવાથી સામ્રાજ્યવાદી મુત્સદ્દી ડીઝરેલી ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન થયો. તેની કારકિર્દીના બે ભાગ પડે છે. (૧) દેશની આંતરિક સુધારણા. (૨) પરરાષ્ટ્રીય રાજનીતિ.

**(૧) આંતરિક સુધારણા:**—૧૮૭૫માં તેણે કાયદો પસાર કરીને આરોગ્યનાશક જગ્યાએ બંધાવેલા ઘરો પાડી નાંખવાનો અધિકાર શહેર સુધરાઈઓને અપાવ્યો અને મજુર વર્ગ વાસ્તે નવા હવાવાળા ઘર બાંધી આપવાનો અધિકાર પણ મ્યુનિસિપાલીટીઓને મળ્યો. ૧૮૭૬માં મજુર-મંડળ સંબંધી કાયદો પસાર કરવામાં આવ્યો. વળી પ્રાથમિક શિક્ષણ ફરજીઆત કરવા સંબંધી કાયદો પાસ થયો. ઇ. સ. ૧૮૭૭માં ઇંગ્લંડની રાણીને હિંદુસ્તાનની સામ્રાજ્ઞીનું પદ આપવા સંબંધી કાયદો પસાર થયો. ઇ. સ. ૧૮૭૮માં કારખાના સંબંધી કાયદો ઘડવામાં આવ્યો અને તે કાયદા પ્રમાણે દશ વર્ષથી ઓછી ઉમરના છોકરાઓને કારખાનામાં મજુર તરીકે કામ કરવાની બંધી કરવામાં આવી અને સ્ત્રીઓને અઠવાડીઆમાં વધારેમાં વધારે સાઠ કલાક કામ આપી શકાય એવું ઠરાવ્યું. આયર્લેંડ સંબંધી ડીઝરેલીની રાજનીતિ જુલ્મી હતી અને તે દેશમાં પાર્નેલે ચલાવેલી હોમરૂલની ચળવળ તેણે દાબી દીધી.

**ડીઝરેલીની પરરાષ્ટ્રીય રાજનીતિ:**—ડીઝરેલી સંપૂર્ણ સામ્રાજ્ય-વાદી હોવાથી સામ્રાજ્ય વિસ્તારવાની નીતિ તેણે અમલમાં મૂકી. ઈજીપ્તના સુલતાન પાસેથી સુએઝ કંપનિના ત્રીજા ભાગના શેરો ૪૦ લાખ પૌંડ આપીને વેચાતા લેવાનું અગત્યનું કામ કર્યું અને તેમ કરીને સુએઝની ખાડી ઉપર ઇંગ્લંડનો હક્ક પ્રસ્થાપિત કર્યો. આથી હિંદુસ્તાન આવવાનો માર્ગ ઇંગ્લંડના તાબામાં રહ્યો. ડીઝરેલીના વખતમાં પૂર્વ દેશ સંબંધી ભાંજગડો ફરીથી

ઉત્પન્ન થઈ. ક્રીમીઅન યુદ્ધ પછી તુર્કસ્તાનના સુલ્તાને પોતાની ખ્રિસ્તી પ્રજાનું રક્ષણ કરવાનું વચન આપ્યું હતું; પરંતુ તે પ્રમાણે વર્તન સુલ્તાને રાખ્યું નહીં. સુલ્તાનના તાબામાંના બાલ્કન સંસ્થાનોએ સ્વતંત્રતા મેળવવા પ્રયત્નો શરૂ કર્યા ત્યારે સુલ્તાને કેટલાએક બલ્ગેરીયન લોકોની કતલ કરી. બલ્ગેરીઆ, સાર્વિયા, મોન્ટીનીગ્રો વગેરે દેશો સ્વાતંત્ર્ય મેળવવા ખટપટ કરતા હતા ત્યારે તેમનો પક્ષ લઈને રશિયાએ તુર્કસ્તાન વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યું (૧૮૭૭). આ યુદ્ધમાં તુર્કોનો પરાજય થયો અને બાલ્કન રાષ્ટ્રો હવે પછી સ્વતંત્ર ગણવામાં આવશે અને રશિયાને તેમનું સંરક્ષણ કરવાનો અધિકાર રહેશે એવા પ્રકારનું તુર્કસ્તાનના સુલ્તાને સેન સ્ટૅફેનોનું તહનામું કરી આપ્યું ઇંગ્લંડને તુર્કસ્તાન માટે વિશેષ પ્રકારની લાગણી ન હતી પરંતુ રશીઆનું વર્ચસ્વ અને ભૂમધ્ય સમુદ્ર સુધી આગળ આવતો રશિયાનો રાજ્યવિસ્તાર, ઇંગ્લંડને ગમ્યો નહીં. આથી ઇંગ્લંડે રશિયા વિરૂદ્ધ યુદ્ધ જાહેર કરવાની ધમકી આપતાં જ રશિયા ડરી ગયું અને સૅન સ્ટૅફેનોનું તહનામું સુધારી આપવા તૈયાર થયું. ત્યારે ડીઝરાઇલીએ બર્લીનમાં આગેવાન રાષ્ટ્રોની સભા ભેગી કરી. તે સભામાં બાલ્કન રાજ્યોનું સ્વાતંત્ર્ય કબુલ કરવામાં આવ્યું અને તુર્કસ્તાનના સામ્રાજ્યની હદ મુકરર કરવામાં આવી. ગ્રીક ચર્ચના અનુયાયીઓનું સંરક્ષણ કરવા સંબંધી રશિયાનો અધિકાર કાઢી નાંખવામાં આવ્યો. સુલ્તાને પોતાના રાજ્યમાં રહેતા ખ્રિસ્તી લોકો સાથે સમાન દ્રષ્ટિથી વર્તવાનું કબુલ રાખ્યું. માલ્ટા બેટ અંગ્રેજોને મળ્યો. આ પ્રમાણે તુર્કસ્તાનનું રાજ્ય ટકી રહ્યું અને રશિયાની પૂર્વ યૂરોપ તરફની મહત્ત્વાકાંક્ષાઓ પડી ભાંગી. આ સભાને બર્લીનની કોનફરન્સ કહે છે (ઇ. સ. ૧૮૭૮).

હિંદુસ્તાનનો ગવર્નર લોર્ડ લીટન ડીઝરેલીનો ખાસ માણસ હોવાથી તેની સલાહ મુજબ અફઘાનિસ્તાનમાં વધતું જતું રશિયાનું વર્ચસ્વ અટકાવવા માટે લોર્ડ લીટને અફઘાનિસ્તાન સાથે યુદ્ધ શરૂ કર્યું અને તે યુદ્ધ ચાલતું હતું તેવામાં જ ડીઝરેલીનું પ્રધાનમંડળ પડી ભાંગ્યું.

એકંદર રીતે ડીઝરેલીની પરરાષ્ટ્રીય રાજનીતિ લોકોને પસંદ પડી નહીં. ઇ. સ. ૧૮૮૦માં પાર્લામેન્ટની નવી ચુંટણી થઈ તેમાં ડીઝરેલીનો પક્ષ નબળો માલમ પડવાથી તેના પ્રધાનમંડળનો પરાજય થયો.

**Q. 88. Give a brief account of the Parliamentary Bills passed in England during the latter half of the 19th century. What were their effects ?**

ઉ:—ઇ. સ. ૧૮૩૨ની સાલના ઠરાવ પછી તે સૈકાના બીજા ભાગમાં લોકસભાની સુધારણા કરવા સંબંધી બે મહત્ત્વના કાયદા પસાર થયાં. પહેલો કાયદો ૧૮૬૭માં અને બીજો ૧૮૮૪–૮૫માં પસાર થયો. આ બન્ને કાયદાથી ઇગ્લંડમાં પ્રજાતંત્રનો વિજય થયો. ઇ. સ. ૧૮૬૭ના કાયદાથી (૧) અગીઆર શહેરોને બે પ્રતિનિધિ મોકલવાનો હક્ક અને બીજા ૨૩ શહેરોને એક પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપવામાં આવ્યો. આવી જ રીતે મોટા શહેરોને ત્રણ ત્રણ પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપીને અને કેટલાએક પરગણાંઓને પ્રતિનિધિ મોકલવાનો નવો હક્ક આપી ખાલી પડેલી જગ્યાઓ પૂરવામાં આવી. (૨) મત આપવાનો અધિકાર વિસ્તૃત કરવામાં આવ્યો. શહેરમાં રહેનાર દરેક ઘરના માલિકને અને વાર્ષિક દશ પૌંડનું ભાડું ભરનાર ભાડુતને મત આપવાનો અધિકાર પ્રાપ્ત થયો. તે જ પ્રમાણે વાર્ષિક બાર પૌંડ જમીન મહેસુલ ભરનાર ખેડુતને અને પાંચ પૌંડનો કર ભરનાર જમીનદારને મત આપવાનો અધિકાર આપવામાં આવ્યો. આ નવા કાયદાથી લોકસભાના સભાસદોની સંખ્યા પહેલાં જેટલી કાયમ રાખવામાં આવી. એવી રીતે શહેરના મજુર લોકોને અને ગામડામાં રહેતા ગરીબ ખેડુતોને મતાધિકાર પ્રાપ્ત થયો.

ઇ. સ. ૧૮૮૪–૮૫ના કાયદાથી (૧) ૧૫૦૦૦ લોકવસ્તી કરતાં ઓછી વસ્તીવાળા શહેરોનો પ્રતિનિધિ મોકલવાનો અધિકાર કાઢી નાંખવામાં આવ્યો. ૫૦૦૦૦ વસ્તીવાળા શહેરોને એક જ પ્રતિનિધિ મોકલવાનો અધિકાર આપવામાં આવ્યો. (૨) પરગણાંના વિભાગને એક પ્રતિનિધિ મોકલવાનો અધિકાર અને શહેરના દરેક વિભાગને ( વોર્ડ ) એક એક પ્રતિનિધિ મોકલવાનો અધિકાર આપવામાં આવ્યો. આવી રીતે લોકસભાના સભાસદોની સંખ્યા ૬૫૮ના બદલે ૬૭૦ કરવામાં આવી. (૩) આ નવીન કાયદાનુસાર પરગણાંના ઘરમાલિકને, એક વર્ષ સુધી એક જ ઘરમાં રહેનારા

ભાડુતને અને ખેતરમાં મજુરી કરનાર મજુરને પણ મત આપવાનો અધિકાર પ્રાપ્ત થયો. એવી રીતે સુમારે પચીસ લાખ લોકોને મત આપવાનો અધિકાર મળ્યો અને લોકસભા ખરેખર પ્રજામતવાળી થઈ.

**Q. 89. What is meant by the Eastern Question? Describe England's attitude towards Turkey in the 19th century.**

ઉ:—પંદરમા સૈકામાં તુર્કીએ પોતાના સામ્રાજ્યનો વિસ્તાર આખા યુરોપમાં કરવાનો પ્રયત્ન કર્યો પરંતુ જેમ જેમ યુરોપીઅન રાષ્ટ્રોની ઉન્નતિ થતી ગઈ તેમ તેમ તુર્કસ્તાનની પડતી થવા લાગી. ૧૯મા સૈકામાં તુર્કીના તાબામાં યુરોપનો ઘણો જ થોડો ભાગ હતો અને તાબામાંના બાલ્કન સંસ્થાનો સ્વતંત્રતા મેળવવા ઉપરાઉપરી પ્રયત્ન કરવા લાગ્યા. તેજ પ્રમાણે રશિયાએ અધોગતી પામેલો તુર્કી સામ્રાજ્યનો ભાગ જીતીને કાળાસમુદ્ર ઉપર પોતાની સત્તા જમાવવાનો અને ડાર્ડેનલ્સ અને બાસ્ફરસની સામુદ્રધુનિયો જીતીને ભૂમધ્ય સમુદ્રનો વેપાર હસ્તગત કરવાનો નિશ્ચય કર્યો. રશિયાની આ મહત્વાકાંક્ષા રોકવામાં ન આવે તો પોતાનો પરદેશ સાથેનો વેપાર પડી ભાંગશે અને તેથી હિંદુસ્તાનમાંની પોતાની સત્તા ઓછી થશે એવું જાણીને ઇંગ્લંડે તુર્કસ્તાનને મદદ કરી અને તે રાજ્ય ટકાવી રાખ્યું. ઇંગ્લંડે રશિયા વિરુદ્ધ તુર્કસ્તાનને સૈન્યની તેમજ દ્રવ્યની મદદ આપી. આ સર્વ પ્રકરણને પૂર્વયૂરોપસંબંધી પ્રશ્ન (Eastern Question) કહેવામાં આવે છે. રશિયાનો પૂર્વ યૂરોપમાં પગપેસારો થવાથી ઇગ્લંડ ઉપર મહાન સંકટ આવશે એવું તરુણ પિટ અગાઉથી જાણતો હતો અને તેથી તેણે તે પ્રદેશમાં રશિયાને અટકાવવા ભારે પ્રયત્ન કર્યા પિટના પછી કેનીંગે પણ પિટનું ધોરણ આગળ ચલાવ્યું. ગ્રીસને મદદ કરવાથી તુર્કસ્તાનનો પરાજ્ય થશે અને તેમ થતાં પૂર્વ તરફ પોતાનું રાજકીય વર્ચસ્વ વધારવાને રશિયાને સુંદર તક મળશે એવું કેનીંગ જાણતો હતો. આગળ ઉપર પોતાની ચતુર રાજનીતિથી આ પ્રશ્નનો તેણે નિકાલ કર્યો; પરંતુ ગ્રીસ અને તુર્કસ્તાન વચ્ચે યુદ્ધ ચાલતું હતું તેવામાં જ કેનીંગ મરણ પામ્યો. આ યુદ્ધમાં તુર્કસ્તાનનો પરાજ્ય થયો અને રશિયાએ તુર્કસ્તાન પાસેથી ઘણો પ્રદેશ છીનવી

લીધો કેનીંગ પછી રશિયાના કટ્ટા શત્રુ અંગ્રેજ મુત્સદ્દી લૉર્ડ પામરસ્ટને રશિયાની મહત્વાકાંક્ષા તોડી પાડવા અનેક પ્રયત્નો કર્યા ઇ. સ. ૧૮૩૩માં ઇજીપ્ટના ગવર્નર મહમદઅલીએ તુર્કસ્તાન વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યું ત્યારે તુર્કસ્તાનનું રાજ્ય જીવતું રાખવાને પામરસ્ટને તુર્કસ્તાનને મદદ આપી તે રાજ્યનો બચાવ કર્યો ઇ. સ. ૧૮૪૦. ત્યારપછી ક્રીમીઆની લડાઈમાં રશિયા વિરુદ્ધ તુર્કસ્તાને મદદ આપીને રશિયાનો પરાજય કર્યો અને એવી રીતે પૂર્વદેશ તરફ વધતી જતી રશિયાની સત્તા અટકાવી. લૉર્ડ પામરસ્ટન પછી ડીઝરેલી મુખ્ય પ્રધાન થયો તેણે પણ પાછલું ધોરણ ચાલુ કરીને તુર્કસ્તાનનું રાજ્ય ટકાવી રાખવા માટે અને રશિયાને પ્રબળ થતું અટકાવવાને અનેક પ્રયત્નો કર્યા.

**Q. 80. Compare and contrast the characters and policies of Gladston and Disraeli Show how both of them contributed to the glory of England.**

ઉ:—૧૯મા સૈકામાં ગ્લેડસ્ટન અને ડીઝરેલી લીબરલ અને કૉન્ઝરવેટીવ પક્ષના આગેવાન હતા. ગ્લેડસ્ટન ઉદાર મતવાદી અને બીજો કૉન્ઝરવેટીવ પક્ષનો હતો. બન્ને અત્યંત બુદ્ધિવાન અને ઉત્તમ વક્તા હતા, તેઓ વિદ્યાપ્રેમી હોઇ કુશળ લેખક હતા. પોતાના અનુયાઇયો ઉપર બન્નેનું અસામાન્ય વજન હતું. તેમના રાજકીય અમલની શરૂઆતમાં તેઓ બન્ને કૉન્ઝરવેટીવ પક્ષના હતા. ઈ. સ. ૧૮૪૬માં પીલે ધાન્યનો કાયદો રદ કરીને ખુલ્લા વેપારને ઉત્તેજન આપ્યું. ગ્લેડસ્ટનને ખુલ્લા વેપારનું તત્વ માન્ય હોવાથી તે પીલ સાથે કૉન્ઝરવેટીવ પક્ષ છોડીને લીબરલ પક્ષમાં દાખલ થયો અને આગળ જતાં તે પક્ષનો મુખ્ય આગેવાન થયો. ખુલ્લા વેપારનું તત્વ ડીઝરેલીને માન્ય નહીં હોવાથી તે પોતાના પક્ષને વળગી રહ્યો અને કૉન્ઝરવેટીવ પક્ષની સંઘટના કરી. ઇ. સ. ૧૮૬૭માં લોકસભાની સુધારણા કરવાનો કાયદો પસાર કરાવીને લોકોનો વિશ્વાસ પોતાના તરફ ખેંચી લીધો અને ૧૮૭૪માં લોકસભામાં પોતાના પક્ષની બહુમતિ મેળવીને કૉન્ઝરવેટીવ પક્ષનું પ્રધાનમંડળ સ્થાપ્યું. ગ્લેડસ્ટન લોક-

તંત્રનો ખરો પુરસ્કર્તા હતો ત્યારે ડીઝરેલી લોકોનો વિશ્વાસ મેળવવા માટે સુધારા કરવા તૈયાર હતો. ન્યાય, શાંતિ અને સુધારણા સ્થાપવા તરફ ગ્લેડસ્ટનનું ધ્યાન હોવાથી તેણે આર્થિક, રાજકીય અને સામાજીક સુધારા કરવાના અનેક પ્રયત્નો કર્યા ત્યારે સામ્રાજ્ય વિસ્તાર અને સંઘટન તરફ ડીઝરેલીનું ધ્યાન હોવાથી તેણે પોતાની કારકિર્દીમાં વસાહતો તરફ તથા હિંદુસ્તાન અને યુરોપીઅન રાજકારણ તરફ વિશેષ લક્ષ આપીને તેવા પ્રકારના પ્રયત્ન કર્યા. ખુલ્લા વેપારની પદ્ધતિ, આયરીશ પ્રશ્ન અને પૂર્વ યુરોપ સંબંધી પ્રકરણ. આ ત્રણે બાબતોમાં બન્ને મુત્સદ્દીઓની રાજનીતિ જુદી માલમ પડતી. આયર્લંડ સંબંધી ગ્લેડસ્ટનનું ધોરણ ઉદાર હતું; તેણે આયરીશ લોકોનો રાજકીય અસંતોષ દૂર કરવાને કેટલાએક ઉપયોગી કાયદા કર્યા અને છેવટે આયર્લેંડને સ્વરાજ્ય આપવા સંબંધી હોમરૂલ બીલ પાર્લામેન્ટમાં મુકયું ત્યારે ડીઝરેલીએ, આયરીશ આગેવાન પારનેલની સ્વરાજ્ય મેળવવા માટે ચલાવેલી સનદશીર ચળવળ તોડી પાડવા જુલમી રાજ્યનીતિ અમલમાં મુકી. રશિયાની, પૂર્વ દેશમાં વધતી સત્તા અટકાવવાને અને ભૂમધ્ય સમુદ્રમાં ઇંગ્લંડનું વર્ચસ્વ ટકાવવા માટે તુર્કસ્તાનને મદદ આપવી જોઇએ એવી ડીઝરેલીની રાજનીતિ હતી. ગ્લેડસ્ટનની રાજનીતિ તુર્કસ્તાન વિરૂદ્ધ અને બાલ્કન સંસ્થાનોને અનુકૂળ હતી. ૧૮૭૦માં રશિયાએ તુર્કસ્તાન વિરૂદ્ધ પ્રપંચ રચીને કાળા સમુદ્ર ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપવાનો પ્રયત્ન કર્યો ત્યારે ગ્લેડસ્ટને રશિયાને અટકાવ્યું નહીં. ૧૮૭૮માં તુર્કોએ બલગેરીયન લોકોની કતલ કરી ત્યારે ગ્લેડસ્ટને જાહેર રીતે તુર્કોનો વિરોધ કર્યો અને તેઓને યુરોપમાંથી હાંકી મુકવા જોઇએ એવું પ્રતિપાદન કર્યું અને રશિયાના લડાયક ધોરણને ઉત્તેજન આપ્યું. ગ્લેડસ્ટનની પરરાષ્ટ્રીય નીતિ નબળી હોવાથી યૂરોપમાં ઇંગ્લંડની પ્રતિષ્ઠા ઘટી. સામ્રાજ્યવાદી ડીઝરેલીએ લડાયક અને સબળ પરરાષ્ટ્રીય નિતિનું અવલંબન કરીને યુરોપમાં ઇંગ્લંડની પ્રતિષ્ઠા અને છાપ વધારી. ગ્લેડસ્ટનનું ધોરણ શાંતિવાદી હતું ત્યારે ડીઝરેલીની રાજનીતિ લડાયક સ્વરૂપની હતી. અફઘાનિસ્તાન સાથે થયેલા યુદ્ધો ઉપરથી આ વાત સાબિત થાય છે.

ગ્લેડસ્ટને શિક્ષણ, લશ્કર, ધર્મ, મતદાન વગેરે સંબંધી ઘણા સુધારા કર્યા અને આયર્લેંડના સંબંધમાં ઉદાર નીતિ ધારણ કરીને લોકોનો વિશ્વાસ અને પ્રેમ સંપાદન કર્યા. ડીઝરેલીએ મજુર અને કારીગર લોકો તરફ સક્રિય સહાનુભૂતી દર્શાવી પરંતુ બીજી બાબતોમાં જુલમી રાજતંત્ર ચલાવ્યું. ગ્લેડસ્ટને સામાજીક, આર્થિક અને રાજકીય સુધારા કરીને દેશમાં લોકતંત્રનો પાયો નાંખ્યો. જો કે તેની પરરાષ્ટ્રીય નીતિ શાંતિવાદની હતી તોપણ પોતાના દેશમાં અનેક યોગ્ય સુધારા કરીને ઇંગ્લંડની પ્રતિષ્ઠા અને ગૌરવમાં વધારો કર્યો. ડીઝરેલીએ પોતાની સબળ પરરાષ્ટ્રીય રાજનીતિને લીધે યુરોપમાં ઇંગ્લંડનો દરજ્જો વધાર્યો, સામ્રાજ્યનો વિસ્તાર અને સંઘટન કરવામાં તે ઘણોખરો યશસ્વી થયો, રશિઆનું વધતું રાજકીય વર્ચસ્વ અટકાવ્યું અને તુર્કસ્તાનનું રાજ્ય ટકાવ્યું. આ તેના મહત્વનાં કામ કહી શકાય. ગ્લેડસ્ટને પ્રજાના હકકોનો વિસ્તાર કર્યો ત્યારે ડીઝરેલીએ ઇંગ્લંડના સામ્રાજ્યનો વિસ્તાર કર્યો.

**Q. 91. Describe briefly Gladstone's second, third and fourth administrations.**

ઉ:—બીજું પ્રધાનમંડળ (૧૮૮૦ થી ૮૫):—૧૮૮૦માં થયેલી નવી ચુંટણીમાં ગ્લેડસ્ટનનો લીબરલ પક્ષ અધિકારારૂઢ થયો. શાંતિ, કરકસર, અને સુધારા અમલમાં મુકવાનું ગ્લેડસ્ટને ઠરાવ્યું. પ્રથમ તેણે આયરીશ લોકોનો વાદગ્રસ્ત પ્રશ્ન હાથમાં લીધો અને ખેડુતોના હિતાર્થે લેંડ એકટ પસાર કર્યો (૧૮૮૧). જમીનદારોએ ખેડુતો પાસેથી જમીનના ઉપજનું દાણ લેવું અને બન્ને વચ્ચે દાણ સંબંધમાં તકરાર થાય તો લેંડ કોર્ટ નામની અદાલતે ફરીથી દાણ ઠરાવી આપવું અને જમીનદારોએ જુના ખેડુતોને કારણ વગર કાઢવા નહીં એવી વ્યવસ્થા તે કાયદામાં કરેલી હતી. આ કાયદાથી આયરીશ ખેડુતોનું સમાધાન થયું નહીં અને દાણ ન આપવાની ચળવળ શરૂ કરી. ગ્લેડસ્ટને દંડનીતિ ચલાવી આયર્લેંડના પાર્નેલ વગેરે આગેવાનોને કેદમાં પૂર્યા. કેવેન્ડીશ નામના ગવર્નરનું આયરીશ લોકોએ ખૂન કર્યું. ત્યારે અંગ્રેજ સરકારે સુધારણા કરવાનું કામ પડતું મૂકીને જુલ્મી કાયદા પસાર કર્યા. સભાસદોનો ભાષણ સ્વાતંત્ર્યનો હક્ક

છીનવી લેવાનો ઠરાવ પસાર થવાથી આયરીશ પ્રજા ગ્લેડસ્ટન ઉપર ચીઢાઈ. ગ્લેડસ્ટન સુધારણાવાદી હોવાથી ફરીથી તેણે સુધારણા બીલ અને મતદારનો હક્ક વિસ્તાર કરનારૂં બીલ પસાર કર્યું ૧૮૮૫. ( પ્રશ્ન ૮૬મો જુઓ ). તેની પરરાષ્ટ્રીય નીતિ શાંતિની અને નિર્બળ હતી. અફઘાનિસ્તાન સાથે ચાલુ થયેલું યુદ્ધ તેણે બંધ પાડયું અને તે દેશ સાથે સંધી કરીને અંગ્રેજી લશ્કર પાછું બોલાવી લીધું. ટ્રાન્સવાલના બોઅર લોકોએ અંગ્રેજો વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યું અને અંગ્રેજોનો પરાજય કર્યો ત્યારે ગ્લેડસ્ટને બોઅર લોકોને અંગ્રેજી સામ્રાજ્યમાં જ રાખીને એક પ્રકારનું સ્વાતંત્ર્ય આપ્યું

ઇજીપ્ટમાં અંગ્રેજ અને ફ્રેન્ચ લોકોનું રાજકીય અને આર્થિક વર્ચસ્વ સ્થાપન થયું હતું એ વાત નહીં ગમવાથી ઇજીપ્ટના યુદ્ધમંત્રી અરબી પાશાએ પરદેશીઓનું વર્ચસ્વ દૂર કરવા બંડ જગાવ્યું; પરંતુ અરબી પાશાનો પરાજય થયો અને ઇજીપ્ત દેશ અંગ્રેજોના તાબામાં આવ્યો અને તેમણે ત્યાં શાંતિ અને સુવ્યવસ્થા સ્થાપન કરવા માટે પોતાનું લશ્કર રાખ્યું. સુદાન પ્રાંત જીતવાને અંગ્રેજોએ લશ્કર મોકલ્યું પણ તે સૈન્યનો કંઈપણ ઉપયોગ ન થતાં અંગ્રેજોની કતલ થઈ.

ત્રીજું પ્રધાનમંડળ:—૧૮૮૬માં ગ્લેડસ્ટને આયરીશ સભાસદોની સહાનુભૂતિ અને મદદ મેળવીને કોમન્સ સભામાં પોતાની બહુમતિ કરી લીધી અને પોતાના પક્ષનું ત્રીજીવાર પ્રધાનમંડળ બનાવ્યું. આયર્લૅંડને હોમરૂલ આપવા તેણે એક ઠરાવ પાર્લામેન્ટમાં મૂકયો; પરંતુ જોસફ ચેમ્બરલેઇનના લીબરલ પક્ષના એક વિભાગે ઠરાવનો વિરોધ કર્યો અને તે બીલ નામંજુર થયું. આ કારણથી લીબરલ પક્ષમાં ફાટફૂટ થઈ ગ્લેડસ્ટને પાર્લામેન્ટ બરખાસ્ત કરી અને નવી ચુંટણીમાં તેનો પરાજય થવાથી તેણે પ્રધાનપદનું રાજીનામું આપ્યું.

ચોથું પ્રધાનમંડળ:—૧૮૯૨માં ગ્લેડસ્ટન ચોથીવાર મુખ્ય પ્રધાન થયો. ફરીથી તેણે આયરીશ હોમરૂલ બીલ લોકસભામાં મૂકયું. પરંતુ તે નામંજુર થયું. ૧૮૯૪માં તેણે ઘડપણને લીધે પ્રધાનપદનું રાજીનામું આપ્યું.

**Q. 92. What were the views of Gladstone and Disraeli about (1) abolition of Corn Laws (2) Irish Question and (3) Eastern Question.**

ઉ:—See Q. 89.

**Q. 93. What were the attempts made by the British people to reform their Parliament in the 19th century.**

ઉ:—See Qs. 77, 78 and 87.

**Q. 94. Trace the history of political parties in England upto 1832.**

ઉ:—પહેલા ચાર્લ્સની કારકીર્દીમાં થયેલા આંતરયુદ્ધમાં બે પક્ષ હતા. રાજપક્ષ (Cavaliers) અને લોકપક્ષ (Round Heads). બીજા ચાર્લ્સના વખતમાં કેથોલીક ધર્મી જેમ્સને ગાદી ન મળવી જોઇએ એવો ઠરાવ (Exclusion Bill) લોકસભામાં મુકવામાં આવ્યો ત્યારે પાર્લામેન્ટમાં બે પક્ષ ઉત્પન્ન થયા અને તેમના નામ અનુક્રમે ટોરી એટલે રાજપક્ષ અને વ્હીગ એટલે લોકપક્ષ એવાં રાખવામાં આવ્યા. વ્હીગપક્ષના લોકો પ્રોટસ્ટંટપક્ષી હતા અને રાજાની સત્તા કરતા, લોકસભાની સત્તા શ્રેષ્ઠ છે અને રાજાને તેના સર્વ અધિકાર પ્રજા પાસેથી મળેલા છે એવા વ્હીગપક્ષના વિચાર હતા; ઇંગ્લંડનો રાજા પ્રોટેસ્ટંટ ધર્મી હોવો જોઈએ એવો આ પક્ષનો આગ્રહ હતો. આ પક્ષને ધાર્મિક સ્વાતંત્ર્ય જોઈતું હતું. તેઓ રાજદ્રેષ્ટા અને બંડખોર છે એવું કહીને તેમના પ્રતિપક્ષીઓએ તેમનું નામ વ્હીગ પાડયું. ટોરીપક્ષ કેથોલીક પંથી હતો અને પાર્લામેન્ટ કરતાં રાજસત્તા શ્રેષ્ઠ છે અને રાજાને તેના સર્વ હક ઈશ્વર તરફથી મળેલા છે એવી આ પક્ષની વિચારપદ્ધતિ હતી. ત્રીજા વિલીયમ અને એન રાણીની કારકિર્દીમાં ઇંગ્લંડના રાજકારણમાં ઉપર લખેલા બન્ને પક્ષો કાયમ રહીને કેબીનેટ ગવર્નમેન્ટ અથવા દ્વિપક્ષ ઘટનાત્મક રાજ્યપદ્ધતિ દાખલ થઈ. આમસભામાં જે પક્ષની બહુમતિ હોય તે પક્ષનું પ્રધાનમંડળ બનાવવું એવી પદ્ધતિ તે વખતથી કાયમની થઈ પડી. પહેલા અને બીજા જોર્જના વખતમાં વ્હીગપક્ષના હાથમાં રાજ્યાધિકાર હતો. ૧૭૧૪થી ૧૭૬૦ સુધીના પચાસ વર્ષમાં કેબીનેટ રાજ્યપદ્ધતિ ( Party Government )નો વિકાસ થયો અને બહુમતિનો ટેકો ન હોય ત્યારે અધિકાર રૂઢપક્ષના પ્રધાનમંડળે રાજીનામું આપવું જોઇએ એવો રિવાજ ચાલુ થયો.

આગળ ઉપર વ્હીગ પક્ષમાં અનેક મતભેદ થઈને જુદા જુદા ઉપપક્ષ નિર્માણ થયા અને તેથી વ્હીગપક્ષ દુર્બળ થવાથી ઇ. સ. ૧૭૮૩થી ૧૮૩૦ સુધી ટોરીપક્ષના હાથમાં સર્વ રાજકીય સત્તા આવી. વ્હીગ પક્ષે લોકસભાની સુધારણા, ખુલ્લો વેપાર, ગુલામોની મુક્તિ, મતદારોના રાજકીય હક્ક અને મુદ્રણ સ્વાતંત્ર્ય વગેરે કામો હાથમાં લીધા હતા. ટોરીપક્ષ આ સુધારાની વિરુદ્ધ હતો અને પ્રજાના રાજકીય હકકોને વિરોધ કરતો. વખત બદલાતાં ટોરીપક્ષમાં પણ મતભેદ થયો અને પ્રગતિપ્રિય નવો ટોરીપક્ષ નિર્માણ થયો. ઇ. સ. ૧૮૧૨થી ૩૦ સુધી ઇંગ્લંડનો સર્વ રાજ્યકારભાર ટોરીપક્ષના હાથમાં હતો પરંતુ આ પક્ષના આગેવાનોએ સ્વીકારેલું પ્રતિગામી ધોરણ, જુલમી રાજ્યકારભાર અને આ પક્ષે કરેલા સુધારાથી લોકોનું સમાધાન થયું નહીં અને ફરીથી વ્હીગ પક્ષ બળવાન થયો અને ઇ. સ. ૧૮૩૨માં વ્હીગ પક્ષે પાર્લામેન્ટની સુધારણા કરવાનો પ્રશ્ન હાથમાં લઈને તે કામ યશસ્વી રીતે કરી બતાવ્યું આ વખતથી વ્હીગ પક્ષ લીબરલ નામથી ઓળખાવા લાગ્યો અને ટોરીપક્ષનું નામ કૉન્ઝરવેટીવ રાખવામાં આવ્યું.

**Q. 95. Sketh briefly the history of parties from 1832 to this date.**

ઉ:—૧૮૩૨ના સુધારણાના કાયદાની રૂએ ભેગી થયેલી લોકસભામાં વ્હીગ પક્ષનું મતાધિક્ય થવાથી તે પક્ષનું પ્રધાનમંડળ બંધાયું. આ પ્રધાન મંડળે ગુલામીની મુક્તિ, મ્યુનિસિપલ સુધારાનો કાયદો, ગરીબો સંબંધી કાયદો, કારખાનાનો કાયદો, શિક્ષણ સંબંધી કાયદો વગેરે લોકોપયોગી સુધારાઓ કરીને પ્રજાનો વિશ્વાસ મેળવ્યો. થોડા વર્ષ છોડીને ૧૮૭૪ સુધી આ પક્ષના હાથમાં સર્વ અધિકાર હતો. પ્રગતિપ્રિય કૉન્ઝરવેટીવ પ્રધાન પીલે ખુલ્લા વેપારનું તત્ત્વ માન્ય કરીને ધાન્યનો કાયદો રદ કર્યો અને તેથી કૉન્ઝરવેટીવ પક્ષમાં ફુટ પડી. ખુલ્લા વેપારવાદી (Free Traders) સંરક્ષક વેપારવાદી Protectionists એવા કૉન્ઝરવેટીવ પક્ષના બે પક્ષ થયા. પીલના અનુયાયીઓ લીબરલ પક્ષમાં જોડાયા ત્યારપછી ગ્લૅડસ્ટનની આગેવાની નીચે લીબરલ પક્ષ સંગઠિત થયો અને ગ્લૅડસ્ટને અનેક

સુધારણા કરીને લોકતંત્રનો પાયો નાંખ્યો. ડીઝરેલી કૉન્ઝરવેટીવ પક્ષને વળગી રહ્યો અને તેણે પણ પોતાના પક્ષની પુનર્ઘટના કરી. ઇ. સ. ૧૮૬૭માં લોકસભાની સુધારણાનો બીજો કાયદો પસાર કરીને મત આપવાનો અધિકાર વિસ્તૃત કર્યો. ૧૮૭૪થી ૧૮૮૦ સુધી તેણે મજુરોના હિતાર્થે અનેક કાયદા કરીને પોતાનો પક્ષ પ્રગતિપ્રિય છે એવું સાબીત કરી આપ્યું. ડીઝરેલીનું સામ્રાજ્યવાદી અને લડાયક ધોરણ લોકોને પસંદ નહીં પડવાથી ૧૮૮૦માં ગ્લૅડસ્ટનનો ઉદાર મતવાદીપક્ષ અધિકારમાં આવ્યો. ૧૮૮૫માં ગ્લૅડસ્ટને આયરીશ હોમરૂલનો ઠરાવ લોકસભામાં મૂકયો ત્યારે લીબરલ પક્ષમાં હોમરૂલર્સ અને યુનિયનિસ્ટ્સ એવા બે પક્ષો નિર્માણ થયા અને હોમરૂલ બીલ નામંજુર થયું. (હાલ આયર્લેન્ડને હોમરૂલ મળેલું હોવાથી ઉપર લખેલા બે પક્ષ રહ્યાં નથી.) ૧૮૬૭માં અને ૧૮૮૫માં લોકસભાની સુધારણા કરવાના કાયદા પસાર થવાથી મતદાનનો હક્ક (Franchise) વિસ્તૃત થયો અને મજુર અને કારીગર વર્ગોના પ્રતિનિધિ લોકસભામાં ચુંટાઈ આવવા લાગ્યા અને તેથી મજુરપક્ષ અસ્તિત્વમાં આવ્યો. મજુરોના અઠવાડિક કામના કલાક ઓછા કરાવવા, તેમનો પગાર વધારવા પ્રયત્નો કરવો, તેમની બીજી હરકતો અને મુશીબતો દૂર કરવી અને કારખાનાના માલીકોની સત્તા નિયંત્રિત કરવી એવો મજુર પક્ષનો મુખ્ય કાર્યક્રમ છે. ઇ. સ. ૧૮૮૫થી ૧૯૦૬ સુધી કૉંઝરવેટીવ પક્ષ અધિકારમાં હતો ત્યારે આ પક્ષે સામાજીક સુધારણા કરવા અનેક કાયદા કર્યા. સામ્રાજ્યનો વિસ્તાર અને તેનું સંગઠન કરવું એ જ કૉન્ઝરવેટીવ પક્ષનો મુખ્ય કાર્યક્રમ હતો. ૧૯૦૩માં ખુલ્લો વેપાર કે સંરક્ષિત વેપાર રાખવો એ પ્રશ્ન ઉપર કૉંઝરવેટીવ પક્ષમાં મતભેદ થયો અને ચેમ્બરલેઇન આ પક્ષમાંથી નીકળી ગયો તેથી કૉંઝરવેટીવ પક્ષના હાથમાંથી રાજ્યકારભાર જતો રહ્યો. ૧૯૦૬માં લીબરલ પક્ષ અધિકારમાં આવવાથી તે પક્ષે મજુરોના કલ્યાણાર્થે અનેક કાયદા કર્યા અને ૧૯૧૧માં કાયદો પસાર કરીને અમીરમંડળના નાણાં સંબંધી અને કાયદા કરવા સંબંધી અધિકાર કાઢી લીધા અને કૉંઝરવેટીવ પક્ષનું જોર કમી કર્યું. લીબરલ પ્રધાનમંડળે મજુરોના હિતમાં કરેલા કાયદાથી મજુરપક્ષનું સમાધાન થયું નહીં અને તે પક્ષે પોતાના પક્ષનું પ્રધાન-

મંડળ સ્થાપન કરવાને અનેક પ્રયત્નો કર્યા અને ઇ. સ. ૧૯૨૪માં મજુર પક્ષ અધિકારમાં આવ્યો. આજે ઇગ્લંડમાં ત્રણ પક્ષ વિશેષ સંગઠિત અને સબળ જોવામાં આવે છે અને તેમનાં નામ લીબરલ (ઉદાર મતવાદી), કૉંઝરવેટીવ (પુરાણુ મતાભિમાની) અને મજુર પક્ષ.

**Q, 96. What were the relations between England and Ireland in the 19th Century?**

ઉ:—ઈ. સ. ૧૮૦૦માં આયરીશ અને ઇગ્લીશ પાર્લામેન્ટનું જોડાણ કરવામાં આવ્યું પરંતુ તેથી આયરીશ પ્રજાનું સમાધાન નહીં થવાથી આ જોડાણું રદ કરવા માટે તેમણે ચળવળ શરૂ કરી. તે વખતે ઑ કૉનેલ નામના આયરીશ આગેવાને કેથોલિક આયરીશ લોકોને પાર્લામેન્ટમાં પ્રતિનિધિ તરીકે બેસવાની હરકત દૂર કરવા ભારે ચળવળ ઉપાડી. તેણે ૧૮૨૩માં 'કેથોલિક એસોસીએશન' સ્થાપીને આયરીશ લોકોનું સંઘઠન કર્યું અને અનેક સભા ભેગી કરીને લોકોમાં અદ્દ્ભૂત જાગૃતિ ઉત્પન્ન કરી. તે કેથોલિક પંથનો હોવા છતાં કલૅર પરગણાં તરફથી પ્રતિનિધિ તરીકે ચુંટવામાં આવ્યો. પરંતુ તેને ઈંગ્લીશ પાર્લામેન્ટમાં બેસાડવામાં આવ્યો નહીં તેથી તેણે આયર્લૅંડમાં ઉગ્ર ચળવળ શરૂ કરી અને આયર્લૅંડમાં બળવો થશે કે શું એવો અંગ્રેજ સરકારને ભય ઉત્પન્ન કર્યો. ત્યારે સરકારે ૧૮૨૮માં ટેસ્ટ ઍકટ અને કૉરપોરેશન ઍકટ રદ કર્યા. ઈ. સ. ૧૮૨૯માં 'કેથોલિક ઇમેન્સીપેશન'નો કાયદો પસાર કરીને કેથોલિક લોકોને પાર્લામેન્ટના સભાસદ થવાની પરવાનગી આપવામાં આવી. ત્યારબાદ ઑ કૉનેલે આયર્લૅંડના પ્રોટેસ્ટંટ ચર્ચ વિરૂદ્ધ ચળવળ ઉભી કરી અને પ્રોટેસ્ટંટ ચર્ચ નિભાવવા કેથોલિકો પાસેથી કર ઉઘરાવનારા અધિકારીઓના અને તે કર આપનારાઓના ખૂન થવા લાગ્યા. ત્યારે સરકારે આયરીશ લોકો ઉપર જુલ્લમ વર્તાવ્યો. પરંતુ આ ચળવળ દાબી શકાઈ નહીં. ઓ કૉનેલના કહેવા મુજબ અંગ્રેજ સરકારે કેટલાએક સુધારા કર્યા ત્યારે જ તે ચળવળ બંધ પડી. પછી તેણે બન્ને દેશની પાર્લામેન્ટનું જોડાણુ રદ કરવાને ફરીથી નવી ચળવળ ઉપાડી. ઠેકઠેકાણે જાહેર સભા ભેગી કરીને આયરીશ પાર્લામેન્ટ અલગ રાખવી એ દેશને કેટલું હિતકારક

છે એવું લોકોને સમજાવ્યું; પરંતુ ઇ. સ. ૧૮૪૦માં સરકારે તેના પર રાજદ્રોહનો આરોપ મૂકીને તેને કેદમાં પૂર્યો. થોડા સમય પછી તેને છૂટો કરવામાં આવ્યો તે દરમ્યાન આયર્લૅંડમાં 'તરૂણુ આયર્લૅંડ' નામનો નવો પક્ષ ઉત્પન્ન થયો હતો. આ પક્ષ સાથે ઑ કૉનેલને નહીં બનવાથી તે લોકપ્રિય રહી શક્યો નહીં અને ૧૮૪૭માં મરણુ પામ્યો.

ઇ. સ. ૧૮૮૬માં આયર્લૅંડમાં ભયાનક દુષ્કાળ પડવાથી ઘણા લોકો પાયમાલ થયા. પુષ્કળ લોકો મરણુ પામ્યા અને ઘણા લોકો પરદેશ ચાલ્યા ગયા. આ સ્થિતિ સુધારવાને સરકારે જમીન સંબંધી કેટલાએક કાયદા કર્યા પણુ તેનો કંઈપણુ ઉપયોગ થયો નહીં. લોકોને તે કાયદાનું અનિષ્ટ પરિણામ ભોગવવું પડયું. દેશમાં હુલ્લડો શરૂ થયાં ત્યારે સરકારે આયરીશ લોકો ઉપર જુલમ ગુજાર્યો. ત્યારે સ્મિથ ઑ. બ્રાયનની આગેવાની નીચે આયરીશ લોકોએ સશસ્ત્ર ચળવળ શરૂ કરી. સરકારે આ ચળવળ સ્હેજમાં દાબી દીધી. ૧૮૫૯માં 'ફેનીઅન સોસાઈટી' સ્થાપન થઈ જેનું આયર્લૅંડને સ્વાતંત્ર્ય અપાવવાનું ધ્યેય હતું. ફેનીઅન લોકોએ અમેરીકામાં, ઇંગ્લંડમાં અને આયર્લૅંડમાં પોતાની ચળવળ જારી રાખી. ઇંગ્લંડ અને આયર્લૅંડમાં તેમણે અનેક અત્યાચારો કર્યા; તેથી આયર્લૅંડને સંતુષ્ટ કરવાની ઇચ્છાથી ગ્લેડસ્ટને ઘણુ કાયદા પસાર કર્યા. (આ સંબંધમાં પ્રશ્ન ૬૧મો પણુ જુઓ).

પરંતુ આ સુધારાથી આયર્લૅંડનો અસંતોષ દૂર ન થતાં ઉલટો વધ્યો; તેથી ગ્લેડસ્ટનને પણુ તે દેશમાં કડક રાજ્યકારભાર ચલાવવો પડયો. તે વખતે આયઝેક બટ નામનો આયરીશ આગેવાન હતો. તેણે આયરીશ લોકસભાનું જોડાણુ રદ કરવાને અને સામ્રાજ્યમાં રહી સ્વતંત્ર પાર્લામેન્ટ મેળવવાની હોમરૂલની ચળવળ શરૂ કરી. દર વર્ષે તે બ્રિટીશ પાર્લામેન્ટમાં હોમરૂલનો ઠરાવ લાવતો પરંતુ તેનો કાંઇ ઉપયોગ થયો નહીં. પછીથી પાર્નેલે હોમરૂલની ચળવળ પોતાના હાથમાં લીધી. પાર્નેલ અંગ્રેજોનો કટ્ટો દુશ્મન હતો. તે ઘણો વિદ્વાન અગર વકતા ન હતો પરંતુ પાર્લામેન્ટમાં ભાષણુ સ્વાતંત્ર્યના હક્કનો ઉપયોગ કરીને અને પાર્લામેન્ટનું કામ વખતોવખત અટકાવીને આમસભાનું ધ્યાન આયરીશ

પ્રશ્ન તરફ ખેંચ્યું. છેવટે ૧૮૭૯માં તેણે ખેતીસંઘ ( લેંડ લીગ ) સ્થાપીને જમીનદારો વિરૂદ્ધ ઉગ્ર ચળવળ આરંભી. દેશમાં હુલ્લડો અને અત્યાચારો ઉપરાઉપરી શરૂ થયા ત્યારે ૧૮૮૧માં લેંડ એક્ટ પસાર કરીને લોકોનો ખળભળાટ શાંત પાડવાને સરકારે પ્રયત્ન કર્યો. પરંતુ તેથી આયરીશ પ્રજાનું સમાધાન થયું નહીં અને જમીન મહેસુલ નહીં ભરવાની ચળવળ પાર્નેલે ઉભી કરી. સરકારે લેંડ લીગનું મંડળ ગેરકાયદેસર ઠરાવીને પાર્નેલને જેલમાં પૂર્યો. આગળ ઉપર જ્યારે સરકારે તેને છૂટો કર્યો ત્યારે તેણે રાષ્ટ્રીય સંઘ ( નેશનલ લીગ ) સ્થાપન કર્યો અને હોમરૂલની ચળવળ ફરીથી ઉપાડી. છેવટે ૧૮૮૫માં ગ્લેડસ્ટને હોમરૂલનો ઠરાવ બ્રિટીશ પાર્લામેન્ટમાં મૂકયો પરંતુ તે ઠરાવ નાપાસ થયો. ઇ. સ. ૧૮૯૨માં ગ્લેડસ્ટને બીજું હોમરૂલ બીલ લોકસભામાં મૂકયું પરંતુ અમીરમંડળે તે બીલ નામંજુર કર્યું. ૧૮૯૧માં પાર્નેલ મરણ પામ્યો હતો. આવી રીતે હોમરૂલ મેળવવા આયરીશ લોકોએ સો વરસ સુધી અનેક પ્રયત્ન કર્યા પણ તેમને યશ મળ્યો નહીં.

**Q. 87. What led to the Boer War?**

ઉ:—જે પ્રમાણે ડચ, ફ્રેંચ, અંગ્રેજ વગેરે યુરોપીઅન લોકો વેપાર કરવા માટે હિંદુસ્તાનમાં આવ્યા તે જ પ્રમાણે તેઓ વસાહત સ્થાપવા માટે દક્ષિણ આફ્રિકામાં ગયા. ડચ લોકોએ કેપ કોલોનીમાં પહેલી વસાહત સ્થાપી. આ ડચ લોકો બોરલોકના નામથી ઓળખાતા. અંગ્રેજોએ હળવે હળવે તેમને ટ્રાંસવાલ સુધી હઠાવ્યા. આ લોકોએ ટ્રાંસવાલમાં પોતાની વસાહત સ્થાપન કરી અને કેટલાએક વર્ષ પછી અંગ્રેજોએ તેમનું સ્વાતંત્ર્ય માન્ય રાખ્યું (૧૮૫૨). પરંતુ બોરલોકો આફ્રિકાના મૂળ વતનીઓનું સારૂં રક્ષણ કરી શકતા નથી એ જોઇને અંગ્રેજોએ બોરવસાહતનું સ્વાતંત્ર્ય કાઢી નાંખ્યું. ઇ. સ. ૧૮૮૪માં ગ્લેડસ્ટને નીચેની બે શરતો કરીને બોરલોકોનું સ્વાતંત્ર્ય પાછું આપ્યું. (૧) વસાહતમાં રહી વેપાર કરવાની પરવાનગી સર્વ યુરોપીઅનોને હોવી જોઇએ. (૨) બોરલોકોએ પોતાના પરરાષ્ટ્રીય સંબંધનું ધોરણ અંગ્રેજ સરકારની માન્યતા મેળવવી અને પછી પરરાજ્યો સાથે ઠરાર કરવા. આગળ થયેલા યુદ્ધનું મૂળ આ બે શરતોમાં રહેલું છે.

ઈ. સ. ૧૮૮૪ના કાયદાથી ટ્રાંસવાલની વસાહત સ્વતંત્ર થઇ અને ત્યાંના પ્રજાસત્તાક રાજ્યનો પૉલ ક્રુગર નામનો અધ્યક્ષ થયો. તે અંગ્રેજોનો કટ્ટો વિરોધી હતો. પોતાના દેશની સરહદ વધારવાની અને ત્યાં બીજા યુરોપીઅનોને દાખલ નહીં કરવાની તેની ખાસ ઇચ્છા હતી. ઇ. સ. ૧૮૮૬માં ટ્રાંસવાલમાં સોનાની ખાણ જડી આવી ત્યારે ઘણાં યુરોપીઅન લોકો ટ્રાંસવાલમાં દાખલ થવા લાગ્યા અને થોડા જ સમયમાં નવા આવેલા યુરોપીઅન લોકોની સંખ્યા અસલના બોરલોકોની સંખ્યા કરતાં પાંચ છ ગણી થઈ. ત્યારે પૉલ ક્રુગરે નવા આવેલા લોકો ઉપર કેટલાએક નિર્બંધો નાંખ્યા. સોનાની પેદાશ ઉપર અને નવા આવેલા લોકોના વેપાર ઉપર તેણે કેટલાએક કડક નિયમો પસાર કર્યા. તે જ પ્રમાણે નવા લોકોને કોઈ પણ પ્રકારના રાજકીય હક્ક આપવાની તેણે સાફ ના પાડી. મત આપવાનો અધિકાર પણ આ લોકોને ન હતો તેથી ગમે તે ઉપાય કરીને રાજકીય હક્ક મેળવવા જ જોઇએ એમ નવા લોકોને લાગ્યું.

પરંતુ બોર સરકારે તેમનું કંઈપણ નહીં માનવાથી આ લોકોએ કેપ કોલોનીના મુખ્ય પ્રધાન સેસીલ રોડ્ઝની સામે ગુપ્ત બંડ કરવાનો પ્રપંચ રચ્યો. બ્રિટિશ લોકોને વેપારમાં ફાયદો મળે નહીં તે સારૂ પૉલ ક્રુગરે પોર્ટુગીઝ લોકોને વેપાર કરવામાં કેટલીએક સગવડો કરી આપી. ત્યારે નવા વસેલા લોકો ઉશ્કેરાયા અને આ પક્ષનો નિકાલ તરવારના જોર ઉપર કરી લેવા માટે ડૉક્ટર જેમ્સની આગેવાની નીચે તેમણે બંડ કર્યું અને ટ્રાંસવાલ ઉપર સ્વારી કરી. પરંતુ ડૉક્ટર જેમ્સનો પ્રયત્ન નિષ્ફળ ગયો અને તેને પકડવામાં આવ્યો. આ કૃત્યથી બોર અને બ્રિટિશ પ્રજા વચ્ચેની દુશ્મનાવટ વધી પડી. જેમ્સને પકડવા બદલ પોતાનો આનંદ દર્શાવવાને જર્મનિના બાદશાહ કૈસરે પ્રેસિડંટ ક્રુગરને અભિનંદન આપ્યું. તેથી બોરલોકોને લાગ્યું કે યુદ્ધના પ્રસંગે જર્મનિ પોતાને મદદ કરશે.

બોર અને બ્રિટિશ પ્રજા વચ્ચેનો વિરોધ સમાધાનપૂર્વક દૂર કરવાના હેતુથી ઇંગ્લંડના વસાહત મંત્રી જોસફ ચેમ્બરલેઇન અને કેપકોલોનીના મુખ્ય પ્રધાન મીલ્નરે પુષ્કળ પ્રયત્નો કર્યા પરંતુ સમાધાની ન થતાં યુદ્ધની

શરૂઆત થઈ (૧૮૯૯). શરૂઆતમાં બોર લોકોની જીત થઈ પરંતુ છેવટે તેમનો પૂર્ણ પરાજય થયો અને ૧૯૦૨માં ટ્રાંસવાલની બોરવસાહત બ્રિટિશ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવી.

**Q. 98. Write notes on:—**

(૧) **પીઅરેજ બીલ:**—એન રાણીની કારકિર્દીમાં ટોરી પ્રધાન-મંડળે યુટ્રેક્ટનો તહ અમીરમંડળમાં પસાર કરી લેવા માટે રાણી પાસેથી બાર નવા ઉમરાવ વધાર્યા. આવી રીતે વ્હીગ પક્ષને હરાવીને ટોરીપક્ષે પોતાનું ધાર્યું કર્યું. ત્યારે પહેલા જોર્જના વખતમાં વ્હીગ પ્રધાને નવા ઉમરાવો બનાવવાનો રાજાનો હક્ક મર્યાદિત કરવા સારૂ પીઅરેજ બીલ લોકસભામાં મૂક્યું. ત્યારે અમીરમંડળમાં ૧૭૮ સભાસદોમાંથી ફક્ત છ ઉમરાવોએ ઉમરાવ બનાવવાના રાજાના હક્કની તરફદારી કરી. ફક્ત ખાલી પડેલી જગ્યા ભરી દેવાનો હક્ક રાજાને આપવામાં આવ્યો. સન્ડરલેન્ડનો ઠરાવ અમીરમંડળમાં પસાર થયો પરંતુ આમસભામાં તે ઠરાવ નામંજુર થયો. તે ઠરાવ આમસભામાં પસાર થયો હોત તો આમસભાનું શ્રેષ્ઠત્વ રહેત નહીં અને અમીરમંડળની સત્તા પ્રબળ થઈને વાદગ્રસ્ત પ્રશ્નોનો શાંત રીતે અને સમાધાનીથી નિર્ણય કરી લેવાનો માર્ગ બંધ થયો હોત.

(૨) **વિટ્ટકસ:**—

ઉ:—See Q. 57.

(૩) **જેકોબાઈટ્સ:**—

ઉ:—See Q. 54.

(૪) **મિશ્ર પ્રધાનમંડળ**

ઉ:—See Q. 58.

(૫) **સ્ટેંપ એક્ટ:**—

ઉ:—See Q. 61.

(૬) **બર્લીનનું ફરમાન અને કાઉન્સીલનું ફરમાન:**—

ઉ:—જેનાના યુદ્ધમાં પ્રશિયાનો પરાજય કર્યા પછી મદદ લઇને નેપોલીઅને બર્લીન શહેરથી એક ફરમાન કાઢ્યું. ઇંગ્લંડનો વેપાર

નાબુદ કરવાનો તેનો હેતુ હતો. આ ફરમાનથી એવું જાહેર કરવામાં આવ્યું કે (૧) ઇગ્લંડનો માલ જે જે ઠેકાણે જોવામાં આવે ત્યાં ત્યાં તે જપ્ત કરવામાં આવશે. (૨) ઇગ્લંડ અગર તેની વસાહતોના કોઈ પણ વ્હાણુને ફ્રાંસ અગર તેના મિત્રરાષ્ટ્રોએ પોતાના બંદરમાં આશ્રય આપવો નહીં. (૩) અંગ્રેજ લોકો જયાં જયાં જોવામાં આવશે ત્યાં ત્યાં લડાઈના કેદી તરીકે તેમને ગણવામાં આવશે. (૪) આ ફરમાન વિરુદ્ધ જે કોઈ વર્તન કરશે તેને ફ્રાંસનો શત્રુ ગણવામાં આવશે.

નેપોલીઅનના આ ફરમાનનો પ્રત્યુત્તર આપવા માટે ઇંગ્લંડે પણ કાઉન્સીલનું ફરમાન (Orders in Council) કાઢયું અને તેથી એવું જાહેર કરવામાં આવ્યું કે (૧) જે બંદરમાં ઈંગ્લંડનો વાવટો ન હોય તે બંદર સાથે કોઈ પણ રાષ્ટ્રે વેપાર કરવો નહીં. (૨) કોઈ પણ રાષ્ટ્રે પોતાના વેપારી વહાણુ ફ્રાંસ અને તેના મિત્રરાજ્યોના બંદરમાં લઈ જવા નહીં. (૩) આ ફરમાન વિરુદ્ધ જે જે રાષ્ટ્રો વર્તન કરશે તેને ઇગ્લંડનો શત્રુ ગણવામાં આવશે.

સમુદ્ર ઉપર ઈંગ્લંડની સર્વોપરી સત્તા હોવાથી તેના ફરમાન પ્રમાણે યુરોપના સર્વ બંદરો સાથેનો ઈગ્લડનો વેપાર બંધ કરવામાં આવ્યો પરંતુ નેપોલીઅનના ફરમાનનો અમલ થઈ શકયો નહીં તેથી યુરોપનો પરરાષ્ટ્રીય વેપાર ઇગ્લંડે નાકાબંધી કરીને બંધ પાડયો અને બધા દેશોમાં દુષ્કાળના ચિન્હો જણાવા લાગ્યા. આથી લોકો ઘણા દુઃખી થયા. નેપોલીઅનના ફરમાનની અવગણના કરીને ઇગ્લંડ સાથે મૈત્રી કરવા સર્વ રાજ્યો ઉત્સુક થયા.

**(૭) પવિત્ર સંઘ:—**

ઉ:—વૉટર્લુની લડાઈ થઈ રહ્યા પછી ઑસ્ટ્રિયા, રશિયા, પ્રશિયાના રાજાઓએ ઉપર લખેલો સંઘ નિર્માણ કર્યો.

ખ્રિસ્તી ધર્મતત્ત્વને અનુસરી યૂરોપના સર્વ રાષ્ટ્રોનું એકીકરણ કરવાનો આ સંઘનો જાહેર હેતુ હતો પરંતુ સંઘનો ખરો અને અંતસ્થ હેતુ યૂરોપમાં નવી ઉત્પન્ન થયેલી રાષ્ટ્રીય ભાવના અને ફ્રેંચ રાજ્યક્રાંતિના

સમાનતા, સ્વાતંત્ર્ય અને વિશ્વબંધુત્વના તત્ત્વો દાબી દેવાનો હતો. આ સંઘ નિર્માણ થવાથી એક વાત સિદ્ધ થઈ કે યૂરોપના સર્વ દેશોએ મળીને નેપોલીઅનને હરાવ્યો તોપણ ફ્રેંચ રાજ્યક્રાંતિથી ઉત્પન્ન થયેલા સમાનતા, વિશ્વબંધુત્વ, સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રીય ભાવનાના તત્ત્વો નાશ થયા નહીં. કેટલાએક વર્ષો પછી ફ્રાંસ અને સ્પેન દેશો આ સંઘમાં દાખલ થયા પરંતુ ઇંગ્લંડે આ સંઘનો નિષેધ કરી સંઘના સભાસદ થવાની ના પાડી.

(૮) ઇંગ્લંડ અને આયર્લૅંડનું સંયુક્તપણું:—

ઉ:—See Q. 73.

(૯) ધાન્યનો કાયદો:—

ઉ:—See Q. 74.

(૧૦) કેનીંગની પરરાષ્ટ્રીય નીતિ:—

ઉ:—See Q. 76.

(૧૧) હસ્કીનના સુધારા:—

ઉ:—See Q. 83.

(૧૨) કેથોલિક ઇમેનીશીપેશન:—

ઉ:—See Q. 96.

(૧૩) ઑ કૉનેલ:—

ઉ:—See Q. 96.

(૧૪) ખુલ્લા વેપારની ચળવળ:—

ઉ:—See Q. 83.

(૧૫) વિલ્બર ફ્રોર્સ:—

ઉ:—વિલ્બર ફ્રોર્સનો જન્મ ૧૭૫૯માં થયો હતો. દુનીઆમાંથી ગુલામગીરીની પદ્ધતિ બંધ પાડવાને જે જે લોકોએ ભગીરથ પ્રયત્નો કર્યા તેમાં વિલ્બર ફ્રોર્સ મુખ્ય છે. ગુલામગીરી રદ કરવા સંબંધના વિચારો તેનામાં નાનપણથી જ હતા. તરુણ પિટનો તે ખાસ મિત્ર હતો અને તેણે પોતાના વિચારોની છાપ પિટ ઉપર પાડી હતી અને પોતાના કાર્ય પ્રત્યે તેની સહાનુભૂતિ મેળવી હતી. ઇ. સ. ૧૭૮૭માં ગુલામોનો વેપાર અટકાવવાના હેતુથી તેણે એક મંડળ સ્થાપ્યું હતું અને તે મંડળ દ્વારા પોતાનું મનગમતું

કાર્ય સિદ્ધ કરવાને અનેક પ્રયત્નો કર્યા. પિટની સહાયતાથી પાર્લામેન્ટમાં ગુલામોનો વેપાર અટકાવવા સંબંધી ઠરાવ મૂક્યો પરંતુ તે વખતે તે ઠરાવ નામંજુર થયો. ત્યારબાદ ફ્રેંચ રાજ્યક્રાંતિની શરૂઆત થવાથી ગુલામોનો સવાલ થોડા વખત માટે બાજુએ મૂકવામાં આવ્યો પરંતુ વિલ્બર ફોર્સે તે સંબંધી ચળવળ ચાલુ રાખી હતી. છેવટે તેના પ્રયત્નો યશસ્વી થયા અને ૧૮૦૭માં ગુલામોનો વેપાર બંધ કરવા સંબંધી ઠરાવ લોકસભાએ પસાર કર્યો. ગુલામોનો વેપાર બંધ પડયો તોપણ ગુલામોને સ્વતંત્રતા મળી નહીં. વિલ્બર ફોર્સે ગુલામગીરીની પદ્ધતિનો સંપૂર્ણ નિષેધ કર્યો. છેવટે રીફોર્મ્ડ પાર્લામેન્ટે ગુલામગીરી બંધ કરવા સંબંધી કાયદો પસાર કરીને ઇ. સ. ૧૮૩૩માં સર્વ ગુલામોને મુક્ત કર્યા. આ કાયદો પસાર થતાં અગાઉ જ વિલ્બર ફોર્સ ૧૮૩૩ના જુલાઈ મહિનામાં મરણ પામ્યો.

(૧૬) એન્ટી કોર્ન લો લીગ:—

ઉ:—See Q. 83.

(૧૭) પૌર્વાત્ય પ્રશ્ન:—(Eastern Question.)

ઉ:—See Q. 89.

(૧૮) પાર્નેલ:—

ઉ:—See Q. 96.

(૧૯) ચાર્ટીસ્ટોની ચળવળ:—

ઉ:—See Q. 83.

(૨૦) સર રોબર્ટ પીલ:—

ઉ:—See Q. 84.

(૨૧) ડયુક ઓફ વેલીંગ્ટન (૧૭૬૯–૧૮૫૨):—ડયુક ઓફ વેલીંગટનનો જન્મ સને ૧૭૬૯માં થયો હતો. તેનું લશ્કરી શિક્ષણ પુરૂં થયા પછી નેધર્લેંડ અને વેસ્ટ ઇન્ડીઝમાં તે ઘણો જ પ્રસિદ્ધ થયો. સને ૧૭૯૬માં તેની હિંદુસ્તાનમાં સેનાપતિની જગ્યાએ નિમણુંક થઈ. ચોથા મ્હેસુર યુદ્ધમાં અને મરાઠાઓ સાથે થયેલા બીજા અને ત્રીજા યુદ્ધમાં તેણે અપૂર્વ કાર્ય બજાવીને પ્રભાવશાળી વિજયો મેળવ્યાં. તે ૧૮૦૫માં ઇંગ્લંડ ગયો. ૧૮૦૮માં પેનીન્સ્યુલર યુદ્ધમાં તેણે ફ્રેન્ચોનો પરાજય કર્યો

અને ત્યારથી જ નેપોલીઅનના પરાજયની શરૂઆત થઈ. આ લડાઈમાં બજાવેલી તેની સેવા બદલ પાર્લામેન્ટે પણ તેને પાંચ લાખ પૌંડ બક્ષિસ આપ્યા અને તેને ડયુકની બહુમાનની પદવી આપી. આ પછી ૧૮૧૫ની પ્રસિદ્ધ વૉટર્લુની લડાઈમાં તેણે પ્રશિયન લોકોની મદદથી નેપોલીઅનનો પૂર્ણ પરાજય કરીને ઇંગ્લંડને અને યુરોપને તેના ત્રાસમાંથી કાયમનું છોડાવ્યાં. આ તેની કામગીરી માટે પાર્લામેન્ટે તેને બે લાખ પૌંડ એક ભવ્ય રજવાડો વેચાતો લેવાને માટે આપ્યા.

આ પછીની તેની જીંદગી રાજકારણમાં ગઈ. તે કોન્ઝર્વેટીવ પક્ષનો હતો અને તે પક્ષના કેટલાક પ્રધાનમંડળોમાં તેણે ઉત્તમ કામગીરી બજાવી. સને ૧૮૨૮માં તે ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન બન્યો. પાર્લામેન્ટની સુધારણાનો અને રોમન કેથૉલિક પરના રાજકીય નિર્બંધો કાઢી નાંખવા સંબંધમાં તે પ્રથમથી વિરુદ્ધ હતો. પરંતુ ૧૮૨૮માં આયર્લેંડમાં ભયંકર ચળવળ શરૂ થઈ ત્યારે પોતાના વિચાર વિરુદ્ધ ટેસ્ટ એક્ટ, કૉરપોરેશન એક્ટ રદ કરવાની તેને ફરજ પડી. તે પછીના વરસમાં (૧૮૨૯) તેણે 'કેથોલિક ઈમેનીશીપેશન'નું બીલ પસાર કરીને કેથોલિક લોકો પરનો રાજકીય નિર્બંધ કાઢી નાંખ્યો. ૧૮૩૨માં પસાર થએલા પાર્લામેન્ટની સુધારણા બીલનો તેણે જબર વિરોધ કર્યો. પરંતુ આથી ફરીને લોકોમાં ઘણી જ જાગૃતિ ઉત્પન્ન થઈ; એ જોઈ તેણે તે બીલ પસાર થવા દીધું. સેનાપતિ તરીકે જો કે તેની યોગ્યતા ઘણી હતી તોપણ મુત્સદ્દી તરીકે તેની યોગ્યતા કમી હતી. તે ૧૮૫૨માં મરણ પામ્યો.

(૨૨) **અલ્બામા પ્રકરણ:**—સને ૧૮૬૧માં અમેરીકામાંના ઉત્તર અને દક્ષિણ સંસ્થાનો વચ્ચે લઢાઈની શરૂઆત થઈ. તે વખતે દક્ષિણ સંસ્થાનોની તરફથી અલ્બામા નામના ઇંગ્લીશ વહાણે ઉત્તરના સંસ્થાનોનું ઘણું જ નુકશાન કર્યું. આથી કરીને અંગ્રેજો સંબંધમાં અમેરીકામાં પ્રતિકૂળ મત ઉત્પન્ન થયો. અમેરીકાએ ઇંગ્લંડ પાસે નુકશાન ભરી આપવાની માંગણી કરી પરંતુ તે વખતના મુખ્ય પ્રધાન લૉર્ડ રસેલે તે માંગણી નામંજુર કરી. યુદ્ધ બંધ થયા પછી ૧૮૬૯માં અમેરીકાએ ફરીથી માંગણી કરી ત્યારે એક કમીશન નીમવામાં આવ્યું. આ કમીશને, ઇંગ્લંડે અમેરીકાને ૩૨૫૦૦૦

પોંડ નુકશાન ભરી આપવું એમ ઠરાવ્યું, તે વખતના મુખ્ય પ્રધાન ગ્લેડસ્ટને તે ભરી આપ્યું. આથી કરીને દેશમાં તેના પ્રધાનમંડળ વિરુદ્ધ મત થયો અને ગ્લેડસ્ટનના આ કૃત્યથી રાષ્ટ્રનું માન ઓછું થયું એમ લોકોને લાગ્યું.

(૨૩) **જોસેફ ચેમ્બરલેન:**—જોસેફ ચેમ્બરલેનનો જન્મ ૧૮૩૬માં થયો હતો. પોતાની કર્તબગારીથી તે બર્મીંગહામ શહેરમાં પ્રસિદ્ધ થયો અને ત્યાં તે એટલો બધો લોકપ્રિય થયો કે તેને લોકો બર્મીંગહેમનો અનભિષેક્ત રાજા (Uncrowned King) લોકો કહેવા લાગ્યા. સને ૧૮૭૬માં તે પાર્લામેન્ટનો સભાસદ થયો. શરૂઆતમાં તે ગ્લેડસ્ટનનો અનુયાયી હતો પરંતુ હૉમરૂલ બીલની વખતે ગ્લેડસ્ટનના અને તેના વિચાર એક આવ્યા નહીં અને લીબરલ પક્ષમાંથી છુટો પડીને તેણે યુનીઅનીસ્ટ પક્ષ સ્થાપન કર્યો. એ પક્ષ આગળ ઉપર કૉન્ઝરવેટીવ પક્ષમાં સામેલ થયો. લૉર્ડ સેલીસબરીના પ્રધાનમંડળમાં (૧૮૯૫–૧૯૦૧) તે વસાહતોનો મંત્રી હતો. બોઅર યુદ્ધ બંધ કરવાને તેણે અથાગ પ્રયત્નો કર્યા. આ યુદ્ધમાં ઇંગ્લંડનો જય થયો. સને ૧૯૦૩માં થનારી ચુંટણી વખતે પોતાના મતદારો આગળ તેણે એક અપૂર્વ બાબત મૂકી. ઇંગ્લંડે આજ સુધી ખુલ્લો વેપાર ચાલુ રાખ્યો હતો પરંતુ તે નીતિમાં ફેરફાર કરીને થોડી ઘણી પણ સંરક્ષિત વેપારની પદ્ધતિ ફરી ચાલુ કરવી એમ તેનું કહેવું હતું. શરૂઆતમાં એ નીતિ, વસાહતો અને ઇંગ્લંડને અંકિત એવા દેશો સાથે ચાલતા વેપારમાં દાખલ કરી તે દેશોને કેટલીક છૂટ આપવી એમ તે કહેતો. આમ કરે તો ઇંગ્લંડના ઉદ્યોગ ધંધાને યોગ્ય ઉત્તેજન મળશે અને સામ્રાજ્યમાંના જુદા જુદા દેશો જોડેનો સંબંધ વધારે મજબુત પાયા પર કરવાને મદદ થશે પરંતુ દેશમાંનું વાતાવરણ ખુલ્લા વેપારના તરફેણનું હોવાથી ચેમ્બરલેનનું કહેવું કોઈને ગમ્યું નહીં પણ તેના પક્ષમાંના બીજા પ્રધાનોનો મત પણ તેના જેવો દેખાતો ન હતો. આથી પ્રધાનમંડળમાંથી તેણે પોતાની જગાનું રાજીનામું આપ્યું અને પોતાના વિચારો પ્રમાણે વર્તવાને છૂટો થયો. તેણે સંરક્ષિત વેપારપદ્ધતિ સંબંધમાં લોકોનું મન વાળવાના ઉદ્દેશથી દેશમાં એક ચળવળ શરૂ કરી પરંતુ તેને વધારે યશ પ્રાપ્ત થયો નહીં. તે ૧૯૧૪માં મરણ પામ્યો.

(૨૪) ફીનીઅન ચળવળ:—

ઉ:—See Q. 70.

(૨૫) વ્હિગ અને ટોરી:—

ઉ:—See Q. 68.

(૨૬) બર્લીન કોન્ફરન્સ:—

ઉ:—See Q. 62.

(૨૭) જહોનવેસ્લે:—બીજા જોર્જના વખતમાં લોકોની ધાર્મિક ભાવના અને નીતિ માત્ર નષ્ટ થઈ એમ કેટલાક લોકોને લાગતું હતું. આ કારણથી જહોન વેસ્લે અને ચાર્લ્સવેસ્લે નામના બે ભાઈઓએ લોકોના જીવનને ઉત્તમ દિશા બતાવી આપવા માટે એક મંડળ સ્થાપન કર્યું ૧૭૩૦. તેમના અનુયાયીઓને મેથોડીસ્ટ કહે છે. આ લોકો પોતાને ઇંગ્લીશ ચર્ચના સભાસદ ગણે છે પરંતુ ધર્મોપદેશકોએ તેમને ચર્ચમાં ઉપદેશ કરવાની મનાઈ કરવાથી મેથોડીસ્ટ લોકોએ ચર્ચ સાથેનો સર્વ સંબંધ તોડી નાંખ્યો અને તેઓ નૉનકન્ફર્મીસ્ટ બન્યા. તેમની ચળવળને લીધે પાદરી લોકો પોતાના કામમાં ઉદ્યમશીલ અને પ્રમાણિક બન્યા અને લોકસમાજની નીતિ સુધરી.

(૨૮) નેસ્બીની લડાઈ:—આ લડાઈ ૧૬૪૫માં પહેલા ચાર્લ્સ અને પાર્લામેન્ટ વચ્ચે થઈ. તેમાં રાજાનો સંપૂર્ણ પરાજય થયો. આ વખતથી રાજાનું કમનસીબ શરૂ થયું અને તેનો ઉપરાઉપરી પરાજય થયો. આ લડાઈમાં ક્રોમવેલના નવા સૈન્યની યોગ્યતા લોકોના જાણવામાં આવી કારણ કે આ સૈન્યની મદદ વડે જ પાર્લામેન્ટને વિજય પ્રાપ્ત થયો.

(૨૯) ધી ફીફ્ટીન

ઉ:—પ્રશ્ન ૫૪મો જુઓ.

(૩૦) ધી ફોર્ટીફાઈવ

ઉ:—પ્રશ્ન ૫૪મો જુઓ.

# ઈંગ્લંડની રાજ્ય પદ્ધતિ.

**Q. 99. Describe the stages by which limited Monarchy was finally established in England.**

ઉ:—પ્રાચીન, કાળથી ઈંગ્લંડમાં લોકો તરફથી રાજાની પસંદગી થતી. રાજા રાજ્યનો નોકર છે અને તેણે પોતાના રાષ્ટ્રના હિત તરફ ધ્યાન આપીને રાજ્ય ચલાવવું જોઈએ એવો તે વખતનો સિદ્ધાંત હતો. રાજ્યકારભારમાં મદદ કરવા માટે વિટન નામની સભા હતી પરંતુ જ્યારથી ઈંગ્લંડમાં પરદેશી લોકોનુ રાજ્ય શરૂ થયું ત્યારથી તે રિવાજ બંધ પડયો. નૉરમંડીના વીલીયમ રાજાએ ઈંગ્લંડ જીત્યું અને સર્વ અંગ્રેજ અમીરોને તાબે કર્યાં ત્યારથી રાજાની સત્તા વધી પડી પરંતુ ત્યારપછી ઉમરાવો રાજસત્તાનો વિરોધ કરવા લાગ્યા. બીજા હેન્રીના વખતમાં રાજસત્તા ઘણી પ્રબળ થઇ. તેણે મધ્યમવર્ગના લોકોને અધિકારની જગ્યાઓ આપી સરદારોનુ જોર નરમ કર્યું. રીચર્ડ અને જૉન રાજાઓએ સરદારો ઉપર અનેક પ્રકારનો જુલમ કર્યો. વધુમાં જોનના અન્યાયી અને જુલમી કૃત્યોથી સરદારો ઘણા ઉશ્કેરાયા ત્યારે તેઓએ ઈંગ્લંડના સર્વ દુશ્મન લોકોને પોતાના પક્ષમાં લઈ રાજસત્તાનુ નિયંત્રણ કરવાનો પ્રયત્ન કર્યો અને એક કરારનામું તૈયાર કરીને તેના ઉપર સહી કરવાને રાજાને ફરજ પાડી (ઈ. સ. ૧૨૧૫). આ કરારનામાને મેગનાચાર્ટા કહે છે. તે ઘણો મહત્ત્વનો ખરડો છે. આ કરારનામાથી રાજાની સત્તા ઓછી થઈ અને લોકસ્વાતંત્ર્યનો પાયો નંખાયો પરંતુ જૉન કરારનામા પ્રમાણે વર્ત્યો નહીં તેથી રાજા પ્રજા વચ્ચે ફરીથી વિરોધ શરૂ થયો.

જૉનના મરણ પછી ત્રીજો હેન્રી ગાદીએ આવ્યો. તેણે સ્વચ્છંદી રાજ્ય ચલાવીને સરદારોને ઘણી રીતે દુભવ્યા ત્યારે સાયમન ડી મોનફર્ડ નામના સરદારે લોકોની આગેવાની લઇને રાજાને યુદ્ધમાં હરાવ્યો. પછી તેણે પાર્લામેન્ટ ભેગી કરીને રાજ્યકારભારમાં સર્વે વર્ગના માણસોની મદદ લીધી પરંતુ થોડા સમયમાં તે મરણ પામવાથી તેનું કામ બાકી રહ્યું. ત્યારપછી પહેલો એડવર્ડ રાજા થયો. તેણે મૉનફર્ડના તત્ત્વો સ્વીકારીને

સર્વ વર્ગોની પાર્લામેન્ટ ભેગી કરી. રાષ્ટ્રના સર્વ વર્ગના પ્રતિનિધિઓની સલાહ લેવા માટે રાજાએ ભેગી કરેલી આ પહેલી પાર્લામેન્ટ કહી શકાય. પરંતુ આ પાર્લામેન્ટને ફક્ત સલાહ આપવાનો અધિકાર હોવાને લીધે રાજાની સત્તા અગાઉની માફક અનિયંત્રિત રહી.

લેંકેસ્ટર અને યોર્કવંશના ઘણાખરા રાજાઓ પાર્લામેન્ટના કહેવા મુજબ પોતાનું વર્તન રાખતા. તેમના વખતમાં રાજસત્તા ઘણી નબળી પડી પરંતુ ૧૪૫૫થી તે ૧૪૮૫ના ગુલાબના આંતર વિગ્રહોને લીધે પાર્લામેન્ટની સત્તા ફરીથી કમજોર થઈ અને રાજસત્તા પ્રબળ થઈ. ટયુડર રાજાઓના વખતમાં પાર્લામેન્ટ રાજા આગળ પોતાનું માથું ઉચું કરી શકતી નહીં તેથી ટયુડર રાજાઓએ અનિયંત્રિત રાજ્યકારભાર ચલાવ્યો. તેમણે રાજસત્તા કાયમ રાખવા સારૂ સરદારોનું સંઘબળ તોડી પાડયું અને મધ્યમ વર્ગના લોકોને અધિકારની જગ્યાઓ આપી. ટયુડર રાજાઓએ પ્રજામત ધ્યાનમાં લઇને અને પોતાના કાયદેસર હકકોનો ઉપયોગ કરીને પોતાની સત્તા અબાધિત રાખી પરંતુ ત્યારપછી વિદ્યાનું પુનર્જીવન થવાથી અને વિવિધ શોધોને લીધે લોકોમાં જાગૃતિ ઉત્પન્ન થઈ અને રાજા અને પાર્લામેન્ટ વચ્ચે ઝઘડો શરૂ થયો.

સ્ટુઅર્ટ રાજાઓએ "રાજપદ ઈશ્વિરદત્ત છે" એવું નવું તત્ત્વ પ્રતિપાદન કર્યું અને પાર્લામેન્ટના હકકોની પાયમાલી કરવાની શરૂઆત કરી. પરંતુ લોકોમાં જાગૃતિ આવેલી હોવાથી પોતાનો હક્ક જાળવવા તેઓ સાવધ અને ઉત્સુક હતા તેથી તેઓ પોતાના હક્ક માટે રાજા સામે વિરોધ કરવા કટિબદ્ધ થયા અને રાજા શ્રેષ્ઠ કે પાર્લામેન્ટ શ્રેષ્ઠ એવી તકરાર શરૂ થઈ. પોતાનો હક્ક સિદ્ધ કરવા પાર્લામેન્ટે ૧૬૦૯માં એક રાજાને ફાંસી દીધો અને ઇ. સ. ૧૬૮૮માં બીજા જેમ્સને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો. આવી રીતે આ તકરારનો અંત આવ્યો અને રાજા કરતાં પાર્લામેન્ટની સત્તા શ્રેષ્ઠ છે એવું સિદ્ધ થયું ત્યારથી ઇંગ્લંડમાં રાજસત્તા પાર્લામેન્ટ કરતાં કનિષ્ઠ ગણવામાં આવી અને રાજસત્તા ઉપર પાર્લામેન્ટનો અધિકાર ચાલુ થયો.

ત્યારપછી ત્રીજા જૉર્જે રાજસત્તા ફરીથી સ્થાપન કરવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેમાં તે ફાવ્યો નહીં. છેવટે ૧૮૩૨ના કાયદાથી પાર્લામેન્ટનું

શ્રેષ્ઠત્વ કાયમ રાખવામાં આવ્યું અને રાજસત્તા સંપૂર્ણ રીતે નિયંત્રિત બની. લોકતંત્રનો નવયુગ શરૂ થયો અને રાજા, સમાજનો નેતા, પ્રધાનોને સલાહકાર અને ન્યાય આપનાર તરીકે ગણાવા લાગ્યો.

**Q. 100. What is meant by the Royal Prerogative ? What are the prerogatives of of the crown at present and how far can a King exercise them ?**

ઉ:—રાજાનો ખાસ હક્ક એટલે પોતાની સરમુખત્યારી ઉપર સ્વતંત્ર રીતે રાજ્ય ચલાવવાનો અધિકાર. ઘણાં પ્રાચીન કાળથી અંગ્રેજ રાજાઓ પોતાની મરજી પ્રમાણે અને કોઈ પણ કાયદાનું બંધન નહીં સ્વીકારીને, રાજ્યકારભાર ચલાવતા અને તેમનું વર્તન ઉપાયને અનુસરીને છે એવું ગણવામાં આવતું અને તેથી રાજાનું દરેક કૃત્ય કાયદેસર ગણવામાં આવતું; પરંતુ પાછળથી પાર્લામેન્ટે રાજસત્તા નમાવીને રાજાના સર્વ પ્રાચીન હક્કો મર્યાદિત કર્યા. હાલ પણ રાજાને જુના સર્વ હક્ક છે પરંતુ ફેર એટલો જ છે કે હાલના જમાનામાં તે પોતાના સર્વ હક્ક બજાવી શકતો નથી. ઇગ્લંડના રાજાને હાલ નીચે લખેલા ખાસ હક્ક છે. (૧) પાર્લામેન્ટ ભેગી કરવી, વખત આવે તેને તહકુબ રાખવી અગર બરખાસ્ત કરવી; પાર્લામેન્ટના કાયદાને મંજુરી આપવી અગર તે કાયદો નામંજુર કરવો. (૨) લશ્કર અને આરમાર ઉપર સત્તા ચલાવવી અને તે ખાતામાં મુખ્ય અધિકારીઓની નિમણુંક કરવી. (૩) પરરાષ્ટ્રીય ધોરણ ઉપર કાબુ રાખવો અને પરરાજ્ય વિરૂદ્ધ યુદ્ધ જાહેર કરવાનો અગર તેમની સાથે તહ કરવાનો અધિકાર રાજાને છે. (૪) રાજ્યના સર્વ વરિષ્ઠ અધિકારીઓની નિમણુંક કરવી. (લશ્કર, અમલદાર, અમલ બજાવણી, ન્યાય, વગેરે ખાતાં) અગર તેમને બરતરફ કરવાં. (૫) લાયક લોકોને હોદ્દા, પદવી, ખિતાબ ઉમરાવપદ અગર ઇનામ આપવાં. આ બાબતમાં રાજાને ઘણાં જ અધિકાર છે. અને તેથી રાજા માનનું માન સન્માનનું મૂળ ગણાય છે (Fountain of honour). (૬) રાજ્યના જમા ખર્ચ ઉપર અધિકાર ચલાવવો નાણાં પાડવા અને તેની કીંમત કરાવવી વગેરે

અધિકાર રાજાને છે. (૭) મુખ્ય પ્રધાનની નિમણુંક કરવી, વખતોવખત તેને સલાહ આપવી, ઉત્તેજન આપવું અને જરૂર પડે ધમકી આપવી વગેરે રાજાને અધિકાર છે. (૮) રાજા, ધર્મનો મુખ્ય અધિકારી હોવાથી ધાર્મિક ખાતામાં અધિકારીઓની નિમણુંક કરવાનો પણ તેને અધિકાર છે. (૯) રાજ્યમાં શાંતિ રાખીને લોકહિતનાં કામ કરવાં, આરોગ્ય, શિક્ષણ, વેપાર અને આર્થિક તથા સામાજીક બાબતોમાં યોગ્ય દિશા બતાવવાનો રાજાને અધિકાર છે. (૧૦) લોકોને યોગ્ય ન્યાય આપવો અને જરૂર પડે અપરાધીઓને શિક્ષા માફ કરવાનો અધિકાર રાજાને છે. આ કારણથી રાજાને ન્યાયનું મૂળસ્થાન ગણવામાં આવે છે. (fountain of justice). (૧૧) અમલ બજાવણી ખાતા ઉપર સામાન્ય દેખરેખ રાખવી અને કાયદાની યોગ્ય અમલ બજાવણી થાય છે કે નહીં તે જોવાનું કામ રાજાનું છે. (૧૨) જમીનનો તે સર્વોપરી માલેક ગણાય છે. (૧૩) મહત્વની કંપનીઓને સનદ અગર પટો આપવાનો અધિકાર રાજાને છે.

ઉપરની કલમો જોતાં રાજાને સર્વ પ્રકારના હક્ક અને સાર્વભૌમ અધિકાર છે; પરંતુ ખરી રીતે જોતાં તે ઉપર લખેલા હક્ક બજાવી શકતો નથી; કારણ કે ઇંગ્લંડમાં રાજસત્તા નિયંત્રિત હોવાથી રાજા પોતાની મરજી પ્રમાણે પોતાના અધિકાર વાપરી શકતો નથી. રાજાના સર્વ અધિકારીઓની અમલ બજાવણી પ્રધાનમંડળ મારફત થાય છે. પરરાષ્ટ્રીય રાજનીતિ કેવા પ્રકારની રાખવી. પાર્લામેન્ટની નવી ચુંટણી ક્યારે કરવી અને પાર્લામેન્ટ ક્યારે બરખાસ્ત કરવી, અમુક જગ્યાએ અમુક માણસની નિમણુંક કરવી, અમુક માણસોને ઉમરાવ બનાવવા, સામાજીક, રાજકીય, આર્થિક, ધાર્મિક, વગેરે બાબતોમાં અમુક અમુક સુધારા કરવા—એ સંબંધી પ્રધાને રાજાને સલાહ આપવી અને પછી રાજાએ પોતાના અધિકારનો ઉપયોગ કરવો એવો ઇંગ્લંડમાં રિવાજ પડી ગયો છે. આવું હોવાથી પ્રત્યેક રાજકીય કામ મુખ્ય પ્રધાનની સલાહ પ્રમાણે થાય છે અને રાજા મુખ્ય પ્રધાનના હાથમાં રમકડા જેવો થઈ પડયો છે. માત્ર કોઈ પણ કામ કરતાં પહેલાં પ્રધાને રાજાને તે બાબતની માહિતી અગાઉથી આપવી જોઇએ. આ સર્વ ધ્યાનમાં લેતાં એક વાત સિદ્ધ થાય છે કે રાજા કોઈ પણ ખરાબ કૃત્ય

પોતાના હાથે કરી શકતો નથી. (The king can do no wrong) પ્રધાનમંડળ દરેક રાજકીય કામ કરે છે અને તે સારૂ રાજાને જવાબદાર ગણવો યોગ્ય નથી.

ઉપલા વર્ણનથી જણાઇ આવશે કે રાજા કોઇ પણ કામ સ્વતંત્ર રીતે કરી શકતો નથી પરંતુ રાજકારણમાં પ્રધાન ઉપર રાજાનું એક પ્રકારનું દબાણ હોય છે. વિક્ટોરીઆ રાણીએ પામર્સ્ટનને રાજીનામું આપવાની ફરજ પાડી હતી અને રસેલના સમયમાં ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે શરૂ થનારૂં યુદ્ધ અટકાવ્યું હતું. એ જ પ્રમાણે ૧૮૮૫માં લૉર્ડ મંકને રાણીના દબાણને લીધે પાર્લામેન્ટ સુધારણાનું બીલ પસાર કર્યું હતું.

**Q. 101. Describe the origin and growth of the English Parliament.**

ઉ:—અંગ્રેજ લોકોને આરંભથી જ પાર્લામેન્ટની થોડી ઘણી કલ્પના હતી જ. પ્રાચીન કાળમાં રાજાને સલાહ આપવા માટે નેશનલ એસેમ્બલી અને વિટન (ડાહ્યા લોકોનું મંડળ) નામની બે સભાઓ હતી. તે જ પ્રમાણે પ્રતિનિધિના સ્વરૂપની સભા ઇંગ્લંડમાં ભરવામાં આવતી. જો કે તે વખતે તેનું નામ પાર્લામેન્ટ એવું પડયું ન હતું. પરંતુ હાલમાં જેને આપણે પાર્લામેન્ટ કહીએ છીએ તેવી સભા ત્રીજા હેન્રીનો પરાજય કરીને સાયમન ડી મોનફર્ડ નામના સરદારે ભેગી કરી હતી. (૧૨૬૪). તે સભામાં કેવળ ઉમરાવોના પ્રતિનિધિ ન હતા પરંતુ તેમની સાથે પ્રત્યેક પરગણાના મધ્યમ વર્ગના પ્રતિનિધિ પણ લેવામાં આવ્યા હતા. પરંતુ તે સભામાં પણ પ્રતિનિધિતત્ત્વ પુરી રીતે અમલમાં મૂકવામાં આવ્યું ન હતું. પહેલા એડવર્ડના વખતમાં પ્રતિનિધિ સ્વરૂપની ખરી લોકસભા બોલાવવામાં આવી હતી. એડવર્ડે નાણાની મંજુરી મેળવવા માટે આ 'મોડૅલ પાર્લામેન્ટ' બોલાવેલી અને તેમાં સર્વ વર્ગના અને સર્વે પરગણાના પ્રતિનિધિઓ લેવામાં આવ્યા હતા. તેમાં ધર્મ ખાતાના અધિકારીઓ, ઉમરાવો અને મધ્યમ વર્ગના લોકો હતા અને આ ત્રણ પ્રકારના લોકોનાં સ્વતંત્ર મંડળો કરવામાં આવ્યા હતા અને તેમણે રાજાને જરૂરીઆત નાણાની મંજુરી આપી. તે પછીની સર્વે પાર્લામેન્ટો મૉડલ પાર્લામેન્ટના આદર્શ પ્રમાણે

ભેગી કરવામાં આવી. પરંતુ પાર્લામેન્ટની હાલની માફક બે સભાઓ ક્યારે થઇ તે વિષે સ્પષ્ટ માહિતી મળતી નથી.

આ પ્રમાણે હાલની પાર્લામેન્ટની રચના કરવામાં આવી. ત્રીજા એડવર્ડના વખતમાં પાર્લામેન્ટને કેટલાએક હક્ક પ્રાપ્ત થયા અને તેમાં નીચેના મુખ્ય છે (૧) નવીન કર માટે પાર્લામેન્ટની મંજુરી લેવી જોઇએ. (૨) પ્રત્યેક નવો કાયદો ઘડવા માટે પાર્લામેન્ટની બન્ને સભાની મંજુરી મળવી જોઇએ. (૩) રાજાના પ્રધાન પાર્લામેન્ટને જવાબદાર હોઈ તેમના પર કામ ચલાવવાનો અધિકાર પાર્લામેન્ટને છે. તે ઉપરાંત રાજા સંધિ અગર વિગ્રહ જાહેર કરતી વખતે પાર્લામેન્ટની સંમતિ મેળવવા લાગ્યો. બીજા રીચર્ડના વખતમાં પાર્લામેન્ટે પોતાના હકકોનું સારી રીતે રક્ષણ કર્યું. લંકેસ્ટર અને યોર્ક રાજાઓના વખતમાં પાર્લામેન્ટની સત્તા પૂર્ણ જોરમાં હતી અને તે સમયમાં તેણે નીચેના વિશેષ હકક પ્રાપ્ત કર્યાઃ (૧) નાણાં સંબંધી કોઈપણ ઠરાવ શરૂઆતમાં આમસભામાં મૂકાવો જોઈએ. (૨) કોઈપણ ગૃહસ્થ વિરુદ્ધ બીલ ઑફ એટેન્ડરનો ઠરાવ પાસ કરવાનો અધિકાર આમસભાને છે. (૩) પાર્લામેન્ટના પ્રત્યેક સભાસદને નિરંકુશ રીતે સભામાં વાદવિવાદ કરવાનો અધિકાર છે. (Freedom of Speech.) અને રાજાએ તે સારૂ કોઈપણ સભાસદને શિક્ષા કરવી નહીં. (૪) પાર્લામેન્ટના કોઈપણ સભાસદને પકડી શકાય નહીં (Freedom from arrest.) આવી રીતે પાર્લામેન્ટની સત્તાનો વિસ્તાર થયો. ટયુડર રાજાઓના વખતમાં પાર્લામેન્ટના આ સર્વ હકકોની પાયમાલી થઈ અને તેમણે સર્વ અધિકાર પોતાના હાથમાં લઇને પાર્લામેન્ટની સત્તા છીનવી લીધી; પરંતુ સ્ટુઅર્ટ રાજાઓના વખતમાં રાજા શ્રેષ્ઠ કે પાર્લામેન્ટ શ્રેષ્ઠ એવા સ્વરૂપની તકરાર શરૂ થઈ. રાજાઓએ પાર્લામેન્ટના અધિકાર અને હકકોનો નાશ કરવાથી દેશમાં આંતરવિગ્રહ શરૂ થયો (૧૬૪૦). અને ફરીથી ૧૬૮૮માં મહત્વની રાજ્યક્રાંતિ થઇને પાર્લામેન્ટના સર્વ હકકો રાજાને કબુલ રાખવા પડયા અને તેથી પાર્લામેન્ટની સત્તા સર્વ શ્રેષ્ઠ ઠરાવવામાં આવી.

હૅનોવર વંશના પહેલા બે રાજાઓએ સર્વ રાજ્યકારભાર પોતાના પ્રધાનોને સોંપ્યો અને તેથી દેશમાં પાર્લામેન્ટનું રાજ્ય શરૂ થયું એમ કહેવાને હરકત નથી. ત્રીજા જોર્જે રાજાના નષ્ટ થયેલા હક્કો પાછા મેળવવા માટે અનેક પ્રયત્ન કરી જોયા પણ તેમાં તેનું કંઈ વળ્યું નહીં. ત્યારબાદ ૧૮૩૨ના ઠરાવથી રાજસત્તા કેવળ નામની જ રહી અને રાજ્યકારભારના સર્વ સૂત્ર પાર્લામેન્ટના હાથમાં આવ્યા અને એવી રીતે લોકતંત્રની શરૂઆત થઈ.

**Q. 102. What is the present composition and constitution of the House of Commons? Describe its powers and privileges.**

ઉ:—હાલ આમસભામાં એકંદર ૬૧૫ સભાસદો છે. તેમાં ઇંગ્લંડના ૪૯૨, વેલ્સના ૩૬, સ્કોટલૅંડના ૭૪ અને આયર્લૅંડના અલસ્ટર પ્રાંતના ૧૩ સભાસદો છે. ઇંગ્લંડમાં ૬ મહિના સુધી રહેનારા ૨૧ વર્ષ ઉપરાંતના દરેક પુરૂષને મત આપવાનો અધિકાર છે. તે મતદાર દેશમાં ૬ મહિના સુધી રહ્યો ન હોય તો દશ પૌંડ વાર્ષિક ભાડું ભરનારો ભાડુત અગર દુકાનદાર હોવો જોઈએ. વળી ત્રીસ વરસ ઉંમરની અને પાંચ પૌંડ વાર્ષિક ભાડું આપનારી દરેક સ્ત્રીને મત આપવાનો અધિકાર છે. પાર્લામેન્ટની મુદત પાંચ વર્ષ રાખવામાં આવી છે અને ત્યારબાદ નવી ચુંટણી કરવામાં આવે છે.

પાર્લામેન્ટનો કોઈપણ સભાસદ પોતાની જગ્યાનું રાજીનામું આપી શકતો નથી અગર સરકારી નોકરી કરી શકતો નથી. દરેક સભાસદને વાર્ષિક ૪૦૦ પૌંડનો પગાર હોય છે અને તેના નામ પછી એમ. પીની પદવી મૂકવામાં આવે છે. સભાસદને ભાષણ સ્વાતંત્ર્યનો હક્ક હોય છે. કોઈપણ પ્રશ્ન સંબંધી ગુપ્ત માહિતી જાહેર કરવાને તેને છૂટ હોય છે. પાર્લામેન્ટના કોઈપણ સભાસદ ઉપર દિવાની ફરીઆદ થઈ શકતી નથી અને પાર્લામેન્ટની બેઠક શરૂ થતાં અગાઉના ૪૦ દિવસમાં અગર બેઠક ખલાસ થયા પછી ૪૦ દિવસ સુધી તેને કોઈપણ અપરાધ માટે કેદ પકડી શકતી નથી (Freedom from arrest.)

બેઠકનું કામ સારી રીતે ચાલે એ હેતુથી સ્પીકર નામનો અધિકારી નીમવામાં આવે છે. આમસભાને પોતાનો સ્પીકર અગર અધ્યક્ષ ચુંટવાનો હક્ક હોય છે. માત્ર આ ચુંટણી માટે રાજાની મંજુરી લેવી પડે છે. સ્પીકર તટસ્થ પક્ષનો હોઇ ફક્ત પાંચ વર્ષ સુધી પોતાનો અધિકાર ચલાવી શકે છે. પાર્લામેન્ટ ફરીથી તેને અધ્યક્ષ તરીકે ચુંટી શકે છે. તેનું કામ સભાગૃહમાં શાંતિ અને વ્યવસ્થા જાળવવાનું છે. પ્રત્યેક પ્રશ્ન ઉપર સભાસદોના મતની ગણત્રી કરીને સભાનો મત જાહેર કરવાનો અને સભાની બેઅદબી કરનારા ઉપર વોરંટ છોડવાનો તેને હક્ક હોય છે. કોઇપણ સભાસદ શિષ્ટાચાર વિરૂદ્ધ વર્તન કરે તો તેને સભાગૃહમાંથી કાઢી મૂકવાનો હક્ક સ્પીકરને છે. પ્રત્યેક સભાસદે તેનો હુકમ માનવો જ પડે છે. તેની ગેરહાજરીમાં ઉપાધ્યક્ષ તેનું કામ કરે છે.

**આમસભાના ખાસ હક્કો** (Previleges):—(૧) સભાના હક્કને નુકશાન કરે અગર તેની બેઆબરૂ થાય એવું કોઇપણ કૃત્ય કરનાર ગ્રહસ્થને કેદ કરવાનો અધિકાર આમસભાને છે; પરંતુ પાર્લામેન્ટની બેઠક પુરી થતાં જ તે સભ્યને છૂટે કરવો જોઇએ. (૨) તેજ પ્રમાણે સભાના કોઇપણ પ્રતિનિધિનું આવું જ વર્તન થાય તો તેને પણ સભાગૃહમાંથી કાઢી મૂકવાનો અધિકાર આમસભાને છે. (૩) ચુંટણીની તકરારોનો નિકાલ કરવાનો અધિકાર અને આમસભાની ઘટના સંબંધી સર્વ પ્રકારની ચોકસી કરવાનો અધિકાર આમસભાને છે. (૪) નવો કર નાંખવાનો અને જુનો કર કમી અગર રદ કરવાનો, બજેટ મંજુર કરવાનો અને નાણાંની મંજુરી આપવાનો અધિકાર આ સભાને છે. (૫) રાજાના પ્રધાનો આમસભાને જવાબદાર હોવાથી તેમના પર (જરૂર પડે) કામ ચલાવવાનો અધિકાર આમસભાને છે. (૬) સામુદાયિક રીતે (વ્યક્તિ તરીકે નહીં) રાજાની મુલાકાત લેવાનો અધિકાર સભાસદોને છે. (૭) નાણાં સંબંધી બીલો પર વિચાર કરવાનો અને તે બીલો પસાર કરવાનો અધિકાર આ સભાને છે. (૮) સરકારી ખર્ચનો હિસાબ તપાસવાનો હક્ક આ સભાને છે. (આ સિવાય પાર્લામેન્ટના બાકીના હક્કો આ જ પ્રશ્નના બીજા પેરામાં લખેલા છે).

**Q. 103. What are the functions of the House of Commons?**

ઉ:—ઉમરાવ મંડળ પ્રમાણે આમસભાને પણ જુદા જુદા કામ કરવાના હોય છે અને તે નીચે પ્રમાણે છે:–(૧) સર્વ પ્રકારના નાણાં સંબંધી બીલો તૈયાર કરવા અને જમાખર્ચ ઉપર દેખરેખ રાખવી. (Fiscal). (૨) કાયદા કરવા (Legeslative) (૩) લોકહિતકારક કામો સંબંધી વિચાર કરવો (Deliberative) (૪) રાજ્યકારભાર ઉપર દેખરેખ રાખીને અમલ બજાવણી ખાતા ઉપર અધિકાર ચલાવવો. (૧) કૉમન્સ સભાના નાણાં સબંધી અધિકાર મહત્ત્વના છે. પ્રત્યેક નાણાં સંબંધી બીલ શરૂઆતમાં આમસભામાં વિચાર માટે મૂકવું જોઈએ એવો કાયદો છે. જમાખર્ચ સંબંધી સર્વ દેખરેખ અને વ્યવસ્થા આમસભા તરફથી થાય છે. નવોકર નાંખવો, જુનો કર કમી અગર રદ કરવો, નાણા સંબંધી બીલ તૈયાર કરવા, જકાત નાંખવી, વાર્ષિક અંદાજપત્ર તૈયાર કરી પાર્લામેન્ટમાં મૂકવું, પ્રત્યેક ખાતા પરત્વે કેટલો ખર્ચ કરવો વગેરે બાબતો સંબંધી સર્વ હક્ક આમસભાને છે. નાણા સંબંધી કોઈપણ ગેરવ્યવસ્થા જાણવામાં આવે તો તે સારૂ પ્રધાનમંડળને જવાબદાર ગણવાનો આમસભાનો અધિકાર છે. (૨) કોઈપણ વિષય સંબંધી કાયદો કરવાનો હોય તો તે સંબંધી ઠરાવ ઘડવાનું કામ આ સભાનું છે. પ્રધાનમંડળ નવા ઠરાવ તૈયાર કરીને આમસભામાં મૂકે છે અને તે ઉપર વાદવિવાદ થઈને ઠરાવ પસાર થાય છે. આ ઘણું મહત્ત્વનું કામ હોય છે. (૩) સાર્વજનિક હિત સંબંધી કોઈપણ વિષય ઉપર ચર્ચા કરવાનો અધિકાર આ સભાને હોય છે અને તે સંબંધી સરકારને પ્રશ્ન પૂછી માહિતી મેળવવાનો અને જરૂર પડે તો તે ઉપર ચર્ચા કરવાનો અધિકાર આ સભાને છે. લોકોની તકરારો દૂર કેવી રીતે કરવી તે સંબંધી વિચાર આ સભામાં જ થાય છે. (૪) જે પ્રમાણે કાયદા ઘડવાનું કામ ઘણું મહત્ત્વનું છે તે જ પ્રમાણે કાયદાની અમલ બજાવણી કરવાનું કામ પણ ઘણું મહત્ત્વનું છે. પસાર કરેલા કાયદાઓની અમલ બજાવણી પ્રધાનમંડળ પુરી રીતે કરે છે કે નહીં તે જોવાનું કામ આમસભાનું છે. ખરી રીતે જોતાં આ સર્વે કામો આમસભા

જાતે કરતી નથી પરંતુ પાર્લામેન્ટે નીમેલા પ્રધાનમંડળ મારફત આ સઘળાં કામ થાય છે. આવું હોવાથી પ્રધાનમંડળ પાર્લામેન્ટને જવાબદાર ગણવું જ યોગ્ય છે. પોતે નીમેલું પ્રધાનમંડળ પોતાનું કામ યોગ્ય રીતે બજાવે છે કે નહીં તે પાર્લામેન્ટે જોવું જ જોઈએ. જે પ્રમાણે પ્રધાનમંડળ નીમવાનો અધિકાર પાર્લામેન્ટને છે તે જ પ્રમાણે પ્રધાનમંડળની ખામીઓ બતાવી તેમને અધિકાર ઉપરથી કાઢી નાંખવાની સત્તા પણ પાર્લામેન્ટને છે. આ કારણથી આમસભાને સરકાર–ઘડનારૂં–મંડળ (Government making organ) કહે છે. આમસભામાં પ્રધાનમંડળ સંબંધી અણવિશ્વાસનો ઠરાવ પસાર થતાં જ પ્રધાનમંડળને પોતાનો અધિકાર છોડવો પડે છે.

**Q. 104. Give a very brief history of the House of Lords.**

ઉ:—દુનિયાના સર્વ ઉમરાવ મંડળોમાં ઈંગ્લંડનું ઉમરાવ મંડળ અત્યંત જુનું અને વંશપરંપરાગત છે. પ્રાચીન કાળમાં ઈંગ્લંડનું વીટન મંડળ અને નૉરમન રાજાઓના વખતની ગ્રેટ કાઉન્સીલમાંથી ઉમરાવ મંડળ થયેલું છે વિટન મંડળમાં રાજકુટુંબના માણસો, બિશપો, મઠપતિઓ, રાજાના પ્રધાન વગેરે સભાસદ હતા અને વીટન સભાનું કામ રાજકારભારના કાયદા ઘડવાનું અને ન્યાય આપવાનું હતું. દરેક વખતે આ મંડળ રાજાને મદદ આપતું એટલું જ નહીં પણ રાજાને સલાહ આપવાનો અને તેના દરેક કાર્યને સંમતિ આપવાનો આ મંડળને અધિકાર હતો. વળી દેશની વરિષ્ઠ કોર્ટ તરીકે પણ તેને કામ કરવું પડતું. નૉરમન રાજાઓના વખતમાં વીટન સભાનું રૂપાંતર થઈ તેનું નામ "કમ્યુનં કન્સીલિયમ" પડયું. અગીઆરમા સૈકામાં આ કાઉન્સીલના બે ઉપમંડળ થયા અને તેમના નામ "કયુરીયા રેજીસ" અને "કન્સીલીયમ ઓર્ડીનેરીઅમ" રાખવામાં આવ્યા. આ બન્ને મંડળોને પૂર્વેની વીટન સભાના કામ કરવાં પડતાં. સર્વ પ્રકારનો ન્યાય આપવાનું કામ પહેલા મંડળનું હતું અને તે સભાનો મુખ્ય અધિકારી જસ્ટીસીયર કહેવાતો. તે સિવાય આ મંડળને કાયદા ઘડવાનું અને તેની

અમલ બજાવણી કરવાનું કામ કરવું પડતું. આ મંડળમાં ન્હાના મોટા અમીરો બેસતા.

આવી રીતે ઉમરાવ મંડળની સંસ્થા ઘણી જુની છે; પરંતુ ૧૨૯૫માં જ્યારે પહેલા એડવર્ડે મોડેલ પાર્લામેન્ટ સ્થાપન કરી ત્યારે ઉમરાવોએ પોતાનું સ્વતંત્ર મંડળ સ્થાપ્યું અને તે જ વખતે નિર્માણ થયેલી મધ્યમ વર્ગની આમસભા, આગળ જતાં સર્વ સત્તાધિશ થઇ પડી. આમ સભાએ ઉમરાવ મંડળના ઘણાખરા હક્ક કાઢી નાખ્યાં અને તે મંડળની સત્તા દિવસે દિવસે ઘટી અને આમ સભા પ્રબળ થઇ. લૅંકેસ્ટર અને યૉર્ક રાજાઓના વખતમાં ઉમરાવ મંડળ પાસે થોડી ઘણી સત્તા હતી પરંતુ ૧૪૮૫માં થએલા આંતરવિગ્રહોને લીધે ઘણાખરા ઉમરાવોનો નાશ થયો અને ટ્યુડર રાજાઓએ જુલમી રાજતંત્ર ચલાવીને ઉમરાવમંડળ નિર્બળ અને લગભગ નામશેષ કરી નાખ્યું. વળી ટ્યુડર રાજાઓએ નવા ઉમરાવો બનાવ્યા. આ નવા ઉમરાવો સંપૂર્ણ રીતે રાજાની આજ્ઞામાં રહેતાં. સ્ટુઅર્ટ રાજાઓના વખતમાં આમસભા પ્રબળ થઇ. ક્રૉમવેલ જ્યારે ઇંગ્લંડનો સંરક્ષક નિમાયો ત્યારે તેણે ૧૬૪૨માં અમીરમંડળ કાઢી નાખ્યું અને થોડા વર્ષો પછી ફરીથી નવું અમીરમંડળ કાઢી નાખ્યું અને નવું અમીરમંડળ સ્થાપન કર્યું. ૧૬૮૮માં થયેલી રાજ્યક્રાન્તિને લીધે આમસભા સર્વ સત્તાધિશ થઈ હતી. ત્રીજા જૉર્જના વખતમાં તેણે ઉમરાવમંડળના સભાસદોની સંખ્યા વધારી અને તે મંડળને ઉત્તેજન આપીને ઉમરાવમંડળની સત્તા વધારી. ૧૮૩૨ના કાયદાથી જે પ્રમાણે રાજાની સત્તા મર્યાદિત કરવામાં આવી તે જ પ્રમાણે ઉમરાવમંડળની સત્તા પણ ઘટાડવામાં આવી. નાણાં સંબંધી બાબતોમાં અને નવા કાયદા ઘડતી વખતે અમીરમંડળનો વારંવાર વિરોધ થાય છે એવું જોઇને ઇ. સ. ૧૯૧૧માં અમીરમંડળના નાણાં મંજુર કરવા સંબંધી અધિકાર અને કાયદા પસાર કરવા સંબંધી અધિકાર ઘણાખરા કાઢી લેવામાં આવ્યા. હાલ આ મંડળને ન્યાય આપવાનું મહત્વનું કામ સોંપવામાં આવ્યું છે. ઈ. સ. ૧૯૧૧ અને ૧૯૧૮માં અમીરમંડળ કાયમ રાખવું કે નહીં તે સંબંધી વિચાર કરવા કમીટી નીમવામાં આવી હતી પરંતુ તેનો કાંઈપણ ઉપયોગ થયો નહીં

અને ઉમરાવમંડળ ચાલુ રાખવું એવો ઠરાવ કરવામાં આવ્યો છે તોપણ અમીરમંડળની સુધારણા કરવાનો વિચાર ચાલુ છે અને આગળ ઉપર અમીરમંડળની સુધારણા યોગ્ય સમયે થશે.

**Q. 105 What is the present composition of the House of Lords? Describe its Privileges.**

ઉ:—હાઉસ ઑફ્ લૉર્ડ્ઝના સભાસદોની સંખ્યા મુકરર રાખવામાં આવી નથી અને તે દર વર્ષે બદલાય છે. ૧૯૨૭માં તેના સભાસદોની સંખ્યા ૭૪૫ હતી. અમીરમંડળમાં ઐહિક ઉમરાવો (Temporal) અને પારમાર્થિક ઉમરાવો (Spiritual) એવા બે મુખ્ય પ્રકાર છે અને પરંપરાગત ઉમરાવો અને પ્રતિનિધિ ઉમરાવો એવા બીજા બે પ્રકાર છે. વંશપરંપરાગત ઉમરાવોમાં ડ્યુક, મારક્વીસ, અર્લ, વાયકાઉન્ટ અને બેરન એવા ભેદ હોય છે પરંતુ તે સર્વેને સમાન હક્ક હોતા નથી. ઇંગ્લંડના સર્વ ઉમરાવો, સ્કોટલંડના ૧૬ અને અલસ્ટર પ્રાન્તના ૨૮ અમીર મંડળમાં સભ્યો હોય છે. અમીરમંડળની ચુંટણી થતી નથી અને તેના સભાસદો કાયમ હોય છે. ઇંગ્લંડના જુના ઉમરાવો અને જેઓને હયાતિ સુધી ઉમરાવ બનાવવામાં આવ્યા છે તેઓ સઘળા અમીરમંડળમાં ભાગ લે છે. કોઇપણ વંશપરંપરાગત ઉમરાવ મરણ પામે છે ત્યારે તેનો મોટો છોકરો અમીરમંડળનો સભાસદ થાય છે. આયર્લેંડના ઉમરાવો પોતાની હયાતી સુધી આ મંડળમાં બેસે છે. સ્કોટલંડના ઉમરાવો દર પાંચ વરસે સ્કોટલંડના ઉમરાવમંડળ તરફથી ચુંટાય છે. કોઇપણ ઉમરાવ પોતાના વંશપરંપરાગત હક્ક કાઢી નાંખી શકતો નથી. સગીર ઉમરના, દેવાળુ કાઢેલા અને કેદની શિક્ષા ભોગવેલા કોઇપણ ઉમરાવથી અમીરમંડળમાં સભાસદ તરીકે બેસી શકાતું નથી. અમીરમંડળનો અધ્યક્ષ લૉર્ડ ચૅન્સૅલર કહેવાય છે અને દરેક નવીન પ્રધાનમંડળની સાથે જ તેની નિમણુંક થાય છે. લૉર્ડ ચૅન્સેલર પ્રધાનમંડળમાંનો એક પ્રધાન હોય છે.

મહત્વના પ્રસંગે દરેક ઉમરાવને રાજા તરફથી નિમંત્રણ થાય છે અને તેને સાર્વજનિક કામ સારૂ રાજાની મુલાકાત લેવાનો અધિકાર છે. તેના ઉપર દિવાની દાવો ચાલતો હોય તો પણ વોરંટ બજાવીને તેને

પકડી શકાય નહીં. કોર્ટમાં જુરર તરીકે તેને હાજર થવું પડતુ નથી. ઉમરાવમંડળ આગળ તેની ઉપર કામ ચલાવી શકાય છે. ઉમરાવમંડળની પદ્ધતિ વિરુદ્ધ વર્તન કરનારને શિક્ષા કરવાનો અધિકાર ઉમરાવમંડળને છે. પાર્લામેન્ટનું કામ ચાલતું હોય ત્યારે અથવા કામ શરૂ થતાં ચાળીસ દિવસ અગાઉ અને પાર્લામેન્ટનું કામ પુરૂં થયા પછી ૪૦ દિવસ સુધી અમીરમંડળનો સભાસદ કેદ થઇ શકતો નથી. મંડળમાં પસાર થએલા કોઇપણ ઠરાવ વિરુદ્ધ સકારણ નિષેધ કરવાનો અધિકાર દરેક સભાસદને છે. ઉમરાવ મંડળની બેઆબરૂ કરનારા સભ્યને કેદ કરવાનો અધિકાર આ મંડળને છે. તેજ પ્રમાણે આ મંડળમાં લાયક ગ્રહસ્થને સભાસદ બનાવવાનો અધિકાર અને નાલાયક સભાસદને કાઢી નાંખવાનો અધિકાર આ મંડળને છે. કોઇપણ પ્રશ્ન સંબંધી ગુપ્ત માહિતી ઉમરાવમંડળને કોઇપણ સભાસદ આપે તો તેને તે માહિતી બદલ કેદની સજા થઈ શકતી નથી.

**Q. 106. What are the powers and functions of the House of Lords? State its utility.**

ઉ:—અગાઉની માફક હાલ પણ રાજા અગર સરકારને કોઇપણ બાબત ઉપર સલાહ આપવાનો અધિકાર ઉમરાવમંડળને છે. ઉમરાવોને રાજકારણનો ઘણો અનુભવ હોવાથી તેમની સલાહ ઘણી ઉપયોગી થઇ પડે છે. દેશ ઉપર મહાન સંકટ આવ્યું હોય ત્યારે તેમના અનુભવ અને જ્ઞાનનો દેશને ઘણો લાભ મળે છે. તે સિવાય ઉમરાવમંડળના નીચે લખેલાં કામો છે. (૧) કાયદો કરવો (Legislative). (૨) કર સંબંધી વિચાર કરવો (Taxation). (૩) બીલો ઉપર વિચાર કરવો (Deliberative) (૪) ન્યાય આપવો (Judicial). પહેલાં આપણે ઉમરાવમંડળના કાયદા સંબંધી કામોનો વિચાર કરીએ. (૧) આમસભામાં પસાર થયેલો દરેક ઠરાવ ઉમરાવમંડળની અનુમતિ માટે તે મંડળમાં મૂકવો જોઈએ. આ મંડળને, બીલ મંજુર અગર નામંજુર કરવાનો અધિકાર છે. પરંતુ ૧૯૧૧ના કાયદાથી ઉમરાવમંડળના અધિકારમાં ફેરબદલ કરવામાં આવ્યો છે. આમસભાની જુદી જુદી ત્રણ બેઠકોમાં કોઇપણ ઠરાવ

પસાર થાય અને ઉમરાવમંડળ તે બીલ નામંજુર કરે તો રાજાની સંમતિ મેળવવાથી તે બીલને કાયદાનું સ્વરૂપ મળે છે. માત્ર આમસભામાં બબ્બે વરસને અંતરે તે ઠરાવ થવો જોઇએ. (૨) નાણાં સંબંધી બાબતમાં પૂર્વે ઉમરાવમંડળને ઘણા અધિકાર હતા. પરંતુ ૧૯૧૧ના કાયદાથી નાણાં સંબંધી કોઈપણ બાબત ઉપર ઉમરાવમંડળને અધિકાર રહ્યો નથી. નવો કર નાંખવા સંબંધી, અગર જુનો કર ઘટાડવા સંબંધી ઉમરાવમંડળને કાંઈપણ સત્તા નથી. તેમજ આર્થિક બીલમાં સુધારા કરવાં, નવા કર સૂચવવા વગેરે પ્રશ્નો આ મંડળની સત્તાની બહારના છે. આમસભામાં કોઇપણ આર્થિક ઠરાવ પસાર થાય અને ઉમરાવમંડળ તે ઠરાવને એક મહિનાની અંદર પોતાની સંમતિ ન આપે તો રાજાની સંમતિથી તે ઠરાવ પસાર કરી શકાય છે.

(૩) આમ સભાએ પસાર કરેલ દરેક બીલ ઉપર યોગ્ય વિચાર કરીને તે સંબંધી પોતાનો નિર્ણય આપવાનો અમીરમંડળને અધિકાર છે અને મંજુરી માટે આવેલા ઠરાવોમાં સુધારા કરવાનો અને ખામીઓ બતાવવાનો તેને અધિકાર છે. અમીરમંડળમાં અનુભવી મુત્સદ્દીઓ હોવાથી તેની સૂચનાઓ ઘણી ઉપયોગી થાય છે. આ કારણથી આ મંડળને મતપ્રદર્શક સભા (Ventilating Chamber) કહે છે. અમીરમંડળની ટીકા અને વાદવિવાદની અસર પ્રધાનમંડળ પર થાય છે.

(૪) પ્રાચીન સમયથી ઉમરાવ મંડળ ન્યાય આપવાનું કામ કરતું આવ્યું છે. ઉમરાવ મંડળ, ઇંગ્લંડની સર્વ શ્રેષ્ઠ અદાલત છે. નીચલા દરજ્જાની કોર્ટના નિકાલ વિરૂદ્ધ અપીલ સાંભળવાનું કામ અમીરમંડળનું છે અને કેટલીક બાબતોમાં નવી ફરિયાદોનો નિર્ણય કરવાનું કામ અમીરમંડળ કરી શકે છે. કોઈપણ ઉમરાવ ઉપર રાજદ્રોહનો આરોપ હોય તો તેની તપાસ ઉમરાવમંડળની અદાલત કરે છે. તેજ પ્રમાણે ઉમરાવોની વારસાઈ હક્ક સંબંધી તકરારો સાંભળી તેનો નિકાલ ઉમરાવમંડળ કરે છે. ઉમરાવ મંડળ રાજાના પ્રધાનો ઉપર કામ ચલાવી શકે છે પરંતુ ૧૮મા સૈકાથી તે પદ્ધતિ બંધ પડી છે. ઉમરાવની પદવી સંબંધી તકરારોનો નિર્ણય અમીરમંડળ કરે છે.

ખરી રીતે જોતાં ન્યાય આપવાનું કામ સમસ્ત ઉમરાવ મંડળનું છે; પરંતુ તે કામની સગવડ ખાતર છ ન્યાયાધીશોનું એક સ્વતંત્રમંડળ નીમવામાં આવ્યું છે. તેમાં લૉર્ડ ચેન્સેલર, માજી ચેન્સેલર અને ન્યાય ખાતાના બીજા જાણકાર ઉમરાવો હોય છે. આ કામમાં બીજા ઉમરાવોની મદદ લેવાને હરકત નથી અને આ સ્વતંત્ર મંડળના સર્વ કામ ઉમરાવ મંડળના જ કામનો એક ભાગ છે.

હાલ ઘણાખરા દેશોમાં દ્વિમંડળ પદ્ધતિથી રાજ્યકારભાર ચાલે છે. દેશમાં એક મંડળ રાખવાથી ઉતાવળમાં અગર વિકાર વશ થઇ ને અનિષ્ટ રાજ્યકારભાર ચલાવવાનો સંભવ હોય છે તેથી બીજા મંડળની જરૂરીઆત હોય છે. ઉમરાવ મંડળનો આવી રીતનો ઉપયોગ થયો છે. આમસભાએ ઉમરાવ મંડળના ઘણાખરા હકો કાઢી લીધા છે તોપણ કોઈ પણ ઠરાવ અમીર મંડળ બે વરસ સુધી અટકાવી શકે છે અને તે ઠરાવ સામાન્ય લોકમત જોઈને પસાર કરવામાં આવે છે. કોઈ પણ બીલ પસાર થતાં પહેલાં તેના ઉપર પૂરેપૂરો વિચાર અમીરમંડળમાં થાય છે. તે સિવાય અમીર મંડળમાં લોકોની તકરારો સાંભળવાનું અને તે ઉપર વિચાર કરવાનું કામ ચાલે છે. આ મંડળના ઘણાખરા સભાસદો ગર્ભશ્રીમંત હોવાથી રાષ્ટ્રકાર્ય સ્વાર્થત્યાગપૂર્વક અને સાવધતાથી કરે છે. ઉપલી સર્વ બાબતો ધ્યાનમાં લેતાં જણાઈ આવશે જો કે અમીરમંડળના ઘણાખરા અધિકાર આમસભાએ છીનવી લીધા છે તો પણ તેની ઉપયોગિતા ઓછી નથી.

**Q. 107. Trace the origin and growth of the Cabinet.**

ઉ:—પ્રાચીન સમયથી ઈંગ્લંડમાં 'ગ્રેટ કાઉન્સીલ' નામનું મંડળ હતું અને ધીમેધીમે તેનું રૂપાન્તર પ્રીવી કાઉન્સીલમાં થયું. અમલ બજાવણીના સર્વ કામ આ કાઉન્સીલને કરવાં પડતાં. પાછળથી પાર્લામેન્ટ નિર્માણ થવાથી 'ગ્રેટ કાઉન્સીલ'ને સરકારી કચેરીનું રૂપ પ્રાપ્ત થયું. પરંતુ આ કાઉન્સીલનો, રાજા ઉપર એક પ્રકારનો અંકુશ હતો. છઠ્ઠા હેન્રીના વખતમાં લાયક સભાસદોનું એક મંડળ સ્થાપવામાં આવ્યું અને તે મંડળની

જુદી જુદી કમીટીઓ બનાવવામાં આવી. ટયૂડર રાજાઓના વખતમાં ફરીથી તે મંડળને સરકારી કચેરીનું સ્વરૂપ પ્રાપ્ત થયું અને આં અમલ બજાવણીના સર્વ કામ કરવામાં આવતાં. મંડળનો દરેક સભાસદ પ્રીવી કાઉન્સીલનો સભાસદ ગણવામાં આવતો. સ્ટુઅર્ટ રાજાઓના વખતમાં પ્રીવી કાઉન્સીલની મોટી સંખ્યા થવાથી રાજ્યના અને અમલબજાવણી ખાતાના સર્વ કામ યોગ્ય રીતે થઈ શકતા ન હતાં. ત્યારે બીજા ચાર્લ્સે પ્રીવી કાઉન્સીલના ૭ સભાસદોની એક ગુપ્ત કમીટી સ્થાપન કરી અને તેને સર્વ પ્રકારના કામો સોંપ્યા. આ સર્વ સભાસદો રાજાના ખાસ માનીતા હોઇ તેની ઇચ્છા મુજબ વર્તતા અને તેમનું પાર્લામેન્ટમાં ઘણું વજન હતું. ' કેબલ ' મંત્રીમંડળના નામથી પ્રસિદ્ધ. છે અને તે વખતથી કેબીનેટ રાજ્યપદ્ધતિ શરૂ થઈ એમ ગણાય છે. આ મંડળમાં લોકોને જરાપણ વિશ્વાસ નહતો અને કેવળ રાજાના હિત ખાતર આ મંડળ સ્થાપન કરવામાં આવ્યું છે એવી લોકોની સમજ હતી.

૧૬૮૮માં રાજ્યક્રાન્તિ થવાથી ત્રીજો વિલીઅમ ઇંગ્લંડનો રાજા થયો. તેણે પોતાની ઇચ્છા મુજબ પ્રધાનોની નીમણુંક કરી; પરંતુ તેમ કરવાથી રાજ્યકારભાર સારી રીતે ચાલ્યો નહીં ત્યારે ડયુક ઓફ સન્ડરલેન્ડે વ્હીગ પક્ષનું પ્રધાનમંડળ નીમવાની રાજાને સલાહ આપી. એમ કરવાથી રાજ્યનું કામ વ્યવસ્થિત થશે અને સરકારની નીતિ એકતંત્રી થશે એમ તેણે રાજાને સમજાવ્યું. વિલીઅમે વ્હિગ પક્ષનું પ્રધાનમંડળ નીમ્યું. એન રાણીના વખતમાં એક જ પક્ષના લોકોનું પ્રધાનમંડળ બનાવીને તે રાણીએ પક્ષ-ભેદાત્મક-રાજ્યપદ્ધતિ ( Party system of Government. ) ઇંગ્લંડમાં દાખલ કરી. આમસભામાં જે પક્ષની બહુમતિ હોય તે પક્ષનું પ્રધાનમંડળ હોવું જોઈએ એવી પદ્ધતિ કાયમની થઈ પડી.

પહેલા અને બીજા જોર્જના વખતમાં આ પદ્ધતિનો ઘણો વિકાસ થયો. આ બન્ને રાજાઓને અંગ્રેજી ભાષાનું જ્ઞાન નહીં હોવાથી તેઓ પ્રધાનમંડળની બેઠકમાં ગેરહાજર રહેતા અને પ્રધાનમંડળને રાજ્યનો સર્વ કારભાર કરવો પડતો. પ્રધાનમંડળ પાર્લામેન્ટને જવાબદાર હોવાથી આમસભાએ પણ રાજાની ગેરહાજરીની વિશેષ દરકાર કરી નહીં.

**Q. 108. What is the cabinet ? Describe its chief characteristics. What is the difference between a cabinet and administry ?**

ઉ:—કેબીનેટ શબ્દનો મૂળ અર્થ ખાનગી ઓરડી એવો છે પરંતુ તે અર્થ બદલાઈ જઇને હાલ કેબીનેટ એટલે મંત્રીમંડળ એવો અર્થ થયો છે. કેટલાક લોકોના મતે કેબીનેટ એટલે કાયદા મંડળની એક કમીટી અને કેટલાએક માણસો કેબીનેટને પ્રીવી કાઉન્સીલની કમીટી માને છે. વસ્તુત: પ્રત્યક્ષ વ્યવહારમાં આ બન્ને માન્યતાઓ બરાબર છે કારણ કેબીનેટના સભાસદો પ્રીવી કાઉન્સીલ અને પાર્લામેન્ટના સભ્યો હોય છે. રાજા અને પાર્લામેન્ટને જોડનારો સાંધો એટલે કેબીનેટ. પાર્લામેન્ટ વિસર્જન કરવાની સત્તા કેબીનેટને છે; પરંતુ આવા પ્રબળ મંડળના સર્વ કામ ગુપ્ત રીતે ચાલે છે. કેબીનેટની વિશેષતા નીચે લખેલી બાબતો પરથી જણાઈ આવશે.

(૧) પૂર્વે રાજા કેબીનેટની દરેક બેઠકમાં અધ્યક્ષ તરીકે હાજરી આપતો પરંતુ હાલ તેમ નથી અને રાજાએ કેબીનેટમાં હાજર રહેવું નહીં એવી સામાન્ય પદ્ધતિ થઇ પડી છે (Convention). આમ થવાથી પ્રધાનમંડળમાં વાદવિવાદ નિર્ભયતાથી થઇ શકે છે.

(૨) કેબીનેટના સર્વ સભાસદો પાર્લામેન્ટમાંના અધિકાર રૂઢ પક્ષમાંના હોય છે અને તે પાર્લામેન્ટના ચાલુ અગર માજી સભાસદ હોવા જોઇએ.

(૩) કેબીનેટના પ્રધાનો એક જ પક્ષના હોવા જોઈએ. કેબીનેટના સર્વ પ્રધાન સામુદાયિક રીતે પાર્લામેન્ટને જવાબદાર છે. પાર્લામેન્ટનો, કોઇપણ પ્રધાન ઉપરનો વિશ્વાસ જો ઉઠી જાય તો ફક્ત તે જ પ્રધાને નહીં પરંતુ સમગ્ર પ્રધાનમંડળે રાજીનામું આપવું જોઈએ. કેબીનેટના સર્વ પ્રધાન મુખ્ય પ્રધાનની સલાહ પ્રમાણે પોતપોતાના કામ કરે છે તેથી કેબીનેટના સર્વ સૂત્રો મુખ્ય પ્રધાનના હાથમાં રહે છે. ઉપરથી સર્વ પરિસ્થિતિ બનવાને કોઇપણ કાયદો જવાબદાર નથી. કેવળ પ્રાચીન રૂઢી અને રિવાજ ( Conventions )ને લીધે આ સર્વ બનવા પામ્યું છે.

કેબીનેટ અને મીનીસ્ટ્રીમાં ફેર છે. અધિકારારૂઢ પક્ષના આગેવાન પુરુષોનું મંત્રિમંડળ અથવા કેબીનેટ બને છે અને તેમાં ૨૦થી ૨૫ સભાસદો હોય છે; પરંતુ મીનીસ્ટ્રીમાં અધિકારારુઢ પક્ષના બીજા લોકો પણ હોય છે અને કેટલીક વખતે ૬૦થી ૭૦ સભાસદો હોઈ શકે છે. પાર્લામેન્ટનો સેક્રેટરી, અંડર સેક્રેટરી, એસીસ્ટંટ અંડર સેક્રેટરી વગેરે પણ મીનીસ્ટ્રીમાં ગણાય છે. મીનીસ્ટ્રીને, કેબીનેટની રાજનીતિનું ધોરણ ચલાવવું પડે છે. કેબીનેટ જ્યારે રાજીનામું આપે છે ત્યારે મીનીસ્ટ્રીના સર્વે સભાસદોને પણ રાજીનામું આપવું પડે છે. આ દ્રષ્ટિએ જોતાં મીનીસ્ટ્રી એટલે વિસ્તૃત પ્રધાનમંડળ અને કેબીનેટ એટલે મીનીસ્ટ્રીની એક મહત્ત્વની શાખા એમ કહી શકાય.

**Q. 109. What is the position of the Prime Minister in English constitution? State his functions.**

ઉ:—મુખ્ય પ્રધાન કેબીનેટનો આત્મા છે અને તે પ્રધાનમંડળનો પ્રમુખ હોવાથી દેશહિત સંબંધી સર્વે કામો તેને કરવાં પડે છે. અમલ બજાવણી ખાતાનો તે મુખ્ય અધિકારી હોવાથી દરેક ખાતાના પ્રધાનો ઉપર તેની સત્તા ચાલે છે. તેના કારભારના ચાર મુખ્ય વિભાગ છે. કારોબારી કાઉંસીલનો તે અધ્યક્ષ હોય છે તેમજ કાયદામંડળનો પ્રમુખ હોય છે. અપ્રત્યક્ષ રીતે તે જનતારૂપી રાજસત્તાનો પ્રતિનિધિ હોય છે અને રાજાનો ખાસ સલાહકાર હોય છે. આવી રીતે જોતાં સરકારી રાજ-નીતિ ચલાવવી, કાયદા ઘડવા અગર તેમાં સુધારો કરવો, નવા કર નાંખવા, અથવા જુના કર રદ કરવા અગર ઘટાડવા, કેબીનેટના કામનો અહેવાલ રાજાને આપવો, જુદા જુદા પ્રધાનોના કામ ઉપર દેખરેખ રાખવી અને પ્રધાનમંડળમાં એકતંત્રીપણું જાળવવું વગેરે કામો મુખ્ય પ્રધાન કરે છે. તે સિવાય પરરાષ્ટ્રીય રાજનીતિ સંબંધી પત્રવ્યવહાર ઉપર ધ્યાન આપવું, રાજા અને પાર્લામેન્ટનો પરસ્પર સંબંધ લાવીને વિચાર વિનિમય થવામાં મદદગાર થવું અને પોતાના રાષ્ટ્રનો વૈભવ પ્રત્યક્ષ અગર અપ્રત્યક્ષ રીતે વધારવો વગેરે બાબતો પ્રધાનને ધ્યાનમાં રાખવી પડે છે. આ સર્વે કાર્ય

કરવામાં પોતાનું મહત્ત્વ વધારવાનો તેનો હેતુ હોય તો તે રાષ્ટ્ર પ્રત્યે બેઈમાની કરે છે એવું જણાય છે. કેબીનેટ રૂપી કમાનનો મધ્યવર્તી ભાગ, ( Key Stone of the Arch ) મુખ્ય પ્રધાન સમજવામાં આવે છે. રાજા અને પાર્લામેન્ટને જોડનારૂં જે પ્રમાણે કેબીનેટ છે તે જ પ્રમાણે રાજા અને બીજા પ્રધાનોનો પરસ્પર સંબંધ જોડનાર મુખ્ય પ્રધાનરૂપી સાંધો છે. મુખ્ય પ્રધાન કોમન્સ સભાનો સભાસદ હોવો જોઈએ અને ઉમરાવ મંડળનો સભાસદ મુખ્ય પ્રધાન થઈ શકે નહીં એવો હાલમાં ધારો થઈ પડયો છે. જો કે મુખ્ય પ્રધાનને ઘણાં મહત્ત્વનાં કામો કરવાં પડે છે અને તેના ઉપર સર્વ પ્રકારની જવાબદારી હોય છે તોપણ તેને મુખ્ય પ્રધાન તરીકે પગાર મળતો નથી અને તેથી ઓછી જવાબદારીનું પગારી ખાતું તેને સંભાળવું પડે છે. તેને રાષ્ટ્ર તરફથી સંપૂર્ણ ટેકો મળે તો તે પોતાના અધિકારમાં ગમે તે કરી શકે છે અને કોઈપણ અનિયંત્રિત રાજા જે કામ નથી કરી શકતો તેવાં કામો મુખ્ય પ્રધાન ઘણી કુશળતાથી અને સહેલાઈથી કરી શકે છે. મુખ્ય પ્રધાનના હાથમાં નવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવાનો અધિકાર હોય છે કારણ કે જો તે રાજીનામું આપે તો પાર્લામેન્ટની નવી ચુંટણી થવી જોઈએ એવો ઇગ્લંડના રાજકારણમાં નિયમ થઈ પડયો છે. પ્રધાનમંડળના કોઈપણ પ્રધાન સાથે મુખ્ય પ્રધાનને મતભેદ પડે તો મુખ્ય પ્રધાન તે પ્રધાનને રાજીનામું આપવાની ફરજ પાડી શકે છે પરંતુ જો તે પોતે રાજીનામું આપે તો ઘણી મહત્ત્વની નવી પરિસ્થિતી નિર્માણ થાય છે.

**Q. 110. What are the principles observed in the appointment of Cabinet Ministers? Write what you know of the responsibility of Ministers before and after the Revolution of 1688.**

ઉ:—પાર્લામેન્ટની નવી ચુંટણીનો નિકાલ થયા પછી જે પક્ષનું લોકસભામાં મતાધિક્ય હોય તે પક્ષના આગેવાનોને રાજા બોલાવે અને તેમને મંત્રિમંડળ ( Cabinet ) બનાવવા કહે છે. પોતાના [illegible]

મુખ્ય માણુસોની સલાહ લઈને તે પક્ષનો મુખ્ય પ્રધાન બીજા પ્રધાનોની નિમણુંક કરે છે અને એવી રીતે નવું પ્રધાનમંડળ થાય છે. નવું પ્રધાનમંડળ રચવામાં મુખ્ય પ્રધાનને કેટલાક નિર્બંધો માનવા પડે છે. (૧) કેબીનેટનો પ્રધાન લોકસભા અગર અમીર મંડળનો સભાસદ હોવો જોઇએ. (૨) અધિકારરૂઢ પક્ષનો તે અનુયાયી હોવો જોઇએ (૩) મુખ્ય પ્રધાને નિમેલો પ્રધાન આ બન્ને મંડળ પૈકી કેઇનો સભાસદ ન હોય તો તેને ઉમરાવ બનાવી ઉમરાવમંડળનો સભાસદ કરવામાં આવે છે. અગર લોકસભામાં કોઇપણુ ભાગ તરફથી ચુંટાઇને સભાસદ કરી લેવો પડે છે. રાજ્યકારભાર અને એકતંત્રીપણું જાળવવા અને પ્રધાનમંડળનું કામ યોગ્ય રીતે ચલાવવા એક મતના અને એકજ પક્ષના પ્રધાન નીમવાની રીત છે. અધિકરારૂઢ પક્ષનું સામાન્ય ધોરણ માન્ય હોય અને સહકાર્ય કરવા તૈયાર હોય એવા બીજા પક્ષના આગેવાનો કેબીનેટમાં દાખલ કરી શકાય છે. કેબીનેટમાં એકતંત્રીપણું રહેવું જોઈએ એટલો જ મુખ્ય હેતુ હોય છે. પ્રધાનો નીમવામાં પોતાના જ પક્ષના, પરંતુ પાછલા પ્રધાન મંડળમાં જેમણે સારૂ કામ કર્યું હોય એવા માણુસોને પ્રથમ સ્થાન આપવું પડે છે. તે જ પ્રમાણે પોતાના પક્ષના નવીન અને ઉત્સાહી માણુસોને પણ પ્રધાન તરીકે પસંદ કરવા પડે છે.

૧૬૮૮ની રાજ્યક્રાંતિ થયા પછી સર્વ સત્તા આમસભાના હાથમાં આવી. તે પૂર્વે મુખ્ય પ્રધાન અને બીજા પ્રધાનોની નિમણુંક રાજા પોતાની મરજી પ્રમાણે કરી શકતો અને તે પ્રધાનો રાજાને જવાબદાર રહેતા. તે વખતે પ્રધાનો ગેરકાયદેસર વર્તન કરે તો તેમની જવાબદારી માટે પાર્લામેન્ટ ઉમરાવમંડળ આગળ પ્રધાનો ઉપર કામ ચલાવતી. રાજ્યક્રાંતિ પછી ત્રીજા વિલીઅમના વખતમાં એકપક્ષિય પ્રધાનમંડળ બનાવવાનો ધારો થઈ પડયો અને પાર્લામેન્ટમાં જે પક્ષનું વધુમત હોય તે પક્ષનું મંત્રીમંડળ બનાવવાનો રિવાજ શરૂ થયો. લોકસભામાં મંત્રીમંડળ વિરૂદ્ધ બહુમતી હોય અથવા મંત્રીમંડળમાં લોકસભાનો વિશ્વાસ નથી એવો ઠરાવ પસાર થાય તો પ્રધાનમંડળે રાજીનામું આપવું જોઇએ એવો સિદ્ધાંત સ્થાપિત થયો. હાલમાં પ્રધાનમંડળ રાજાને જવાબદાર નથી પરંતુ સંપૂર્ણ રીતે લોકસભાને જવાબદાર હોય છે.

**Q. 111. What do you know of the Privy Council? Describe its present composition and and function.**

ઉ:—પ્રીવી કાઉન્સીલનો ખરો અર્થ રાજાને ખાનગી સલાહ આપનારૂં મંડળ થાય છે ખરી રીતે જોતાં ઘણા પ્રાચીનકાળથી આવા પ્રકારનું મંડળ ઈંગ્લંડમાં હતું પણ તે વખતે તેનું નામ પ્રીવી કાઉન્સીલ હતું નહીં.

૧૫મા સૈકામાં તેનું નામ પ્રીવી કાઉન્સીલ પડયું. ત્રીજા હેન્રીના વખતમાં ઘણોખરો રાજ્યકારભાર આ મંડળના હાથમાં હતો. પાછળથી પ્રીવી કાઉન્સીલના સભાસદોની સંખ્યા ઘણી વધી પડી ત્યારે રાજાના ખાસ માનીતા અને વિશ્વાસુ લોકો આ મંડળમાં નીમવાની પદ્ધતિ શરૂ થઈ. તે વખતે રાજા અનિયંત્રિત હોવાથી અને કેબીનેટ પદ્ધતિ નહીં હોવાથી પ્રીવી કાઉન્સીલ, રાજા અગર સરકારના સંપૂર્ણ કાબુમાં હતી. ટયુડર રાજાઓએ પોતાનો સર્વ રાજ્યકારભાર પ્રીવી કાઉન્સીલ મારફત અનિયંત્રિતપણે ચલાવ્યો પરંતુ પાછળથી રાજ્યકારભારના સર્વ સૂત્રો પાર્લામેન્ટના હાથમાં આવવાથી પ્રીવી કાઉન્સીલનું મહત્વ ઘટી ગયું.

હાલ રાજા આ કાઉન્સીલમાં દેશના સર્વ દરજ્જાના લોકોની નિમણુંક કરે છે. રાજવંશના લોકો, આર્ચ બીશપ, ડયૂક, માજી અને ચાલુ પ્રધાન-મંડળના પ્રધાનો, મુખ્ય ન્યાયાધીશ, વગેરે અધિકારીઓ આ મંડળના સભાસદ હોય છે. હિંદુસ્તાનના પ્રસિદ્ધિ પામેલા મુત્સદ્દીઓને પણ પ્રીવી કાઉન્સીલના સભાસદ થવાનું માન મળે છે. આ સર્વે સભાસદોને પોતાના નામ પછી પ્રીવી કાઉન્સીલરની પદવી મૂકવાનો અને નેકનામદારનું પદ ધારણ કરવાનો અધિકાર છે. કાઉન્સીલના અધ્યક્ષને લૉર્ડ પ્રેસીડંટ ઑફ ધી કાઉન્સીલ કહે છે અને તે પ્રધાનમંડળનો સભાસદ હોય છે. આ કાઉન્સીલને મુખ્યત્વે બે પ્રકારના કામ કરવા પડે છે. (૧) મહત્વની બાબતમાં રાજાને સલાહ આપવી. (૨) ન્યાય આપવો. પહેલું કામ વિશેષતઃ કેબીનેટ મારફત થાય છે કારણ કેબીનેટના સર્વ પ્રધાન આ કાઉન્સીલમાં હોય છે; તેથી કેબીનેટની સલાહ લેવી અને પ્રીવી કાઉન્સીલની સલાહ

જેવી એ સરખુંજ છે. ન્યાય આપવાના કામ સારૂં આ મંડળના સભાસદોની એક કમીટી નિમાય છે (Judicial Committee of the Privy Council). આ કમીટીને ન્યાય આપવાનું સર્વ કામ કરવું પડે છે. કમીટીમાં લૉર્ડ પ્રેસીડંટ, લૉર્ડ ચૅન્સેલર અને ન્યાય ખાતામાં પ્રવીણ થયેલા ઉમરાવો હોય છે. વળી પ્રીવી કાઉન્સીલ કાયદાની અમલ બજાવણી કરવાનું મહત્ત્વનું કાર્ય કરે છે. સામ્રાજ્યમાં વસતી સર્વ પ્રજા, પોતપોતાના દેશની હાઇકોર્ટોએ આપેલા નિકાલ વિરુદ્ધ અપીલ કરવા, પ્રીવી કાઉન્સીલમાં જાય છે. અને રાજા આ મંડળને અપીલ સાંભળવાનું કામ સોંપે છે. આવું મહત્ત્વનું કામ પ્રીવી કાઉન્સીલ મારફત થાય છે માટે પ્રીવી કાઉન્સીલને સમસ્ત સામ્રાજ્યની વરિષ્ટ અદાલતનું સ્વરૂપ મળ્યું છે.

**Q. 112. Write short notes on:—**

(૧) કયુરીઆ રેજીસ:—

ઉ:—See Q. 104.

(૨) મોડેલ પાર્લામેન્ટ:—

ઉ:—See Q. 101.

(૩) પ્રીવી કાઉન્સીલ:—

ઉ:—See Q. 111.

(૪) સ્પીકર:—

ઉ:—See Q. 102.

(૫) રાજાના ખાસ હક્કો Prerogatives of the King:—

ઉ:—See Q. 100.

(૬) પાર્લામેન્ટના ખાસ હક્કો Privileges of Parliament:—

ઉ:—See Q. 102.

(૭) વિટન (Witen):—

ઉ:—See Q. 104.

(૮) કેબીનેટ (Cabinet):—

ઉ:—See Q. 108.

(૯) 'રાજા ખોટું કહી શકેજ નહિં'

ઉ:—See Q. 100.

(૧૦) મેગ્નાચાર્ટા:—ઇ. સ. ૧૨૧૫માં ઇંગ્લંડના સરદારોએ જોન રાજાને આ કરારનામા ઉપર સહી કરવાની ફરજ પાડી. ઇંગ્લંડની રાજ્યઘટનામાં આ કરારનામાને ઘણું મહત્વ છે અને તેમાંથી લોકતંત્રની રાજ્યપદ્ધતિનું ઇંગ્લંડમાં બીજા રોપણ થયું. આ કરારનામા ઉપર વખતો વખત સરકાર સાથે લઢીને પ્રજાએ હાલની રાજ્યઘટના મેળવી છે. આ કરારનામાની નીચેની મુખ્ય કલમો છે:

(૧) ધર્માધિકારીઓના પુરાતન સર્વ હક્ક માન્ય રાખી રાજાએ તેમને પણ ચુંટણી કરવાની સ્વતંત્રતા આપવી. (૨) રાજાએ તહેનાતી પદ્ધતિ મુજબ પોતાને પ્રાપ્ત થતા અધિકારોનો દુરૂપયોગ કરવો નહીં અને પોતાના તહેનાતી સરદારો પાસેથી પુષ્કળ નાણું કઢાવવાં નહીં. (૩) રાજાએ કોઈ પણ માણસને તેના ઉપર કામ ચલાવ્યા સિવાય જેલમાં પૂરવો નહિ. રાજાએ ન્યાય આપવામાં લાંચ રૂશ્વત લેવી નહીં. (૪) ન્યાય આપવામાં વિલંબ કરવો નહીં અને ન્યાય આપવા ના પાડવી નહીં. (૫) કોઈપણ માણસને તેના વર્ગના લોકો તરફથી ગુન્હેગાર ઠરાવી લીધા સિવાય અગર જ્યુરીની સહાયતાથી કાયદા પ્રમાણે તેનો ન્યાય આપ્યા સિવાય કેદ કરી શકાય નહીં અગર ન્યાયબાહ્ય ઠરાવી શકાય નહી. રાજાએ લોકસભાની (Great Council) સંમતિ સિવાય પ્રજા પાસેથી નાણું અગર કર ઉઘરાવવા નહીં. (૬) આ કરારનામામાં કોઇપણ નવી બાબત ન હતી. પાછલા રાજાઓએ વખતો વખત જે બાબતો માન્ય કરી હતી તેનો જ ઉલ્લેખ મેગ્નાચાર્ટામાં હતો. આ કરારનામા મુજબ રાજાએ પોતાનું વર્તન

રાખવું એ હેતુથી ૨૫ માણસોની કમીટી નીમવામાં આવી હતી; પણ પોતાનો હેતુ પાર પડ્યા પછી જોન કરારનામા પ્રમાણે વર્તતો નહીં અને પોતાનું ધાર્યું કરતો.

(૧૧) Three estates of the realm:—ઇંગ્લંડના સમાજમાં ધર્માધિકારીઓ, ઉમરાવો અને લોકપ્રતિનિધિઓ એમ ત્રણ વર્ગના લોકો મુખ્ય ગણાય છે અને તેમને રાજ્યના ત્રણ ઘટકો કહે છે. મૉડેલ પાર્લામેન્ટના વખતમાં આ ત્રણે વર્ગના લોકોને પાર્લામેન્ટમાં પોતાના પ્રતિનિધિ મોકલવનો હક્ક પ્રાપ્ત થયો. તેમણે પોતપોતાનું સ્વતંત્ર મંડળ સ્થાપ્યું અને રાજાની નાણાં સંબંધી માંગણી મંજુર કરી. પાછળથી ધર્માધિકારી અને ઉમરાવનું સંયુક્ત મંડળ સ્થાપન થયું અને હાલ તેને અમીરમંડળ કહે છે. ( House of Lords ) લોકપ્રતિનિધિના મંડળને હાઉસ ઓફ્ કોમન્સ કહે છે હાલના સમયમાં અમીરમંડળના એક ઘટકને ઐહિક ઉમરાવ (Lords Temporal) અને બીજા ઘટકને પારમાર્થિક ઉમરાવ ( Lords Spiritual ) કહે છે અને આમસભાના મંડળને ટુંકાણમાં કોમન્સ કહે છે (Commons).

(૧૨) પાર્લામેન્ટ એક્ટ (૧૯૧૧):—હાઉસ ઑફ્ લૉર્ડઝની સત્તા ઘડવાના હેતુથી જે અનેક કાયદા પસાર કરવામાં આવ્યા તેમાં ૧૯૧૧માં પસાર થયેલો કાયદો મુખ્ય છે. ઇ. સ. ૧૯૦૯માં લૉઇડ જૉર્જે પ્રજાનું અંદાજપત્રક ( People's Budget ) લોકસભામાં મૂક્યું. આમસભાએ, તે બજેટ મંજુર કર્યું પરંતુ ઉમરાવ મંડળે તે બજેટ નાપાસ કર્યું. આથી દેશમાં ઘણી જ અશાંતિ ઉત્પન્ન થઈ અને ઉમરાવમંડળના અધિકાર ઘટાડવા જોઈએ એવું અધિકારારુઢ લીબરલ પક્ષને લાગ્યું. ત્યારે ૧૯૧૧માં તે પક્ષના પ્રધાનમંડળે જે બીલ પસાર કરાવી લીધું તેને પાર્લામેન્ટ એક્ટ કહે છે આ કાયદાથી નીચેની મુખ્ય બાબતો ઠરાવવામાં આવી. (૧) નાણા સંબંધી કોઈપણ બીલ નામંજુર કરવાનો અધિકાર અમીરમંડળને નથી. કોમન્સસભા નાણા સંબંધી કોઇપણ બીલ પસાર કરે અને એક મહિનાની અંદર ઉમરાવ મંડળ તે બીલને પોતાની સંમતિ ન આપે તો

ઉમરાવ મંડળની સંમતિની દરકાર ન કરતાં રાજાની સંમતિથી તે બીલ પસાર કરાવી લેવું (૨) કયું બીલ નાણા સંબંધીનું છે એ ઠરાવવાનો અધિકાર સ્પીકરને છે. (૩) નાણા સંબંધી બીલ સિવાય બીજું કોઇપણ બીલ આમસભાની ત્રણ બેઠકમાં પસાર થાય અને ઉમરાવમંડળ તે બીલ નામંજુર કરે તોપણ તે બીલ પસાર થયું છે એમ ગણી તેને કાયદાનું સ્વરૂપ આપવું. માત્ર તે બીલના પહેલા અને બીજા વાચનમાં બે વર્ષનું અંતર હોવું જોઈએ. (૪) પાર્લામેન્ટની મુદત પાંચ વર્ષની રાખવી. (૫) પાર્લામેન્ટના સભાસદને વાર્ષિક ૪૦૦ પૌંડનો પગાર આપવો. આ કાયદાથી નાણા સંબંધી બાબતો ઉપર ઉમરાવમંડળનો સર્વ અધિકાર નષ્ટ થયો અને બીજાં પણ બીલ નામંજુર કરવાનો તેમનો અધિકાર લગભગ જતો રહ્યો. ફક્ત કોઈપણ બીલ બે વર્ષ પર્યંત અટકાવી રાખવાનો હકક તેમનાં હાથમાં રહ્યો.

---

# BOMBAY UNIVERSITY QUESTIONS.

---

## 1930

### Section I

I What was the state of England when Henry VII came to the throne ? What measures did he take to pacify the country ? *Or* Describe the sea-faring and commercial activities of Elizabeth an period ?

II What were the chief points of the dispute between Charles I and the Parliament which brought about the Civil War of 1642 ? *Or* What causes led to the despotism of James II and what steps were taken to prevent the recurrence of a similar abuse of power ?

III What new principles of Government did George III try to introduce and with what results ? *Or* What part was played by sea power in the defeat of Napoleon Bonaparte ?

IV What were the chief measures of political and social reform which were passed between 1832 and 1887 ? *Or* Give a short summary of the relations between England and Ireland from 1800 to 1893.

V What are the relations between the Prime Minister and ( a ) The Cabinet ( b ) the House of Commons ? *Or* what causes led to the Parliament Act of 1911 ? What changes did it introduce ?

## ECTION II

I Who were the Aryans and in what parts of India did they settle? What do you know of their occupations, social organization and religious beliefs? *Or* Give an account of Alexander's invasion of India and its results.

II What was the extent of Akbar's Empire in 1605 and how and when were the various provinces acquired? *Or* Describe the relations between the Mogul Emperors and the Rajputs to the Death of Aurangzeb.

III What was the extent of the Mahratta Empire at the death of Shivaji and what do you know about his administration? *Or* Give a short account of the events leading upto the third battle of Panipat and give reason for the defeat of the Mahrattas.

IV Describe the rise of the English power in Bengal to 1717. *Or* Give a brief account of how the British acquired ( a ) Sind ( b ) The Punjab.

V Explain how the Government of a province is carried on under the reformed constitution. *Or* What is meant by Local Self-Government and what are the powers and duties of Municipalities and Local Boards?

## 1929

I Why was the Reformation received so well in England? How did Henry VIII break the papal power? How was the Reformed church finally established in England? *or* What induced Philip of Spain to send the Armada to England? How do you account for its defeat? What great results followed the defeat?

II State why the Restoration was received with great joy? How do you account for the subsequent unpopularity of Charles II? *or* Give the circumstances in which the Parliamentary Union of England and Scotland was brought about. How did it affect each of the two countries?

III Mention the events under which the disabilities of the Roman Catholics were finally removed. Who were the great men whose names are associated with this relief? *or* Give a brief sketch of Gladstone's career and your estimate of him as a statesman.

IV What is the Cabinet? How was it instituted in England? How has it affected the responsibility of ministers? Write what you know of some important coalition ministeries.

V Write what you know of some three of the following. (1) Whigs and Tories. (2) The importance of the Seven years war. (3) Rana Pratap. (4) The subsidiary system. (5) The Non-intervention-Policy.

SECTION II

VI Give a brief account of the life and teachings of Buddha and what led to the decline of Buddhism in India. *or* State what you know of Vikramaditya the Great.

VII Mention the events that led to the establishment of the Mughal power in India. Say what were Baber's difficulties at the outset and how he overcame them. *or* Describe Aurangzeb's conquest of the Deccan and state the result of the conquest.

VIII Give a brief account of the administration of Balaji Baji Rao. *or* State what you know of the Rivalry between Mahadaji Scindia and Nana Phadnavis and show how it influenced Mahratta history.

IX What do you think of Clive as a Soldier and as an administrator ? *or* What do you know of the annexation policy and reforms of Dalhousie.

X What are the present relation between the British Government and Indian states ? *or* What are the changes introduced into the Central and Provincial Legislators by the Reform Act of 1919 ?

## 1928

### Section I

1 What were the characteristics common to the Tudor Sovereigns ? How do you account for the fact that in the Tudor period the House of Commons increased in power and importance ? *Or* How will you show that Elizabeth's reign forms one of the most brilliant periods in English History.

II 'Never had a sovereign a higher notion of his dignity, never was any less quilified to sustain it.' Justify this remark about James I. *Or* How did the Revolution of 1689 affect the supremacy of the crown, the administration of justice and the control of Parliament over public expenditure.

III What, in your opinion, were the strong and weak points of Walpole's administration ? *Or* Describe the

events that led to the independence of the English colonies in America. What was the attitude of the leading English Statesmen of the time towards the question?

IV Write what you know of the constitution, functions and powers of the House of Commons. What are the relations between the two Houses of Parliament in the matter of money-bills and ordinary bills?

V Write notes on any *three* of the following:—(1) The freedom of the Press. (2) The importance of the battle of Nesby. (3) William Wilberforce. (4) Akbar's Hindu marriages. (5) The importance of the treaty of Bassein.

SECTION II

VI How was the Mauryan power established in India? Whom do you consider the greatest of the Mauryas? Write all that you know of him. *or* State all you know of King Harsha.

VII Show that Sher Shah was a great *man* and a great ruler. *or* Compare Akbar and Aurangzeb as statesmen and carefully point out the results of the policy adopted by each of them.

VIII Mention the circumstances that contributed to the rise of the Mahratta power and give the causes of its decline and fall. *or* Write what you know of the rise of the great Mahratta families in the time of Bajirao I.

IX Describe carefully how civil and criminal justice is administered in British India. *or* What is meant by Local Self-Government? What are the functions and sources of income of Indian Municipalities?

X What are the principal charges on which Warren Hastings was impeached ? What was his defence ? *or* Show how Lord Ripon established his claims upon the love and respect of the people of India.

## 1927

### Section I

I. Why does the Tudor Period indicate the dawn of a new era ? *Or* What induced Philip of Spain to think of an invasion of England ? To what do you attribute the defeat of the Armada ? What were the great results of the defeat ?

II What do you think of cromwell as a man and as a ruler ? *Or* How will you show that William III was a great statesman ? Account for his unpopularity and also for the increase in the strength and power of Parliament in his reign.

III Compare the two Pitts as war and peace ministers. Point out the common features of their characters. *Or* Why was there a great demand for Parliamentary reform in the reign of William IV ? Why did the attempts made before this time to reform Parliament fail ? Mention the important changes produced by the Reform Act of 1832 and it effects on the general condition of the country.

IV What are the prerogatives of the British Sovereign ? How will you show that they cannot be exercised against the wishes of the House of Commons ? *Or* What are the principles observed in the appointment of cabinet ministers ? Write what you know of the responsibility of ministers before and after the Revolution.

## Section II

I Show that India was very prosporus in Shah Jehan's reign. How do you account for this prosperity? *or* Describe Aurangzeb's invasion of the Deccan and account for his failure to crush the Mahrattas.

II Who, in your opinion, was the greatest of the Peshwas? Justify your choice by an account of his administration and character. *or* Write what you know of Mahadaji Scindia and Nana Fadnavis. Explain how the rivalry between the two affected the Mahratta power.

III Describe the great struggle between the English and the French for supremacy in India and explain the success of the former and the failure of the latter. *or* Describe briefly the part played by Wellesley, the Marquis of Hastings and Dalhousie in establishing the British as the paramount power in India.

IV What do you understand by Dyarchy? Explain how it is worked in the Bombay Presidency. *or* Compare the powers of Assembly and the Provincial councils over the legislation and finance of their respective governmets.

V(*a*) Write what you know of the Social and political organisation of the early Aryans in India.

(*b*) Write notes on any three of the following:—

( i ) Appropriation of Supplies ( ii ) John Wesley.

( iii ) The abolition of Slavery ( iv ) Ahalya Bai.

( v ) The Double Government of Bengal.

## SOME SELECT OPINIONS.

---

**Prof. D V Potdar,** B. A. Supdt., N. M. Vidyala Poona says:—The authors have shown the right directi The students will find *the book most helpful at the t of revision.*

**Prof. R. V. Oturkar,** M. A. of Nasik says:—T book serves as *search light* and *brings before the students* *exact portion they require* for the preparation of Matriculation Examination. It will lighten the burden on the students as regard History.

**Mr. Y. D. Nawathe,** M. A., Head-master Society's High School, Nagar says:—The authors have made a *wise selection and have given appropriate answers.* The students will find *the book extremely useful* at the time of revision.

*The Kesari, Poona* says:—The book supplies appropriate answers with questions. Students appearing for the Matriculation will find the *book a useful guide.*

*The Progress of Education,* Poona says:—This is a short mannual of the Histories of England and India intended for the Matric students in *a form which appeals to the students' world* and *is particularly useful for the revision of the subject.*